# શ્રી અધ્યાત્મ રત્નમાળા.



શા. મોરશી વિજપાલ.
રંગુન.

ॐ

# શ્રી અધ્યાત્મ રત્નમાળા.

( જીવવિચાર, નવ તત્ત્વ વિગેરે સાથે. )

લેખક-પ્રકાશક,


શાહ કોરશીભાઈ વીજપાલ જૈન

કચ્છ મોટા આસંબીઆવાળા, ૭૦ ચોર્ક રોડ-રંગુન.



આવૃત્તિ બીજી. પ્રત ૧૦૦૦.

* *

વીર સંવત ૨૪૫૬. સંવત ૧૯૮૫. સન ૧૯૨૯.

કિંમત: અમૂલ્ય.

## વાચક વર્ગને સૂચના.

આ પુસ્તક છાપવા માટે અત્યંત લક્ષ રાખવામાં આવ્યું છે. છતાં દૃષ્ટિ દોષથી કોઈક ભૂલો રહી ગઈ હોય, તો તે સુધારી વાંચવા વિનંતી છે. (ભૂલો સુચવનારનો આભાર થશે.)

આ પુસ્તકને રખડતું મૂકી જ્ઞાનની આશાતના ન કરવા ખાસ ભલામણ છે.

આ પુસ્તક કોઇએ કીંમત લઇ વેચવું નહિ.

—પ્રકાશક.



---

અમદાવાદ, સલાપોસ રોડ,
ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે
પૃષ્ઠ ૧ થી ૨૮૯ સૂધી છાપ્યાં અને બાકીનો ભાગ
સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં મુળચંદભાઇ ત્રીકમલાલે છાપ્યો.

# પ્રકાશકનું નિવેદન.

પરમપૂજ્ય ઉપાધ્યાય મહારાજશ્રી રવિચંદ્રજી મહારાજના શિષ્ય શ્રી કપુરચંદ્રજી મહારાજ સાથે ૧૯૮૩ ના વૈશાખ માસમાં મને પ્રથમ મેળાપ મોટા આસંબીઆમાં થયો હતો. તેમના સમાગમથી મારા હૃદયમાં જે શાંતિ થઇ હતી, તેવી શાંતિ હંમેશાં અંતરમાં રહે, એ હેતુથી તેમણે મારા જેવા અનેક જીવોને ઉપકારી થાય, તેવી મહાપુરૂષોની વાણી કોઇ પુસ્તક રૂપે છપાવવા સૂચના કરી હતી અને તે સૂચનાનુસાર તેમણે કરેલા સંગ્રહ ઉપરથી આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ છાપવામાં આવી હતી. તે થોડા સમયમાં વ્હેંચાઇ જવાથી અને જ્ઞાનજીજ્ઞાસુઓની ઘણી માંગણી હોવાથી આ બીજી આવૃત્તિ જનહિતાર્થે પ્રકટ કરી છે. આ બીજી આવૃત્તિમાં ૧૮ ઉપયોગી સૂત્રો, સ્તોત્રો તથા જીવવિચાર, નવતત્ત્વ, દંડક અને સંઘયણીનો બાળાવબોધ (ભાષાંતર) ઉમેરવામાં આવ્યો છે.

આ બીજી આવૃત્તિ જલ્દીથી શુદ્ધ રીતે છપાવી આપવા બદલ અમદાવાદવાળા શ્રીમાન્ મણિલાલ ન. દોશી, બી. એ. નો ન ભૂલાય એવો આભાર માનું છું. તેમના લખેલાં અન્ય ૬૦ પુસ્તકો કે જે ઘણો બોધ ગ્રહણ કરવા યોગ્ય છે, તે જ્ઞાનજીજ્ઞાસુઓને બહુ ઉપયોગી થશે, એજ અભ્યર્થના.

સેવક,

રંગુન, સંવત ૧૯૮૫. શા. કોરશી વિજપાળ.

કચ્છ મોટા આસંબીઆવાલા.

અ. સૌ. સ્વ. બ્હેન રતનબાઇ જૈન

તે શા. કોરશી વીજપાલ ના ધર્મપત્નિ.

કચ્છ આસંબીઆ મોટા.



જન્મ સંવત ૧૯૩૨ — મરણ સંવત ૧૯૮૩

# સમર્પણ.

પ્રાત:સ્મરણીય,

**અ. સૌ. સ્વ. વ્હાલા પૂજ્ય માતુશ્રી રતનબાઇની**

**પવિત્ર સેવામાં.**

આપનો વાત્સલ્ય પ્રેમ નિરંતર બહુ યાદ આવે છે. આપનો સ્થૂળ દેહ મારી દૃષ્ટિ આગળ નથી, છતાં આપના પવિત્ર આત્માના ગુણોનું સ્મરણ નિશદિન થયાંજ કરે છે, અને મારૂં હૃદય સ્વાભાવિક રીતે આપના અગણિત ગુણો તરફ આકર્ષાય છે.

આપના નિ:સીમ ઉપકારનો બદલો તો હું શી રીતે વાળી શકું ! તો પણ આપનું સ્મરણ નિરંતર રહ્યાં કરે તે હેતુથી **અધ્યાત્મ રત્નમાળા** નામનું (દ્વિતીયાવૃત્તિ) પુસ્તક આપને સમર્પણ કરૂં છું, એ આપ જ્યાં હો ત્યાં સ્વીકારશોજી.

આપ વૈભવશાળી ઘરમાં હતા, છતાં આપની સાદાઇ, નમ્રતા, ક્ષમાદયાવૃત્તિ, ધર્મપ્રેમ જેવાને તેવા રહ્યા હતા, એજ આપની મહત્તા અને ઉચ્ચતા પ્રકટ કરે છે. આપના ધર્મપરાયણ અમરાત્માને સદા સર્વદા શાંતિ રહો. એજ આંતરિક પ્રાર્થના.

**રંગુન,** ૭૦ યૉકરોડ,
વિજયાદશમી.
સંવત ૧૯૮૫.

આપના ચરણની સેવિકા,
**પુત્રી પાનબાઇના સવિનય**
**નમસ્કાર.**

શા. કારશી વીજપાલનાં પુત્રી



શ્રીમતી પાનબાઈ

જન્મ સં. ૧૯૫૫ રંગુન

## અ. સૌ. સ્વર્ગસ્થ બ્હેન રતનબાઈનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર.

જેમના સ્મરણાર્થે સ્વધર્મપ્રેમી, જ્ઞાનપ્રિય શા. કોરશીભાઇ તરફથી આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવે છે, તે રતનબાઇનો જન્મ કચ્છમાં બિદડાગામમાં સંવત ૧૯૩૬ માં થયો હતો. તેમના પિતાનું નામ શેઠ લાધાભાઈ હતું અને માતાનું નામ માણેકબાઈ હતું. કચ્છ દેશમાં તે સમયે કેળવણીનો પ્રચાર ઓછો હોવાથી રતન બ્હેનનો અભ્યાસ બાળપણમાં અલ્પ હતો, પણ તેમનું હૃદય ઘણું સરલ અને ગુણાનુરાગી હતું, અને બાલ્યાવસ્થાથીજ તેમને ધર્મના સારા સંસ્કાર મળ્યા હતા.

સંવત ૧૯૪૯ માં ૧૩ વર્ષની વયે તેમનું લગ્ન કચ્છ આસંબીઆ નિવાસી શેઠ વીજપાલભાઇનાં સુપુત્ર કોરશીભાઈ સાથે થયું હતું. કોરશીભાઈનું વય તે વખતે ૨૦ વર્ષનું હતું. શેઠ વીજપાલભાઈ સરલ પ્રકૃતિના, ધર્મપરાયણ અને પ્રમાણિક હતા. તેમના ગુણો તેમના પુત્ર કોરશીભાઈમાં ઉતરી આવ્યા હતા. કોરશીભાઇના માતુશ્રી હીરબાઇ સ્વભાવના ઘણા ઉદાર અને દયાળુ છે. માતાના ગુણની પણ ઘણી સારી છાપ કોરશીભાઈમાં પડી છે. કોરશીભાઈ ધીરજવાન્, સાહસિક અને પ્રમાણિક હોવાથી રંગુનમાં તેમણે એક વેપારી તરીકે સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે, અને સ્વબળથી પ્રાપ્ત કરેલી લક્ષ્મીનો તેઓ અનેક શુભ અને પરમાર્થી કામોમાં, તથા જ્ઞાનપ્રચારમાં ઉદાર દીલથી સદ્ ઉપયોગ કરી રહ્યા છે.

રતન બ્હેન સંવત ૧૯૫૩ માં પ્હેલાં રંગુનમાં આવ્યાં. ત્યાં તેમણે ગુજરાતી ભાષાનો અભ્યાસ કર્યો. સાથે સાથે ધાર્મિક જ્ઞાન મેળવ્યું. તે ધર્મની આવશ્યક ક્રિયાઓ હમેશ ભક્તિભાવપૂર્વક કરતા હતા.

સામાયક પ્રતિક્રમણુ વિગેરે કરવામાં, નવસ્મરણુ આદિ સ્તોત્રો ભણુવામાં, અથવા સારાં પુસ્તકો વાંચવામાં તેઓ પોતાના સમયનો સદુપયોગ કરતા હતા. ઘરમાં ઘોડાગાડી, મોટર, નોકરો એમ દરેક પ્રકારના વૈભવના સાધનો હોવા છતાં, તે તો સદા નિરભિમાનીજ રહેતા, ઘણુંખરૂં ગૃહકાર્ય જાતેજ કરતા. શ્રી પાર્શ્વનાથપ્રભુ પ્રત્યે તો એમની અનન્યભક્તિ હતી, અને વારંવાર તેમનું સ્મરણુ કરતા હતા. રતનબાઇને એક પુત્ર અને એક પુત્રી છે. પુત્રનું નામ ચી. રવજીભાઈ છે અને પુત્રીનું નામ ચી. પાનબાઈ છે. રવજીભાઈનું વય ૩૩ વર્ષનું છે અને તેમનામાં જૈન ધર્મ પ્રત્યે ઉંડી શ્રદ્ધા છે, અને તે પિતાને પગલે ચાલી વેપારમાં કુશળતા મેળવી રહ્યા છે. ચી. પાનબાઇનો જન્મ સંવત ૧૯૫૫ માં રંગુનમાં થયો હતો. તેમનું બાલ્યાવસ્થાથી વિદ્યાભ્યાસ તરફ વિશેષ લક્ષ છે અને યાદશક્તિ પણુ ઘણી સારી છે. તે સુશિક્ષિત છે અને તેની સાથે તેમનામાં પ્રબળ વૈરાગ્ય અને ધર્મના ઉંડા સંસ્કાર છે. અને આ પુસ્તકમાં આપેલાં ઘણાં સૂત્રો તેમને કંઠે છે. રવજીભાઈને એક પુત્ર અને ચાર પુત્રીઓ છે. પુત્રનું નામ શાંતિલાલ છે અને પુત્રીઓનાં નામ અનુક્રમે ચી. સુંદરબાઈ, કેસરબાઈ, નિર્મળાબાઇ અને રૂક્ષ્મણી છે. રતનબાઈએ પોતાની પુત્રી પાનબાઇ તથા પૌત્રીઓને કેળવણી આપવામાં તથા ધર્મના ઉચ્ચ સંસ્કાર પાડવામાં પોતાનું કર્તવ્ય યથાર્થ રીતે બજાવ્યું છે. રતન બ્હેને શ્રી શેત્રુંજય, શ્રી ગિરનાર, શ્રી સમેત શિખરજીની મોટી યાત્રાઓ કરવા ઉપરાંત ઘણા શહેરો તથા ગામોનાં જિનાલયોનાં દર્શનનો લાભ મેળવ્યો હતો.

રતનબાઇમાં નિરભિમાન અને **પરોપકાર વૃત્તિ,** તેમજ **વડીલો તરફનો પૂજ્ય ભક્તિભાવ,** એ ઉત્તમ ગુણો હતા. તે ગરીબો, અભ્યાગત, લુલાં, લંગડાને, ભુખ્યા તરસ્યાને અનેક કામ મૂકી સંતોષથી જમાડતાં અને વસ્ત્ર દાન દેતાં હતાં. તેમનો તેમના વડીલો પ્રત્યે એટલો બધો અસાધારણુ પૂજ્યભાવ હતો કે છેલ્લી સફર પ્રસંગે તેમણે પોતાના **પૂજ્ય સાસુમા હીરબાઈનાં ચરણો**

ધોઇ પીધાં હતાં. તેમના આવા ગુણો સંભારી તેમના સંબંધમાં આવનાર સર્વ કોઈ તેમના પવિત્ર આત્માને નિશદિન યાદ કરે છે. અને તેમના મુક્તકંઠે યશોગાન ગાય છે. રતનબાઇ એ કોરશીભાઈના ઘરનો જ્વલંત દીપક હતો, અને દંપતીનું જીવન સુખ શાંતિમાં પસાર થતું હતું. સ્વજનાદિના લગ્ન પ્રસંગે તેમને સં. ૧૯૮૩ માં કચ્છ જવાનું થયું, ત્યારે ત્યાં તેમને પેટમાં અસાધારણ વાયુનો દુખાવો થયો. જેના પરિણામે થોડા દિવસ માંદગી ભોગવી તેમણે સં. ૧૯૮૩ ના વૈશાખ સુદ ૧૪ ને શનિવારે આ સ્થૂળ દેહનો ત્યાગ કર્યો. મરણ પૂર્વે રતનબ્હેને સર્વ સંબંધીઓ તથા કુટુંબીજનોને હૃદયથી ખમાવ્યા હતા. અંતઃ સમયે પોતાનો જીવ મોહમાયામાં, પુત્રપુત્રી આદિના રાગમાં ન પડી જાય, તેથી સૌને આગલે દિવસે પોતાની પાસેથી-(બિદડાથી) આસંબીએ મોકલી દીધાં હતાં. મરણ-વખતે પણ આવી ઉચ્ચ ભાવના રાખનાર રતન બ્હેનનું જીવન અનેક જીવોને ઘણુંજ બોધદાયક હતું. કોરશીભાઈ ધર્મપ્રેમી અને ધૈર્યશાળી હોઈ ઉત્તરાવસ્થામાં આ પ્રાપ્ત થયેલ પ્રસંગ બહુ શાંતિથી પસાર કરી રહ્યા છે. તેમણે પોતાની સદ્દગત સુશીલ ધર્મ પત્ની બ્હેન રતનબાઇના સ્મરણાર્થે કચ્છ આસંબીઆમાં જૈન પાઠશાળા અને ઈંગ્લીશ સ્કુલ ખોલી તેને દશ હજાર રૂપીઆ અર્પણ કર્યા છે. તે સંસ્થા છેલ્લા બે વર્ષથી ચાલે છે, અને તેમાં લગભગ ૩૦ વિદ્યાર્થીઓ ગુજરાતી અંગ્રેજી તથા ધાર્મિક વિદ્યા અભ્યાસ કરે છે. આગળ જતાં ભણનાર છોકરાઓની સંખ્યા વધશે તો તેના નીભાવ માટે વિશેષ રકમ આપવા માટે કોરશીભાઈ ઇચ્છા ધરાવે છે.

વળી કચ્છ આસંબીઆ ગામ બહાર નદી પાસે સોનાપુર તથા આસરે સવાસો માણસો બેસી શકે તેવો હોલ જેને **પ્રભા** એવું નામ આપી એ બંને સ્થળો પર રૂ. ૫૨૦૧) ખર્ચીને આસંબીઆના શ્રી સંઘને તે અર્પણ કરેલ છે. ત્યાં તા. ૧૪-૫-૧૯૨૭ નો શિલાલેખ મુકયો છે અને તે રતન બ્હેનના આત્મ સ્મરણાર્થે છે.

## રતનબાઇના સ્મરણાર્થે પુસ્તકો

"પવિત્રતાને પંથે" યાને અઢાર પાપસ્થાનમાંથી નિવૃત્ત થવાનો માર્ગ એ નામના પુસ્તકની ૫૦૦ પ્રતો છપાવીને ફ્રી વહેંચવામાં આવી છે.

વળી શ્રી સ્તંભન તીર્થ (પાર્શ્વનાથ) ચરિત્રની પ્રત ૨૫૦ તથા અઝાહરા પાર્શ્વનાથ પ્રત ૨૫૦ જૈન સસ્તી વાંચનમાળા ભાવનગરવાળાની સંસ્થા પાસેથી ખરીદીને બાઈ રતનબાઈના આત્મસ્મરણાર્થે જ્ઞાનજીજ્ઞાસુઓને વહેંચવામાં આવી છે. અને ૨૫૦ પ્રતો શ્રીપ્રભાવી પાર્શ્વનાથની છપાય છે, તે હવે પ્રકટ થશે.

શ્રી અધ્યાત્મ રત્નમાળાની પ્રથમ આવૃત્તિ તેમનાજ સ્મરણાર્થે છાપવામાં આવી હતી અને પ્રથમ આવૃત્તિ કરતાં આ દ્વિતીય આવૃત્તિમાં બ્હેન પાનબાઈની શુભેચ્છાથી ભક્તામર, રત્નાકર પચ્ચિશી, કલ્યાણમંદિર, ૧૮ સૂત્રો–સ્તોત્રો વગેરેનો ઉમેરો કરવામાં આવ્યો છે, અને આ આવૃત્તિ પણ રતનબ્હેનના સ્મરણાર્થે પ્રકટ કરવામાં આવી છે.

રતન બ્હેનનો આત્મા જ્યાં હોય, ત્યાં તેને શાંતિ મળો, એ પ્રાર્થના સાથે આ તેમના જીવનચરિત્રની ટુંક નોંધ પુરી કરવામાં આવે છે.

રંગુન–ચોકરોડ, નં. ૭૦
તા. ૬–૮–૧૯૨૯.

**મણિલાલ ન. દોશી.**
(રતનપોળ) **અમદાવાદ.**



## અનુક્રમણિકા

१५०९७

# अध्यात्म रत्नमाळा.

---

ओं श्री अर्हद्भ्यो नमः । श्री सिद्धेभ्यो नमः ।

श्री आचार्येभ्यो नमः । श्री उपाध्यायेभ्यो नमः ।

श्री साधुभ्यो नमः ।

## श्री नवकारनो छंद.

### દોહા.

વંછિત પૂરે વિવિધ પરેં શ્રી જિન શાસન સાર; નિશ્ચે શ્રી નવકાર નિત, જપતાં જય જયકાર. ॥ ૧ ॥ અડસઠ અક્ષર અધિક ફલ, નવપદ નવે નિધાન; વીતરાગ સ્વયંમુખ વદે, પંચ પરમેષ્ટિ પ્રધાન. ॥ ૨ ॥ એકજ અક્ષર એક ચિત્ત, સમર્યાં સંપત્તિ થાય; સંચિત સાગર સાતનાં, પાતક દૂર પલાય. ॥ ૩ ॥ સકલમંત્ર શિર મુકુટ મણી, સદ્ગુરૂ ભાષિત સાર; સો ભવિયા મન શુદ્ધશું, નિત જપીયે નવકાર. ॥ ૪ ॥ "છંદ હાટકી." નવકાર થકી શ્રીપાલ નરેશ્વર, પામ્યો રાજ્ય પ્રસિદ્ધ; સમશાન વિષે શિવનામ કુંમરને, સોવન પુરિસો સિદ્ધ. નવ લાખ જપંતા, નરક નિવારે, પામે ભવનો પાર; સો ભવિયાં ભક્તે, ચોખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર. ॥ ૫ ॥ બાંધી વડ શાખા શિંકે બેસી, હેઠલ કુંડ હુતાશ; તસ્કરને મંત્ર સમર્પ્યો શ્રાવકે, ઊડયો તે આકાશ; વિધિ

રીત જપ્યો વિષધર વિષ ટાલે, ઢાલે અમૃતધાર સો૦ ॥ ૬ ॥ બીજોરાં કારણ રાય મહાબલ, વ્યંતર દુષ્ટ વિરોધ; જેણે નવકારે હત્યા ટાલી, પામ્યો યક્ષ પ્રતિબોધ; નવ લાખ જપતાં થાએ જિનવર, ઇસ્યો છે અધિકાર. સો૦ ॥ ૭ ॥ પલ્લિપતિ શીખ્યો મુનિવર પાસે, મહામંત્ર મન શુદ્ધ; પરભવ તે રાજસિંહ પૃથ્વીપતિ, પામ્યો પરિગલ રિદ્ધ; એ મંત્ર થકી અમરાપુર પહોતો, ચારૂદત્ત સુવિચાર. સો૦ ॥ ૮ ॥ સંન્યાસી કાશી તપ સાધંતો, પંચાગ્નિ પર જાલ; દીઠો શ્રી પાર્શ્વ કુમારે પન્નગ, અધબલતો તે ટાલ; સંભલાવ્યો શ્રી નવકાર સ્વયંમુખ, ઇંદ્રભૂવન અવતાર. સો૦ ॥ ૯ ॥ મન શુદ્ધે જપતાં મયણા સુંદરી, પામી પ્રિય સંયોગ; ઇણ ધ્યાને કષ્ટ ટલ્યું ઉંબરનું, રક્તપિત્તના રોગ; નિશ્ચે શું જપતાં નવનિધિ થાયે, ધર્મ તણો આધાર. સો૦ ॥ ૧૦ ॥ ઘટમાંહિ કૃષ્ણ ભુજંગમ ઘાલ્યો, ઘરણી કરવા ઘાત; પરમેષ્ઠિ પ્રભાવે હાર ફૂલનો, વસુધામાં વિખ્યાત; કમલા વતીયે પિંગલ કીધો, પાપ તણો પરિહાર. સો૦ ॥ ૧૧ ॥ ગયણુંગણ જાતિ રાખી ગ્રહીને, પાડી બાણ પ્રહાર; પદ પંચ સુણુંતા, પાંડુ પતિ ઘર; તે થઇ કુંતા નાર; એ મંત્ર અમૂલક મહીમા મંદિર; ભવ દુઃખ ભંજણહાર. સો૦ ॥ ૧૨ ॥ કબલને સંબલ કાદવ કાઢયાં, શકટ પાંચશે માન; દીધે નવકારે ગયા દેવલોકે, વિલસે અમર વિમાન; એ મંત્ર થકી સંપ્રતિ વસુધા તલે, વિલસે જૈન વિહાર. સો૦ ॥ ૧૩ ॥ આગે ચોવીશી હુઇ અનંતિ, હોશે વાર અનંત; નવકાર તણી કોઈ આદિ ન જાણે; ઇમ ભાંખે અરિહંત; પૂરવ દિશિ ચારે આદિ પ્રપંચે, સમર્યા સંપત્તિ સાર. સો૦

॥ ૧૪ ॥ પરમેષ્ટિ સુરપદ તે પણ પામે, જે કૃત કર્મ કઠોર; પુંડરગિરિ ઉપર પ્રત્યક્ષ પેખ્યો, મણિધરને એક મોર; સદ્ગુરૂને સન્મુખ વિધિ સમરંતા, સફલ જન્મ સંસાર. સો૦ ॥ ૧૫ ॥ શૂલીકારોપણ તસ્કર કીધો, લોહખરો પ્રસિદ્ધ; તિહાં શેઠે નવકાર સુણાવ્યો, પામ્યો અમરની ઋદ્ધ; શેઠને ઘર આવી વિઘ્ન નિવાર્યાં, સુરે કરી મનોહાર. સો૦ ॥ ૧૬ ॥ પંચ પરમેષ્ટિ જ્ઞાન જ પંચ, પંચદાન ચારિત્ર; પંચ સઝાય મહાવ્રત પંચહ, પંચ સમિતિ સમકિત; પંચ પ્રમાદ વિષય તજો પંચ, પાળો પંચાચાર. સો૦ ॥ ૧૭ ॥ " કલશ છપ્પય " નિત જપીયે નવકાર, સાર સંપતિ સુખ દાયક; શુદ્ધ મંત્ર એ શાશ્વતો, ઈમ જપે શ્રી જગનાયક. શ્રી અરિહંત સુસિદ્ધ, શ્રી આચાર્ય ભણીજે, શ્રી ઉવજ્ઝાય સુસાધુ પંચ પરમેષ્ટિ સુણીજે, નવકાર સાર સંસાર છે, કુશલ લાભ વાચક કહે; એક ચિત્તે આરાધતાં, વિવિધ ઋદ્ધિ વંછિત લહે. ॥ ૧૮ ॥ ઇતિ સંપૂર્ણ.



# श्री यशोविजयजी कृत सवासो गाथानुं श्री सीमंधर स्वामीनुं स्तवन.

## ॥ ઢાલ પહેલી ॥

એક દિન દાસી દોડતી ॥ એ દેશી ॥

સ્વામિ સીમંધર વિનતી, સાંભલો માહરી દેવરે; તાહરી આણુ હું શિર ધરું, આદરું તાહરી સેવરે, સ્વામિ સીમંધર વિનતી૦ ॥ ૧ ॥ કુગુરૂની વાસનાપાશમાં, હરણિ પરે જે પડયા લોકરે; તેહને શરણ તુજ વિણુ નહીં, ટલવલે બાપડા ફોકરે. સ્વામિ૦ ॥ ૨ ॥ જ્ઞાન દર્શન ચરણ ગુણ વિના, જે કરાવે કુલાચાર રે; લુંટે તેણે જન દેખતાં, કિંહા કરે લોક પોકારરે. ॥ સ્વામિ૦ ॥ ૩ ॥ જેહ નવિ ભવ તર્યા નિરગુણી, તારશે કેણી પરે તેહરે; એમ અજાણ્યા પડે ફંદમાં, પાપ બંધે રહ્યા જેહરે. ॥ સ્વામિ૦ ॥ ૪ ॥ કામ કુંભાદિક અધિકનું, ધર્મનું કો નવિ મૂલ રે; દોકડે કુગુરૂ તે દાખવે, શું થયું એ જગ શૂલ રે. ॥ સ્વામિ૦ ॥ ૫ ॥ અર્થની દેશના જે દીએ, ઓલવે ધર્મના ગ્રંથ રે; પરમ પદનો પ્રગટ ચોરથી, તેહથી કેમ વહે પંથ રે. ॥ સ્વામિ૦ ॥ ૬ ॥ વિષય રસમાં ગૃહી માચિયા, નાચિયા કુગુરૂ મદ પૂર રે; ધૂમ ધામે ધમાધમ ચલી, જ્ઞાન મારગ રહ્યો દૂર રે. ॥ સ્વામિ૦ ॥ ૭ ॥ કલહ કરી કદાગ્રહ ભર્યા, થાપતા આપણા બોલ રે; જિન વચન અન્યથા દાખવે, આજતો વાજતે ઢોલ રે. સ્વામિ૦ ॥ ૮ ॥ કેઈ નિજ દોષને ગોપવા, રોપવા કેઇ મત કંદ રે; ધર્મની દેશના પાલટે, સત્ય ભાષે

નહિ મંદ રે. ॥ સ્વામિ૦ ॥ ૯ ॥ બહુ મુખે બોલ એમ સાંભળી, નવિ ધરે લોક વિશ્વાસ રે; ઢુંઢતા ધર્મને તે થયા, ભમર જેમ કમલની વાસરે. ॥ સ્વામિ૦ ॥ ૧૦ ॥

## ॥ ઢાલ બીજી ॥

### રાગ ગોડી.

મોલીડા હંસારે વિષય ન રાચીએ ॥ એ દેશી ।

એમ ઢૂંઢતા રે ધર્મ સોહામણો, મિલિઓ સદગુરૂ એક; તેહને સાચોરે મારગ દાખવે, આણી હૃદય વિવેક. શ્રી સીમંધર સાહેબ સાંભલો. ॥ ૧૧ ॥ પર ઘરે જોતાંરે ધર્મ તુમે ફરો, નિજ ઘરે ન લહોરે ધર્મ; જેમ નવિ જાણેરે મૃગ કસ્તૂરીઓ, મૃગ મદ પરિમલ મર્મ. ॥ શ્રી૦ ॥ ૧૨ ॥ જેમ તે ભૂલોરે મૃગ દશ દિશિ ફરે, લેવા મૃગ મદ ગંધ; તેમ જગ ઢૂંઢેરે બાહિર ધર્મને, મિથ્યાદૃષ્ટિ રે અંધ. ॥ શ્રી૦ ॥ ૧૩ ॥ જાતિ અંધનો રે દોષ ન આકરો, જે નવિ દેખે રે અર્થ; મિથ્યાદૃષ્ટિ રે તેહથી આકરો, માને અર્થ અનર્થ. ॥ શ્રી૦ ॥ ૧૪ ॥ આપ પ્રશંસે રે પર ગુણ ઓલવે, ન ધરે ગુણનો લેશ; તે જિન વાણી રે નવિ શ્રવણે સુણે, દિએ મિથ્યા ઉપદેશ. ॥ શ્રી૦ ॥ ૧૫ ॥ જ્ઞાન પ્રકાશેરે મોહ તિમિર હરે, જેહને સદગુરૂ સૂર; તે નિજ દેખેરે સત્તા ધર્મની, ચિદાનંદ ભરપૂર. ॥ શ્રી૦ ॥ ૧૬ ॥ જેમ નિર્મલતા રે રતન સ્ફટિક તણી, તેમ જે જીવ સ્વભાવ; તે જિન વીરેરે ધર્મ પ્રકાશીઓ, પ્રબલ કષાય અભાવ. ॥ શ્રી૦ ॥ ૧૭ ॥ જેમ તે રાતેરે ફુલે રાતડું, શ્યામ ફુલથીરે શ્યામ; પાપ પુણ્યથી રે તેમ જગ જીવને, રાગ

દ્વેષ પરિણામ. ॥ શ્રી૦ ॥ ૧૮ ॥ ધર્મ ન કહિએ રે નિશ્ચે તેહને, જેહ વિભાવ વડ વ્યાધિ; પહેલે અંગેરે એણી પરે ભાખિયું, કરમે હોએ ઉપાધિ. ॥ શ્રી૦ ॥ ૧૯ ॥ જે જે અંશેરે નિરૂપાધિક પણું, તે તે જાણોરે ધર્મ; સમ્યગ દષ્ટિ રે ગુણ ઠાણા થકી, જાવ લહે શિવ શર્મ. ॥ શ્રી૦ ॥ ૨૦ ॥ એમ જાણિને રે જ્ઞાન દશા ભજી, રહીએ આપ સ્વરૂપ; પર પરિણતિથી રે ધર્મ ન છાંડીએ, નવિ પડિએ ભવકૂપ. ॥ શ્રી૦ ॥ ૨૧ ॥

## ॥ ઢાલ ત્રીજી ॥

### હવે રાણી પદ્‌માવતી ॥ એ દેશી ॥

જિહાં લગે આતમ દ્રવ્યનું, લક્ષણ નવિ જાણ્યું; તિહાં લગે ગુણઠાણું ભલું, કેમ આવે તાણ્યું. આતમ તત્ત્વ વિચારીએ. ॥ ૨૨ ॥ આતમ અજ્ઞાને કરી, જે ભવ દુઃખ લહીએ; આતમ જ્ઞાને તે ટલે, એમ મન સદ્દહીએ. ॥ આતમ૦ ॥ ૨૩ ॥ જ્ઞાન દશા જે આકરી, તેહ ચરણ વિચારો, નિર્વિકલ્પ ઉપયોગમાં, નહીં કર્મનો ચારો. ॥ આતમ૦ ॥ ૨૪ ॥ ભગવઇ અંગે ભાખિઓ, સામાયિક અર્થ, સામાયિક પણ આતમા, ધરો સૂધો અર્થ. ॥ આતમ૦ ॥ ૨૫ ॥ લોક સાર અધ્યયનમાં, સમકિત મુનિ ભાવે, મુનિ ભાવજ સમકિત કહ્યું, નિજ શુદ્ધ સ્વભાવે. ॥ આતમ૦ ॥ ૨૬ ॥ કષ્ટ કરો, સંજમ ધરો, ગાલો નિજ દેહ, જ્ઞાન દશા વિણ જીવને, નહીં દુઃખનો છેહ. ॥ આતમ૦ ॥ ૨૭ ॥ બાહિર યતના બાપડા, કરતાં દુહવાએ, અંતર જતના જ્ઞાનની નવિ તેણે થાએ. ॥ આતમ૦ ॥ ૨૮ ॥ રાગ દ્વેષ મલ

ગાળવા, ઉપશમ જલ ઝીલો, આતમ પરિણુતિ આદરી, પર પરિણુતિ પીલો. આતમ૦ ॥ ૨૯ ॥ હું એહનો એ માહરો, એ હું એણી બુદ્ધિ; ચેતન જડતા અનુભવે, ન વિમાસો શુદ્ધિ. ॥ આતમ૦ ॥ ૩૦ ॥ બાહિર દૃષ્ટિ દેખતાં, બાહિર મન ધાવે; અંતર દૃષ્ટિ દેખતાં, અક્ષય પદ પાવે. ॥ આતમ૦ ॥ ૩૧ ॥ ચરણુ હોય લજ્જાદિકે, નવિ મનને ભંગે; ત્રીજે અધ્યયને કહ્યું, એમ પહેલે અંગે. ॥ આતમ૦ ॥ ॥ ૩૨ ॥ અધ્યાતમ વિણુ જે ક્રિયા, તે તનુ મલ્ર તોલે; મમકારાદિક યોગથી, એમ જ્ઞાની બોલે. ॥ આતમ૦ ॥ ૩૩ ॥ હું કરતા પર ભાવનો, એમ જેમ જેમ જાણે; તેમ તેમ અજ્ઞાની પડે, નિજ કર્મને ઘાણે. ॥ આતમ૦ ॥ ૩૪ ॥ પુદ્દગલ કર્માદિક તણો, કરતા વ્યવહારે; કરતા ચેતન કરમનો, નિશ્ચય સુવિચારે. ॥ આતમ૦ ॥ ૩૫ ॥ કર્તા શુદ્ધ સ્વભાવનો, નય શુદ્ધે કહીએ, કર્તા પર પરિણામનો, બેઉ કિરિયા ગ્રહીએ. ॥ આતમ૦ ॥ ૩૬ ॥

## ॥ ઢાલ ચોથી ॥

### વીરમતી પ્રીતી કારણી ॥ એ દેશી ॥

શિષ્ય કહે જો પર ભાવનો, અકર્તા કહ્યો પ્રાણી; દાન હરણાદિક કેમ ઘટે, કહે સદગુરૂ વાણી ॥ શુદ્ધ નય અર્થ મન ધારીએ. એ આંકણી ॥ ૩૭ ॥ ધર્મ નવિ દિએ ન વા સુખ દિએ, પર જંતુને દેતો;આપ સત્તા રહે આપમાં, એમ હૃદયમાં ચેતો. ॥ શુદ્ધ૦ ॥ ૩૮ ॥ જોગ વશે જે પૂદ્દગલ ગ્રહ્યા, નવિ જીવના તેહ; તેહથી જીવ છે જૂજૂઓ, વલી જૂજૂઓ દેહ ॥ શુદ્ધ ॥ ૩૯ ॥ ભક્ત પાનાદિ પુદ્દગલ

પ્રતે, ન હિએ છતિ વિના પોતે, દાન હરણાદિ પર જંતુને, એમ નવિ ઘટે જોતે. ॥ શુદ્ધ ॥ ૪૦ ॥ દાન હરણાદિક અવસરે, શુભ અશુભ સંકલ્પે, હિએ હરે તું નિજ રૂપને, મુખે અન્યથા જલ્પે. શુદ્ધ૦ ॥ ૪૧ ॥ અન્યથા વચન અભિમાનથી, ફરી કર્મ તું બાંધે, જ્ઞાયક ભાવ જે એકલો, ગ્રહે તે સુખ સાધે. ॥ શુદ્ધ૦ ॥ ૪૨ ॥ શુભ અશુભ વસ્તુ સંકલ્પથી, ધરે જે નટ માયા, તેટલે સહજ સુખ અનુભવે, પ્રભુ આતમ રાયા. ॥ શુદ્ધ૦ ॥ ૪૩ ॥ પર તણી આશ વિષ વેલડી, ફલે કર્મ બહુ ભાંતિ; જ્ઞાન દહને કરી તે દહે, હોએ એક જે જાતિ. ॥ શુદ્ધ૦ ॥ ૪૪ ॥ રાગ દોષ રહિત એક જે, દયા શુદ્ધ તે પાલે; પ્રથમ અંગે એમ ભાષિયું, નિજ શક્તિ અજુઆલે. ॥ શુદ્ધ૦ ॥ ૪૫ ॥ એકતા જ્ઞાન નિશ્ચય દયા, સુગુરૂ તેહને ભાષે; જેહ અવિકલ્પ ઉપયોગમાં, નિજ પ્રાણને રાખે. ॥ શુદ્ધ૦ ॥ ૪૬ ॥ જેહ રાખે પર પ્રાણને, દયા તાસ વ્યવહારે; નિજ દયા વિણ કહો પર દયા, હોએ કવણ પ્રકારે. ॥ શુદ્ધ૦ ॥ ૪૭ ॥ લોક વિણ જેમ નગર મેદિની, જેમ જીવ વિણ કાયા; ફોક તેમ જ્ઞાન વિણ પર દયા, જિસી નટ તણી માયા. ॥ શુદ્ધ૦ ॥ ૪૮ ॥ સર્વ આચારમય પ્રવચને, ભણ્યો અનુભવ યોગ; તેહથી મુનિ વમે મોહને, વલી અરતિ રતિ શોગ. ॥ શુદ્ધ૦ ॥ ૪૯ ॥ સૂત્ર અક્ષર પરાવર્તના, સરસ શેલડી દાખી; તાસ રસ અનુભવ ચાખીએ, જિહાં એક છે સાખી. ॥ શુદ્ધ૦ ॥ ૫૦ ॥ આતમ રામ અનુભવ ભજો, તજો પર તણી માયા; એહ છે સાર જિન વચનનો, વલી એ શિવ છાયા. ॥ શુદ્ધ૦ ॥ ૫૨ ॥

## ॥ ઢાલ પાંચમી. ॥

### પ્રભુ ચિત્ત ધરીને અવધારો મુજ વાત ॥ એ દેશી ॥

એમ નિશ્ચય નય સાંભલીજી, બોલે એક અજાણ; આદરશું અમે જ્ઞાનને જી, શું કીજે પચ્ચખાણ. સોભાગી જિન, સીમંધર સુણો વાત. એ આંકણી ॥ ૫૨ ॥ કિરિયા ઉથાપી કરી જી, છાંડી તેણે લાજ; નવિ જાણે તે ઊપજે જી, કારણ વિણુ નવિ કાજ. ॥ સો૦ ॥ ૫૩ ॥ નિશ્ચય નય અવલંબતા જી, નવિ જાણે તસ મર્મ; છોડે જે વ્યવહારને જી, લોપે તે જિન ધર્મ. ॥ સો૦ ॥ ૫૪ ॥ નિશ્ચય દૃષ્ટિ હૃદય ધરી જી, પાલે જે વ્યવહાર; પુણ્યવંત તે પામશે જી, ભવ સમુદ્રનો પાર. ॥ ૫૫ ॥ તુરંગ ચઢી જેમ પામીએ જી, વેગે પુરનો પંથ; માર્ગ તેમ શિવનો લહે જી, વ્યવહારે નિર્ગ્રન્થ. ॥ સો૦ ॥ ૫૬ ॥ મહોલ ચઢંતાં જેમ નહીં જી, તેહ તુરંગનું કાજ; સફલ નહિં નિશ્ચય લહે જી, તેમ તનુ કિરિયા સાજ. ॥ સો૦ ॥ ૫૭ ॥ નિશ્ચય નવિ પામી શકે જી, પાલે નવિ વ્યવહાર; પુણ્ય રહિત જે એહવા જી, તેહનો કુણ આધાર. ॥ સો૦ ॥ ૫૮ ॥ હેમ પરીક્ષા જેમ હુએ જી, સહત હુતાશન તાપ; જ્ઞાન દશા તેમ પરખીએ જી, જિહાં બહુ કિરિયા વ્યાપ. ॥ સો૦ ॥ ૫૯ ॥ આલંબન વિણુ જેમ પડે જી, પામી વિષમી વાટ; મુગ્ધ પડે ભવ કુપમાં જી, તેમ વિણુ કિરિયા ઘાટ. ॥ સો૦ ॥ ૬૦ ॥ ચરિત ભણી બહુ લોકમાં જી, ભરતાદિકનાં જેહ; લોપે શુભ વ્યવહારને જી; બોધિ હણે નિજ તેહ. ॥ સો૦ ॥ ૬૧ ॥ બહુ દલ દીસે જીવનાં જી, વ્યવહારે શિવયોગ;

છીંડી તાકે પાધરો જી, છોડી પંથ અયોગ. ॥ સો૦ ॥ ૬૨ ॥ આવશ્યક માંહે ભાખિયો જી, એહજ અર્થ વિચાર, ફલ સંશય પણ જાણતાં જી, જાણીજે સંસાર. ॥ સો૦ ॥ ૬૩ ॥

## ॥ ઢાલ છઠ્ઠી ॥

### મુનિ મન સરોવર હંસલો (ઋષભનો વંશ રયણાયરૂ) ॥ એ દેશી ॥

અવર ઈસ્યો નય સાંભલી, એક ગ્રહે વ્યવહારોરે, મર્મ દ્વિવિધ તસ નવિ લહે, શુદ્ધ અશુદ્ધ વિચારો રે. ॥ ૬૪ ॥ તુજ વિણ ગતિ નહીં જંતુને, તું જગ જંતુનો દીવો રે, જીવીએ તુજ અવલંબને તું સાહેબ ચીરંજીવો રે. ॥ તુ૦ ॥ ૬૫ ॥ જેહ ન આગમ વારીઓ, દીશે અશઠ આચારોરે રે; તેહજ બુધ બહુ માનીઓ, શુદ્ધ કહ્યો વ્યવહારો રે. ॥ તુજ૦ ॥ ૬૬ ॥ જેહમાં નિજ મતિ કલ્પના, જેહથી નવિ ભવ પારો રે; અંધ પરંપરા બાંધિઓ તેહ અશુદ્ધ આચારો રે. ॥ તુજ૦ ॥ ૬૭ ॥ શિથિલ વિહારીએ આચર્યાં, આલંબન જે કુડાં રે; નિયત વાસાદિક સાધુને, તે નવિ જાણીએ રૂડાં રે. ॥ તુજ૦ ॥ ૬૮ ॥ આજ ન ચરણ છે આકરું, સંહનનાદિક દોષે રે; એમ નિજ અવગુણ ઓલવી, કુમતિ કદાગ્રહ પોષે રે. ॥ તુજ૦ ॥ ૬૯ ॥ ઉત્તર ગુણમાંહે હીણુડા, ગુરૂ કાલાદિક પાખે રે; મૂલ ગુણે નહીં હીણુડા એમ પંચાશક ભાખે રે. ॥ તુજ૦ ॥ ૭૦ ॥ પરિગ્રહ ગ્રહ વશ લિંગીઆ, લેઇ કુમતિ રજ માથે રે, નિજ ગુણ પર અવગુણ લવે, ઇંદ્રિય વૃષભ ન નાથે રે. ॥ તુજ૦ ॥ ॥ ૭૧ ॥ નાણ રહિત હિત પરિહરિ, નિજ દંસણ ગુણ લુંસે રે; મુનિ

જનના ગુણ સાંભલી, તેહ અનારજ રુસે રે. ॥ તુજ૦ ॥ ૭૨ ॥ અણુસમ દોષ જે પર તણો, મેરૂ સમાન તે બોલે રે; જેહશું પાપની ગોઠડી, તેહશું હિયડલું ખોલે રે. ॥ તુજ૦ ॥ ૭૩ ॥ સૂત્ર વિરુદ્ધ જે આચરે, થાપે અવિધિના ચાળા રે; તે અતિ નિબિડ મિથ્યામતિ, બોલે ઉપદેશમાલા રે. ॥ તુજ૦ ॥ ૭૪ ॥ પામર જન નવિ કહે, સહસા જૂઠ સચૂકો રે; જૂઠ કહે મુનિ વેષ જે, તે પરમારથ ચુકો રે. ॥ તુજ૦ ॥ ૭૫ ॥ નિર્દય હૃદય છ કાયમાં, જે મુનિ વેષે પ્રવર્તેરે; ગૃહ યતિ ધર્મથી બાહેરા, તે નિર્ધન ગતિ વર્તે રે. ॥ તુજ૦ ॥ ૭૬ ॥ સાધુ ભગતિ જિન પૂજના, દાનાદિક શુભ કર્મ રે; શ્રાવક જિન કહ્યો અતિ ભલો, નહીં મુનિવેષ અધર્મ રે. ॥ તુજ૦ ॥ ૭૭ ॥ કેવલ લિંગધારી તણો, જે વ્યવહાર અશુદ્ધો રે; આદરીએ નવિ સર્વથા, જાણી ધર્મ વિરૂદ્ધો રે, ॥ તુજ૦ ॥ ૭૮ ॥

## ॥ ઢાલ સાતમી ॥

### આગે પૂરવ વાર નવાણું ॥ એ દેશી.

જે મુનિ વેષ શકે નવિ છાંડી, ચરણ કરણ ગુણહીણાજી તે પણ મારગ માંહે દાખ્યા, મુનિ ગુણ પક્ષે લીણા જી, મૃષાવાદ ભવ કારણ જાણી, મારગ શુદ્ધ પરુપેજી; વંદે નવિ વંદાવે મુનિને, આપ થઇ નિજ રૂપેજી. ॥ ૭૯ ॥ મુનિ ગુણ રાગે પૂરા શૂરા, જે જે જયણા પાલેજી; તે તેહથી શુભ ભાવ લહીને, કર્મ આપણાં ટાલેજી. આપ હીનતા જે મુનિ ભાષે, માન સાંકડે લોકેજી; એ દુર્ધર વ્રત એહનું દાખ્યું, જે નવિ ફુલે ફોકેજી. ॥ ૮૦ ॥ પ્રથમ સાધુ બીજો

વર શ્રાવક, ત્રીજો સંવેગ પાખીજી; એ ત્રણે શિવ મારગ કહીએ, જિહાં છે પ્રવચન સાખીજી. શેષ ત્રણ ભવ મારગ કહીએ, કુમત કદાગ્રહ ભરિયાજી; ગૃહિ યતિ લિંગ કુલિંગે લખીએ, સકલ દોષના દરિયાજી ॥ ૮૧ ॥ જે વ્યવહાર મુગતિ મારગમાં, ગુણઠાણાને લેખેજી; અનુક્રમે ગુણ શ્રેણિનું ચઢવું, તેહજ જિનવર દેખેજી, જે પણ દ્રવ્ય ક્રિયા પતિપાલે તે પણ સન્મુખ ભાવેજી. શુકલ બીજની ચંદ્રકલા જેમ, પૂર્ણ ભાવમાં આવેજી. ॥ ૮૨ ॥ તે કારણ લજ્જાદિકથી પણ શીલ ધરે જે પ્રાણીજી; ધન્ય તેહ કૃત પુણ્ય કૃતારથ, મહાનિશીથે વાણીજી. એ વ્યવહાર નયે મન ધારો, નિશ્ચય નય મન દાખ્યુંજી. પ્રથમ અંગમાં વિતિગિચ્છાએ, ભાવ ચરણ નવિ ભાખ્યુંજી. ॥ ૮૩ ॥

## ॥ ઢાલ આઠમી ॥

## ॥ ચોપાઈની દેશી ॥

અવર એક ભાષે આચાર, દયા માત્ર શુદ્ધજ વ્યવહાર; જે બોલે તેહજ ઉત્થાપે, શુદ્ધ કરું હું મુખ ઇમ જપે. ॥ ૮૪ ॥ જિન પૂજાદિક શુભ વ્યાપાર, તે માને આરંભ અપાર, નવિ જાણે ઉતરતાં નઇ, મુનિને જીવદયા કયાં ગઇ. ॥ ૮૫ ॥ જો ઉતરતાં મુનિને નદી, વિધિ જોગે નવિ હિંસા વદી; તો વિધિ જોગે જિનપૂજના, શિવ કારણ મત ભૂલો જના. ॥ ૮૬ ॥ વિષયારંભ તણો જ્યાં ત્યાગ, તેહથી લહીએ ભવ જલ તાગ; જિન પૂજામાં શુભ ભાવથી, વિષયારંભ તણો ભય નથી. ॥ સામાયિક પ્રમુખે શુભ ભાવ, યદ્યપિ લહીએ ભવ જલ નાવ; તો પણ પૂજા એ સાર,

જિનનો વિનય કહ્યો ઉપચાર. ॥ ૮૮ ॥ આરંભાદિક શંકા ધરી, જો જિનરાજ ભક્તિ પરિહરી; દાન માન વંદન આદેશ તો તુજ સબલો પડયો કલેશ. ॥ ૮૯ ॥ સ્વરુપથી દીસે સાવદ્ય, અનુબંધે પૂજા નિરવદ્ય; જે કારણે જિન ગુણ બહુ માન, જે અવસરે વરતે શુભ ધ્યાન. ॥ ૯૦ ॥ જિનવર પૂજા દેખી કરી. ભવિયણ ભાવે ભવજલ તરી, છ કાયના રક્ષક હો વલી, એહ ભાવ જાણે કેવલી. ॥ ૯૧ ॥ જલ તરતાં જલ ઉપર યથા, મુનિને દયા ન હોએ વૃથા; પુષ્પાદિક ઉપર તેમ જાણ, પુષ્પાદિક પૂજાને ઠાણ. ॥ ૯૨ ॥ તો મુનિને નહિં કિમ પૂજના, એમ તું શું ચિંતે શુભ મના, રોગીને ઓષધ સમ એહ, નીરોગી છે મુનીવર દેહ. ॥ ૯૩ ॥

## ॥ ઢાલ નવમી ॥

### પ્રથમ ગોવાલા તણે ભવેજી ॥ એ દેશી ॥

ભાવસ્તવ મુનિને ભલોજી, બેઉ ભેદે ગૃહી ધાર; ત્રીજે અધ્યયને કહ્યોજી, મહાનિશિથ મઝાર; સુણો જિન તુજ વિણ કવણ આધાર. ॥ ૯૪ ॥ વલી તિહાં ફલ દાખિયુંજી, દ્રવ્ય સ્તવનું રે સાર; સ્વર્ગ બારમું ગેહિનેજી, એમ દાનાદિક ચાર. ॥ સુણો૦ ॥ ૯૫ ॥ છઠે અંગે દ્રૌપદીજી, જિન પ્રતિમા પૂજેય; સુરિયાભ પરે ભાવથીજી, એમ જિન વીર કહેય. ॥ સુણો૦ ॥ ૯૬ ॥ નારદ આવ્યે નવિ થઇજી, ઊભી તેહ સુજાણ; તે કારણ તે શ્રાવિકાજી, ભાખે આલ અજાણ. ॥ સુણો૦ ॥ ૯૭ ॥ જિન પ્રતિમા આગલ કહ્યોજી, શક્રસ્તવ તેણે નાર; જાણે કુણ વિણ શ્રાવિકાજી, એહવિધ હૃદય વિચાર. ॥ સુણો૦ ॥ ૯૮ ॥ પૂજે જિન પ્રતિમા પ્રતેજી, સૂરિયાભ

સૂર રાય; વાંચી પુસ્તક રત્નનાજી, લેઇ ધર્મ વ્યવસાય. સુણો૦ ॥ ૯૯ ॥ રાય પસેણી સૂત્રમાંજી, મોહોટો એહ પ્રબંધ; એહ વચન અણુમાનતાં જી, કરે કરમનો બંધ. ॥ સુણો૦ ॥ ૧૦૦ ॥ વિજયદેવ વક્તવ્યતાજી જીવાભિગમેરે એમ, જો થિતિ છે એ સુરતણિજી, તો જિન ગુણ થુતિ કેમ. સુણો૦ ॥ ૧૦૧ ॥ સિદ્ધારથ રાયે કર્યાજી, યાગ અનેક પ્રકાર; કલ્પસૂત્રે એમ ભાષિયુંજી. તે જિન પૂજા સાર. ॥ સુણો૦ ॥ શ્રમણોપાસક તે કહ્યાજી, પહેલા અંગ મઝાર; યાગ અનેરા નવિ કરેજી, તે જાણો નિરધાર. ॥ સુણો૦ ॥ ૧૦૩ ॥ એમ અનેક સૂત્રે ભણ્યુંજી, જિનપૂજા ગૃહીકૃત્ય જે નવિ માને તે સહીજી, કરશે બહુભવ નૃત્ય. ॥ સુણો૦ ॥ ૧૦૪ ॥

## ॥ ઢાલ દશમી ॥

### જંસુરસંઘા સાસુરસંઘા ( અથવા ) એણે પુર કંબલ કોઇ ન લેસી ॥ એ દેશી ॥

અવર કહે પૂજાદિક ઠામે, પુણ્ય બંધ છે શુભ પરિણામે; ધર્મ નવિ ઇહાં કોઈ દીસે, જેમ વ્રત પરિણામે મન હીસે. ॥ ૧૦૫ ॥ નિશ્ચય ધર્મ ન તેણે જાણ્યો, જે શલેશી અંત વખાણ્યો; ધર્મ અધર્મ તણો ક્ષય કારિ, શિવ સુખ દે જે ભંવજલ તારી. ॥ ૧૦૬ ॥ તસ સાધન તું જે જે દેખે નિજ નિજ ગુણઠાણાને લેખે; તેહ ધરમ વ્યવહારે જાણો, કારજ કારણ એક પ્રમાણો. ॥ ૧૦૭॥ એવંભુત તણો મત ભાખ્યો, શુદ્ધ દ્રવ્ય નય વલી એમ દાખ્યો; નિજ સ્વભાવ પરિણતિ તે ધર્મ, જે વિભાવ તે ભાવજ

કર્મ. ૧૦૮ ધર્મ શુદ્ધ ઉપયોગ સ્વભાવે, પુણ્ય પાપ શુભ અશુભ વિભાવે, ધર્મ હેતુ વ્યવહારજ ધર્મ, નિજ સ્વભાવ પરિણતિનો મર્મ. ॥ ૧૦૯ ॥ શુભ યોગે દ્રવ્યાશ્રવ થાયે, નિજ પરિણામે ન ધર્મ હણાયે, યાવત યોગ ક્રિયા નહીં થંભી, તાવત્ જીવ છે યોગારંભી. ૧૧૦ મલિનારંભ કરે જે કિરિયા, અસદારંભ તજીને તરિયા; વિષય કષાયાદિકને ત્યાગે, ધર્મ મતિ રહિએ શુભ માગે. ॥ ૧૧૧ ॥ સ્વર્ગ હેતુ જો પુણ્ય કહીજે, તો સરાગ સંયમ પણ લીજે, બહુ રાગે જે જિનવર પૂજે, તસ મુનિની પરે પાતક ધુજે. ॥ ૧૧૨ ॥ ભાવસ્તવ એહુથી પામીજે, દ્રવ્યસ્તવ એ તેણે કહીજે, દ્રવ્ય શબ્દ છે કારણવાચી, ભમે મ ભુલો કર્મ નિકાચી. ॥૧૧૩॥

## ॥ ઢાલ અગીયારમી ॥

### દાન ઉલટ ધરી દીજીએ ॥ દેશી ॥

કુમતી એમ સકલ દૂરે કરી, ધારીએ ધર્મની રીતરે, હારીએ નવિ પ્રભુ બલ થકી, પામીએ જગતમાં જીતરે; સ્વામિ સીમંધર તું જયો. ॥ ૧૧૪ ॥ ભાવ જાણો સકલ જંતુના, ભાવ થકી દાસને રાખરે; બોલીયા બોલ જે તે ગણું, સફલ જો છે તુજ સાખરે. ॥ સ્વા૦ ॥ ૧૧૫ ॥ એક છે રાગ તુજ ઉપરે, તેહ મુજ શિવ તરૂ કંદરે, નવિ ગણું તુજ પરે અવરને, જો મિલે સુર નર વૃંદરે. ॥ સ્વા૦ ॥ ૧૧૬ ॥ તુજ વિના મેં બહુ દુઃખ લહ્યાં, તુજ મિલ્યે તે કેમ હોયરે; મેહ વિણુ મોર માચે નહીં, મેહ દેખી માચે સોયરે. ॥ સ્વા૦ ॥ ૧૧૭ ॥ મન થકી મિલનમેં તુજ કિયો, ચરણ તુજ ભેટવા સાંઈરે. કીજીએ જતન

જિન એ વિના અવર ન વાંછિએ કાંઈરે. ॥ સ્વા૦ ॥ ૧૧૮ ॥ તુજ વચન રાગ સુખ આગલે, નવિ ગણું સુર નર શર્મરે; કોડિ જો કપટ કોઇ દાખવે, નવિ તજું તો એ તુજ ધર્મ રે. ॥ સ્વા૦ ॥ ૧૧૯ ॥ તું મુજ હૃદય ગિરિમાં વસે, સિંહ જો પરમ નિરીહરે. કુમત માતંગના જુથથી, તો ન કશી પ્રભુ મુજ બીહરે. ॥ સ્વા૦ ॥ ૧૨૦ ॥ કોડિ છે દાસ પ્રભુ તાહરે, માહરે દેવ તું એકરે; કીજીએ સાર સેવક તણી, એ તુજ ઉચીત વીવેકરે. ॥ સ્વા૦ ॥ ॥ ૧૨૧ ॥ ભક્તિ ભાવે ઇસ્યું ભાષીએ, રાખીએ એહ મનમાંહીરે દાસના ભવદુઃખ વારીએ, તારીએ સો ગ્રહિ બાંહીરે. ॥ સ્વામી૦ ॥ ૧૨૨ ॥ બાલ જેમ તાત આગલ કહે, વીનવું હું તેમ તુજરે, ઉચિત જાણો તેમ આચરૂં, નવી રહ્યો તુજ કિસ્યું ગુજરે. સ્વામી૦ ॥ ૧૨૩ ॥ મુજ હોજો ચિત્ત શુભ ભાવથી, ભવ ભવ તાહરી સેવરે. યાચીએ કોડિ યતને કરી. એહ તુજ આગલે દેવરે. ॥ સ્વામી૦ ॥ ૧૨૪ ॥

## કલશ.

### હરિગીત છંદ.

ઇમ સકલ સુખકર દુરિત ભયહર, વીમલ લક્ષણ ગુણ ધરો; પ્રભુ અજર અમર નરિંદ વંદિત, વીનવ્યો સીમંધરો, નીજ નાદ તર્જિત મેઘ ગર્જિત ધૈર્ય નિર્જિત મંદરો, શ્રી નય વિજય બુધ ચરણ સેવક જસવિજય બુધ જય કરો. ॥ ૧૨૫ ॥

ઇતિ શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજી કૃત સવાસો ગાથાનું શ્રી સીમંધર સ્વામીનું સ્તવનં સમાપ્તમ્.

# अथ श्री आनंदघनजी कृत रुषभ प्रमुख चोवीश जिन स्तुति प्रारंभ.

॥ દોહા ॥

ચિદાનંદ આનંદ મય ચિદરુપી અવિકાર, સિદ્ધ બુદ્ધ સુવિશુદ્ધ તું તું જગ પરમાધાર. ॥ ૧ ॥ તુજ કૃપાલુ-તાથી કરું ભાષા ભાષા રૂપ, તવના જિન ચોવીશની આનં-દઘન રસ કૂપ. ॥ ૨ ॥ રાજ ઋદ્ધિ જેમ દેખીને દ્રુમક કરે મન આશ, બુદ્ધિ ઋધિ વિણુ હું દ્રુમક અરથ રાજ ઋદ્ધિ રાશ. ॥ ૩ ॥ આશય આનંદઘન તણો અતિ ગંભિર ઉદાર, બાલક બાંહ પ્રસારી જિમ કહે ઉદધિ વિસ્તાર. ॥ ૪ ॥ તેમ મનોરથ મુજ મને બુદ્ધિ વિણુ કેમ થાય, ગુરૂ કૃપાથી ગહન નગ પંગુ પાર લંઘાય. પશી ભાષા ભાષા તણી કો એહવું કહિ દેય, પીસ્યાનું શું પીસવું પીસે ઠાણુ ન લેય. ॥ ૬ ॥

## श्री रुषभ जिन स्तवनं

રાગ મારૂ. ॥ કરમ પરીક્ષા કરણ કુંવર ચલ્યોરે એદેશી ॥

રૂષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે, ઓર ન ચાહુંરે કંત, રીઝયો સાહેબ સંગ ન પરિહરે રે, ભાંગે સાદિ અનંત. રુષભ૦ ॥ ૧ ॥ પ્રીત સગાઇ રે જગમાં સહુ કરે રે, પ્રીત સગાઈ ન કોય, પ્રીત સગાઈ રે નિરુપાધિક કહી રે, સોપાધિક ધન ખોય. રૂષભ૦ ॥ ૨ ॥ કોઇ કંત કારણ કાષ્ટ ભક્ષણ કરે રે, મિલશું કંતને ધાય, એ મેલો નવિ કહિયે સંભવે રે, મેલો ઠામ ન થાય. રૂષભ૦ ॥ ૩ ॥ કોઇ પતિ રંજન અતિ

ધણો તપ કરે રે, પતિ રંજન તન તાપ, એ પતિ રંજન મેં નવિ ચિત્ત ધર્યું રે, રંજન ધાતુ મિલાપ. ઋષભ૦ ॥ ૪ ॥ કોઇ કહે લીલા રે અલખ અલખ તણી રે, લખ પૂરે મન આશ, દોષ રહિતને લીલા નવિ ઘટેરે, લીલા દોષ વિલાસ. ઋષભ૦ ॥ ૫ ॥ ચિત્ત પ્રસન્ને રે પૂજન ફલ કહ્યું રે, પૂજા અખંડિત એહ; કપટ રહિત થઇ આતમ અરપણારે, આનંદઘન પદ રેહ. ઋષભ૦ ॥ ૬ ॥

# अथ श्री अजित जिन स्तवनं

## રાગ આશાઊરી.

॥ મારૂં મન મોહ્યું રે શ્રી વિમલાચલે રે, એ દેશી ।

પંથડો નિહાલું રે બીજા જિન તણોરે, અજિત અજિત ગુણ ધામ, જે તેં જીત્યારે તેણે હું જીતિઓરે. પુરૂષ કિસ્યું મુજ નામ. પંથડો૦ ॥ ૧ ॥ ચર્મ નયણે કરી મારગ જોવતાં રે, ભૂલ્યો સયલ સંસાર; જેણે નયણે કરી મારગ જોઇયે રે, નયણ તે દીવ્ય વિચાર. પંથડો૦ ॥ ૨ ॥ પુરૂષ પરંપરા અનુભવ જોવતાં રે, અંધો અંધ પુલાય, વસ્તુ વિચારે રે જો આગમે કરી રે, ચરણ ધરણ નહી ઠાય. પંથડો૦ ॥ ૩ ॥ તર્ક વિચારે રે વાદ પરંપરા રે, પાર ન પહોંચે કોય, અભિમત વસ્તુ વસ્તુ ગતે કહે રે, તે વિરલા જગ જોય. પંથ૦ ॥ ૪ ॥ વસ્તુ વિચારે રે દીવ્ય નયણ તણો રે, વિરહ પડયો નિરધાર, તરતમ જોગે રે તરતમ વાસના રે, વાસિત બોધ આધાર. પંથડો૦ ॥ ૫ ॥ કાલ લબ્ધિ લહી પંથ નિહાલશું રે, એ આશા અવિલંબ એ,

જન જીવે રે, જિનજી જાણુજો રે, આનંદઘન મત અંબ. પંથડો૦ ॥ ૬ ॥ ઈતિ ॥

## अथ श्री संभव जिन स्तवनं

રાગ રામગિરિ.

॥ રાતડી રમીને કિહાંથી આવિયા રે, એ દેશી ॥

સંભવ દેવ તે ધુર સેવો સવે રે, લહી પ્રભુ સેવન ભેદ, સેવન કારણુ પહેલી ભૂમિકા રે, અભય, અદ્વેષ, અખેદ. સંભવ૦ ॥ ૧ ॥ ભય ચંચલતા હો જે પરિણામની રે, દ્વેષ અરોચક ભાવ, ખેદ પ્રવર્તિ હો કરતાં થાકિયે રે, દોષ અબોધ લખાવ. સંભવ૦ ॥ ૨ ॥ ચરમાવર્તે હો ચરમ કરણુ તથા રે, ભવ પરિણુતિ પરિપાક, દોષ ટલે વલી દૃષ્ટિ ખુલે ભલી રે, પ્રાપ્તિ પ્રવચન વાક. સંભવ૦ ॥ ૩ ॥ પરિચય પાતિક ઘાતક સાધુ શું રે, અકુશલ અપચય ચેત, ગ્રંથ અધ્યાત્મ શ્રવણુ મનન કરી રે, પરિશીલન નય હેત. સંભવ૦ ॥ ૪ ॥ કારણુ જોગે હો કારજ નીપજે રે, એમાં કોઈ ન વાદ; પણુ કારણુ વિણુ કારજ સાધિયે રે, એ નિજ મત ઉન્માદ. સં૦ ॥ ૫ ॥ મુગ્ધ સુગમ કરી સેવન આદરે રે, સેવન અગમ અનૂપ, દેજો કદાચિત સેવક યાચના રે, આનંદઘન રસ રૂપ. સંભવ૦ ॥ ૬ ॥ ઈતિ ॥

## ॥ अथ श्री अभिनंदन जिन स्तवनं

રાગ ધનાશ્રી ॥ સિંધુઓ ॥ આજ નિહેજોર દીસે નાહલો ॥ એ દેશી ॥

અભિનંદન જિન દરસન તરસિયે, દરસન દુર્લભ દેવ, મત મત ભેદેરે જો જઈ પુછિયે; સહુ થાપે અહમેવ. અભિ-

નંદન ॥ ૧ ॥ સામાન્યે કરી દરિશણ દોહિલું, નિરણય સકલ વિશેષ; મદમેં ઘેર્યોરે અંધો કેમ કરે, રવિ શશિ રૂપ વિલેખ. અભિનંદન૦ ॥ ૨ ॥ હેતુ વિવાદે હો ચિત્ત ધરી જોઈયે, અતિ દુર ગમ નય વાદ, આગમ વાદે હો ગુરૂ ગમ કો નહીં; એ સબલો વિખવાદ. અભિનંદન૦ ॥ ૩ ॥ ઘાતિ ડુંગર આડા અતિ ઘણા, તુજ દરિશણ જગનાથ; ધીઠાઈ કરી મારગ સંચરૂં, સેંગુ કોઇ ન સાથ, અભિનંદન૦ ॥ ૪ ॥ દરિશણ દરિશણ રટતો જો ફરૂં, તો રણ રોઝ સમાન; જેહને પીપાસા હો અમૃત પાનની, કિમ ભાંજે વિષ પાન. અભિનંદન૦ ॥ ૫ ॥ તરસ ન આવે હો મરણ જીવન તણી, સીજે જો દરિશણ કાજ; દરિશણ દુર્લભ સુલભ કૃપા થકી, આનંદઘન મહારાજ. અભિનંદન૦ ॥ ૬ ॥ ઇતિ.

## ॥ अथ श्री सुमति जिन स्तवनं

### રાગ વસંત તથા કેદારો ॥

સુમતિ ચરણ કજ આતમ અરપણા. દરપણ જિમ અવિકાર; સુગ્યાની મતિ તરપણ બહુ સમ્મત જાણીયે, પરિસરપણ સુવિચાર; સુગ્યાની સુમતિ૦ ॥ ૧ ॥ ત્રિવિધ સકલ તનુધરગત આત્મા, બહિરાતમ ધુરી ભેદ; ॥ સુ૦ ॥ બીજો અંતર આતમ તિસરો, પરમાતમ અવિચ્છેદ. ॥ સુગ્યાની ॥ સુમતિ૦ ॥ ૨ ॥ આતમ બુદ્ધે કાયાદિક ગ્રહ્યો, બહિરાતમ અઘરૂપ; ॥ સુગ્યાની ॥ કાયાદિકનો હો સાખી ધર રહ્યો, અંતર આતમ રૂપ. સુગ્યાની સુમતિ૦ ॥ ૩ ॥ જ્ઞાનાનંદે હો પૂરણ પાવનો, વરજિત સકલ ઉપાધિ, ॥ સુગ્યાની ॥ અતી-

દ્રિય ગુણુ ગણુ મણિ આગરૂ, ઇમ પરમાતમ સાધ. ।। સુ-ગ્યાની ।। સુમતિ૦ ।। ૪ ।। બહિરાતમ તજ અંતર આતમા, રૂપ થઈ થિર ભાવ, સુગ્યાની૦ ।। પરમાતમનું હો આતમ ભાવવું, આતમ અરપણુ દાવ. ।। સુગ્યાની ।। સુમતિ૦ ।। ।। ૫ ।। આતમ અરપણુ વસ્તુ વિચારતાં, ભરમ ટલે મતિ દોષ; ।। સુગ્યાની૦ ।। પરમ પદારથ સંપત્તિ સંપજે, આનંદ ઘન રસ પોષ. ।। સુગ્યાની ।। સુમતિ૦ ।। ૬ ।।

## ।। अथ श्री पद्मप्रभ जिन स्तवनं

( રાગ મારૂ તથા સિંધુઓ )

ચાંદલીયા સંદેશો કહેજે મારા કંથનેરે ।। એ દેશી ।।

પદ્મપ્રભ જિન તુઝ મુઝ આંતરૂરે, કિમ ભાંજે ભગ-વંત; કરમ વિપાકે હો કારણુ જોઈનેરે, કોઈ કહે મતિમં-ત. ।। પદ્મપ્રભ૦ ।। ૧ ।। પયઈ ઠિઈ અણુભાગ પ્રદેશથીરે, મૂલ ઉત્તર બહુ ભેદ; ઘાતિ અઘાતિ હો બંધોદય ઉદીરણારે; સત્તા કરમ વિચ્છેદ. ।। પદ્મપ્રભ૦ ।। ૨ ।। કનકોપલવત્ પયડી પુરૂષ તણીરે, જોડી અનાદિ સ્વભાવ; અન્ય સંજોગી જિહાં લગે આતમારે, સંસારી કહેવાય. ।। પદ્મપ્રભ૦ ।।૩।। કારણુ જોગે હો બાંધે બંધનેરે, કારણુ મુગતિ મુકાય; આ-શ્રવ સંવર નામ અનુક્રમેરે, હેય ઉપાદેય સુણાય. ।। પદ્મપ્રભ૦ ।। ૪ ।। યૂંજન કરણે હો અંતર તુઝ પડયોરે; ગુણુ કરણે કરી ભંગ; ગ્રંથ ચુક્તે કરી પંડિત જન કહ્યોરે, અંતર ભંગ સુઅંગ. ।। પદ્મપ્રભ૦ ।। ૫ ।। તુઝ મુજ અંતર અંતર

.ભાંજસેરે, વાજસે મંગલ તુર; જીવ સરોવર અતિશય વાધસેરે, આનંદઘન રસપૂર. પદ્મપ્રભ૦ ॥ ૬ ॥ ઇતિ.

## ॥ अथ श्री सुपार्श्व जिन स्वतनं

### રાગ સારંગ મલ્હાર ॥ લલનાની દેશી ॥

શ્રીસુપાસ જિન વંદિયે, સુખ સંપત્તિનો હેતુ. ॥ લલના ॥ શાંત સુધારસ જલનિધિ, ભવસાગરમાં સેતુ. ॥ લલના ॥ શ્રીસુપાસ૦ ॥ ૧ ॥ સાત મહા ભય ટાલતો સપ્તમ જિનવર દેવ. ॥ લલના સાવધાન મનસા કરી, ધારો જિન પદ સેવ. ॥ લલના ॥ શ્રીસુપાસ૦ ॥ ૨ ॥ શિવશંકર જગદીશ્વરૂં, ચિદાનંદ ભગવાન; ॥ લલના ॥ જિન અરિહા તીર્થંકરૂં જ્યોતિસ્વરૂપ અસમાન; ॥ લલના ॥ શ્રી૦ ॥ ૩ ॥ અલખ નિરંજન વચ્છલુ, સકલ જંતુ વિસરામ; ॥ લલના ॥ અભય દાન દાતા સદા, પૂરણ આતમરામ ॥ લલના ॥ શ્રી૦ ॥ ॥૪ ॥ વીતરાગ મદ કલ્પના, રતિ અરતિ ભય સોગ; ॥ લલના ॥ નિદ્રા તંદ્રા દૂરં દશા, રહિત અબાધિત યોગ. ॥ લલના ॥ શ્રી૦ ॥ ૫ ॥ પરમ પુરૂષ પરમાતમા, પરમેશ્વર પરધાન; ॥ લલના ॥ પરમ પદારથ પરમેષ્ઠી, પરમ દેવ પરમાન. ॥ લલના ॥ શ્રી૦ ॥ ૬ ॥ વિધિ વિરંચી વિશ્વંભરૂં, હૃષીકેશ જગનાથ; ॥ લલના ॥ અઘહર અઘમોચન ધણી, મુક્તિ પરમપદ સાથ. ॥ લલના ॥ શ્રી૦ ॥ ॥ ૭ ॥ એમ અનેક અભિધા ધરે, અનુભવ ગમ્ય વિચાર; ॥ લલના ॥ જે જાણે તેહને કરે, આનંદ ઘન અવતાર, ॥ લલના ॥ શ્રી૦ ॥ ૮ ॥ ઇતિ.

## ॥ अथ श्री चंद्रप्रभ जिन स्वतनं ॥

રાગ કેદારો તથા ગોડી ॥ કુમરી રોવે આક્રંદ કરે મુને કોઇ મુકાવે ॥ એ દેશી ॥

દેખણ દેરે સખી મુને દેખણ દે, ચંદ્રપ્રભ મુખચંદ; ॥ સખી૦ ॥ ઉપશમ રસનો કંદ. ॥ સખી૦ ॥ સેવે સૂર નર ઇંદ, સખિ૦ ગત કલિ મલ દુઃખદંદ. સખી૦ ॥ ૧ ॥ સુહમ નિગોદે ન દેખીયો, સખી૦ બાદર અતિહિ વિશેષ; સખી૦ પુઢવી આઉ ન લેખીઓ, સખી૦ તેઉ વાઉ ન લેસ. ॥ ૨ ॥ વનસ્પતિ અતિ ઘણા દિહા, સખી૦ દીઠો નહીં દીદાર; સખી૦ બિ તિ ચઉરિંદિ જલ લિહા, સખી૦ ગત સન્ની પણ ધાર. ॥ સખી૦ ॥ ૩ ॥ સુર તિરિ નિરય નિવાસમાં, સખી૦ મનુજ અનારજ સાથ; સખી૦ અપજ્જત્તા પ્રતિભાસમાં સખી૦ ચતુર ન ચઢીઓ હાથ. ॥ સખી૦ ॥ ॥ ૪ ॥ ઇમ અનેક થલ જાણીયે, સખી૦ દરિશણ વિણુ જિણ દેવ; સખી૦ આગમથી મત જાણીયે, સ૦ કીજે નિરમલ સેવ. સ૦ ॥ ૫ ॥ નિરમલ સાધુ ભક્તિ લહી, સખી૦ યોગઅવંચક હોય; સખી૦ કિરિયા અવંચક તિમ સહી; સખી૦ ફલ અવંચક જોય, ॥ સખી૦ ॥ ૬ ॥ પ્રેરક અવસર જિનવરૂ, સખી૦ મોહનીય ક્ષય જાય; સખી૦ કામિત પૂરણ સુર તરૂ, સખી૦ આનંદ ઘન પ્રભુ પાય. ॥ સખી૦ ॥ ૭ ॥ ઇતિ.

## ॥ अथ श्री सुविधि जिन स्तवनं ॥

રાગ કેદારો ॥ એમ ધન્નો ધણને પરચાવે ॥ એ દેશી

સુવિધિ જિણેસર પાય નમીને, શુભ કરણી એમ કીજે

રે, અતિ ઘણો ઉલટ અંગ ધરીને, પ્રહ ઉઠી પૂજીજે રે. સુવિધિ૦ ॥ ૧ ॥ દ્રવ્ય ભાવ સુચિ ભાવ ધરિને, હરખે દેહરે જાઇયેરે, દહ તિગ પણ અહિગમ સાચવતાં, એક મના ધુરિ થઇયેરે. સુવિધિ૦ ॥ ૨ ॥ કુસુમ અક્ષત વર વાસ સુગંધો, ધુપ દીપ મન સાખી રે, અંગ પૂજા પણ ભેદ સુણી ઇમ, ગુરૂ ગમ આગમ ભાખી રે. સુવિધિ૦ ॥ ૩ ॥ એહનું ફલ દોય ભેદ સુણીજે, અનંતર ને પરંપર રે, આણા પાલણ ચિત્ત પ્રસન્નો, મુગતિ સુગતિ સુર મંદિર રે. સુવિધિ૦ ॥ ૪ ॥ ફુલ અક્ષત વર ધૂપ પઈવો, ગંધ નવેદ્ય ફલ જલ ભરી રે, અંગ અગ્ર પૂજા મલી અડ વિધ, ભાવે ભવિક સુભ ગતિ વરી રે. સુવિધિ૦ ॥ ૫ ॥ સત્તર ભેદ એકવીસ પ્રકારે, અઠોત્તર સત ભેદેરે ભાવ પૂજા બહુ વિધિ નિરધારી, દોહગ દુરગતિ છેદે રે. સુવિધિ૦ ॥ ૬ ॥ તુરિય ભેદ પડિવત્તિ પૂજા, ઉપશમ ખીણ સયોગી રે, ચઉહા પૂજા ઇમ ઉત્તર ઝયણે, ભાષી કેવલ ભોગી રે. સુવિધિ૦ ॥ ૭ ॥ એમ પૂજા બહુ ભેદ સુણીને, સુખદાયક શુભ કરણી રે, ભાવિક જીવ કરશે તે લેશે, આનંદઘન પદ ધરણીરે. સુવિધિ૦ ॥ ૮ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री शीतल जिन स्तवनं ॥

### રાગ ધન્યાશ્રી ગોડી

॥ મંગલિક માલા ગુણહ વિશાલા એ દેશી ॥

શીતલ જિનપતિ લલિત ત્રિભંગી, વિવિધ ભંગી મન મોહે રે, કરૂણા કોમલતા તીક્ષણતા, ઉદાસીનતા સોહે રે. શીતલ૦ ॥ ૧ ॥ સર્વ જંતુ હિત કરણી કરૂણા, કર્મ

વિદારણ તીક્ષણ રે, હાના દાન રહિત પરિણામી, ઉદાસીનતા વીક્ષણ રે. શીતલ૦ ॥ ૨ ॥ પર દુઃખ છેદન ઈચ્છા કરૂણા, તીક્ષણ પર દુઃખ રીઝે રે, ઉદાસીનતા ઉભય વિલક્ષણ, એક ઠામે કેમ સીઝે રે. શીતલ૦ ॥ ૩ ॥ અભય દાન તિમ લક્ષ કરૂણા, તીક્ષણતા ગુણ ભાવેરે, પ્રેરણ વિણ કૃત ઉદાસીનતા, એમ વિરોધ મતિ નાવે રે. શીતલ૦ ॥ ૪ ॥ શક્તિ વ્યક્તિ ત્રિભુવન પ્રભુતા, નિર્ગ્રંથતા સંયોગે રે. યોગી ભોગી વક્તા મૌની, અનુપયોગી ઉપયોગે રે. શીતલ૦ ॥ ૫ ॥ ઈત્યાદિક બહુ ભંગ ત્રિભંગી, ચમત્કાર ચિત્ત દેતી રે, અચરિજકારી ચિત્ર વિચિત્રા, આનંદઘન પદ લેતી રે. શીતલ૦ ॥ ૬ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री श्रेयांस जिन स्तवनं ॥

રાગ ગોડી ॥ અહો મતવાલે છાજના એ દેશી ॥

શ્રી શ્રેયાંસ જિન અંતર જામી, આતમ રામી નામી રે, અધ્યાતમ મત પૂરણ પામી, સહજ મુગતિ ગતિ ગામી રે. શ્રી૦ ॥ ૧ ॥ સયલ સંસારી ઇંદ્રિય રામી; મુનિ ગણ આતમ રામી રે, મુખ્ય પણે જે આતમ રામી, તે કેવલ નિઃકામી રે, શ્રી૦ ॥ ૨ ॥ નિજ સ્વરૂપ જે કિરિયા સાધે, તેહ અધ્યાતમ લહિયે રે, જે કિરિયા કરી ચઉ ગતિ સાધે, તે ન અધ્યાતમ કહિયે રે. શ્રી૦ ॥ ૩ ॥ નામ અધ્યાતમ ઠવણ અધ્યાતમ, દ્રવ્ય અધ્યાતમ છંડો રે, ભાવ અધ્યાતમ નિજ ગુણ સાધે, તો તેહશું રઢ મંડો રે. શ્રી૦ ॥ ૪ ॥ શબ્દ અધ્યાતમ અરથ સુણીને, નિર વિકલ્પ આદરજો રે,

શબ્દ અધ્યાતમ ભજના જાણી, હાન ગ્રહણ મતિ ધરજો રે. શ્રી૦ ॥ ૫ ॥ અધ્યાતમ જે વસ્તુ વિચારી, બીજા જાણ લબાસીરે, વસ્તુ ગતે જે વસ્તુ પ્રકાસે, આનંદઘન મતવાસીરે. શ્રી૦ ॥ ૬ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री वासुपूज्य जिन स्तवनं ॥

રાગ ગોડી તથા પરજીઓ

॥ તુંગિયા ગિરિ શિખર સોહે ॥ એ દેશી ॥

વાસુપૂજ્ય જિન ત્રિભુવન સ્વામી, ઘન નામી પર નામી રે, નિરાકાર સાકાર સચેતન, કરમ કરમ ફલ કામી રે. વાસુપૂજ્ય૦ ॥ ૧ ॥ નિરાકાર અભેદ સંગ્રાહક, ભેદ ગ્રાહક સાકારો રે, દર્શન જ્ઞાન દુ ભેદ ચેતના, વસ્તુ ગ્રહણ વ્યાપારો રે. વા૦ ॥ ૨ ॥ કર્તા પરિણામિ પરિણામો, કર્મ જે જીવે કરીયે રે, એક અનેક રૂપ નય વાદે, નિયતે નર અનુસરિયે રે. વા૦ ૩. દુઃખ સુખ રુપ કરમ ફલ જાણો, નિશ્ચય એક આનંદો રે, ચેતનતા પરિણામ ન ચુકે, ચેતન કહે જિનચંદો રે. વા૦ ॥ ૪ ॥ પરિણામી ચેતન પરિણામો જ્ઞાન કરમ ફલ ભાવી રે, જ્ઞાન કરમ ફલ ચેતન કહીયે, લેજો તેહ મનાવી રે. વા૦ ॥ ૫ ॥ આતમજ્ઞાની શ્રમણ કહાવે, બીજા તો દ્રવ્ય લિંગીરે, વસ્તુ ગતે જે વસ્તુ પ્રકાશે આનંદ ઘન મતિ સંગીરે. વા૦ ॥ ૬ ॥

## ॥ अथ श्री विमल जिन स्तवनं

રાગ મલ્હાર ॥ ઈડર આંબા આંબલીરે ઈડર દાડિમ દાખા ॥ એ દેશી ॥

દુઃખ દોહગ દૂરે ટલ્યાં રે, સૂખ સંપદશું ભેટ, ધીંગ

ધણી માથે કિયા રે, કુણુ ગંજે નર ખેટ. વિમલ જિન દીઠા લોયણુ આજ, મારા સિદ્ધાં વાંછિત કાજ. વિમલ જિન દીઠાં૦ ॥ ૧ ॥ ચરણુ કમલ કમલા વસેરે, નિરમલ થિર પદ દેખ, સમલ અથિર પદ પરિહરી રે, પંકજ પામર પેખ. વિમલ૦ દીઠાં૦ ॥ ૨ ॥ મુજ મન તુજ પદ પંકજે રે, લીણો ગુણુ મકરંદ, રંક ગણે મંદિર ધરા રે, ઈંદ ચંદ નાગિંદ. વિમલ૦ દીઠાં૦ ॥ ૩ ॥ સાહેબ સમરથ તું ધણી રે, પામ્યો પરમ ઉદાર, મન વિસરામી વાલહો રે, આતમચો આધાર. વિમલ૦ દીઠાં૦ ॥ ૪ ॥ દરિશન દીઠે જિન તણું રે, સંશય ન રહે વેધ, દિનકર કર ભર પસરંતા રે, અંધકાર પ્રતિષેધ. વિમ૦ દીઠાં૦ ॥ ૫ ॥ અમીય ભરી મૂરતિ રચી રે, ઉપમા ન ઘટે કોય, શાંત સુધારસ ઝીલતી રે, નિરખત તૃપતિ ન હોય. વિમલ૦ દીઠાં૦ ॥ ૬ ॥ એક અરજ સેવક તણીરે, અવધારો જિનદેવ; કૃપા કરી મુજ દીજીયે રે, આનંદઘન પદ સેવ. વિમલ૦ દીઠાં૦ ॥ ૭ ॥ ઈતિ ॥

## ॥ अथ श्री अनंत जिन स्तवनं

રાગ રામગ્રી ॥ કડખાની દેશીની ઢાલ પ્રસિદ્ધ છે ॥

ધાર તરવારની સોહિલી દોહિલી, ચૌદમા જિનતણી ચરણુ સેવા; ધાર પર નાચતા દેખ બાજીગરા સેવના ધાર પર રહે ન દેવા. ॥ ધાર૦ ॥ ૧ ॥ એ આંકણી છે ॥ એક કહે સેવીયે વિવિધ કિરિયા કરી, ફલ અનેકાંત લોચન ન દેખે; ફલ અનેકાંત કિરિયા કરી બાપડા, રડવડે ચાર ગતિ માંહે લેખે. ॥ ધાર૦ ॥ ૨ ॥ ગચ્છના ભેદ બહુ નયણુ

નિહાલતાં, તત્ત્વની વાત કરતાં ન લાજે; ઉદર ભરણાદિ નિજં કાજ કરતા થકા, મોહ નડિયા કલિકાલ રાજે. ધાર૦ ॥ ૩॥ વચન નિરપેક્ષ વ્યવહાર જુઠો કહ્યો, વચન સાપેક્ષ વ્યવહાર સાચો; વચન નિરપેક્ષ વ્યવહાર સંસાર ફલ, સાંભલી આદરી કાંઇ રાચો. ॥ ધાર૦ ॥ ૪ ॥ દેવ ગુરૂ ધર્મની શુદ્ધિ કહો કેમ રહે, કેમ રહે શુદ્ધ શ્રદ્ધા ન આણો; શુદ્ધ શ્રદ્ધાન વિણુ સર્વ કિરિયા કરે છાર પર લીંપણો તેહ જાણો. ॥ ધાર૦ ॥ ૫ ॥ પાપ નહિ કોઇ ઉત્સૂત્ર ભાષણ જિસો, ધર્મ નહિ કોઈ જગ સૂત્ર સરિખો; સૂત્ર અનુસાર જે ભાવિક કિરિયા કરે, તેહનો શુદ્ધ ચારિત્ર પરિખો. ॥ ધાર૦ ॥ ૬ ॥ એહ ઉપદેશનું સાર સંક્ષેપથી, જે નરા ચિત્તમાં નિત્ય ધ્યાવે, તે નરા દીવ્ય બહુકાલ સુખ અનુભવી, નિયત આનંદ ઘન રાજ પાવે ॥ ધાર૦ ॥ ૭ ॥ ઇતિ.

## ॥ अथ श्री धर्म जिन स्तवनं ॥

### રાગ ગોડી સારંગ ॥ રસીયાની દેશીમાં ॥

ધરમ જિનેસર ગાઉં રંગશું, ભંગ મ પડશો હો પ્રીત; જિને૦ બીજો મન મંદિર આણું નહી. એ અમ કુલ વટ રીત. ॥ જિને૦ ॥ ધરમ૦ ॥ ૧ ॥ ધરમ ધરમ કરતો જગ સહુ ફિરે, ધરમ ન જાણે હો મર્મ; જિને૦ ધરમ જિનેસર ચરણ ગ્રહ્યા પછી, કોઇ ન બાંધે હો કર્મ. ॥ જિને૦ ॥ ॥ ધરમ૦ ॥ ૨ ॥ પ્રવચન અંજન જો સદ્ગુરૂ કરે, દેખે પરમ નિધાન; જિને૦ હૃદય નયણ નિહાલે જગધણી, મહિમા મેરૂ સમાન ॥ જિને૦ ॥ ધરમ૦ ॥ ૩ ॥ દોડત દોડત દોડત

દાડીચો જેતી મનનીરે દાડ; જિને૦ પ્રેમ પ્રવીત વિચારો હુકડી, ગુરૂ ગમ લેજોરે જોડ. ॥ જિને૦ ॥ ધરમ૦ ॥ ૪ ॥ એક પખી કેમ પ્રીતિ પરવડે, ઉભય મિલ્યા હુએ સંધિ; જિને૦ હું રાગી હું મોહે ફંદીચો, તું નિરાગી નિરબંધ. જિ૦ ધ૦ ॥ ૫ ॥ પરમ નિધાન પ્રગટ મુખ આગલે, જગત ઓલંઘી હો જાય, જિને૦ જ્યોતિ વિના જુઓ જગદીશની, અંધો અંધ પુલાય. ॥ જિને૦ ॥ ધરમ૦ ॥ ૬ ॥ નિરમલ ગુણમણિ રોહણ ભૂધરા, મુનિજન માનસ હંસ; જિને૦ ધન્ય તે નગરી ધન્ય વેલા ઘડી, માતા પિતા કુલ વંશ. ॥ જિને૦ ॥ ધરમ૦ ॥ ૭ ॥ મન મધુકર વર કર જોડી કહે, પદ કજ નિકટ નિવાસ; જિને૦ ઘનનામી આનંદ ઘન સાંભલો, એ સેવક અરદાસ. જિને૦ ॥ ધરમ૦ ॥ ૮ ॥ ઈતિ.

## ॥ अथ श्री शांति जिन स्तवनं ॥

રાગ મલ્હાર ॥ ચતુર ચોમાસું પડિકમી ॥ એ દેશી ॥

શાંતિ જિન એક મુજ વિનતિ, સૂણો ત્રિભુવન રાય રે, શાંતિ સ્વરૂપ કેમ જાણિચે, કહો મન કેમ પરખાય રે. શાંતિ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ ધન્ય તું આતમ જેહને, એહવો પ્રશ્ન અવકાશ રે; ધીરજ મન ધરી સાંભલો, કહું શાંતિ પ્રતિભાસ રે. શાંતિ૦ ॥૨॥ ભાવ અવિશુદ્ધ સુવિશુદ્ધ જે,કહ્યા જિનવર દેવ રે, તે તેમ અવિતથ્થ સદ્દહે, પ્રથમ એ શાંતિ પદ સેવરે. શાંતિ૦ ॥ ૩ ॥ આગમ ધર ગુરૂ સમકિતી, કિરિયા સંવર સાર રે, સંપ્રદાયી અવંચક સદા,

શુચિ અનુભવાધાર રે. શાંતિ૦ ॥ ૪ ॥ શુદ્ધ આલંબન આદરે, તજી અવર જંજાલ રે, તામસી વૃત્તિ સવી પરિહરી, ભજે સાત્ત્વિકી સાલ રે. શાંતિ૦ ॥ ૫ ॥ ફલ વિસંવાદ જેમાં નહિ, શબ્દ તે અર્થ સંબંધિ રે, સકલ નય વાદ વ્યાપી રહ્યો, તે શિવ સાધન સંધિ રે. શાંતિ૦ ॥ ૬ ॥ વિધિ પ્રતિષેધ કરી આતમા, પદારથ અવિરોધ રે, ગ્રહણ વિધિ મહાજને પરિગ્રહ્યો, ઇસો આગમે બોધ રે, શાંતિ૦ ॥ ૭ ॥ દુષ્ટ જન સંગતિ પરિહરી, ભજે સુગુરૂ સંતાન રે; જોગ સામર્થ્ય ચિત્ત ભાવજે, ધરે મુગતિ નિદાન રે, શાં૦ ॥ ૮ ॥ માન અપમાન ચિત્ત સમ ગણે, સમ ગણે કનક પાષાણરે; વંદક નિંદક સમ ગણે, ઇશો હોય તું જાણ રે, શાંતિ૦ ॥ ૯ ॥ સર્વ જગ જંતુને સમ ગણે, સમ ગણે તૃણ મણિ ભાવરે; મુક્તિ સંસાર બેહુ સમ ગણે, મુણે ભવ જલનિધિ નાવરે, શાંતિ૦ ॥ ૧૦ ॥ આપણો આતમ ભાવ જે, એક ચેતના ધારરે; અવર સવિ સાથ સંયોગથી, એહ નિજ પરિકર સાર રે. શાંતિ૦ ॥ ૧૧ ॥ પ્રભુ મુખથી એમ સાંભલી, કહે આતમરામ રે; તાહરે દરિશણે નિસ્તર્યો મુઝ સિદ્ધાં સવિ કામરે. શાંતિ૦ ॥ ૧૨ ॥ અહો અહો હું મુઝને કહું, નમો મુઝ નમો મુઝરે; અમિત ફલ દાન દાતારની, જેહની ભેટ થઇ તુઝ રે. શાંતિ૦ ॥ ૧૩ ॥ શાંતિ સ્વરૂપ સંક્ષેપથી, કહ્યો નિજ પર રૂપરે; આગમ માંહે વિસ્તર ઘણો, કહ્યો શાંતિ જિન ભૂપ રે. શાંતિ૦ ॥ ૧૪ ॥ શાંતિ સ્વરૂપ એમ ભાવશે, ધરી શુદ્ધ પ્રણિધાનરે; આનંદ ઘન પદ પામશે, તે લેહશે બહુ માનરે. શાંતિ૦ ॥ ૧૫ ॥ ॥ ઇતિ ॥

# ॥ अथ श्री कुंथुजिन स्तवनं ॥

## ॥ રાગ ગુર્જરી તથા રામકલી ॥

અંબર દે હો મુરારી હમારો ॥ એ દેશી ॥

કુંથુ જિન, મનડું કિમહિ ન બાજે હો; ॥ કુંથુ૦ ॥ જિમ જિમ જતન કરીને રાખું, તિમ તિમ અલગું ભાજે હો. કુંથુ૦ ॥ ૧ ॥ રજની વાસર વસતિ ઉજડ, ગયણ પાયાલે જાય, સાપ ખાએ ને મુખડું થોથું, એહ ઉખાણો ન્યાય હો. કુંથુ ॥ ૨ ॥ મુક્તિ તણા અભિલાષી તપીયા, જ્ઞાનને ધ્યાન અભ્યાસે; વયરીડું કાંઇ એહવું ચિંતે, નાખે અવલે પાસે હો, કુંથુ૦ ॥ ૩ ॥ આગમ આગમધરને હાથે, નાવે કિણ વિધિ આંકુ; કિહાં કણે જો હઠ કરી હટકું, તો વ્યાલ તણી પરે વાંકુ હો. કુંથુ૦ ॥ ૪ ॥ જો ઠગ કહું તો ઠગતું ન દેખું, સાહુકાર પણ નાંહિ; સર્વ માંહેને સહુથી અલગું, એ અચરિજ મનમાંહિ હો. કુંથુ૦ ॥ ૫ ॥ જે જે કહું તે કાન ન ધારે, આપ મતે રહે કાલો; સુર નર પં-ડિત જન સમજાવે, સમજે ન મારો સાલો હો. કુંથુ૦ ॥ ૬ ॥ મેં જાણ્યું એ લિંગ નપુંસક, સકલ મરદને ઠેલે; બીજી વાતે સમરથ છે નર; એહને કોઇ ન જેલે હો. કુંથુ૦ ॥ ૭ ॥ મન સાધ્યું તેણે સઘલું સાધ્યું, એહ વાત નહી ખોટી; એમ કહે સાધ્યું તે નવિ માનું, એ કહી વાત છે મોટી હો. કુંથુ ॥ ૮ ॥ મનડું દુરારાધ્ય તેં વશ આ-ણ્યું; તે આગમથી મતિ આણું; આનંદઘન પ્રભુ માહરૂં આણો, તો સાચું કરી જાણું હો. કુંથુ૦ ॥ ૯ ॥ ઇતિ ॥

## ॥ श्री अरजिन-स्तवनं ॥

રાગ પરજ તથા મારૂ, રૂષભનો વંશ રયણાયરૂ એ દેશી.

ધરમ પરમ અરનાથનો, કિમ જાણું ભગવંત રે; સ્વપર સમય સમજાવિયેં, મહિમાવંત મહંત રે. ધર્મ૦ ॥ ૧ ॥ એ આંકણી૦ શુદ્ધાતમ અનુભવ સદા, સ્વ સમય એહ વિલાસ રે; પરબડી છાંહડી જેહ પડે, તે પર સમય નિવાસ રે. ધર્મ૦ ॥ ૨ ॥ તારા નક્ષત્ર ગ્રહચંદની, જ્યોતિ દિનેશ મઝાર રે; દર્શન જ્ઞાન ચરણ થકી, શક્તિ નિજાતમ ધાર રે. ધર્મ૦ ॥ ૩ ॥ ભારી પીલો ચીકણો, કનક અનેક તરંગરે; પર્યાય દૃષ્ટિ ન દીજીયે, એકજ કનક અભંગરે. ધર્મ. ॥ ૪ ॥ દરશન જ્ઞાન ચરણ થકી, અલખ સરૂપ અનેક રે, નિરવિકલ્પરસ પીજિયેં, શુદ્ધ નિરંજન એક રે. ધર્મ૦ ॥ ૫ ॥ પરમારથ પંથ જે કહે, તે રંજે એક તંત રે, વ્યવહારે લખ જે રહે, તેહના ભેદ અનંત રે; ધર્મ૦ ॥ ૬ ॥ વ્યવહારેં લખ દોહિલા, કાંઇ ન આવે હાથ રે; શુદ્ધ નય થાપના સેવતાં, નવી રહે દુવિધા સાથ રે. ધર્મ ॥ ૭ ॥ એક પખી લખિ પ્રીતની, તુંમ સાથે જગ નાથરે; કૃપા કરીને રાખજો, ચરણ તલેં ગ્રહી હાથરે, ધર્મ૦ ॥ ૮ ॥ ચક્રી ધરમ તીરથ તણો, તીરથ ફલ તતસારરે, તીરથ સેવે તે લહે, આનંદઘન નિરધાર રે. ધર્મ૦ ॥ ૯ ॥ ઈતિ.

## ॥ अथ श्री मल्लि जिन स्तवनं ॥

રાગ કાફી ॥ સેવક કિમ અવગણિયે હો ॥ એ દેશી ॥

સેવક કિમ અવગણિયે હો, મલ્લિ જિન. એહ અબ

શોભા સારી, અવર જેહને આદર અતિ દીયે, તેહને મૂલ નિવારી હો. મલ્લિ૦ ॥ ૧ ॥ જ્ઞાન સુરૂપ અનાદિ તમારૂં તે લીધું તુમે તાણી;જુઓ અજ્ઞાન દશા રીસાવી, જાતા કાણુ ન આણી હો. મલ્લિ૦ ॥ ૨ ॥ નિદ્રા સુપન જાગર ઉ-જાગરતા, તુરીય અવસ્થા આવી; નિદ્રા સુપન દશા રીસા-ણી જાણી, ન નાથ મનાવી હો. મલ્લિ૦ ॥ ૩ ॥ સમકિત સાથે સગાઇ કીધી, સપરિવારશું ગાઢી; મિથ્યામતિ અપ-રાધણુ જાણી, ઘરથી બાહિર કાઢી હો, મલ્લિ૦ ॥ ૪ ॥ હા-સ્ય અરતિ રતિ શોક દુગંછા, ભય પામર કર સાલી; નો-કષાય શ્રેણી ગજ ચઢતાં, શ્વાન તણી ગતિ જાલી હો મલ્લિ૦ ॥ ૫ ॥ રાગદ્વેષ અવિરતિની પરીણુતિ, એ ચરણુ મોહના યોધા; વીતરાગ પરિણુતિ પરણુમતા, ઉઠી નાઠા બોદ્ધા હો. મલ્લી૦ ॥ ૬ ॥ વેદોદય કામા પરિણુામા, કામ્ય કરમ સહુ ત્યાગી; નિઃકામી કરૂણુારસ સાગર, અનંત ચતુષ્ક પદ પાગી હો. મલ્લિ૦ ॥ ૭ ॥ દાન વિઘન વારિ સહુ જનને, અભય દાન પદ દાતા; લાભ વિઘન જગ વિઘન નિવારક, પરમ લાભ રસ માતા હો. મલ્લિ૦ ॥ ૮ ॥ વીર્ય વિઘન પંડિત વીર્યે હણી, પુરણુ પદવી યોગી; ભોગોપભોગ દોય વિઘન નિવારી, પૂરણુ ભોગ સુભોગી હો. મલ્લિ૦ ॥ ૯ ॥ એ અઢાર દૂષણુ વર્જિત તનુ, મુનિ જન વૃંદે ગાયા; અવિરતિ રુપક દોષ નિરૂપણુ, નિરદૂષણુ મન ભાયા હો. મલ્લિ૦ ॥ ૧૦ ॥ ઇણુ વિધ પરખી મન વિસરામી, જિનવર ગુણુ જે ગાવે; દીન બંધુની મહેર નજરથી, આનંદઘન પદ પાવે હો. મલ્લિ૦ ॥ ૧૧ ॥ ઇતિ.

## ॥ अथ श्री मुनिसुव्रत जिन स्तवनं ॥

રાગ કાફી ॥ આઘા આમ પધારો પૂજ્ય ॥ એ દેશી ॥

મુનિસુવ્રત જિનરાય, એક મુજ વિનતિ નિસુણો, આતમ તત્ત્વ કયું જાણ્યું જગત ગુરૂ; એહ વિચાર મુજ કહિયો, આતમ તત્ત્વ જાણ્યા વિણુ નિરમલ, ચિત્ત સમાધિ નવિ લહિયો, મુનિ૦ ॥ ૧ ॥ એ આંકણી૦ ॥ કોઇ અબંધ આતમ તત માને, કિરિયા કરતો દિસે; ક્રિયા તણું ફલ કહો કોણુ ભોગવે, એમ પૂછ્યું ચિત રીસે, મુનિ૦ ॥ ૨ ॥ જડ ચેતન એ આતમ એકજ, થાવર જંગમ સરિખો; દુઃખ સુખ સંકર દૂષણુ આવે, ચિત્ત વિચારી જો પરિખો; મુનિ૦ ॥ ૩ ॥ એક કહે નિત્યજ આતમ તત, આતમ દરશણુ લીનો; કૃત વિનાશ અકૃતાગમ દૂષણુ, નવિ દેખે મતિ હીણો. મુનિ૦ ॥ ૪ ॥ સૌગત મત રાગિ કહે વાદી ક્ષણિક એ આતમ જાણો; બંધ મોક્ષ સુખ દુઃખ ન ઘટે, એહ વિચાર મન આણો. મુનિ૦ ॥ ૫ ॥ ભૂત ચતુષ્ક વરજિત આતમ તત, સત્તા અલગી ન ઘટે; અંધ શકટ જો નજર ન દેખે, તો શું કીજે શકટે મુનિ૦ ॥ ૬ ॥ એમ અનેક વાદિ મત વિભ્રમ, સંકટ પડીયો ન લહે, ચીત્ત સમાધ તે માટે પૂછું, તુમ વિણુ તત કોઈ ન કહે, ॥ મુનિ૦ ॥ ૭ ॥ વલતું જગ ગુરૂ ઇણુ પરે ભાખે, પક્ષ :પાત સબ છંડી, રાગ દ્વેષ મોહ પખ વર્જિત આતમ શું રઢ મંડી. ॥મુનિ૦ ॥ ૮ ॥ આતમ ધ્યાન કરે જો કોઇ, સો ફીરી ઇણુમે નાવે, વાગજાલ બીજું સહુ જાણે, એહ તત્ત્વ ચિત્ત ચાવે, ॥ મુનિ૦ ॥ ૯ ॥ જેણે વિવેક ધરીયે પખ ગ્રહીયો તે તત

જ્ઞાની કહીરે, ॥ શ્રી મુનિસુવ્રત કૃપા કરોતો, આનંદઘન પદ લહિયે, મુનિ૦ ॥ ૧૦ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री नमिजिन स्तवनं ॥

રાગ આશાવરી ॥ ધન ધન સંપ્રતિ સાચો રાજા-એ દેશી ॥

ષટ દરશણ જિન અંગ ભણીજે, ન્યાસ ષડંગ જો સાધે રે, નમિ જિનવરના ચરણ ઉપાસક ષટ દરશણ આરાધેરે, ષટ્૦ ॥ ૧ ॥ એ આંકણી. જિન સુર પાદપ પાય વખાણું, સાંખ્ય જોગ દોય ભેદેરે, આતમ સત્તા વિવરણ કરતા, લહો દુગ અંગ અખેદે રે, ષટ૦ ॥ ૨ ॥ ભેદ અભેદ સૌગત મીમાંસક, જિનવર દોય કર ભારી રે, લોકાલોક અવલંબન ભજિયે, ગુરુ ગમથી અવધારી રે. ॥ ષટ૦ ॥ ૩ ॥ લોકાયતિક કૂખ જિનવરની, અંશ વિચારી જો કીજે રે, તત્ત્વ વિચાર સુધારસ ધારા, ગુરૂ ગમ વિણ કેમ પીજેરે. ॥ ષટ૦ ॥ ૪ ॥ જૈન જિનેશ્વર વર ઉત્તમ અંગ; અંતરંગ બહિરંગેરે, અક્ષર ન્યાસ ધરા આરાધક, આરાધે ધરી સંગે રે. ॥ ષટ૦ ॥ ૫ ॥ જિનવરમાં સઘળાં દરિશણ છે, દર્શને જિનવર ભજના રે, સાગરમાં સઘલી તટિની સહી, તટિનીમાં સાગર ભજના રે. ॥ ષટ૦ ॥ ૬ ॥ જિન સ્વરૂપ થઈ જિન આરાધે, તે સહી જિનવર હોવે રે, ભૃંગી ઇલીકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવે રે. ॥ ષટ૦ ॥ ૭ ॥ ચૂરણિ ભાષ્ય સૂત્ર નિર્યુક્તિ વૃત્તિ પરંપર અનુભવ રે, સમય પુરૂષના અંગ કહ્યા એ, જે છેદે તે દુરભવ રે. ॥ ષટ૦ ॥ ૮ ॥ મુદ્રા બીજ ધારણા અક્ષર, ન્યાસ અર્થ વિનિયોગે રે, જે ધ્યાવે તે નવિ વંચી જે, ક્રિયા અવંચક ભોગે રે. ॥ ષટ૦ ॥૯॥

શ્રુત અનુસાર વિચારી બોલું, સુગુરૂ તથાવિધ ન મિલેરે, કિરિયા કરી નવિ સાધી શકિયે, એ વિષવાદ ચિત્ત સઘલે રે. ॥ ષટ૦ ॥ ૧૦ ॥ તે માટે ઉભા કર જોડી, જિનવર આગલ કહિયે રે, સમય ચરણ સેવા શુદ્ધ દેજો, જેમ આનંદઘન લહિયે રે. ॥ ષટ૦ ॥ ૧૧ ॥ ઈતિ ॥

## ॥ अथ श्री नेमनाथ जिन स्तवनं ॥

રાગ મારૂણી ॥ ધણુરા ઢોલા ॥ એ દેશી ॥

અષ્ટ ભવંતર વાલહી રે, તું મુઝ આતમ રામ, મનરાવાલા, મુગતિ સ્ત્રી શું આપણે રે, સગપણ કોઈ ન કામ. ॥ મન૦ ॥ ૧ ॥ ઘર આવો હો, વાલિમ ઘર આવો, મારિ આશાના વિસરામ. ॥ મન૦ ॥ રથ ફેરો હો, સાજન રથ ફેરો, સાજન મારા મનના મનોરથ સાથ. ॥ મન૦ ॥ ॥ ૨ ॥ નારી પખો સ્યો નેહલો રે, સાચ કહે જગનાથ, ॥ મન૦ ॥ ઈશ્વર અરધાંગે ધરી રે, તું મુજ ઝાલે ન હાથ. ॥ મન૦ ॥ ૩ ॥ પશુ જનની કરુણા કરીરે, આણી હૃદય વિચાર, ॥ મન૦ ॥ માણુસની કરૂણા નહી રે, એ કુણ ઘર આચાર, ॥ મન૦ ॥ ૪ ॥ પ્રેમ કલ્પ તરૂ છેદીયોરે, ધરિયો જોગ ધતૂર, ॥ મન૦ ॥ ચતુરાઇરો કુણ કહો રે, ગુરૂ મિલીયો જગ સૂર, ॥ મન૦ ॥ ૫ ॥ મહારું તો એમાં કયુંહી નહીરે, આપ વિચારો રાજ. ॥ મન૦ ॥ રાજ સભામાં બેસતા રે, કિંસડી બધસી લાજ, ॥ મન૦ ॥ ૬ ॥ પ્રેમ કરે જગ જન સહુરે, નિરવાહે તે ઓર, ॥ મન૦ ॥ પ્રીત કરીને છોડીદે રે, તે શું ન ચાલે જોર, ॥ મન૦ ॥ ૭ ॥ જો મનમાં એહવું હતું રે, નિસપતિ કરત ન જાણ, ॥ મન૦ ॥

નિસ્પતિ કરીને છાંડતાં રે, માણુસ હુએ નુકસાન. ॥ મન૦ ॥ ॥ ૮ ॥ દેતાં દાન સંવત્સરી રે, સહુ લહે વંછિત પોષ. ॥ મન૦ ॥ સેવક વંછિત નવિ લહે રે, તે સેવકનો દોષ. ॥ મન૦ ॥ ૯ ॥ સખી કહે એ શામલો રે, હું કહું લક્ષણ સેત, ॥ મન૦ ॥ ઇણ લક્ષણ સાચી સખી રે, આપ વિચારો હેત, ॥ મન૦ ॥ ૧૦ ॥ રાગી શું રાગી સહુરે, વેરાગી શો રાગ. ॥ મન૦ ॥ રાગ વિના કેમ દાખવો રે, મુગતિ સુંદરી માગ. ॥ મન૦ ॥ ૧૧ ॥ એક ગુહ્ય ઘટતું નથી રે, સઘલોઈ જાણે લોક. ॥ મન૦ ॥ અનેકાંતિક ભોગવોરે, બ્રહ્મચારી ગત રોગ. ॥ મન૦ ॥ ૧૩ ॥ જિણ જોણી તુમને જોઉં રે, તિણ જોણી જુવો રાજ, ॥ મન૦ ॥ એક વાર મુજને જુઓ રે તો સીજે મુજ કાજ. ॥ મન૦ ॥ ॥ ૧૩ ॥ મોહ દશા ધરી ભાવતાં રે, ચિત્ત લહે તત્વ વિચાર. ॥ મન૦ ॥ વીતરાગતા આદરી રે, પ્રાણનાથ નિરધાર. ॥ મન૦ ॥ ૧૪ ॥ સેવક પણ તે આદરે રે, તો રહે સેવક મામ. ॥ મન૦ ॥ આશય સાથે ચાલીયે રે, એહિજ રૂડું કામ. ॥ મન૦ ॥ ૧૫ ॥ ત્રિવિધ યોગ ધરી આદર્યો રે, નેમનાથ ભરતાર. ॥ મન૦ ॥ ધારણ પોષણ તારણો રે, નવરસ મુગતા હાર. ॥ મન૦ ॥ ૧૬ કારણ રૂપી પ્રભુ ભજ્યો રે, ગણ્યો ન કાજ અકાજ. ॥ મન૦ ॥ કૃપા કરી મુજ દીજીયે રે; આનંદઘન પદ રાજ. ॥ મન૦ ॥ ૧૭ ॥ ઇતિ

## ॥ अथ श्री पार्श्वजिन स्तवनं ।

॥ રાગ સારંગ રસીયાની દેશી ॥

ધ્રુવપદ રામી હો સ્વામી માહરા, નિઃકામી ગુણરાય.

॥ સુજ્ઞાની ॥ નિજગુણ કામી હો, પામી તું ધણી, ધ્રુવ આરામી હો થાય. ॥ સુજ્ઞાની ધ્રુવ૦ ॥ ૧ ॥ સર્વ વ્યાપી કહે સર્વ જાણુંગપણે. પર પરિણમન સરૂપ, ॥ સુજ્ઞાની ॥ પરરૂપે કરી તત્ત્વપણું નહી, સ્વસત્તા ચિદ્રૂપ, સુજ્ઞાની ॥ ધ્રુવ૦ ॥૨॥ જ્ઞેય અનેકે હો જ્ઞાન અનેકતા, જલ ભાજન રવિ જેમ, ॥ સુજ્ઞાની ॥ દ્રવ્ય એકત્વ પણે ગુણ એકતા, નિજ પદ રમતા હો ખેમ, ॥ સુજ્ઞાની ॥ ધ્રુવપદ૦ ॥ ૩ ॥ પરક્ષેત્રે ગત જ્ઞેયને જાણવે, પરક્ષેત્રે થયું જ્ઞાન, ॥ સુજ્ઞાની ॥ અસ્તિપણું નિજ ક્ષેત્રે તુમે કહ્યો, નિર્મલતા ગુણમાન, ॥ સુજ્ઞાની ॥ ધ્રુવપદ૦ ॥ ૪ ॥ જ્ઞેય વિનાશે હો જ્ઞાન વિનશ્વરૂ, કાલ પ્રમાણે રે થાય. ॥સુજ્ઞાની॥ સ્વકાલે કરી સ્વસત્તા સદા, તે પરરીતે ન જાય. ॥સુજ્ઞાની૦॥ ધ્રુવપદ૦ ॥૫॥ પરભાવે કરી પરતા પામતા, સ્વસત્તા થિર ઠાણ, ॥ સુજ્ઞાની ॥ આત્મ ચતુષ્ક મયી પરમાં નહી, તો કેમ સહુનોરે જાણ. સુજ્ઞાની ॥ ધ્રુવપદ૦ ॥૬॥ અગુરૂ લઘુ નિજ ગુણને દેખતાં, દ્રવ્ય સકલ દેખંત, ॥ સુજ્ઞાની ॥ સાધારણ ગુણની સાધર્મ્યતા, દર્પણ જલને દ્રષ્ટાંત. ॥ સુજ્ઞાની ॥ ધ્રુવપદ૦ ॥ ૭ ॥ શ્રી પારસ જિન પારસ રસ સમો, પણ ઈહાં પારસ નાંહિ, ॥ સુજ્ઞાની ॥ પૂરણ રસીઓ હો નિજ ગુણ પરસનો, આનંદઘન મુજ માંહિ, ॥ સુજ્ઞાની ॥ ધ્રુવપદ ॥ ૮ ॥ ઇતિ ॥

## अथ श्री महावीर जिन स्तवनं

### રાગ ધનાશ્રી.

વીરજીને ચરણે લાગું, વીર પણું તે માગું રે, ॥

મિથ્યા મોહ તિમિર ભય ભાગું, જિત નગારૂં વાગું રે, ॥ વીર૦ ॥ ૧ ॥ છઉમત્થ વીરય લેસ્યા સંગે, અભિસંધિજ મતિ અંગેરે, ॥ સૂક્ષ્મ થુલ ક્રિયાને રંગે, યોગી થયો ઉમંગેરે, ॥ વીર૦ ॥ ૨ ॥ અસંખ્ય પ્રદેશે વીર્ય અસંખે, યોગ અસંખિત કંખેરે, ॥ પુદ્ગલ ગણ તેણે લે સુવિશેષે, યથા શક્તિ મતિ લેખે રે. ॥ વીર૦ ॥ ૩ ॥ ઉત્કૃષ્ટે વીરયને વેસે યોગ ક્રિયા નવિ પેસે રે; યોગ તણી ધ્રુવતાને લેસે, આતમ શક્તિ ન ખેસે રે. ॥ વીર૦ ॥ ૪ ॥ કામ વીર્ય વશે જેમ ભોગી, તેમ આતમ થયો ભોગી રે; સૂરપણે આતમ ઉપયોગી, થાયે તેહને અયોગી રે. વીર૦ ॥ ૫ ॥ વીરપણું તે આતમ ઠાણે, જાણ્યું તુમચી વાણેરે, ધ્યાન વિનાણે શક્તિ પ્રમાણે, નિજ ધ્રુવપદ પહિચાણેરે. વીર૦ ॥ ૬ ॥ આલંબન સાધન જે ત્યાગે, પર પરિણતિને ભાગે રે; અક્ષય દર્શન જ્ઞાન વૈરાગે, આનંદઘનપ્રભુ જાગે રે. ॥ વીર૦ ॥ ૭ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री पार्श्वजिन स्तवनं ॥

### શાંતિ જિન એક મુજ વિનતિ ॥ એ દેશી ॥

પાસ જિન તાહરા રૂપનું મુજ પ્રતિભાસ કેમ હોય રે; તુજ મુજ સત્તા એકતા અચલ વિમલ અકલ જોય રે. પાસ૦ ॥ ૧ ॥ એ આંકણી છે ॥ મુજ પ્રવચન પક્ષથી નિશ્ચય ભેદ ન કોયરે; વિવહારે લખિ દેખીયે ભેદ પ્રતિભેદ બહુલોય રે. પાસ૦ ॥૨॥ બંધન મોખ નહિ નિશ્ચયે વિવહારે ભજ દોય રે; અખંડિત અબાધિત સોય કદા નિત અબાધિત સોય રે. પાસ૦ ॥૩॥ અન્વય હેતુ વ્યતિરેકથી અંતરો

તુજ મુજ રુપ રે; અંતર મેટવા કારણે આત્મ સ્વરુપ અનુપ રે પાસ૦ ॥ ૪ ॥ આતમતા પરમાત્મતા શુદ્ધ નય ભેદ ન એક રે; અવર આરોપિત ધર્મ છે તેહના ભેદ અનેક રે. પાસ૦ ॥ ૫ ॥ ધરમી ધરમથી એકતા તેહ મુજ રૂપ અભેદ રે; એક સત્તા લખ એકતા કહે તે મૂઢમતિ ખેદ રે, પાસ૦ ॥ ૬ ॥ આતમ ધરમ અનુસરી રમે જે આતમ રામે રે; આનંદઘન પદવી લહે પરમ આતમ તસ નામ રે. પાસ૦ ॥ ૭ ॥ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री महावीरजिननुं स्तवनं ॥

### પંથડા નિહાળું રે બીજા જિન તણો રે ॥ એ દેશી ॥

ચરમ જિણેસર વિગત સ્વરૂપનું રે, ભાવું કેમ સરૂપ, સાકારી વિણ ધ્યાન ન સંભવે રે, એ અવિકાર અરૂપ ॥ ચરમ૦ ॥ ૧ ॥ આપ સરૂપે આતમમાં રમેરે, તેહના ધુર બે ભેદ, અસંખ ઉક્કોસે સાકારી પદેરે, નિરાકારી નિરભેદ ॥ ચરમ૦ ॥ ૨ ॥ સુખમ નામ કરમ નિરાકાર જે રે, તેહ ભેદે નહિ અંત, નિરાકાર જે નિરગતિ કર્મથી રે, તેહ અભેદ અનંત. ॥ ચરમ૦ ॥ ૩ ॥ રૂપ નહીં કઈ યે બંધન ઘટયું રે, બંધન મોક્ષ ન કોય, બંધ મોક્ષ વિણુ સાહિ અનંતનું રે, ભંગ સંગ કેમ હોય. ॥ ચરમ૦ ॥ ૪ ॥ દ્રવ્ય વિના તેમ સત્તા નવિ લહે રે, સત્તા વિણુ સ્યો રૂપ, રૂપ વિના કેમ સિદ્ધ અનંતતા રે, ભાવું અકલ સરૂપ. ॥ ચરમ૦ ॥ ૫ ॥ આતમતા પરિણતિ જે પરિણમ્યા રે, તે મુઝ ભેદાભેદ, તદાકાર વિણુ મારા રૂપનું રે, ધ્યાવું વિધ પ્રતિષેધ.

॥ ચરમ૦ ॥ ૬ ॥ અંતિમ ભવગ્રહણે તુજ ભાવનું રે, ભાવશું શુદ્ધ સરુપ, તઈયેં આનંદઘન પદ પામશું રે, આતમ રૂપ અનુપ. ॥ ચરમ૦ ॥ ૭ ॥

## श्री पार्श्वजिन स्तवनं.

### સ્વામિ શ્રી મંહિર વિનતિ એ દેશી.

પ્રણમું પદ પંકજ પાર્શ્વના, જશ વાસના અગમ અનુપરે, મોહ્યા મન મધુકર જેહથી, પામે નિજ શુદ્ધ સ્વરૂપરે, પ્રણમું૦ ॥ ૧ ॥ પંક કલંક શંકા નહી, નહીં ખેદાદિક દુખ દોષ રે, ત્રિવિધ અવંચક જોગથી, લહે અધ્યાતમ સુખ પોષ રે, પ્રણમું૦ ॥ ૨ ॥ દુરંદશા દુરે ટલે, ભજે મુદિતા મૈત્રી ભાવ રે, વરતે નિતચિત્ત મધ્યસ્થતા, કરૂણામય શુદ્ધ સ્વભાવ રે, પ્રણમું૦ ॥ ૩ ॥ નિજ સ્વભાવ સ્થિર કર ધરે, ન કરે પુદ્ગલની ખેંચ રે, સાખી હુઈ વરતે સદા, ન કદા પરભાવ પ્રપંચરે, પ્રણમું૦ ॥ ૪ ॥ સહજ દશા નિશ્ચય જગે, ઉત્તમ અનુપમ રસ રંગ રે, રાચે નહી પરભાવ શું, નિજ ભાવ શું રંગ અભંગ રે, પ્રણમું૦ ॥ ૫ ॥ નિજગુણ સબ નિજમેં લખે, ન ચખે પરગુણની રેખરે. ખીર નીર વિવરો કરે, એ અનુભવ હંસ સું પેખરે, પ્રણમું૦ ॥૬॥ નિર્વિકલ્પધ્યેય અનુભવે, અનુભવ અનુભવની પ્રીત રે, ઓર ન કબહું લખી શકે, આનંદઘન પ્રીત પ્રતીત રે, પ્રણમું૦ ૭.

## श्री महावीरजीन स्तवनं

### અભિનંદન જિન દરિશણ તરસીયેં—એ દેશી.

વીર જિનેશ્વર પરમેશ્વર જયો, જગત જીવન જિન

ભૂપ, અનુભવ મિત્તે રે ચિત્તે હિત કરી, દાખ્યું તાસ સ્વરૂપ, વીર૦ ॥ ૧ ॥ જેહ અગોચર માનસ વચને, તેહ અતીંદ્રિય રૂપ, અનુભવ મિત્તે રે વ્યક્તિ શક્તિ શું, ભાખ્યું તાસ સ્વરૂપ, વીર૦ ॥ ૨ ॥ નયનિક્ષેપે રે જેહ ન જાણિયે, નવિ જિહાં પ્રસરે પ્રમાણ, શુદ્ધ સ્વરૂપે રે તે બ્રહ્મ દાખવે, કેવલ અનુભવ ભાણ, વીર૦ ॥ ૩ ॥ અલખ અગોચર અનુપમ અર્થનો, કોણ કહી જાણે રે ભેદ, સહજ વિશુદ્ધયેરે અનુભવ વયણ જે, શાસ્ત્ર તે સયલા રે ખેદ, વીર૦ ॥ ૪ ॥ દિશિ દેખાડી રે શાસ્ત્ર સવિ રહે, ન લહે અગોચર બાત, કારજ સાધક બાધક રહિત જે, અનુભવ મિત્ત વિખ્યાત, વિર૦ ॥ ૫ ॥ અહો ચતુરાઇ રે અનુભવ મિત્તની, અહો તસ પ્રીત પ્રતીત, અંતરજામી સ્વામી સમીપ તે, રાખી મિત્ર સું રીત વીર૦ ॥ ૬ ॥ અનુભવ સંગે રે રંગે પ્રભુ મલ્યા, સફલ ફલ્યા સવિ કાજ, નિજપદ સંપદ જે તે અનુભવે, આનંદઘન મહારાજ. વીર૦ ૭. ઇતિ.

ઇતિ શ્રી આનંદઘનજી કૃત ચોવિસજિન
સ્તુતિ સંપૂર્ણમ

## ॥ अथ श्री देवचंद्रजी कृत चोवीशी प्रारंभः ॥

## ॥ तत्र श्री रुषभजिन स्तवनं

નિંદડી વેરણ હુઇ રહી ॥ એ દેશી ॥

ઋષભ જિણંદ શું પ્રીતડી, કિમ કિજે હો કહો ચતુર વિચાર; પ્રભુજી જઇ અલગા વસ્યા, તિહાં કણે નવિ હો કોઈ વચન ઉચ્ચાર. ઋષભ૦ ॥ ૧ ॥ કાગલ પણ પહોંચે

નહિં, નવિ પહોંચે હો તિહાં કો પરધાન; જે પહોંચે તે તુમ સમો, નવિ ભાંખે હો કોઇનું વ્યવધાન ઋષભ૦ ॥ ૨ ॥ પ્રીત કરે તે રાગીયા, જિનવરજી હો તુમે તો વીતરાગ; પ્રીતડી જેહ અરાગીથી, ભેલવવી હો લોકોત્તર માગ. ઋષભ૦ ॥ ૩ ॥ પ્રીતિ અનાદિની વિષભરી, તે રીતે હો કરવા મુજ ભાવ; કરવી નિર્વિષ પ્રીતડી, કિણુ ભાંતે હો કહો બને બનાવ; ઋષભ૦ ॥ ૪ ॥ પ્રીતિ અનંતિ પરથકી, જે તોડે હો તે જોડે એહ; પરમ પુરૂષથી રાગતા, એકત્વતા હો દાખી ગુણુ ગેહ. ઋષભ૦ ॥ ૫ ॥ પ્રભુજીને અવલંબતા, નિજ પ્રભુતા હો પ્રગટે ગુણુ રાશ; દેવચંદ્રની સેવના, આપે મુજ હો અવિચલ સુખવાસ. ઋષભ૦ ॥ ૬ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री अजिताजिन स्तवनं ॥

### દેખો ગતિ દૈવની રે ॥ એ દેશી ॥

જ્ઞાનાદિક ગુણુ સંપદા રે, તુઝ અનંત અપાર, તે સાંભલતા ઉપની રે રૂચિ તેણે પાર ઉતાર ॥૧ ॥ અજિત જિન તારજો રે તારજો દીન દયાલ ॥ અજિત૦ ॥ એ આંકણી. જે જે કારણુ જેહનું રે સામગ્રી સંયોગ, મલતાં કારણુ નીપજે રે કર્તા તેણે પ્રયોગ ॥ અજિત૦ ॥ ૨ ॥ કાર્ય સિદ્ધ કર્તા વસુ રે લહી કારણુ સંયોગ;નિજ પદ કારક પ્રભુ મિલ્યા રે હોય નિમિતહ ભોગ. અજિત૦ ॥ ૩ ॥ અજ કુલ ગત કેસરી લહે રે નિજ પદ સિંહ નિહાલ ॥ તિમ પ્રભુ ભકતે ભવિ લહે રે આતમ શક્તિ સંભાલ ॥

॥ અજિત૦ ॥ ૪ ॥ કારણુ પદ કર્તા પણે રે કરી આરોપ અભેદ, નિજ પદ અરથી પ્રભુ થકી રે કરે અનેક ઉમેદ. અજિત૦ ॥ ૫ ॥ એહવા પરમાતમ પ્રભુ રે પરમાનંદ સ્વરૂપ, સ્યાદવાદ સત્તા રસી રે અમલ અખંડ અરૂપ. અજિત૦ ॥ ૬ ॥ આરોપિત સુખ ભ્રમ ટલ્યો રે ભાસ્યો અવ્યાબાધ, સમર્યું અભિલાખી પણું રે કર્તા સાધન સાધ્ય. અજિત૦ ॥ ૭ ॥ ગ્રાહકતા સ્વામીત્વતા રે વ્યાપક ભોક્તાભાવ કારણુતા કારજ દિશા રે સકલ ગ્રહ્યું નિજ ભાવ. અજિત૦ ॥ ૮ ॥ શ્રદ્ધા ભાસન રમણુતા રે દાનાદિક પરિણુામ,સકલ થયા સત્તા રસીરે જિનવર દરશણુ પામ. અજિત૦ ॥ ૯ ॥ તિણે નિર્યામક માહણો રે વૈદ્ય ગોપ આધાર, દેવચંદ્ર સુખ સાગરુ રે ભાવ ધરમ દાતાર, અજિત૦ ॥ ॥ ઈતિ ॥

## ॥ अथ श्री संभवजिन स्तवनं ॥

### ધણુરા ઢોલા–એ દેશી.

શ્રી સંભવ જિનરાજજી રે, તાહરૂં અકલ સ્વરૂપ, જિનવર પૂજો, સ્વપર પ્રકાશક દિનમણિ રે, સમતા રસનો ભૂપ. જિન૦ ॥ ૧ ॥ પૂજો પૂજો રે ભવિક જિન પૂજો, પ્રભુ પૂજ્યા પરમાનંદ. જિન૦ ॥ એ આંકણી ॥ અવિસંવાદ નિમિત્ત છો રે, જગત જંતુ સુખ કાજ. જિન૦ હેતુ સત્ય બહુ માનથી રે, જિન સેવ્યા શિવરાજ. જિન૦ ॥ ૨ ॥ ઉપાદાન આતમ સહી રે, પુષ્ટાલંબન દેવ. જિન૦ ઉપાદાન કારણુ પણે રે, પ્રગટ કરે પ્રભુ સેવ. જિન૦ ॥ ૩ ॥ કારજ ગુણુ કારણુ પણે રે, કારણુ કારજ અનૂપ. જિન૦ સકલ

સિદ્ધતા તાહરી રે, માહરે સાધન રૂપ. જિન૦ ॥ ૪ ॥ એક વાર પ્રભુ વંદના રે, આગમ રીતે થાય, જિન૦ કારણ સત્યે કાર્યની રે, સિદ્ધિ પ્રતીતિ કરાય. જિન૦ ॥ ૫ ॥ પ્રભુ પણે પ્રભુ ઓલખી રે, અમલ વિમલ ગુણ ગેહ. જિન૦ સાધ્ય દૃષ્ટિ સાધક પણે રે, વંદે ધન નર તેહ. જિન૦ ॥ ૬ ॥ જન્મ કૃતારથ તેહનો રે, દિવસ સફલ પણ તાસ. જિન૦ જગત શરણ જિન ચરણને રે, વંદે ધરિય ઉલ્લાસ. જિન૦ ॥ ૭ ॥ નિજ સત્તા નિજ ભાવથી રે ગુણ અનંતનું ઠાણ. જિન૦ દેવચંદ્ર જિનરાજજી રે, શુદ્ધ સિદ્ધ સુખ ખાણ. જિન૦ ॥ ૮ ॥ ઇતિ. ॥

## ॥ अथ श्री अभिनंदन जिन स्तवनं ॥

### બ્રહ્મચર્ય પદ પૂજીયે-એ દેશી.

કયું જાણું કયું બની આવશે, અભિનંદન રસ રીત હો મિત્ત, પુદ્ગલ અનુભવ ત્યાગથી, કરવી જસુ પરતીત હો મિત્ત. કયું૦ ॥ ૧ ॥ પરમાતમ પરમેશ્વરૂ, વસ્તુગતે તે અલિપ્ત હો મિત્ત. દ્રવ્યે દ્રવ્ય મિલે નહી, ભાવે તે અન્ય અવ્યાપ્ત હો મિત્ત. કયું૦ ॥ ૨ ॥ શુદ્ધ સ્વરૂપ સનાતનો, નિર્મલ જે નિઃસંગ હો મિત્ત, આતમ વિભુતિ પરિણમ્યો, ન કરે તે પરસંગ હો મિત્ત, કયું૦ ॥ ૩ ॥ પણ જાણું આગમ બલે, મલવો તુમ પ્રભુ સાથ હો મિત્ત, પ્રભુ તો સ્વસંપત્તિમયી, શુદ્ધ સ્વરૂપનો નાથ હો મિત્ત, કયું૦ ॥ ૪ ॥ પર પરિણામિકતા અછે, જે તુજ પુદ્ગલ જોગ હો મિત્ત, જડ ચલ જગની એઠનો, ન ઘટે તુજને ભોગ હો મિત્ત.

કર્યું૦ ॥ ૫ ॥ શુદ્ધ નિમિત્ત પ્રભુ ગ્રહો, કરી અશુદ્ધ પર હેય હો મિત્ત, આત્માલંબી ગુણ લહી, સહુ સાધકનો ધ્યેય હો મિત્ત. કર્યું૦ ॥ ૬ ॥ જિમ જિનવર આલંબને, વધે સધે એક તાન હો મિત્ત, તિમ તિમ આત્માલંબની, ગ્રહે સ્વરૂપ નિદાન હો મિત્ત. કર્યું૦ ॥ ૭ ॥ સ્વ સ્વરૂપ એકત્વતા, સાધે પૂર્ણાનંદ હો મિત્ત, રમે ભોગવે આતમા, રત્નત્રયી ગુણવૃંદ હો મિત્ત. કર્યું૦ ॥ ૮ ॥ અભિનંદન અવલંબને, પરમાનંદ વિલાસ હો મિત્ત, દેવચંદ્ર પ્રભુ સેવના, કરી અનુભવ અભ્યાસ હો મિત્ત. કર્યું૦ ॥ ૯ ॥

## ॥ अथ श्री सुमतिजिन स्तवनं ॥

### કડખાની-દેશી.

અહો સિરી સુમતિ જિન શુદ્ધતા તાહરી, સ્વગુણ પર્યાય પરિણામ રામી, નિત્યતા એકતા અસ્તિતા ઇતર યુત, ભોગ્ય ભોગી થકો પ્રભુ અકામી. અહો૦ ॥ ૧ ॥ ઉપજે વ્યય લહે તહવી તેહવો રહે, ગુણ પ્રમુખ બહુલતા તહવિ પિંડિ, આત્મભાવે રહે અપરતા નવિ ગ્રહે, લોક પ્રદેશ મિત પણ અખંડી, અહો૦ ॥ ૨ ॥ કાર્ય કારણ પણે પરિણમે તહવી ધ્રુવ, કાર્ય ભેદે કરે પણ અભેદી, કર્તૃતા પરિણમે નવ્યતા નવિ રમે, સકલ વેત્તા થકો પણ અવેદી. અહો૦ ॥ ૩ ॥ શુદ્ધતા બુદ્ધતા દેવ પરમાત્મતા, સહજ નિજ ભાવ ભોગી અયોગી, સ્વપર ઉપયોગી તદાત્મ્ય સત્તા રસી, શક્તિ પ્રયુંજતો ન પ્રયોગી. અહો૦ ॥ ૪ ॥ વસ્તુ

નિજ પરિણતે સર્વ પરિણામકી, એટલે કોઈ પ્રભુતા ન પામે, કરે જાણે રમે અનુભવે તે પ્રભુ, તત્ત્વ સ્વામિત્વ શુચિ તત્ત્વ ધામે. અહો૦ ॥ ૫ ॥ જીવ નવિ પુગ્ગલી નૈવ પુગ્ગલ કદા, પુગ્ગલા ધાર નહિ તાસ રંગી, પર તણો ઈશ નહિ અપર ઐશ્વર્યતા, વસ્તુ ધર્મે કદા ન પર સંગી. અહો૦ ॥ ૬ ॥ સંગ્રહે નહિં આપે નહિં પર ભણી, નવિ કરે આદરે ન પર રાખે, શુદ્ધ સ્યાદ્વાદ નિજ ભાવ ભોગી જિકે, તેહ પર ભાવને કેમ ચાખે. અહો૦ ॥ ૭ ॥ તાહરી શુદ્ધતા ભાસ આશ્ચર્યથી, ઉપજે રૂચિ તણે તત્ત્વ ઈહે, તત્ત્વરંગી થયો દોષથી ઉભગ્યો, દોષ ત્યાગે ટલે તત્ત્વ લીહે. અહો૦ ॥ ૮ ॥ શુદ્ધ માર્ગે વધ્યો સાધ્ય સાધન સધ્યો, સ્વામિ પ્રતિછંદે સત્તા આરાધે, આત્મ નિસપત્તિ તિમ સાધના નવિ ટકે, વસ્તુ ઉત્સર્ગ આતમ સમાધે. અહો૦ ॥ ૯ ॥ માહરી શુદ્ધ સત્તા તણી પૂર્ણતા, તેહનો હેતુ પ્રભુ તુંહિ સાચો, દેવચંદ્રે સ્તવ્યો મુનિગણે અનુભવ્યો, તત્ત્વ ભક્તે ભવિક સકલ રાચો. અહો૦ ॥ ૧૦ ॥ ઇતિ.

## ॥ अथ श्री पद्मप्रभजिन स्तवनं ॥

હું તુંજ આગલ શી કહું કેશરીયા લાલ ॥ એ દેશી ॥

શ્રી પદ્મપ્રભ જિન ગુણ નિધિ રે લાલ, જગતારક જગદીશ રે, વાલ્હેસર ॥ જિન ઉપગાર થકી લહેરે લાલ, ભવિજન સિદ્ધિ જગીશરે. ॥ વા૦ ॥ ૧ ॥ તુજ દરિશણ મુજ વાલહું રે લાલ, દરિશણ શુદ્ધ પવિત્ત રે; વા૦ દર્શન શબ્દે નયે કરે રે લાલ, સંગ્રહ એવંભૂત રે વા૦ ॥ તુ૦ ॥

॥ ૨ ॥ બીજે વૃક્ષ અનંતતા રે લાલ, પસરે ભૂજલ યોગ રે; વા૦ તિમ મુઝ આતમ સંપદા રે લાલ, પ્રગટે પ્રભુ સંયોગ રે. ॥ વા૦ ॥ તુ૦ ॥ ૩ ॥ જગત જંતુ કારજ રૂચિ રે લાલ, સાધે ઉદયે ભાણુ રે; વા૦ ચિદાનંદ સુવિલાસતા રે લાલ, વાધે જિણુવર ઝાણુ રે. ॥ વા૦ ॥ તુ૦ ॥ ॥ ૪ ॥ લબ્ધિ સિદ્ધિ મંત્રાક્ષરે રે લાલ, ઉપજે સાધક સંગ રે; વા૦ સહજ અધ્યાતમ તત્ત્વતા રે લાલ, પ્રગટે તત્ત્વી રંગ રે. ॥ વા૦ ॥ તુ૦ ॥ ૫ ॥ લોહ ધાતુ કંચન હુવે રે લાલ. પારસ ફરસન પામી રે; વા૦ પ્રગટે અધ્યાતમ દીશા રે લાલ, વ્યક્ત ગુણી ગુણુ ગ્રામ રે, ॥ વા૦ ॥ ॥ તુ૦ ॥ ૬ ॥ આત્મ સિદ્ધિ કારજ ભણી રે લાલ, સહજ નિર્યાસક હેતુ રે; વા૦ નામાદિક જિનરાજનાં રે લાલ, ભવ સાગર માંહે સેતુ રે. ॥ વા૦ ॥ તુ૦ ॥ ૭ ॥ થંભન ઇંદ્રિય યોગનો રે લાલ, રક્ત વરણુ ગુણુ રાય રે વા૦ દેવચંદ્ર વૃંદે સ્તવ્યો રે લાલ, આપ અવર્ણ અકાય રે. ॥ વા૦ ॥ ॥ તુ૦ ॥ ૮ ॥ ઇતિ ॥

## ॥ अथ श्रीसुपार्श्वजिन स्तवनं ॥

હો સુંદર તપ સરિખો જગકો નહિં ॥ એ દેશી ॥

શ્રી સુપાસ આનંદ મે, ગુણુ અનંતનો કંદ હો ॥ જીનજી ॥ જ્ઞાનાનંદે પૂરણો, પવિત્ર ચારિત્રાનંદ હો જિનજી૦ ॥ શ્રી૦ ॥ ૧ ॥ સંરક્ષણુ વિણુ નાથ છો, દ્રવ્ય વિના ધનવંત હો. ॥ જિનજી ॥ કરતા પદ કિરિયા વિના, સંત અજેય અનંત હો જિનજી ॥ શ્રી૦ ॥ ૨ ॥ અગમ

અગોચર અમર તું, અવ્યય ૠદ્ધિ સમૂહ હો જિનજી; વર્ણ ગંધ રસ ફરસ વિણ, નિજ ભોક્તા ગુણ વ્યુહ હો, ॥જિનજી॥ ॥ શ્રી ॥ ૩ ॥ અક્ષય દાન અચિંતના, લાભ અયત્ને ભોગ હો; ॥ જિનજી ॥ વીર્ય શક્તિ અપ્રયાસતા, શુદ્ધ સ્વગુણ ઉપભોગ હો ॥ જિનજી૦ ॥ શ્રી૦ ॥ ૪ ॥ એકાંતિક આત્યંતિકો, સહજ અકૃત સ્વાધીન હો ॥ જિનજી ॥ નિરૂપચરિત નિર્દ્વંદ્વ સુખ, અન્ય અહેતુક પીન હો ॥ જિનજી ॥ શ્રી૦ ॥ ૫ ॥ એક પ્રદેશે તાહરે, અવ્યાબાધ સમાય હો ॥ જિનજી ॥ તસુ પર્યાય અવિભાગતા, સર્વાકાશ ન માય હો ॥ જિનજી ॥ શ્રી૦ ॥ ૬ ॥ એમ અનંત ગુણનો ધણી, ગુણ ગણનો આનંદ હો ॥ જિનજી ॥ ભોગ રમણ આસ્વાદ યુત, પ્રભુ તું પરમાનંદ હો ॥ જિનજી ॥ શ્રી૦ ॥ ૭ ॥ અવ્યાબાધ રૂચિ થઇ, સાધે અવ્યાબાધ હો ॥ જિનજી ॥ દેવચંદ્ર પદ તે લહે, પરમાનંદ સમાધ હો જિનજી ॥ શ્રી૦ ॥ ૮ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री चंद्रप्रभजिन स्तवनं ॥

### શ્રી શ્રેયાંસ જિન અંતરયામી ॥ એ દેશી ॥

શ્રી ચંદ્રપ્રભ જિન પદ સેવા, હે વાયે જે હલિયાજી; આતમ ગુણ અનુભવથી મલિયા, તે ભવ ભયથી ટલિયાજી. ॥ શ્રી૦ ॥ ૧ ॥ દ્રવ્ય સેવ વંદન નમનાદિક, અર્ચન વલી ગુણ ગ્રામોજી; ભાવ અભેદ થાવાની ઇહાં, પર ભાવે નિઃકામોજી ॥ શ્રી૦ ॥ ૨ ॥ ભાવ સેવ અપવાદે નૈગમ, પ્રભુ ગુણને સંકલ્પેજી; સંગ્રહ સત્તા તુલ્યા રોપે, ભેદા ભેદ વિકલ્પેજી ॥ શ્રી૦ ॥ ૩ ॥ વ્યવહારે બહુ માન જ્ઞાન નિજ,

ચરણે જિન ગુણુ રમણુાજી; પ્રભુ ગુણુ આલંબી પરિણામે, રૂજુ પદ ધ્યાન સ્મરણુાજી ॥ શ્રી૦ ॥ ॥ ૪ ॥ શબ્દે શુકલ ધ્યાનારોહણ, સમભિરૂઢ ગુણ દશમેજી ॥ બીઅ શુકલ અવિકલ્પ એકત્વે, એવં ભૂત તે અમમેજી ॥ શ્રી૦ ॥ ૫ ॥ ઉત્સર્ગ સમકિત ગુણ પ્રગટયો, નૈગમ પ્રભુતા અંશેજી; સંગ્રહ આતમ સત્તાલંબી, મુનિ પદ ભાવ પ્રશંસેજી ॥ શ્રી૦ ॥ ૬ ॥ ઋજુસૂત્રે જે શ્રેણી પદસ્થે, આતમ શક્તિ પ્રકાશેજી; યથાખ્યાત પદ શબ્દ સ્વરૂપે, શુદ્ધ ધર્મ ઉલ્લાસેજી. ॥ શ્રી૦ ॥ ૭ ॥ ભાવ સયોગિ અયોગિ શૈલેસે, અંતિમ દુગ નય જાણોજી; સાધનતાયે નિજગુણ વ્યક્તિ, તેહ સેવના વખાણોજી. ॥ શ્રી૦ ॥ ૮ ॥ કારણ ભાવ તેહ અપવાદે, કાર્ય રૂપ ઉત્સર્ગેજી; આત્મ ભાવ તે ભાવ દ્રવ્ય પદ, બાહ્ય પ્રવૃત્તિ નિસર્ગેજી. ॥ શ્રી૦ ॥ ૯ ॥ કારણ ભાવ પરંપર સેવન, પ્રગટે કારજ ભાવોજી; કારજ સિદ્ધે કારણતા વ્યય, શુચિ પરિણામિક ભાવોજી. ॥ શ્રી૦ ॥ ૧૦ ॥ પરમ ગુણી સેવન તન્મયતા, નિશ્ચય ધ્યાને ધ્યાવેજી. શુદ્ધાતમ અનુભવ આસ્વાદી, દેવચંદ્ર પદ પાવેજી. ॥ શ્રી૦ ॥ ૧૧ ॥ ॥ ઈતિ ॥

## ॥ अथ श्री सुविधिजिन स्तवनं ॥

થારા મહેલા ઉપર મેહ ઝરૂખે વીજલી હો લાલ એ દેશી ॥

દીઠો સુવિધિ જિણંદ સમાધિ રસે ભર્યો ॥ હો લાલ ॥ સમાધિ રસે ભર્યો ॥ ભાસ્યું આત્મ સ્વરૂપ અનાદિનો વિસર્યો ॥ હો લાલ ॥ અ૦ ॥ સકલ વિભાવ ઉપાધિ

થકી મન ઓસર્યો હો લાલ ॥ થ૦ ॥ સત્તા સાધન માર્ગ ભણી એ સંચર્યો હો લાલ ॥ ભ૦ ॥ ૧ ॥ તુમ પ્રભુ જાણુંગ રીતિ સર્વ જગ દેખતા ॥ હો લાલ૦ ॥ સ૦ ॥ નિજસત્તાયે શુદ્ધ સહુને લેખતા ॥ હો લાલ૦ ॥ સ૦ ॥ પર પરિણુતિ અદ્વેષ પણે ઉવેખતા ॥ હો લાલ ॥ પણે૦ ॥ ભોગ્ય પણે નિજ શક્તિ અનંત ગવેખતા ॥ હો લાલ ॥ ॥ અ૦ ॥ ૨ ॥ દાનાદિક નિજ ભાવ હતા જે પરવશા ॥ હો લાલ ॥ હતા૦ ॥ તે નિજ સંમુખ ભાવ ગ્રહી લહી તુજ દશા ॥ હો લાલ૦ ॥ ગ્રહી૦ ॥ પ્રભુનો અદ્ભુત યોગ સ્વરૂપ તણી રસા ॥ હો લાલ ॥ સ્વરૂપ૦ ॥ ભાસે વાસે તાસ જાસ ગુણુ તુજ જિસા ॥ હો લાલ ॥ જાસ૦ ॥ ૩ ॥ મોહાદિકની ઘુમિ અનાદિની ઊતરે ॥ હો લાલ ॥ અના- દિ૦ ॥ અમલ અખંડ અલિપ્ત સ્વભાવજ સાંભરે ॥ હો લાલ ॥ સ્વભાવ૦ ॥ તત્ત્વ રમણુ શુચિ ધ્યાન ભણી જે આદરે ॥ હો લાલ ॥ ભણી૦ ॥ તે સમતારસ ધામ સ્વામી મુદ્રા વરે ॥ હો લાલ ॥ સ્વામી૦ ॥ ૪ ॥ પ્રભુ છો ત્રિભુવન નાથ દાસ હું તાહરો ॥ હો લાલ ॥ દાસ૦ ॥ કરૂણા નિધિ અભિલાખ અછે મુજ એ ખરો ॥ હો લાલ ॥ ॥ અછે૦ ॥ આતમ વસ્તુ સ્વભાવ સદા મુઝ સાંભરો ॥ હો લાલ ॥ સદા૦ ॥ ભાસન વાસન એહ ચરણુ ધ્યાને ધરો ॥ હો લાલ ॥ ચરણુ ॥ ૫ ॥ પ્રભુ મુદ્રાને યોગ પ્રભુ પ્રભુતા લખે હો લાલ ॥ પ્રભુ૦ ॥ દ્રવ્ય તણે સાધર્મ્ય સ્વસંપત્તિ ઓલખે ॥ હો લાલ ॥સ્વ૦॥ ઓલખતાં બહુ માન સહિત રૂચિ પણુ વધે ॥ હો લાલ ॥ સહિત૦ ॥ રૂચિ અનુયાયી વીર્ય ચરણુ ધારા સધે ॥ હો લાલ ॥ ચરણુ૦ ॥

॥ ૬ ॥ ક્ષાયોપશમિક ગુણ સર્વ થયા તુજ ગુણરસીં ॥ હો લાલ ॥ થયા૦ ॥ સત્તા સાધન શક્તિ વ્યક્તતા ઉલ્લસી ॥ હો લાલ ॥ વ્યક્તતા૦ ॥ હવે સંપૂરણ સિદ્ધ તણી શી વાર છે ॥ હો લાલ ॥ તણી૦ ॥ દેવચંદ્ર જિનરાજ જગત આધાર છે ॥ હો લાલ ॥ જગત૦ ॥ ॥ ૭ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री शीतलजिन स्तवनं ॥

આદર જીવ ક્ષમા ગુણ આદર ॥ એ દેશી ॥

શીતલ જિનપતિ પ્રભુતા પ્રભુની, મુજથી કહિય ન જાયજી; અનંતતા નિર્મલતા પૂરણતા, જ્ઞાન વિના ન જ- ણાયજી. ॥ શીતલ૦ ॥ ૧ ॥ ચરમ જલધિ જલમિણે અં- જલી, ગતિ ઝીંપે અતિ વાયજી; સર્વ આકાશ ઓલંઘે ચરણે, પણ પ્રભુતા ન ગણાયજી. ॥ શીતલ૦ ॥ ૨ ॥ સર્વ દ્રવ્ય પ્રદેશ અનંતા, તેહથી ગુણ પર્યાયજી; તાસ વર્ગથી અનંત ગણું પ્રભુ, કેવલ જ્ઞાન કહાયજી ॥ શીતલ૦ ॥ ૩ ॥ કેવલ દર્શન એમ અનંતો, ગ્રહે સામાન્ય સ્વભાવજી; સ્વ- પર અનંતથી ચરણ અનંતો, સમરણ સંવર ભાવજી. ॥ શી- તલ૦ ॥ ૪ ॥ દ્રવ્ય ક્ષેત્રને કાલ ભાવ ગુણ, રાજનીતિ એ ચારજી; ત્રાસ વિના જડ ચેતન પ્રભુની, કોઇ ન લોપે કારજી, ॥ શીતલ૦ ॥ ૫ ॥ શુદ્ધાશય થિર પ્રભુ ઉપયોગે, જે સમરે તુજ નામજી; અવ્યાબાધ અનંતો પામે, પરમ અમૃત સુખ ધામજી ॥ શીતલ૦ ॥ ૬ ॥ આણા ઇશ્વરતા નિર્ભયતા નિર્વાંછકતા રૂપજી; ભાવ સ્વાધીન તે અવ્યય રીતે, ઇમ અનંત ગુણ ભુપજી. ॥ શીતલ૦ ॥ ૭ ॥ અવ્યાબાધ સુખ

નિર્મલ તે તો, કરણ જ્ઞાને ન જણાયજી, તેહુજ એહુનો જાણુંગ ભોક્તા, જે તુમ સમ ગુણ રાયજી. ॥ શીતલ૦ ॥ ॥ ૮ ॥ એમ અનંત દાનાદિક નિજગુણ, વચનાતિતપંડૂરજી; વાસન ભાસન ભાવે દુર્લભ, પ્રાપતિ તો અતિ દૂરજી. ॥ શીતલ૦ ॥ ૯ ॥ સકલ પ્રત્યક્ષ પણે ત્રિભુવન ગુરૂ, જાણું તુજ ગુણ ગ્રામજી; બીજું કાંઇ ન માગું સ્વામી, એહિજ છે મુજ કામજી ॥ શીતલ૦ ॥ ૧૦ ॥ એમ અનંત પ્રભુતા સદ્દહતાં, અર્ચે જે પ્રભુ રૂપજી; દેવચંદ્ર પ્રભુતા તે પામે, પરમાનંદ સ્વરૂપજી. ॥ શીતલ૦ ॥ ૧૧ ॥ ઈતિ ॥

## ॥ अथ श्री श्रेयांस जिन स्तवनं ॥

### પ્રાણી વાણી જિન તણી ॥ એ દેશી ॥

શ્રી શ્રેયાંસ પ્રભુ તણો, અતિ અદ્ભુત સહજાનંદ રે; ગુણ એક વિધ ત્રિક પરણમ્યો, એમ ગુણ અનંતનો વૃંદ રે. ॥ ૧ ॥ મુનિચંદ જિણંદ અમંદ દિણંદ પરે, નિત્ય દીપતો સુખકંદરે ॥ એ આંકણી ॥ નિજ જ્ઞાને કરી જ્ઞેયનો, જ્ઞાયક જ્ઞાતા પદ ઇશ રે; દેખે નિજ દર્શન કરી નિજ, દશ્ય સામાન્ય જગીશરે. ॥ મુનિ૦ ॥ ૨ ॥ નિજ રમ્યે રમણ કરો, પ્રભુ ચારિત્રે રમતા રામરે; ભોગ અનંતને ભોગવો, ભોગે તેણે ભોક્તા સ્વામ રે ॥ મુનિ૦ ॥ ૩ ॥ દેય દાન નિત દીજતે, અતિ દાતા પ્રભુ સ્વયમેવ રે, પાત્ર તુમે નિજ શક્તિના, ગ્રાહક વ્યાપક મય દેવ રે. ॥ મુનિ૦ ॥ ૪ ॥ પરિણામિક કારજ તણો, કરતા ગુણ કરણે નાથ રે; અક્રિય અક્ષય સ્થિતિમયી, નિકલંક અનંતી આથ રે.

મુનિ૦ ॥ ૫ ॥ પરિણામિક સત્તા તણો, આવિર્ભાવ વિલાસ નિવાસ રે; સહજ અકૃત્રિમ અપરાશ્રયી, નિર્વિકલ્પને નિઃપ્રયાસ રે. ॥ મુનિ૦ ॥ ૬ ॥ પ્રભુ પ્રભુતા સંભારતાં, ગાતાં કરતાં ગુણ ગ્રામ રે; સેવક સાધંનતા વરે, નિજ સંવર પરિણતિ પામરે. ॥ મુનિ૦ ॥ ૭ ॥ પ્રગટ તત્ત્વતા ધ્યાવતાં, નિજ તત્ત્વનો ધ્યાતા થાય રે, તત્ત્વ રમણ એકાગ્રતા, પૂરણ તત્ત્વે એહ સમાય રે, ॥ મુનિ૦ ॥ ૮ ॥ પ્રભુ દીઠે મુઝ સાંભરે, પરમાતમ પૂર્ણાનંદ રે; દેવચંદ્ર જિનરાજના, નિત્ય વંદો પદ અરવિંદરે. ॥ મુનિ૦ ॥ ૯ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री वासुपूज्यजिन स्तवनं ॥

પંથડો નિહાલુંરે બીજા જિન તણોરે ॥ એ દેશી ॥

પૂજના તો કીજેરે બારમા જિનતણી રે, જસુ પ્રગટ્યો પૂજ્ય સ્વભાવ; પરકૃત પૂજારે જે ઈચ્છે નહીં રે, સાધક કારજ દાવ. ॥ પૂજના૦ ॥ ૧ ॥ દ્રવ્યથી પૂજારે કારણ ભાવનું રે. ભાવ પ્રશસ્ત ને શુદ્ધ; પરમ ઈષ્ટ વલ્લભ ત્રિભુવન ધણી રે, વાસુપૂજ્ય સ્વયંબુધ ॥ પૂજના૦ ॥ ૨ ॥ અતિશય મહિમારે અતિ ઉપગારતારે, નિર્મલ પ્રભુગુણ રાગ, સુરમણિ સુરઘટ સુરતરું તું છતે રે, જિનરાગી મહાભાગ. ॥ પૂજના૦ ॥ ૩ ॥ દર્શન જ્ઞાનાદિક ગુણ આત્મનારે, પ્રભુ પ્રભુતા લયલીન, શુધ્ધ સ્વરૂપી રૂપે તન્મયી રે, તસુ આસ્વાદન પીન. ॥ પૂજના૦ ॥ ૪ ॥ શુદ્ધ તત્વ રસ રંગી ચેતના રે, પામે આત્મ સ્વભાવ; આત્માલંબી નિજગુણ સાધતો રે, પ્રગટે પૂજ્ય સ્વભાવ, ॥ પૂજના૦ ॥ ૫ ॥ આપ અકર્તા સેવાથી હુવે રે, સેવક પૂરણ સિદ્ધિ; નિજ ધન ન દીયે પણ

આશ્રિત લહે રે, અક્ષય અક્ષર રુદ્ધિ. ॥ પૂજના૦ ॥ ૬ ॥ જિનવર પૂજારે તે નિજ પૂજના રે, પ્રગટે અન્વય શક્તિ; પરમાનંદ વિલાસી અનુભવે રે, દેવચંદ્ર પદ વ્યક્તિ, ॥ પૂજના૦ ॥ ૭ ॥ ઇતિ ॥

# ॥ अथ श्री विमलजिन स्तवनं ॥

## દાસ અરદાસ શી પરે કરેજી—એ દેશી.

વિમલ જિન વિમલતા તાહરીજી, અવર બીજે ન કહાય, લઘુ નદી જિમ તિમ લંઘીયેજી, સ્વયંભૂ રમણ ન તરાય, વિમલ૦ ॥ ૧ ॥ સયલ પુઢવી ગિરિ જલ તરૂ જી, કોઇ તોલે એક હાથ, તેહ પણ તુજ ગુણ ગણ ભણીજી, ભાંખવા નહીં સમરથ, વિમલ૦ ॥ ૨ ॥ સર્વ પુદ્ગલ નભ ધર્મનાજી, તેમ અધર્મ પ્રદેશ, તાસ ગુણ ધર્મ પજ્જવ સહુજી, તુજ ગુણ એક તણો લેશ. વિમલ૦ ॥ ૩ ॥ એમ નિજ ભાવ અનંતનીજી, અસ્તિતા કેટલી થાય, નાસ્તિતા સ્વપર પદ અસ્તિતાજી, તુજ સમકાલ સમાય. વિમલ૦ ॥ ૪ ॥ તાહરા શુદ્ધ સ્વભાવને જી, આદરે ધરી બહુ માન, તેહને તેહિજ નીપજેજી, એ કોઇ અદ્ભુત તાન. વિમલ૦ ॥ ૫ ॥ તુમ્હ પ્રભુ તુમ્હ તારક વિભુજી, તુમ્હ સમો અવર ન કોય, તુમ દરિસણ થકી હું તર્યો જી, શુદ્ધ આલંબન હોય, વિમલ૦ ॥ ૬ ॥ પ્રભુ તણી વિમલતા ઓલખી જી, જે કરે થિર મન સેવ, દેવચંદ્ર પદ તે લહે જી, વિમલ આનંદ સ્વયમેવ. વિમલ૦ ॥ ૭ ॥ ઇતિ.

# ॥ अथ श्री अनंतजिन स्तवनं ॥

## દીઠી હો પ્રભુ દીઠી જગ ગુરૂ તુજ—એ દેશી.

સુરતિ હો પ્રભુ સુરતિ અનંત જિણુંદ, તાહરી હો પ્રભુ તાહરી મુજ નયણે વસીજી; સમતા હો પ્રભુ સમતા રસનો કંદ, સહેજે હો પ્રભુ સહેજે અનુભવ રસ લસીજી. ॥ ૧ ॥ ભવ દવ હો પ્રભુ ભવ દવ તાપિત જીવ, તેહને હો પ્રભુ તેહને અમૃત ઘન સમીજી; મિથ્યા વિષ હો પ્રભુ મિથ્યા વિષની ખીવ, હરવા હો પ્રભુ હરવા જાંગુલિ મન રમીજી. ॥ ૨ ॥ ભાવ હો પ્રભુ ભાવ ચિંતામણિ એહ, આતમ હો પ્રભુ આતમ સંપત્તિ આપવાજી; એહિજ હો પ્રભુ એહિજ શિવ સુખ ગેહ, તત્વ હો પ્રભુ તત્ત્વાલંબન થાપવાજી. ॥ ૩ ॥ જાયે હો પ્રભુ જાયે આશ્રવ ચાલ, દીઠે હો પ્રભુ દીઠે સંવરતા વધેજી; રત્ન હો પ્રભુ રત્નત્રયી ગુણ માલ, અધ્યાતમ હો પ્રભુ અધ્યાતમ સાધન સધેજી. ॥ ૪ ॥ મીઠી હો પ્રભુ મીઠી સૂરત તુઝ, દીઠી હો પ્રભુ દીઠી રૂચિ બહુ માનથીજી; તુજ ગુણ હો પ્રભુ તુજ ગુણ ભાસન યુક્ત, સેવે હો પ્રભુ સેવે તસુ ભવ ભય નથીજી. ॥ ૫ ॥ નામે હો પ્રભુ નામે અદ્ભૂત રંગ, ઠવણા હો પ્રભુ ઠવણા દીઠે ઉલ્લસેજી; ગુણ આસ્વાદ હો પ્રભુ ગુણ આસ્વાદ અભંગ, તન્મય હો પ્રભુ તન્મયતાયે જે ધસેજી ॥ ૬ ॥ ગુણ અનંત હો પ્રભુ ગુણ અનંતનો વૃંદ, નાથ હો પ્રભુ નાથ અનંતને આદરેજી; દેવચંદ્ર હો પ્રભુ દેવચંદ્રને આનંદ, પરમ હો પ્રભુ પરમ મહોદય તે વરેજી ॥ ૭ ॥ ઇતિ.

# ॥ अथ श्री धर्मजिन स्तवनं ॥

**સફલ સંસાર અવતાર એ હું ગણું એ દેશી.**

ધર્મ જગનાથનો ધર્મ શુચિ ગાઈયે, આપણો આતમા તેહવો ભાવિયે ॥ જાતિ જસુ એકતા તેહ પલટે નહિં, શુદ્ધ ગુણ પજ્જવા વસ્તુ સત્તામયી ॥૧॥ નિત્ય નિરવયવ-વલિ એક અક્રિય પણે, સર્વ ગત તેહ સામાન્ય ભાવે ભણે ॥ તેહથી ઈતર સાવયવ વિશેષતા, વ્યક્તિ ભેદે પડે જેહની ભેદતા ॥ ૨ ॥ એકતા પિંડને નિત્ય અવિનાશતા, અસ્તિ નિજ રુદ્ધિથી કાર્યગત ભેદતા, ભાવશ્રુત ગમ્ય અભિલાપ્ય અનંતતા, ભવ્ય પર્યાયની જે પરાવર્તિતા ॥ ૩ ॥ ક્ષેત્ર ગુણ ભાવ અવિભાગ અનેકતા, નાશ ઉત્પાદ અનિત્ય પર નાસ્તિ-તા, ક્ષેત્ર વ્યાપ્યત્વ અભેદ અવ્યક્તતા, વસ્તુ. તે રૂપથી નિયત અભવ્યતા ॥ ૪ ॥ ધર્મ પ્રાગ્ ભાવતા સકલ ગુણ શુદ્ધતા, ભોગ્યતા કર્તૃતા રમણ પરિણામતા, શુદ્ધ સ્વ પ્રદેશતા તત્ત્વ ચૈતન્યતા, વ્યાપ્ય વ્યાપક તથા ગ્રાહ્ય ગ્રાહકતા ॥ ૫ ॥ સંગ પરિહારથી સ્વામી નિજ પદ લહ્યું, શુદ્ધ આત્મિક આનંદ પદ સંગ્રહ્યું, જહવી પર ભાવથી હું ભવોદધિ વસ્યો, પર તણો સંગ સંસારતાયે ગ્રસ્યો ॥ ૬ ॥ તહવિ સત્તા ગુણે જીવ એ નિર્મલો, અન્ય સંશ્લેષ જિમ સ્ફટિક નવિ શામલો, જે પરોપાધિથી દુષ્ટ પરિણુતિ ગ્રહી, ભાવ તાદાત્મ્યમાં માહરે તે નહીં ॥ ૭ ॥ તિણે પરમાત્મ પ્રભુ ભક્તિ રંગી થઈ, શુદ્ધ કારણ રસે તત્વ પરિણુતિમયી, આત્મ ગ્રાહક થયે તજે પર ગ્રહણુતા, તત્ત્વ ભોગી થયે ટલે પર ભોગ્યતા ॥ ૮ ॥ શુદ્ધ નિઃપ્રયાસ

નિજભાવ ભોગી યદા, આત્મ ક્ષેત્રે નહીં અન્ય રક્ષણ તદા, એક અસહાય નિસ્સંગ નિર્દ્વંદ્વતા, શક્તિ ઉત્સર્ગની હોય સહુ વ્યકતતા ॥ ૯ ॥ તેણે મુઝ આતમા તુજ થકી નીપજે, માહરી સંપદા સકલ મુજ સંપજે, તિણે મન મંદિરે ધર્મ પ્રભુ ધ્યાઇયે, પરમ દેવચંદ્ર નિજ સિદ્ધિ સુખ પાઇયે.॥૧૦॥ ઇતિ ॥

## ॥ अथ श्री शांतिजिन स्तवनं ॥

### કિહાં છે રે એ દેશી.

જગત દિવાકર જગત કૃપાનિધિ, વાહાલા મારા સમવસરણમાં બેઠારે, ચઉમુખ ચઉવિહ ધર્મ પ્રકાશે, તે મેં નયણે દીઠા રે ॥ ૧ ॥ ભવિક જન હરખો રે, નિરખી શાંતિજિણંદ ॥ ભ૦ ॥ ઉપશમ રસનો કંદ, નહિં ઇણ સરિખો રે ॥ એ આંકણી ॥ પ્રાતીહાર્ય અતિશય શોભા ॥ વા૦ ॥ તે તો કહિય ન જાવે રે, ઘૂક બાલકથી રવિકર ભરનું, વર્ણન કેણી પેરે થાવે રે, ભ૦ ॥ ૨ ॥ વાણી ગુણ પાંત્રીશ અનોપમ ॥ વા૦ ॥ અવિસંવાદ સરૂપે રે, ભવદુઃખ વારણ શિવસુખ કારણ, સુધો ધર્મ પ્રરૂપે રે ભ૦ ॥ ૩ ॥ દક્ષિણ પશ્ચિમ ઉત્તર દિશિ મુખ ॥ વા૦ ॥ ઠવણા જિન ઉપકારી રે, તસુ આલંબન લહિય અનેકે, તિહાં થયા સમકિત ધારી રે, ॥ ભ૦ ॥ ૪ ॥ ષટ્ નય કારજ રૂપે ઠવણા ॥ વા૦ ॥ સગ નય કારણ ઠાણી રે, નિમિત્ત સમાન થાપના જિનજી, એ આગમની વાણી રે, ॥ ભ૦ ॥ ૫ ॥ સાધક તીન નિક્ષેપા મુખ્ય ॥ વા૦ ॥ જે વિણ ભાવ ન લહીયે રે, ઉપકારી દુગ ભાષ્યે ભાંખ્યા,

ભાવ વંદકનો ગ્રહીયે રે ॥ ભ૦ ॥ ૬ ॥ ઠવણા સમવસરણે જિનસેંતી ॥ વા૦ ॥ જો અભેદતા વાધી રે, એ આતમના સ્વસ્વભાવ ગુણ, વ્યક્ત યોગ્યતા સાધી રે, ॥ ભ૦ ॥ ૭ ॥ ભલું થયું મેં પ્રભુ ગુણ ગાયા ॥વા૦॥ રસનાનો ફલ લીધો રે, દેવચંદ્ર કહે માહરા મનનો, સકલ મનોરથ સીધો રે ॥ ॥ ભ૦ ॥ ૮ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री कुंथुजिन स्तवनं ॥

### ચરમ જિનેસરૂ ॥ એ દેશી ॥

સમવસરણ બેસી કરી રે, બારહ પરષદ માંહિ, વસ્તુ સ્વરૂપ પ્રકાશતા રે, કરૂણાકર જગના હો રે કુંથુ જિનેસરૂ. ॥ ૧ ॥ નિર્મલ તુજ મુખ વાણી રે, જે શ્રવણે સુણે, તેંહિજ ગુણમણિ ખાણી રે કુંથુ૦ ॥ ૨ ॥ એ આંકણી. ગુણ પર્યાય અનંતતા રે, વલીય સ્વભાવ અગાહ, નય ગમ ભંગ નિક્ષેપના રે, હેયાદેય પ્રવાહો રે. ॥ કુંથુ ॥ ॥ ૩ ॥ કુંથુનાથ પ્રભુ દેશના રે, સાધન સાધક સિદ્ધિ, ગૌણ મુખ્યતા વચનમાં રે, જ્ઞાન તે સકલ સમૃદ્ધિ રે, ॥ કુંથુ૦ ॥ ૪ ॥ વસ્તુ અનંત સ્વભાવ છે રે, અનંત કથક તસુ નામ, ગ્રાહક અવસર બોધથી રે, કહેવે અર્પિત કામો રે, ॥ કુંથુ૦ ॥ ૫ ॥ શેષ અનર્પિત ધર્મને રે, સાપેક્ષ શ્રદ્ધા બોધ, ઉભય રહિત ભાસન હુવેરે, પ્રગટે કેવલ બોધો રે ॥ કુંથુ૦ ॥ ૬ ॥ છતિ પરણુતિ ગુણ વર્તના રે, ભાસન ભોગ આનંદ, સમકાલે પ્રભુ તાહરે રે, રમ્ય રમણ ગુણ વૃંદો રે ॥ કુંથુ૦ ॥ ૭ ॥ નિજ ભાવે

સીય અસ્તિતા રે, પર નાસ્તિત્વ સ્વભાવ, અસ્તિપણે તે નાસ્તિતા રે, સીય તે ઉભય સ્વભાવો રે, ॥ કુંથુ૦ ॥ ॥ ૮ ॥ અસ્તિ સ્વભાવ જે આપણો રે, રુચિ વૈરાગ્ય સમેત, પ્રભુ સન્મુખવંદન કરી રે, માગીશ આતમ હેતો રે ॥ કુંથુ૦ ॥ ૯ ॥ અસ્તિ સ્વભાવ રૂચિ થઇ રે, ધ્યાતો અસ્તિ સ્વભાવ. દેવચંદ્ર પદ તે લહે રે, પરમાનંદ જમાવો રે ॥ કુંથુ૦ ॥ ૧૦ ॥ ઇતિ ॥

## ॥ श्री अरजिन स्तवनं ॥

### રામચંદ્ર કે બાગ ॥ એ દેશી ॥

પ્રણુમો શ્રી અરનાથ, શિવપુર સાથ ખરોરી, ત્રિભુવન જન આધાર, ભવ નિસ્તાર કરોરી ॥ ૧ ॥ કર્તા કારણુ યોગ, કારજ સિદ્ધિ લહેરી, કારણુ ચાર અનુપ, કાર્યાર્થી તેહ ગ્રહેરી ॥ ૨ ॥ જે કારણુ તે કાર્ય, થાયે પૂર્ણ પદેરી, ઉપાદાન તે હેતુ, માટી ઘટ તે વદેરી, ॥ ૩ ॥ ઉપાદાનથી ભિન્ન, જે વિણુ કાર્ય ન થાયે, ન હુવે કારજ રૂપ, કર્તાને વ્યવસાયે ॥ ૪ ॥ કારણુ તેહ નિમિત્ત, ચક્રાદિક ઘટ ભાવે, કાર્ય તથા સમવાયિ, કારણુ નિયતને દાવે ॥ ૫ ॥ વસ્તુ અભેદ સ્વરૂપ, કાર્યપણું ન ગ્રહેરી, તે અસાધારણુ હેતુ, કુંભે થાસ લહેરી, ॥ ૬ ॥ જેહનો નવિ વ્યાપાર, ભિન્ન નિયત બહુભાવી, ભૂમિ કાલ આકાશ, ઘટ કારણુ સદ્ભાવી ॥ ૭ ॥ એહ અપેક્ષા હેતુ, આગમ માંહિ કહ્યોારી, કારણુ પદ ઉતપન્ન, કાર્ય થયે ન લહ્યોારી, ॥ ૮ ॥ કર્તા આતમ દ્રવ્ય, કારજ સિદ્ધિ પણોરી, નિજ સત્તા ગત ધર્મ, તે

ઉપાદાન ગણોરી, ॥ ૯ ॥ યોગ સમાધિ વિધાન, અસાધારણ તેહ વદેરી, વિધિ આચરણા ભક્તિ, જિણે નિજ કાર્ય સધેરી ॥ ૧૦ ॥ નરગતિ પઢમ સંઘયણ, તેહ અપેક્ષા જાણો, નિમિત્તાશ્રિત ઉપાદાન, તેહને લેખે આણો ॥ ૧૧ ॥ નિમિત્ત હેતુ જિનરાજ, સમતા અમૃત ખાણી, પ્રભુ અવલંબન સિદ્ધિ, નિયમા એહ વખાણી ॥ ૧૨ ॥ પુષ્ટ હેતુ અરનાથ, તેહને ગુણથી હલીયે, રીઝ ભક્તિ બહુમાન, ભોગ ધ્યાનથી મલિયે ॥ ૧૩ ॥ મ્હોટાને ઉત્સંગ, બેઠા ને શી ચિંતા, તિમ પ્રભુ ચરણ પસાય, સેવક થયા નિચિંતા ॥ ૧૪ ॥ અર પ્રભુ પ્રભુતા રંગ, અંતર શક્તિ વિકાસી, દેવચંદ્ર ને આનંદ, અક્ષય ભોગ વિલાસી ॥ ૧૫ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री मल्लिजिन स्तवनं ॥

દેખી કામિની દોયકે કામે વ્યાપીએરે કે કા૦ ॥ એ દેશી ॥

મલ્લિનાથ જગનાથ ચરણ યુગ ધ્યાઇયેં રે, ચ૦ શુદ્ધાતમ પ્રાગ્ ભાવ પરમ પદ પાઇયેં રે; પરમ૦ સાધક કારક ષટ્ક કરે ગુણ સાધના રે, ક૦ તેહિજ શુદ્ધ સ્વરૂપ થાયે નિરાબાધનારે. થા૦ ॥ ૧ ॥ કર્તા આતમ દ્રવ્ય, કારજ નિજ સિદ્ધતારે, કા૦ ઉપાદાન પરિણામ, પ્રયુક્ત તે કરણતારે; પ્ર૦ આતમ સંપદ દાન, તેહ સંપ્રદાનતારે, તે૦ દાતા પાત્રને દેય, ત્રિભાવ અભેદતારે. ત્રિ૦ ॥ ૨ ॥ સ્વપર વિવેચન કરણ, તેહ અપાદાનથીરે; તે૦ સકલ પર્યાય આધાર, સંબંધ આસ્થાનથીરે; સં૦ બાધક કારક ભાવ, અનાદિ નિવારવારે. અ૦ સાધકતા અવલંબી, તેહ સમારવારે. તે૦

॥ ૩ ॥ શુદ્ધ પણે પર્યાય, પ્રવર્તન કાર્યમેંરે. પ્ર૦ કર્તાદિક પરિણામ, તે આતમ ધર્મમેંરે. તે૦ ચેતન ચેતન ભાવ, કરે સમવેંતમેં રે. ક૦ સાદિ અનંતો કાલ, રહે નિજ ખેંતમેંરે. ર૦ ॥ ૪ ॥ પર કર્તૃત્વ સ્વભાવ, કરે તાં લગિ કરે રે, ક૦ શુદ્ધ કાર્ય રુચિ ભાસ, થયે નવિ આદરે રે; થયે૦ શુદ્ધાતમ નિજકાર્ય, રૂચિ કારક ફિરે રે. રૂ૦ તેહિજ મૂલ સ્વભાવ, ગ્રહે નિજ પદ વરે રે. ગ્ર૦ ॥ ૫ ॥ કારણ કારજ રૂપ, અછે કારક દશા રે. અ૦ વસ્તુ પ્રગટ પર્યાય, એહ મનને વસ્યા રે; એ૦ પણ શુદ્ધ સરૂપ ધ્યાન, તે ચેતનતા ગ્રહે રે. તે૦ તવ નિજ સાધક ભાવ, સકલ કારક લહે રે. સ૦ ॥ ૬ ॥ માહરૂં પૂર્ણાનંદ, પ્રગટ કરવા ભણી રે. પ્ર૦ પુષ્ટાલંબન રૂપ, સેવ પ્રભુજી તણી રે. સે૦ દેવચંદ્ર જિનચંદ્ર, ભગતિ મનમેં ધરો રે. ભ૦ અવ્યાબાધ અનંત, અક્ષય પદ આદરો રે. અ૦ ॥ ૭ ॥ ઇતિ. ॥

## ॥ अथ श्री मुनिसुव्रताजिन स्तवनं ॥

### ઓલંગડી ઓલંગડી સુહેલી હો શ્રી શ્રેયાંસની રે એ દેશી ॥

ઓલંગડી ઓલંગડી તો કીજે શ્રી મુનિસુવ્રત સ્વામિનીરે, જેહથી નિજપદ સિદ્ધિ; કેવલ કેવલ જ્ઞાનાદિક ગુણ ઉલ્લસેરે, લહીયે સહેજ સમૃદ્ધિ. ઓ૦ ॥ ૧ ॥ ઉપાદાન ઉપાદાન નિજ પરિણતિ વસ્તુનીરે, પણ કારણ નિમિત્ત આધીન; પુષ્ટ અપુષ્ટ દુવિધ તે ઉપદિસ્યોરે, ગ્રાહક વિધિ આધીન. ॥ ઓ૦ ॥ ૨ ॥ સાધ્ય સાધ્ય ધર્મ જે માંહી હુવેરે, તે નિમિત્ત અતિપુષ્ટ, પુષ્પ માંહિ તિલ વાસક વા-

વાસનારે, તે નવિ પ્રધ્વંસક દુષ્ટ. ॥ ઓ૦ ॥ ૩ ॥ દંડ દંડ નિમિત્ત અપુષ્ટ ઘડા તણોરે, નવિ ઘટતા તસુ માંહિ; સાધક સાધક પ્રધ્વંસકતા અછેરે, તિણે નહિ નિયત પ્રવાહ ॥ ઓ૦ ॥ ૪ ॥ ષટ્ કારક ષટ્ કારક તે કારણુ કાર્યનારે, જે કારણુ સ્વાધીન; તે કર્તા તે કર્તા સહુ કારક તે વસુ રે, કર્મ તે કારણુ પીન. ॥ ઓ૦ ॥ ૫ ॥ કાર્ય કાર્ય સંકલ્પે કારક દશારે, છતિ સત્તા સદ્ભાવ; અથવા તુલ્ય ધર્મને જોયવેરે, સાધ્યા રોપણુ દાવ. ॥ ઓ૦ ॥ ૬ ॥ અતિશય અતિશય કારણુ કારક કરણુતારે, નિમિત્ત અને ઉપાદાન; સપ્રદાન સંપ્રદાન કારણુ પદ ભવ નથીરે, કારણુ વ્યય અપાદાન ॥ ઓ૦ ॥ ૭ ॥ ભવન ભવન વ્યય વિણુ કારજ નવિ હુવેરે, જિમ દૃષદે ન ઘટત્વ; શુદ્ધાધાર શુદ્ધાધાર સ્વગુણનું દ્રવ્ય છે રે, સત્તાધાર સુતત્વ ॥ ઓ૦ ॥ ૮ ॥ આતમ આતમ કર્ત્તા કારજ સિદ્ધતારે, તસુ સાધન જિનરાજ; પ્રભુ દીઠે પ્રભુ દીઠે કારજ રૂચિ ઉપજે રે, પ્રગટે આત્મ સમાજ. ॥ ઓ૦ ॥ ૯ ॥ વંદન વંદન નમન સેવન વલિ પૂજનારે, સ્મરણુ સ્તવન વલી ધ્યાન; દેવચંદ્ર દેવચંદ્ર કીજે જિનરાજનીરે, પ્રગટે પૂર્ણ નિધાન. ॥ ઓ૦ ॥ ૧૦ ॥ ॥ ઇતિ. ॥

## ॥ अथ श्री नमिजिन स्तवनं ॥

### પીછો લારી પાલ ઉભા દોય રાજવીરે ॥ એ દેશી ॥

શ્રી નમિ જિનવર સેવ ઘનાઘન ઉનમ્યોરે, ઘ૦ દીઠાં મિથ્યા રોરવ ભવિક ચિત્તથી ગમ્યોરે; ભ૦ શુચિ આચરણા રીતી, તે અભ્ર વધે વડાંરે, તે૦ આતમ પરિણુતિ શુદ્ધ, તે

વીજ ઝણુકડાંરે. તે૦ ॥ ૧ ॥ વાજે વાયુ સુવાયુ તે પાવન ભાવનારે. તે૦ ઇંદ્ર ધનુષ ત્રિક યોગ તે ભક્તિ એક-મનારે; તે૦ નિર્મલ પ્રભુ સ્તવ ઘોષ, ધ્વનિ ઘન ગર્જનારે. ધ્વ૦ ત્રષ્ણા ગ્રીષ્મકાલ, તાપની તર્જના રે. તા૦ ॥ ૨ ॥ શુભ લેશ્યાની આલી, તે બગ પંકતી બનીરે, તે૦ શ્રેણી સરોવર હંસ, વસે શુચિ ગુણ મુનિરે; વ૦ ચઉગતિ મારગ બંધ ભવિક નિજ ઘર રહ્યારે, ભ૦ ચેતન સમતા સંગ, રંગમે ઉમહ્યારે. રં૦ ॥ ૩ ॥ સમ્યક્ દષ્ટિ મોર, તિહાં હરખે ઘણુંરે, તિ૦ દેખી અદ્ભુત રૂપ, પરમ જિનવર તણુંરે, પરમ૦ પ્રભુ ગુણનો ઉપદેશ, તે જલધારા વહીરે, તે૦ ધરમ રૂચિ ચિત્ત ભૂમિ, માંહિ નિશ્ચલ રહીરે. માં૦ ॥ ૪ ॥ ચાતક શ્રમણ સમુહ, કરે તવ પારણોરે, ક૦ અનુભવ રસ આસ્વાદ, સકલ દુઃખ વારણોરે; સ૦ અશુ-ભાચાર નિવારણ, તૃણ અંકુરતારે, તૃ૦ વિરતિ તણા પરિણામ તે બીજની પૂરતારે. તે૦ ॥ ૫ ॥ પંચ મહાવ્રત ધાન્ય, તણાં કર્ષણ વધ્યાંરે, ત૦ સાધ્ય ભાવ નિજ થાપી, સાધનતા એ સધ્યારે, સા૦ ક્ષાયિક દર્શન જ્ઞાન, ચરણ ગુણ ઉપનારે, ચ૦ આદિક બહુ ગુણ સસ્ય, આતમ ઘર નીપનારે. આ૦ ॥ ૬ ॥ પ્રભુ દરિશણ મહામેહ, તણે પ્રવેશમેંરે, ત૦ પરમાનંદ સુભિક્ષ થયા મુઝ દેશમેંરે; થ૦ દેવચંદ્ર જિન-ચંદ્ર, તણો અનુભવ કરોરે. ત૦ સાદિ અનંતો કાલ, આ-તમ સુખ અનુસરોરે, આ૦ ॥ ૭ ॥ ઇતિ. ॥

## ॥ अथ श्री नेमनाथजिन स्तवनं ॥

પદ્મપ્રભજિન જઇ અલગા વશ્યા ॥ એ દેશી ॥

નેમ જિણેસર નિજ કારજ કર્યો, છાંડયો સર્વ

વિભાવોજી; આતમ શકિત સકલ પ્રગટી કરી, આસ્વાદો નિજ ભાવોજી. નેમ૦ ॥ ૧ ॥ રાજુલનારીરે, સારી મતિ ધરી, અવલંબ્યા અરિહંતોજી; ઉત્તમ સંગેરે ઉત્તમતા વધે, સધે આનંદ અનંતોજી. નેમ૦ ॥ ૨ ॥ ધર્મ અધર્મ આકાશ અચેતના, તે વિજાતી અગ્રાહ્યોજી; પુદ્ગલ ગ્રહવેરે કર્મ કલંકતા, વાધે બાધક બાહ્યોજી. નેમ૦ ॥ ૩ ॥ રાગી સંગેરે રાગ દશા વધે, થાયે તિણે સંસારોજી; નીરાગિથીરે રાગનું જોડવું, લહીયે ભવનો પારોજી. નેમ૦ ૪ ॥ અપ્રશસ્તતા રે ટાલી પ્રશસ્તતા, કરતાં આશ્રવ નાશેજી; સંવર વાધેરે સાધે નિર્જરા, આતમ ભાવ પ્રકાશેજી. નેમ૦ ॥ ૫ ॥ નેમિ પ્રભુ ધ્યાનેરે એકત્વતા, નીજતત્ત્વે એકતાનોજી; શુક્લ ધ્યાનેરે સાધિ સુસિદ્ધતા, લહિયે મુકિત નિદાનોજી. નેમ૦ ॥ ૬ ॥ અગમ અરૂપીરે અલખ અગોચરૂ, પરમાતમ પરમીશોજી; દેવચંદ્ર જિનવરની સેવા, કરતાં વાધે જગીશોજી. નેમ૦ ॥ ૭ ॥ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री पार्श्वजिन स्तवनं ॥

### કડખાની દેશી ॥

સહજ ગુણ આગરો, સ્વામિ સુખ સાગરો, જ્ઞાન વૈરાગરે પ્રભુ સવાયો; શુદ્ધતા એકતા, તીક્ષ્ણતા ભાવથી, મોહ રિપુ જીતિ જય પડહ વાયો. ॥ ૧ ॥ સ૦ વસ્તુ નિજ ભાવ અવિભાસ નિકલંકતા, પરિણતિ વૃત્તિતા કરિ અભેદે; ભાવ તાદાત્મ્યતા શકિત ઉલ્લાસથી, સંતતિ યોગને તું ઉચ્છેદે. સ૦ ॥ ૨ ॥ દોષ ગુણ વસ્તુની લખિય યથાર્થતા,

લહિ ઉદાસીનતા અપર ભાવે, ધ્વંસિ તજ્જન્યતા ભાવ કર્તા-પણું, પરમ પ્રભુ તું રમ્યો નિજ સ્વભાવે. સ૦ ॥ ૩ ॥ શુભ અશુભ ભાવ અવિભાસ તહકીકતા, શુભ અશુભ ભાવ તિહાં પ્રભુ ન કીધો; શુદ્ધ પરિણામતા વીર્ય કર્તા થઇ, પરમ અક્રિયતા અમૃત પીધો. સ૦ ॥ ૪ ॥ શુદ્ધતા પ્રભુ તણી આત્મભાવ રમે, પરમ પરમાત્મતા તાસ થાયે; મિશ્ર ભાવે અછે ત્રિગુણની ભિન્નતા, ત્રિગુણ એકત્વ તુજ ચરણ આયે, સ૦ ॥ ૫ ॥ ઉપશમ રસ ભરી સર્વ જન શંકરી, મૂર્તિ જિનરાજની આજ ભેટી; કારણે કાર્ય નિષ્પત્તિ શ્રદ્ધાન છે, તિણે ભવ ભ્રમણની ભીડ મેટી સ૦ ॥ ૬ ॥ નયર ખંભાયતે પાર્શ્વ પ્રભુ દરશને, વિકસતે હર્ષ ઉત્સાહ વાધ્યો; હેતુ એકત્રતા રમણ પરિણામથી, સિદ્ધિ સાધક પણો આજ સાધ્યો. સ૦ ॥ ૭ ॥ આજ કૃત પુણ્ય ધન્ય દીહ માહરો થયો, આજ નર જનમ મેં સફલ ભાવ્યો; દેવચંદ્ર સ્વામી ત્રેવિ-સમો વંદીયો, ભકિત ભર ચિત્ત તુંજ ગુણ રમાવ્યો. સ૦ ॥ ૮ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री महावीरजिन स्तवनं ॥

### ॥ કડખાની દેશી ॥

તાર હો તાર પ્રભુ મુજ સેવક ભણી, જગતમાં એ-ટલો સુજશ લીજે; દાસ અવગુણ ભર્યો જાણી પોતા તણો, દયા નિધિ દીન પર દયા કીજે. તાર૦ ॥ ૧ ॥ રાગ દ્વેષે ભર્યો મોહ વૈરી નડયો, લોકની રીતિમાં ઘણુંયે રાતો; ક્રોધવશ ધમધમ્યો શુદ્ધ ગુણ નવિ રમ્યો, ભમ્યો ભવ-

માંહિ હું વિષય માતો, તાર૦ ॥ ૨ ॥ આદર્યું આચરણ લોક ઉપચારથી, શાસ્ત્ર અભ્યાસ પણ કાંઇ કીધો; શુદ્ધ શ્રદ્ધાન વલી આત્મ અવલંબન વિનુ, તેહવો કાર્ય તિણે કો ન સીધો. તાર૦ ॥ ૩ ॥ સ્વામિ દરિશણ સમો નિમિત્ત લહિ નિર્મલો, જો ઉપાદાન એ શુચિ ન થાશે; દોષ કો વસ્તુનો અહવા ઉદ્યમ તણો, સ્વામિ સેવા સહી નિકટ લાશે; તાર૦ ॥ ૪ ॥ સ્વામી ગુણ ઓલખી સ્વામીને જે ભજે, દરિશણ શુદ્ધતા તેહ પામે; જ્ઞાન ચારિત્ર તપ વીર્ય ઉલ્લાસથી, કર્મ ઝીપી વસે મુક્તિ ધામે. તાર૦ ॥ ૫ ॥ જગત વત્સલ મહાવીર જિણવર સુણી, ચિત્ત પ્રભુ ચરણને શરણ વાસ્યો; તારજ્યો બાપજી બિરુદ નિજ રાખવા, દાસની સેવના રખે જોશો. તાર૦ ॥ ૬ ॥ વિનતિ માનજ્યો શક્તિ એ આપજ્યો, ભાવ સ્યાદ્વાદતા શુદ્ધ ભાસે, સાધિ સાધક દશા સિદ્ધતા અનુભવી, દેવચંદ્ર વિમલ પ્રભુતા પ્રકાશે. તાર૦ ॥ ૭ ॥ ઇતિ ॥

## ॥ अथ कलश ॥

ચોવીસે જિન ગુણ ગાઇયે, ધ્યાઇયે તત્વ સરૂપોજી; પરમાનંદ પાઇયે, અક્ષય જ્ઞાન અનૂપોજી, ચોવીસે૦ ॥૧॥ ચવદહસેં બાવન ભલા, ગણધર ગુણ ભંડારોજી; સમતા મયી સાહુ સાહુણી; સાવય સાવઇ સારોજી. ચો૦ ॥ ૨ ॥ વર્દ્ધમાન જિનવર તણો, શાસન અતિ સુખકારોજી, ચઉવિહ સંઘ વિરાજતા, દુસમકાલ આધારોજી. ચો૦ ॥ ૩ ॥ જિન સેવનથી જ્ઞાનતા, લહે હિતાહિત બોધોજી; અહિત

ત્યાગ હિત આદરે, સંયમ તપની શોધોજી. ચો૦ ॥ ૪ ॥ અભિનવ કર્મ અગ્રહણુતા, જીર્ણ કર્મ અભાવોજી; નિઃકર્મીને અબાધતા, અવેદન અનાકુલ ભાવોજી. ચો૦ ॥ ૫ ॥ ભાવ રોગના વિગમથી, અચલ અક્ષય નિરાબાધોજી; પૂર્ણાનંદ દશા લહી, વિલસે સિદ્ધ સમાધોજી; ચો૦ ॥૬॥ શ્રી જિનચંદ્રની સેવના, પ્રગટે પુણ્ય પ્રભાવોજી; સુમતિ સાગર અતિ ઉલ્લસે, સાધુ રંગ પ્રભુ ધ્યાનોજી. ચો૦ ॥ ૭ ॥ સુવિહિત ગચ્છ ખરતર વરૂ, રાજસાગર ઉવઝાયોજી; જ્ઞાન ધર્મ પાઠક તણો, શિષ્ય સુજશ સુખદાયોજી. ચો૦ ॥ ૮ ॥ દીપચંદ્ર પાઠક તણો, શિષ્ય સ્તવે જિનરાજોજી; દેવચંદ્ર પદ સેવતાં, પૂર્ણાનંદ સમાજોજી. ચો૦ ॥ ૯ ॥ ઇતિ ॥

ઇતિ શ્રી દેવચંદ્રજી મહારાજ કૃત ચતુર્વિંશતિ જિન સ્તવનં સંપૂર્ણમ્ ॥



## ॥ श्रीमद् यशोविजयजी उपाध्याय कृत चोवीश जिन स्तुति प्रारंभ. ॥

### ॥ अथ श्री ऋषभजिन स्तवनं ॥

મહાવિદેહ ક્ષેત્ર સોહામણો ॥ એ દેશી ॥

જગજીવન જગવાલ હો, મરુદેવીનો નંદલાલરે; મુખ દીઠે સુખ ઉપજે, દર્શન અતિ હિ આનંદ લાલરે. જગ૦ ॥ ૧ ॥ આંખડી અંબુજ પાંખડી, અષ્ટમી શશિ સમ ભાલ લાલરે; વદન તે શારદ ચંદલો, વાણી અતિહિ રસાલ લાલરે. જગ૦ ॥ ૨ ॥ લક્ષણ અંગે વિરાજતા, અડહિય સહસ ઉદાર લાલરે; રેખા કર ચરણાદિકે, અભ્યંતર નહિં પાર લાલરે. જગ૦ ॥ ૩ ॥ ઇંદ્ર ચંદ્ર રવિ ગિરિ તણા, ગુણ લઇ ઘડિયું અંગ લાલરે; ભાગ્ય કિહાં થકી આવિયું, અચરિજ એહ ઉત્તંગ લાલરે. જગ૦ ॥૪॥ ગુણ સઘલા અંગે કર્યા, દૂર કર્યા સવિ દોષ લાલરે; વાચક યશ વિજયે શુણ્યો, દેજો સુખનો પોષ લાલરે. જગ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

### ॥ अथ श्री अजितजिन स्तवनं ॥

નિંદડી વેરણ હોઇ રહ ॥ એ દેશી ॥

અજિત જિણંદ શું પ્રીતડી, મુજ ન ગમે હો બીજાનો સંગકે; માલતિ ફુલે મોહિયો, કિમ બેસે હો બાવલ તરૂ ભૃંગ કે. અ૦ ॥ ૧ ॥ ગંગાજલમાં જે રમ્યા, કિમ છિલ્લર

હો રતિ પામે મરાલકે; સરોવર જલધર જલ વિના, નવિ ચાહે હો જગ ચાતક બાલકે. અ૦ ॥ ૨ ॥ કોકિલ કલ કુજિત કરે, પામી મંજરી હો પંજરી સહકારકે; ઓછાં તરુવર નવિ ગમે, ગિરુઆશું હો હોયે ગુણનો પ્યારકે, અ૦ ॥ ૩ ॥ કમલિની દિનકર કર ગ્રહે, વલી કુમુદિની હો ધરે ચંદશું પ્રીતકે; ગૌરી ગિરીશ ગિરિધર વિના, નવિ ચાહે હો કમલા નિજ ચિત્તકે, ॥ અજિત૦ ॥ ૪ ॥ તિમ પ્રભુ શું મુઝ મન રમ્યું, બીજા શું હો નવિ આવે દાય કે, શ્રી નયવિજય વિબુધ તણો, વાચક જસ હો નિત નિત ગુણ ગાય કે, ॥ અજિત૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री संभवजिन स्तवनं ॥

### મન મધુકર મોહી રહ્યો ॥ એ દેશી ॥

સંભવ જિનવર વિનતી, અવધારો ગુણ જ્ઞાતા રે, ખામી નહીં મુઝ ખીજમતેં, કદીય હોશો ફલદાતા રે, ॥ સંભવ ॥ ૧ ॥ કરજોડી ઉભો રહું, રાત દિવસ તુમ ધ્યાનો રે, જો મનમાં આણો નહીં, તો શું કહીયે છાનો રે, ॥ સંભવ ॥ ૨ ॥ ખોટ ખજાને કો નહીં, દીજે વાંછિત દાનો રે, કરૂણા નજર પ્રભુજી તણી, વાધે સેવક વાનો રે, ॥ સંભવ૦ ॥ ૩ ॥ કાલ લબધિ નહીં મતિ ગણો, ભાવ લબધિ તુમ હાથેં રે, લડથડતું પણ ગજ બચ્ચું, ગાજે ગયવર સાથેં રે ॥ સંભવ૦ ॥ ૪ ॥ દેશો તો તુમહી ભલું, બીજાતો નવિ જાચૂ રે, વાચક જસ કહે સાંઇ શું, ફલશે એ મુઝ સાચૂ રે, સં. ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री अभिनंदनजिन स्तवनं ॥

સુણજો હો પ્રભુ૦ ॥ એ દેશી ॥

દીઠી હો પ્રભુ, દીઠી જગ ગુરૂ તુઝ, મૂરતિ હો પ્રભુ, મૂરતિ મોહન વેલડીજી; ॥ મીઠી હો પ્રભુ; મીઠી તાહરી વાણી, લાગે હો પ્રભુ લાગે જેસી સેલડીજી ॥ ૧ ॥ જાણું હો પ્રભુ જાણું જન્મ કયથ્થ, જો હું હો પ્રભુ જો હું તુમ સાથે મિલ્યોજી, સુરમણિ હો પ્રભુ, સુરમણિ પામ્યો હત્થ, આંગણે હો પ્રભુ, આંગણે મુઝ સૂરતરૂ ફલ્યોજી ॥ ૨ ॥ જાગ્યાં હો પ્રભુ, જાગ્યાં પુણ્ય અંકુર, માગ્યા હો પ્રભુ, મુહ માગ્યા પાસા ઢલ્યાજી, વુઠ્યા હો પ્રભુ, વુઠ્યા અમિરસ મેહ, નાઠા હો પ્રભુ, નાઠા અશુભ શુભ દિન વલ્યાજી, ॥ ૩ ॥ ભુખ્યાં હો પ્રભુ, ભુખ્યાં મલ્યા ઘૃતપૂર, તરશ્યાં હો પ્રભુ, તરશ્યાં દીવ્ય ઉદક મીલ્યાજી, થાકયાં હો પ્રભુ, થાકયાં મિલ્યા સુખપાલ, ચાહતાં હો પ્રભુ, ચાહતાં સજન હેજેં હલ્યાજી, ॥ ૪ ॥ દીવો હો પ્રભુ, દીવો નિશા વન ગેહ, સાથી હો પ્રભુ, સાથી થલેં જલ નૌકા મલિજી, કલિજુગેં હો પ્રભુ, કલિજુગેં દુલહો મુઝ, દરિશન હો પ્રભુ, દરિસન લહ્યું આશા ફલિજી ॥ ૫ ॥ વાચક હો પ્રભુ, વાચક યશ તુમ દાસ, વીનવે હો પ્રભુ, વીનવે અભિનંદન સુણોજી, કહિયેં હો પ્રભુ, કહિયેં મ દેશો છેહ, દેજો હો પ્રભુ, દેજો સુખ દરિશણ તણોજી ॥ ૬ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री सुमतिजिन स्तवनं ॥

ઝાંઝરીયા મુનિવરની દેશી ॥

સુમતિનાથ ગુણ શું મિલીજી, વાધે મુઝ મન પ્રીતિ,

તેલ બિંદુ જિમ વિસ્તરેજી, જલમાંહે ભલિ રીતિ, સોભાગી જિનશું, લાગ્યો અવિહડ રંગ ॥ ૧ ॥ સજ્જન શું જે પ્રીતડીજી, છાની તે ન રખાય, પરિમલ કસ્તૂરી તણોજી, મહિમાહે મહકાય સો૦ ॥ ૨ ॥ આંગલીયે નવિ મેરૂ ઢંકાયે, છાબડીયેં રવિ તેજ, અંજલિમાં જિમ ગંગ ન માયે; મુઝ મન તિમ પ્રભુ હેજ, સો૦ ॥ ૩ ॥ હુઓ છિપે નહિં અધર અરૂણુ જિમ, ખાતાં પાન સુરંગ, પીવત ભર ભર પ્રભુ ગુણ પ્યાલા, તિમ મુઝ પ્રેમ અભંગ, સો૦ ॥ ૪ ॥ ઢાંકી ઇક્ષુ પલાશશુંજી, ન રહે લહી વિસ્તાર, વાચક યશ કહે પ્રભુ તણોજી, તિમ મુઝ પ્રેમ પ્રકાર સો૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री पद्मजिन स्तवनं ॥

### સહજ સલુણા હો સાધુજી ॥ એ દેશી ॥

પદ્મપ્રભજિન જઇ અલગા રહ્યા, જિહાંથી નાવે લેખોજી, કાગલને મશી તિહાં નવિ સંપજે, ન ચલે વાટ વિશેષોજી, સુગુણ સનેહારે, કદીય ન વીસરે, ॥ આંકણી ॥ ૧ ॥ ઇંહાંથી તિહાં જઇ કોઇ આવે નહિં, જેહ કહે સંદેશોજી, જેહનું મિલવું રે દોહિલું તેહશું, નેહ તે આપકિ લેશોજી, ॥ સુ૦ ॥ ૨ ॥ વીતરાગ શું રે રાગ તે એક પખો, કીજે કવણ પ્રકારોજી, ઘોડા દોડે રે સાહેબ વાજમાં, મન નાણે અસવારોજી, સુ૦ ॥ ૩ ॥ સાચી ભક્તિ રે ભાવન રસ કહ્યો, રસ હોય તિહાં દોય રીઝેજી, હોડા હોડે રે બિહું રસ રીઝથી, મનના મનોરથ સીઝેજી, ॥ સુ૦ ॥ ૪ ॥ પણ ગુણવંતા રે ગોઠે ગાજિયે, મોહોટા તે વિશ્રામજી,

વાચક યશ કહે એહજ આશ રે, સુખ લહું ઠામો ઠામજી. સુ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री सुपासजिन स्तवनं ॥

### લાછલ દે માત મલાર ॥ એ દેશી ॥

શ્રી સુપાસ જિંનરાજ, તું ત્રિભુવન શિરતાજ, આજ હો છાજે રે, ઠકરાઇ પ્રભુ તુજ પદ તણીજી, ॥ ૧ ॥ દીવ્ય ધ્વની સુર પુલ, ચામર છત્ર અમૂલ, આજ હો રાજે રે, ભામંડલ ગાજે દુંદુભિજી, ॥ ૨ ॥ અતિશય સહજના ચાર, કર્મ ખપ્યાથી અગ્યાર, આજ હો કીધા રે, ઓગણીશે સુર ગુણ ભાસુરેજી, ॥ ૩ ॥ વાણી ગુણ પાંત્રીશ, પ્રાતિહારજ જગદીશ, આજ હો રાજે રે, દીવા જે છાજે આઠશુંજી, ॥ ૪ ॥ સિંહાસન અશોક, બેઠા મોહે લોક, આજ હો સ્વામી રે, શીવ ગામી, વાચક યશ શુણ્યોજી, ॥ ૫ ॥ ઈતિ ॥

## ॥ अथ श्री चंद्रप्रभजिन स्तवनं ॥

### ધણુરા ઢોલા ॥ એ દેશી ॥

ચંદ્રપ્રભજિન સાહિબા રે, તુમેં છો ચતુર સુજાણ, મનના માન્યા, સેવા જાણો દાસની રે, દેશો પદ નિરવાણ, મનના માન્યા, આવો આવો રે ચતુર સુખ ભોગી, કીજે વાત એકાંત અભોગી, ગુણ ગોઠેં પ્રગટે પ્રેમ, મનના માન્યા ॥ ૧ ॥ એ આંકણી ॥ ઓછું અધિકું પણ કહે રે, આસંગાયત જેહ, ॥ મ૦ ॥ આપે ફલ જે અણ કહે રે, ગિરૂઓ સાહેબ તેહ, ॥ મ૦ ॥ ૨ ॥ દીન કહ્યા વિણ દાનથી

રે, દાતાની વાધે મામ, ॥ મ૦ ॥ જલ દીયે ચાતક ખીજવી રે, મેઘ હુઆ તિણે શ્યામ, ॥ મ૦ ॥ ૩ ॥ પીઉ પીઉ કરી તુમને જપું રે, હું ચાતક તુમે મેહ, ॥ મ૦ ॥ એક લહેરમાં દુઃખ હરો રે, વાધે બમણો નેહ, ॥ ૪ ॥ મોડું વહેલું આપવું રે; તો શી ઢીલ કરાય, ॥ મ૦ ॥ વાચક યશ કહે જગ ધણી રે, તુમ તુઠે સુખ થાય ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री सुविधिजिन स्तवनं ॥

### સુણ મેરી સજની રજની ન જાવે રે—એ દેશી.

લઘુ પણ હું તુમ મન નવિ માવું રે, જગ ગુરૂ તુમને દિલમાં લાવું રે, કુણને એ દીજે શાબાસી રે, કહો શ્રી સુવિધિ જિણંદ વિમાસી રે. લ૦ ॥ ૧ ॥ મુઝ મન અણુ માંહે ભક્તિ છે ઝાઝી રે, તેહ દરીનો તું છે માજી રે, યોગી પણ જે વાત ન જાણે રે, તેહ અચરિજ કુણુથી હુઓ ટાણે રે. લ૦ ॥ ૨ ॥ અથવા થિર માંહિ અથિર ન માવે રે, મોહોટો ગજ દર્પણમાં આવે રે, જેહને તે જે બુદ્ધિ પ્રકાશી રે, તેહને દીજે એ શાબાસી રે. લ૦ ॥ ૩ ॥ ઉર્ધ્વમૂલ તરૂઅર અધ શાખા રે, છંદ પુરાણે એહવી છે ભાખા રે, અચરિજ વાલે અચરિજ કીધું રે, ભકતે સેવક કારજ સીધું રે. લ૦ ॥ ૪ ॥ લાડ કરી જે બાલક બોલે રે, માત પિતા મન અમિયને તોલે રે, શ્રી નય વિજય વિબુધનો શિષો રે, યશ કહે ઇમ જાણો જગદીશો રે. લ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री शीतलजिन स्तवनं ॥

### અલિ અલિકેં કહિ આવેગો—એ દેશી.

શ્રી શીતલજિન ભેટીયેં, કરી ચોખું ભકતે ચિત્ત હો, તેહથી કહો છાનું કિશ્યું, જેહને સોંપ્યાં તન મન વિત્ત હો. શ્રી૦ ॥ ૧ ॥ દાયક નામેં છે ઘણા; પણ તું સાયર તે કૂપ હો, તે બહુ ખજુવા તગ તગે, તું દિનકર તેજસ રૂપ હો. શ્રી૦ ॥ ૨ ॥ મોહોટો જાણી આદરયો, દારિદ્ર ભાંજો જગ તાત હો, તું કરૂણાવંત શિરોમણિ, હું કરૂણા પાત્ર વિખ્યાત હો. શ્રી૦ ॥ ૩ ॥ અંતરજામી સવિ લહો, અમ મનની જે છે વાત હો. મા આગલ મોશાલના, શ્યા વરણવા અવદાત હો, શ્રી૦ ॥ ૪ ॥ જાણો તો તાણો કિશ્યું, સેવા ફલ દીજેં દેવ હો, વાચક યશ કહે ઢીલની એ, ન ગમે મુજ મન ટેવ હો. શ્રી૦ ॥ ૫ ॥ ઇતિ.

## ॥ अथ श्री श्रेयांसजिन स्तवनं ॥

### કર્મ ન છુટે રે પ્રાણીયા—એ દેશી.

તુમેં બહુ મિત્રી રે, સાહેબા મારે તો મન એક, તુમ વિણુ બીજો રે નવિ ગમે, એ મુઝ મોહોટી રે ટેક, શ્રી શ્રેયાંસ કૃપા કરો. ॥ ૧ ॥ મન રાખો તુમેં સવિ તણાં, પણ કિહાં એક મળી જાઓ, લલચાવો લખ લોકને, સાથી સહેજ ન થાઓ. શ્રી૦ ॥ ૨ ॥ રાગ ભરે જન મન રહો, પણ તિહું કાલ વૈરાગ, ચિત્ત તુમારો રે સમુદ્રનો, કોય ન પામે તાગ. શ્રી૦ ॥ ૩ ॥ એવા શું ચિત્ત મેલવ્યું, કેલવ્યું પહેલા ન કાંઇ, સેવક નિપટ અબુઝ છે, નિર્વહશો તુમેં

સાંઇ, શ્રી૦ ॥ ૪ ॥ નીરાગી શું રે કિમ મીલે, પણ મલવાનો એકંત, વાચક યશ કહે મુઝ મિલ્યો, ભકતેં કામણ તંત. શ્રી૦ ॥ ૫ ॥ ઇતિ.

## ॥ अथ श्री वासुपूज्यजिन स्तवनं ॥

સુણી શ્રીરંગ મહેતો આવ્યો ધાઇ સાહેબા મોતીડો હમારો—એ દેશી.

સ્વામી તુમેં કાંઇ કામણ કીધું, ચિત્તડું અમારૂં ચોરી લીધું. સાહેબા વાસુપૂજ્ય જિણંદા, મોહના વાસુપૂજ્ય, એ આંકણી. અમે પણ તુમશું કામણ કરશું, ભક્તિ ગ્રહી મન ઘરમાં ધરશું, સા૦ ॥ ૧ ॥ મન ઘરમાં ધરીયા ઘર શોભા, દેખત નિત્ય રહેશો થિર થોભા, મન વકુંઠ અકુંઠિત ભકતેં, યોગી ભાંખેં અનુભવ યુકતેં. સા૦ ॥ ૨ ॥ કલેશેં વાસિત મન સંસાર, કલેશ રહિત મન તે ભવ પાર, જો વિશુદ્ધ મન ઘર તુમેં આવ્યા, પ્રભુ તો અમે નવ નિધિ ઋદ્ધિ પાવ્યા. સા૦ ॥ ૩ ॥ સાત રાજ અલગા જઈ બેઠા, પણ ભગતેં અમ મનમાં પેઠાં, અલગાને વલગા જે રહેવું, તે ભાણા ખડ ખડ દુઃખ સહેવું. સા૦ ॥ ૪ ॥ ધ્યાયક ધ્યેય ધ્યાન ગુણ એકે, ભેદ છેદ કરશું હવે ટેકેં, ખીર નીર પરેં તુમશું મલશું, વાચક યશ કહે હેજેં હલશું. સા૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री विमलजिन स्तवनं ॥

આદર જીવ ક્ષમા નમોરે નમો શ્રી શેત્રુંજા ગિરિવર—એ દેશી.

સેવો ભવિયા વિમલ જિણેસર, દુલ્લહા સજ્જન

સંગાજી, એવા પ્રભુનું દરિસન લેવું, તે આલસ માંહે ગંગાજી, સેવો૦ ॥ ૧ ॥ અવસર પામી આલસ કરશે, તે મૂરખમાં પહેલોજી, ભુખ્યાને જેમ ઘેબર દેતાં, હાથ ન માંડે ઘેલોજી. સેવો૦ ॥ ૨ ॥ ભવ અનંતમાં દર્શન દીઠું, પ્રભુ એહવા દેખાડેજી, વિકટ પંથ જે પોળ પોળીયો, કર્મ વિવર ઉઘાડેજી. સેવો૦ ॥ ૩ ॥ તત્ત્વ પ્રીતિ કરી પાણી પાએ, વિમલા લોકે આંજિજી, લોયણ ગુરૂ પરમાન્ન દિએ તવ, ભર્મ નાંખે સવિ ભાંજિજી. સેવો૦ ॥ ૪ ॥ ભર્મ ભાંગ્યો તવ પ્રભુશું પ્રેમેં, વાત કરૂં મન ખોલિજી, સરલ તણે જે હઇડે આવે, તેહ જણાવે બોલિજી. સેવો૦ ॥ ૫ ॥ શ્રીનયવિજય વિબુધ પય સેવક, વાચક યશ કહે સાચુંજી. કોડિ કપટ જો કોઈ દિખાવે, તો પ્રભુ વિણુ નહિં રાચુંજી. સેવો૦ ॥ ૬ ॥ ઇતિ.

## ॥ अथ श्री अनंताजिन स्तवनं ॥

### સાહેલડીઆ—એ દેશી.

શ્રી અનંત જિનશું કરો, સાહેલડીયાં ॥ ચોલ મજીઠનો રંગ રે, ગુણુ વેલડીયાં, સાચો રંગ તે ધર્મનો સાહેલડીયાં, બીજો રંગ પતંગ રે, ગુણુ વેલડીયાં, ॥ ૧ ॥ ધર્મ રંગ જીરણ નહિ; સા૦ દેહ તે જીરણ થાય રે, ગુણુ૦ સોનું તે વિણુસે નહીં, સા૦ ઘાટ ઘડામણુ જાય રે. ગુણુ૦ ॥ ૨ ॥ ત્રાંબુ જે રસ વેધિઉં, સા૦ તે હોય જાચું હેમ રે, ગુણુ૦ ફરિ ત્રાંબું તે નવિ હુવે, સા૦ એહવો જગ ગુરૂ પ્રેમરે. ગુણુ૦ ॥ ૩ ॥ ઉત્તમ ગુણુ અનુરાગથી, સા૦ લહિયે ઉત્તમ ઠામ રે, ગુણુ૦ ઉત્તમ નિજ મહિમા વધે,

સા૦ દીપે ઉત્તમ ધામ રે, ગુણુ૦ ॥ ૪ ॥ ઉદક બિંદુ સાયર ભલ્યો. સા૦ જિમ હોય અખય અભંગ રે, ગુણુ૦ વાચક યશ કહે પ્રભુ ગુણે, સા૦ તિમ મુઝ પ્રેમ પ્રસંગ રે. ગુણુ૦ ॥ ૫ ॥ ઈતિ.

## ॥ अथ श्री धर्मनाथजिन स्तवनं ॥

એડલે ભાર ઘણો છે રાજ વાતાં કેમ કરો છો—એ દેશી

થાશું પ્રેમ બન્યો છે રાજ, નિરવહેશો તો લેખે, મેં રાગી થેં છો નીરાગી, અણુ જુગતે હોયે હાંસી; એક પખો જે નેહ નિરવહેવો, તેહ માંકી શાબાશી. ॥ ૧ ॥ નીરાગી સેવે કાંઇ હોવે, ઈમ મનમાં નવિ આણું, ફ્લે અચેતન પણુ જિમ સુરમણિ, તિમ તુમ ભક્તિ પ્રમાણું. થા૦ ॥ ૨ ॥ ચંદન શીતલતા ઉપજાવે, અગ્નિ તે શીત મિટાવે, સેવકનાં તિમ દુઃખ ગમાવે, પ્રભુ ગુણુ પ્રેમ સ્વભાવે. થા૦ ॥ ૩ ॥ વ્યસન ઉદય જે જલધિ અણુહરે; શશીને તેહ સંબંધે, અણુસંબંધે કુમુદ અણુહરે, શુદ્ધ સ્વભાવ પ્રબંધે. થા૦ ॥ ૪ ॥ દેવ અનેરા તુમથી છોટા, થેં જગમે અધિકેરાં, યશ કહે ધર્મ જિનેશ્વર થાશું, દિલ માન્યા હે મેરા થા૦ ॥ ૫ ॥ ઇતિ.

## ॥ अथ श्री शातिजिन स्तवनं ॥

રહ્યો રે આવાસ દુવાર—એ દેશી.

ધન દીન વેલા ધન ઘડિ તેહ, અચિરારો નંદન જિન જહિ ભેટશુંજી, લહિશું રે સુખ દેખી મુખચંદ, વિરહ વ્યથાનાં દુઃખ સવિ મેટશુંજી. ॥ ૧ ॥ જાણ્યો રે જેણે

તુઝ ગુણ લેશ, બીજા રે રસ તેહને મન નવિ ગમેજી, ચાખ્યો રે જેણે અમિલવ લેશ; બાકશ બુકશ તસ ન રુચે કિમેજી. ॥ ૨ ॥ તુજ સમકિત રસ સ્વાદનો જાણ, પાપકુભક્તેં બહુ દિન સેવીયુંજી, સેવે જો કર્મને જોગે તોહિ, વાંછે તે સમકિત અમૃત ધુરે લિખ્યુંજી. ॥ ૩ ॥ તાહરૂં ધ્યાન તે સમકિત રૂપ, તેહજ જ્ઞાનને ચારિત્ર તેહ છેજી, તેહથી રે જાએ સઘલાં પાપ, ધ્યાતા રે ધ્યેય સ્વરૂપ હોય પીછે જી. ॥ ૪ ॥ દેખી રે અદભૂત તાહરૂં રૂપ, અચરિજ ભવિક અરૂપી પદ વરેજી, તાહરી ગત તું જાણે હો દેવ, સ્મરણ ભજન તે વાચક યશ કરેજી. ॥ ૫ ॥ ઇતિ.

## ॥ अथ श्री कुंथुजिन स्तवनं ॥

### સાહેલાં—એ દેશી.

સાહેલાં હે કુંથુ જિનેશ્વર દેવ, રત્ન દીપક અતિ દીપતો, હો લાલ, સા૦ મુજ મન મંદિર માંહિ, આવે જો અરિબલ ઝીપતો, હો લાલ. સા૦ ॥ ૧ ॥ મિટે તો મોહ અંધાર અનુભવ તેજેં જલ હલે, હો લાલ, સા૦ ધૂમ કષાય ન રેખ, ચરણ ચિત્રામણ નવિ ચલે. હો લાલ. સા૦ ॥ ૨ ॥ પાત્ર કરે નહિં હેઠ, સૂર્ય તેજેં નવિ છિપે; હો લાલ સા૦ સર્વ તેજનું તેજ, પહેલાંથી વાધે પછે. હો લાલ સા૦ ॥૩॥ જેહ ન મરુતને ગમ્ય ચંચલતા જે નવિ લહે; હો લાલ સા૦ જેહ સદા છે રમ્ય, પૃષ્ટ ગુણેં નવિ કૃશ રહે. હો લાલ સા૦ ॥ ૪ ॥ પુદ્દગલ તેલ ન ખેય, તેહ ન શુદ્ધ દશા દહે, હો લાલ; સા૦ શ્રીનય વિજય સુશિષ્ય, વાચક યશ ઇણિ પરેં કહે, હો લાલ. સા૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री अरजिन स्तवनं ॥

### આસણુરા જોગી—એ દેશી.

શ્રી અરજિન ભવ જલનો તારૂ, મુઝમન લાગે વારૂ રે; મન મોહન સ્વામિ, બાંહ્ય ગ્રહિ એ ભવજલ તારે, આણે શિવપુર આરેરે. મન૦ ॥ ૧ ॥ તપ જપ મોહ મહા તોફાને નાવ ન ચાલે માનેરે. મન૦ પણુ નવિ ભય મુઝ હાથો હાથે, તારે તે છે સાથેરે, મન૦ ॥ ૨ ॥ ભગતને સ્વર્ગ સ્વર્ગથી અધિકું, જ્ઞાનીને ફલ દેઈરે, મન૦ કાયા કષ્ટ વિના ફળ લહિયે, મનમાં ધ્યાન ધરેઇરે, મન૦ ॥ ૩ ॥ જે ઉપાય બહુ વિધની રચના, યોગ માયા તે જાણોરે; મન૦ શુદ્ધ દ્રવ્ય ગુણુ પર્યાય ધ્યાને, શિવ દિયે પ્રભુ સપરાણોરે, મન૦ ॥ ૪ ॥ પ્રભુપદ વલગ્યા તે રહ્યા તાજા, અલગા અંગ ન સાજા રે, મન વાચક યશ કહે અવર ન ધ્યાઉં, એ પ્રભુના ગુણુ ગાઉં રે, મન૦ ॥ ૫ ॥ ઈતિ. ॥

## ॥ अथ श्री मल्लिजिन स्तवनं ॥

### નાભિરાયા કે બાગ ॥ એ દેશી ॥

તુજ મુજ રીઝની રીઝ, અટ પટ એહ ખરીરી; લટ પટ નાવે કામ, ખટપટ ભાંજ પરીરી. ॥ ૧ ॥ મલ્લિનાથ તુજ રીઝ, જન રીઝે ન હુએરિ; દોય રીઝણુનો ઉપાય, સાહામું કાંઈ ન જુએરી. ॥ ૨ ॥ દુરારાધ્ય છે લોક, સહુને સમ ન શશીરી, એક દુહવાએ ગાઢ, એક જો બોલે હસીરી; ॥ ૩ ॥ લોક લોકોત્તર વાત, રીઝ છે દોય

જુઇરી, તાત ચક્ર ધુર પૂજ્ય, ચિંતા એહ હુઇરી, ॥ ૪ ॥ રીઝવવો એક સાંઇ, લોક તે વાત કરેરી, શ્રી નયવિજય સુશિષ્ય, એહિજ ચિત્ત ધરેરી ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री मुनिसुव्रतजिन स्तवनं ॥

### પાંડવ પાંચે વંદતા ॥ એ દેશી ॥

મુનિસુવ્રત જિન વંદતાં, અતિ ઉલ્લસિત તન મન થાય રે, વદન અનોપમ નિરખતાં, માહારાં ભવ ભવના દુઃખ જાય રે, ॥ ૧ ॥ માહારા ભવ ભવનાં દુઃખ જાય, જગત ગુરૂ જાગતો, સુખ કંદ રે, સુખ કંદ અમંદ આણુંદ, પરમ ગુરૂ દીપતો, ॥ સુ૦ ॥ એ આંકણી ॥ નિશિ દિન સુતાં જાગતાં, હઇડાથી ન રહે દૂર રે, જબ ઉપકાર સંભારીયે, તવ ઉપજે આનંદ પૂર રે, ॥ત૦ ॥ જ૦ ॥ સુ૦ ॥ ૨ ॥ પ્રભુ ઉપકાર ગુણે ભર્યો, મન અવગુણ એક ન સમાય રે, ગુણ ગુણ અનુબંધી હુઆ તે તો અક્ષય ભાવ કહાયરે, ॥ તે૦ જ૦ ॥ સુ૦ અક્ષય પદ દીયે પ્રેમજે, પ્રભુનું તે અનુભવ રુપરે, અક્ષર સ્વર ગોચર નહીં, એ તો અકળ અમાપ અરૂપ રે. એ૦ ॥ જ૦ ॥સુ૦॥ ૪॥ અક્ષર થોડા ગુણ ઘણા, સજ્જનના તે ન લિખાય રે, વાચક યશ કહે પ્રેમથી, પણ મનમાંહે પરખાય રે, ॥ ૫ ॥ જ૦ ॥ સુ૦ ॥ ૫ ॥ ઈતિ

## ॥ अथ श्री नमिनाथजिन स्तवनं ॥

### આ ભવ રત્ન.

શ્રી નમિજિનની સેવા કરતાં, અલિય વિઘન સવિ દૂરે

નાસેજી; અષ્ટ મહા સિદ્ધિ નવ નિધિ લીલા, આવે બહુ મહ મુર પાસેંજી, શ્રી૦ ॥ ॥ ॥ ૧ ॥ મયમત્તા અંગણુ ગય ગાજે; રાજે તેજી તુખાર તે ચંગાજી, બેટા બેટી બંધવ જોડી, લહિયે બહુ અધિકાર રંગાજી; શ્રી૦ ॥ ૨ ॥ વલ્લભ સંગમ લહિજે, અણુ વાહલા હોય દૂર સહેજેંજી; વાંછા તણો વિલંબ ન હૂજો, કારજ સીઝે ભૂરિ સહેજેંજી, ॥ શ્રી૦ ॥ ૩ ॥ ચંદ્ર કિરણુ ઉજ્જવલ યશ ઉલસે, સૂરજ તુલ્ય પ્રતાપી દીપેજી, જે પ્રભુ ભક્તિ કરે નિત્ય વિનયેં, તે અરિયણુ બહુ પ્રતાપી ઝીપેજી, ॥ શ્રી૦ ॥ ૪ ॥ મંગલ માલા લચ્છી વિશાલા, બાલા બહુલે પ્રેમ રંગેજી; શ્રી નય-વિજય વિબુધ પય સેવક, કહે લહિયે સુખ પ્રેમ અંગેજી, ॥ શ્રી૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री नेमिनाथजिन स्तवनं ॥

### આટલાં દિન હું જાણતો રે હાં ॥ એ દેશી.

તોરણુ આવી રથ ફેરી ગયા રે હાં, પશુઆં દેઈ દોષ મેરે વાલમાં, નવ ભવ નેહ નિવારિયો રે હાં, શ્યો જોઇ આવ્યા જોશ, ॥ મે૦ ॥ ૧ ॥ ચંદ કલંકી જેહથી રે હાં; રામને સીતા વિયોગ, ॥ મે૦ ॥ તેહ કુરંગને વયણુડે રે હાં, પતિ આવે કુણુ લોગ, ॥ મે૦ ॥ ૨ ॥ ઉતારી હું ચિત્તથી રે હાં, મુક્તિ ધુતારી હેત, ॥ મે૦ ॥ સિદ્ધ અ-નંતે ભોગવી રે હાં, તેહશું કવણુ સંકેત, ॥ મે૦ ॥ ૩ ॥ પ્રીત કરતાં સોહિલી રે હાં, નિરવહેતાં જંજાલ, મેરે૦, જેહવો વ્યાલ ખેલાવવો રે હાં, જેહવી અગનની ઝાળ, ॥મે૦॥ ૪ ॥ જો વિવાહ અવસરે દિઓ રે હાં, હાથ ઉપર

નવિ હાથ; ॥ મે૦ ॥ દીક્ષા અવસર દીજીયેં રે હાં, શિર ઉપર જગનાથ, ॥ મે૦ ॥ ॥ ૫ ॥ ઇમ વલવલતી રાજુલ ગઇ રે હાં, નેમિ કને વ્રત લીધ મેરે૦ વાચક યશ કહે પ્રણુમી-યે રે હાં, એ દંપતિ દોય સિદ્ધ ॥ મે૦ ॥ ૬ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री पार्श्वनाथजिन स्तवनं ॥

### દેખી કામની દોય ॥ એ દેશી ॥

વામાનંદન જિનવર, મુનિ માંહે વડો રે, કે મુનિ-માંહે વડો; જિમ સુરમાંહી, સોહે સુરપતિ પરવડો રે કે, ॥ સુર૦ ॥ જેમ ગિરિમાંહિ સુરાચલ, મૃગમાંહે કેસરીરે; મૃગ૦ ॥ જિમ ચંદન તરૂમાંહિ, સુભટ માંહિ શૂર અરિ રે, ॥ ૧ ॥ ॥ સુ૦ ॥ નદીય માંહિ, જિમ ગંગ, અનંગ સરૂપમાં રે, ॥ અનં૦ ॥ ફુલમાંહિ અરવિંદ, ભરત પતિ ભૂપમાં રે, ॥ ભર૦ ॥ ઐરાવણુ ગજમાંહિ, ગરૂડ ખગમાં યથા રે, ॥ ગરૂડ૦ ॥ તેજવંત માંહિ ભાણુ, વખાણુ માંહિ જિન કથા રે, ॥ વ૦ ॥ ૨ ॥ મંત્રમાંહિ નવકાર, રત્ન-માંહિ સુરમણિ રે; ॥ ર૦ ॥ સાગરમાંહિ સ્વયંભૂ–રમણુ શિરોમણુ રે, ॥ રમ૦ ॥ શુકલ ધ્યાન જિમ ધ્યાનમાં; અતિ નિર્મલ પણે રે, ॥ અતિ૦ ॥ શ્રી નયવિજય વિબુધ, પય સેવક ઇમ ભણે રે, સેવક૦ ॥ ૩ ॥ ઈતિ ॥

## ॥ अथ श्रीवर्धमानजिन स्तवनं ॥

### ॥ રાગ ધન્યાશ્રી ॥

ગિરૂઆરે ગુણુ તુમ તણા, શ્રી વર્દ્ધમાન જિનરાયા રે, સુણુતા શ્રવણેં અમી ઝરે, માહારી નિર્મલ થાયે કાયા

રે, ॥ ગિ૦ ॥ ૧ ॥ તુમ ગુણ ગણુગંગાજલે, હું ઝીલી નિર્મલ થાઉં રે, અવર ન ધંધો આદરૂં, નિશિદિન તોરા ગુણ ગાઉં રે. ॥ ગિ૦ ॥ ૨ ॥ ઝીલ્યા જે ગંગાજલેં, તે છિલ્લર જલ નવિ પેસે રે; જે માલતી ફુલે મોહિયા, તે બાવલ જઈ નવિ બેસે રે. ગિ૦ ॥ ૩ ॥ એમ અમે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યા ને વલી માચ્યા રે, તે કેમ પરસુર આદરૂં, જે પરનારી વશ રાચ્યા રે. ॥ ગિ૦ ૪ ॥ તું ગતિ તું મતિ આશરો, તું આલંબન મુજ પ્યારો રે; વાચક યશ કહે માહરે, તું જીવન જીવ આધારો રે, ॥ ગિ૦ ૫ ॥ ઇતિ ॥

**ઇતિ શ્રી ઉપાધ્યાયજી શ્રીમદ્ યશોવિજયજી કૃત ચોવીશ જિન સ્તવનં સંપૂર્ણમ્.**



# "श्री स्वरुपचंद्रजी कृत चोवीशी."

## श्री ऋषभजिन स्तवनं.

એડલે ભાર ઘણો છે રાજ, વાતાં કેમ કરો છો—એ દેશી.

ઋષભ જિનેશ્વર દરિશણ દીજે; મુજપર કરૂણા કીજે; સેવકને મનવંછીત હે જે, અજર અમર પદ દીજે, વંછિત પૂરોરે સાહેબજી સેવકનો. ॥ ૧ ॥ એ આંકણી૦, તુજ મુખ દરિસણ મુજ મન હરખ્યો, મુજને પ્રભુજી મલીયો; શિવ સુખ વંછા પૂરણ માનું આંગણ સુરતરૂ ફલીયો. વં-છિત૦ ॥ ૨ ॥ આદિ પુરૂષ શ્રી આદિ જિનેસર, યુગલા ધર્મ નિવારી; ત્રિભુવન માંહે જિનજી સરિખો, નહીં કોઈ ઊપગારી. વંછિત૦ ॥ ૩ ॥ વિનીતા નગરી શોભે રૂડી, કુલ કર નાભિ બિરાજે; રાણી મરૂદેવી કુંખેથી, જનમ પ્રભુજીનો છાજે. વંછિત, ॥ ૪ ॥ યૌવનવય સમરથ ગુણ સંપદ, પ્રથમ રાય કહાયા; દાન સંવત્સરી દેઇ જનને, સંજમ લીએ સુખદાયા. વંછિત૦ ॥ ૫ ॥ લાખ ચોરાશી પૂરવ આયુ પાલી સધાવ્યા મુકતે; કેવલ કમલા લીલ વિલાસી સ્વરૂપ-ચંદ્ર સુખ યુગતે. વંછિત૦ ॥ ૬ ॥ ઇતિ,

## श्री आजितजिन स्तवनं.

શ્રી પંચાસરો પાસજીરે લાલ—એ દેશી.

શુભ ભાવે કરી સેવિયેરે લાલ, બીજા અજિત જિણંદ; ભવિ પૂજોરે, મંગલ માલા જેહથીરે લાલ, હોવે અતિહિ આણંદ. ભવિ પૂજોરે. વંદના માહરી જાણજોરે લાલ. એ

આંકણી૦ અયોધ્યા નગરી ભલીરે લાલ, જિતશત્રુ નૃપ તાત; ભવિ૦ અજિત જિનેશ્વર જનમીયારે લાલ, વિજયા રાણી માત. ભવિ૦ વંદના૦ ॥ ૨ ॥ ઈક્ષ્વાગ વંશે ઓપતારે લાલ, દેવ સકલ શિરદાર; ભવિ૦ પૂરવદિશિ જેમ ઉગીયોરે લાલ, દિનકર તેજ અપાર. ભવિ૦ વંદના૦ ॥ ૩ ॥ દેવ દૂજો નહી એહવોરે લાલ. સમોવડ ઈણે સંસાર; ભવિ૦ તસ પદ ભક્તિ ભલિ પરેરે લાલ, ભાવ સહિત ચિત્ત ધાર. ભવિ૦ વંદના ॥ ૪ ॥ લટભવથી ભમરી હુવેરે લાલ, ભમરી ભય સંભાર; ભવિ૦ મન સમરણ સમહારાજનુંરે લાલ, કરતાં લહે ભવ પાર. ભવિ૦ વંદના૦ ॥ ૫ ॥ જિનજીયે જેમ જીતીયારે લાલ, રાગ રોષ રિપુ સેન; ભવિ૦ જીતીએ તાસ સહાયથીરે લાલ, લહીયે શિવ સુખ ચેન. ભવિ૦ વંદના૦ ॥ ૬ ॥ એમ જાણી જિનરાજનીરે લાલ, દ્રવ્ય ભાવ ભરપૂર, ભવિ૦ પૂજા પરમાતમ તણીરે લાલ, આપે સુખ સસનૂર. ભવિ૦ વંદના૦ ॥ ૭ ॥ નિજપદ દાયક જિનતણીરે લાલ, ધારો અખંડિત આણ; ભવિ૦ સ્વરૂપચંદ્ર ભાવે કરીરે લાલ, એમ પયંપે વાણ. ભવિ૦ વંદના૦ ॥ ૮ ॥ ઇતિ. ॥

## श्रीसंभवजिन स्तवनं.

### રાજા જો મલે ॥ એ દેશી. ॥

સંભવ સુખકર ત્રીજા દેવ, જેહની સુરનર સારે સેવ; જિન વંદીયે, અંતર ગત હશિ જિનરાય. જાણે જીવતણા અભિપ્રાય. જિન૦ ॥ ૧ ॥ શિવગતિ સમરણ કીજે નિત,

સેનાસુત ધ્યાઓ નિજ ચિત્ત; જિન૦અતિશય અજિત વજિત પાપ, સમતા ગુણુ ટાલે ભવ તાપ, જિન૦ ॥ ૨ ॥ ભવજલ તારણુ ભૂવન પ્રદીપ, નેહશું રહીયે નિત્ય સમીપ; જિન૦ ક્ષમા વિનય ઋજુતા સંતોષ, ધારીને કીજે ગુણુ પોષ. જિન૦ ॥ ૩ ॥ તપ સંયમ સત્ય શૌચિ વિશેષ, અકિંચન બ્રહ્મ-ચર્ય અશેષ; જિન૦ પાલી દશવિધ ધર્મનો સાથ, ટાલી કર્મ તર્યો ભવ પાથ. જિન૦ ॥ ૪ ॥ પૂત્ર જિતારી પુત્ર ભવાંત, પામ્યા શિવરમણી સુખ કાંત; જિન૦ પુન્ય પુરા-કૃત નરભવ લદ્ધ, સ્વામી ભજન કરી કરો શુદ્ધ. જિન૦ ॥ ૫ ॥ ધર્મ અર્થ કામ એ ત્રણુ વર્ગ, સાધનથી લહીયે અપવર્ગ; જિન૦ સૌભાગ્યચંદ્ર મુનીંદ્ર સુશીસ, સ્વરૂપચંદ્ર નમે જગદીસ. જિન૦ ॥ ૬ ॥ ઈતિ

## श्री अभिनंदनजिन स्तवन.

### સિદ્ધચક્ર પદ વંદો એ દેશી.

હિમવંત ગિરિ શિર પદ્મ દ્રહથી, સુરતટિની પ્રગટી છે, પૂરવ દિશિ એક પાવન કરતી, પૂરણુ જલ ઉમટી છેરે, ભવિકા જિન મુખ વાણી સુણુજો. તમે ત્રિપદીનો વિસ્તર ગણુજોરે, ભવિ૦ જિન૦ ॥ ૧ ॥ એ આંકણી૦ સુર ન દીયે દિશિ ત્રણુ ઉવેખી, અભિનંદન જિન દેખી; ત્રિગડે મધ્ય સિંહાસન પેખી, ચિહું દિશિ સરખી લેખીરે. ભવિ૦ જિન૦ ॥ ૨ ॥ કંચન તનુ હિમગિરિ મન આણો, મુખ પદ્મ દ્રહ જાણો; ચિહું મુખે તેહ દ્રહતટથી વાણી, ગંગા પ્રવાહ વખાણોરે. ભવિ૦ જિન૦ પૂર્વાદિ દિશિ કીધ પવિત્રા, કરવા

વચન વિલાસ; નય ગમ ભંગ પ્રમાણ સકારણ હેતુ આ-હરણ ઉલ્લાસરે. ભવિ૰ જિન૰ ॥ ૪ ॥ ચઉગતિ વારણ શિવસુખ કારણ; જાણી સુરનર તરિયા; ભાવ કલ્લોલમાં સ્નાન રમણતા, કરતા ભવજલ તરિયારે. ભવિ૰ જિન૰ ॥ ૫ ॥ તે જિન વાણી અમીય સમાણી, પરમાનંદ નીસાણી; સોભાગ્યચંદ્ર વચનથી જાણી, સ્વરૂપચંદ્રે મન આંણીરે. ભવિ૰ જિન૰ ॥ ૬ ॥ ઈતિ

## श्री सुमतिजिन स्तवन.

### મોહના મોતી દ્યો હમારો. એ દેશી.

અતુલીબલ અરિહંત નમીજે, મન તનુ વચન વિકાર વમીજે; શ્રી જિન કેરી આણ વહીજે, તો મનવંછિત સ-હેજે લીજે, સેવિયે ભવિ સુમતિ જિણંદા, ટાલીયે ભવ-ફંદા. ॥ ૧ ॥ એ આંકણી૰ અશુભાશ્રવનો સંગ ન કીજે, સમકિત શુદ્ધ સુધારસ પીજે; અભય સુપત્તદાન હોય દીજે નિજ ગુરૂની ભલી ભક્તિ વહીજે. સેવીયે૰ ટાલિયે૰ ॥ ૨ ॥ સુમતિ જિનેસર સુમતિ જો આપે, જિન દરિશનથી દુર્ગતિ કાપે, નામ જપો અઠ્ઠોત્તરશત જાપે, મોહ તિમિર હરો તપ રવિ તાપે. સવિયે૰ટાલિયે૰ ॥ ૩ ॥ ત્રિકરણ શુદ્ધ નવવિધ નિર્દૂષણ, પહેરો શીલ સલીલ વિભૂષણ; સંશયથી નિત્ય રહીયેં લુખા, જબ લગે નભ અવગાહે પૂખા. સેવિયે૰ ટાલિયે૰ ॥ ૪ ॥ ધર્મનો કામ તે ભાવશું કીજે, ગુરૂ મુખ વચન વિનય કરી લીજે, ભવ સમુદ્ર તરવો વાંછીજે, જડ ચેતન બહુ ભિન્ન લખીજે. સેવિયે૰ ટાલિયે૰

॥ ૫ ॥ પંચમ ગતિ ગામી પ્રભુ પાયા, સવિ કારજ સીધાં દિલ ભાયા; સૌભાગ્યચંદ્ર ગુરૂ સુપસાયા, સ્વરૂપચંદ્રે જિનના ગુણ ગાયા. સેવિયે૦ ટાલિયે૦ ॥ ૬ ॥

# श्री पद्मप्रभजिन स्तवन.

### શ્રી શીતલ જિન ભેટીયે—એ દેશી

શ્રી પદ્મપ્રભ જિનરાજજી, તનુ રક્ત કમલ સમવાન હો; જ્ઞાન અનંત સુજાણતા, દ્રગ કરૂણા ગેહ સમાન હો. શ્રી પદ્મ૦ ॥ ૧ ॥ કેવલ દર્શન દેખીને, કહે લોક અલોકની વાત હો; સમયાંતર ઉપયોગથી, સાકાર અનાકાર જાત હો. શ્રી૦ ॥ ૨ ॥ ભાવિ ભુત ભવિષ્યની, ભવિ આગલ કહે જગનાથ હો; ચઉમુખે વાણી પ્રરૂપતા, તારણ કારણ ભવ-પાથ હો. શ્રી૦ ॥ ૩ ॥ પુષ્કર મેઘ થકી ભલી, બોધી અંકુર રોપણ હાર હો; શ્રદ્ધા ભાષણ રમણતા, મૂલ કંદ ખંદ નિરધાર હો. શ્રી૦ ॥ ૪॥ સમ સંવેગ નિર્વેદતા, અનુકંપા અને આસ્તિકય હો; શાખાચાર અને ભલો, ઉર્ધ્વ શાખા તે બિડિમ આધિકય હો. શ્રી૦ ॥ ૫ ॥ પત્ર સંપત્તિ સુખ રૂપીયા, સુર સુખ છે તેહમાં ફૂલ હો; ફલ શિવ સુખ પામે ભવિ, જિહાં અક્ષય સ્થિતિ અનુકૂલ હો. શ્રી૦ ॥ ૬ ॥ ભાવ મેઘ બહુ ગુણ જાણીયે, જિનવાણી સકલ મલ શોધ હો; વાણી ભવ નિસ્તારિણી, તે સુણી પામ્યો પ્રતિબોધ હો. શ્રી૦ ॥ ૭ ॥ તે ઉપકારી ત્રિલોકને, આપે અવિચલ સુખ-વાસ હો; સૌભાગ્યચંદ્ર પસાયથી, કહે સ્વરૂપચંદ્ર ગુણ ભાસ હો. શ્રી૦ ૮ ઇતિ.

# श्री सुपार्श्वजिन स्तवन,

## દક્ષિણ દોહિલો હો રાજ—એ દેશી.

શ્રી જિન સાતમો રાજ, સ્વામી સુપાસજી રાજ, તેહનું દરિસણ, હો લહિયે પૂરણ પુન્યથી, પ્રભુ શુભ ધ્યાની હો રાજ, સમકિત દાની હો રાજ, શોભા અધિકી હો કહીયે સુરનર અન્યથી. ॥ ૧ ॥ જગત શિરોમણી રાજ, વાસ જિણંદનો રાજ, નમીયે તેહને રે શુદ્ધ ભાવિત ભક્તિથી, જિન પ્રતિમાને હો રાજ, રૂપ વિધાને હો રાજ, પૂજો પ્રણમો હો ધ્યાવો શુભ ખરી યુક્તિથી. ॥ ૨ ॥ વંછિત કાજે હો રાજ, સ્વામી નિવાજે હો રાજ, તે જિન આપે હો રૂડી શિવપુર સંપદા, જસમુખ દીઠે હો રાજ, પાતક નીઠે હો રાજ, નામે નાવે હો દારિદ્ર દોહગતા કદા. ॥ ૩ ॥ બાહ્ય અભ્યંતર હો રાજ, શુભ ગુણ શોભતા હો રાજ, સહસ અઠ્ઠોત્તર હો આપે અનંત ગુણા કરા, દોષ ન દીસે હો રાજ, અઢાર અનેરા રાજ, નિજ ગુણ નિર્મલ હો ભાસે જેમ નિશાકરા. ॥ ૪ ॥ નયરી વણારસી હો રાજ, રયણે ઉલ્લસી રાજ, તિહાં પ્રભુ જનમ્યા હો સ્વામી નરસુર ઇંદના, સૌભાગ્યચંદ્રનો રાજ, સેવક બોલ્યાજી રાજ, સ્વામી સાચી હો માનો સ્વરૂપની વંદના. ॥ ૫ ॥

# श्री चंद्रप्रभजिन स्तवन.

## આ છે લાલની—એ દેશી.

ચંદ્રપ્રભ જિનરાજ, મનમોહન મહારાજ આ છે લાલ, અતિશય પતિ જિન આઠમોજી, સકલ કુશલની વેલ્લ,

પ્રતતન મંગલ કેલ, આછે૦ વર પુષ્કર જલધર સમોજી. ॥ ૧ ॥ દુરિત તિમિર વિધ્વંસ, નિર્મલ ગયણે હંસ આછે૦ જ્ઞાનાવરણુ નિવારવાજી, સાગર કોડાકોડ, ત્રીશવડિ થતિ જોડ, આછે૦ ક્ષય કરી કેવલ ધારવાજી, ॥ ૨ ॥ સુરતરૂવર ઉપમાન, આપણુ મોક્ષ નિદાન, આછે૦ નર સુર સુખ અ-નુંક્રમે લાહુજી, ભવજલ સાયર તાર, પહોંચાવણુ પર પાર, આછે૦ મુક્તિ ગમન પ્રવહણુ સહિજી. ॥ ૩ ॥ સુખ સંપત્તિ ગુણુ હેત, શશિ લંછન તનુ શ્વેત, આછે૦ ચંદ્ર પ્રભજિન જગપતિજી, મન તનુ વચન એકત્ત્વ, કરી ધ્યાવો નિજત-ત્ત્વ, આછે૦ જિમ પામો પંચમ ગતિજી. ॥ ૪ ॥ તાપ હરણુ જિમ ચંદ, જિમ તમ હરણુ દિણુંદ, આછે૦ તિમ ભવ હર જિન સંભવેજી, સૌભાગ્યચંદ્ર ગુરૂરાય, પામી તાસ પસાય આછે૦ સ્વરૂપચંદ્ર ઈમ વિનવેજી. ॥ ૫ ॥

## श्री सुविधिजिन स्तवन

### હવે ન જાઉં મહી વેચવા રે લોલ—એ દેશી.

સાહેબ સુવિધિ જિણુંદનેરે લો, પૂજો ધરી મન ખંત, શુભ ભાવથી રે, ચાલો જઈયે જિન વાંદવારે લો, ઉજમ આણી અંગમાં રે લો, આલસ મૂકો દિગંત. શુભ ચાલો૦ ॥ ૧ ॥ ચરણુ પાવન થાયે ચાલતાંરે લો, દરિસણે નયન પવિત્ર શુભ૦ પંચાભિગમન સંભારીનેરે લો, નિસિહિ ત્રિકરણુ વિચિત્ર, શુભ૦ ચાલો૦ ॥ ૨ ॥ શિરનામી કરજોડી-નેરે લો, વંદન કરો એક ચિત્ત, શુભ૦ દ્રવ્ય ભાવ તવ સાચવીરે લો, શુદ્ધ કરો સમકિત, શુભ૦ ચાલો૦ ॥ ૩ ॥

જિન પ્રતિમા જિન સારખી રે લો, તેહમાં નહિ સંદેહ, શુભ૦ તેહની ભક્તિ કર્યા થકી રે લો, લહીયે સુખ અછેહ. શુભ૦ ચાલો૦ ॥ ૪ ॥ શોભનવિધિ સુવિધિ પ્રભુરે લો, મકરલંછન મહારાય, શુભ૦ દીજે સૌભાગ્ય પદ સેવતાં રે લો, આત્મ સ્વરૂપ પસાય, શુભ૦ ચાલો૦ ॥ ૫ ॥ ઈતિ.

## श्री शीतलजिन स्तवन

ઘોડી તો આઇ થારા દેશમાં મારૂજી—એ દેશી.

શ્રી શિતલજિન સેવીયે ભવિ પ્રાણી, તાથે બહુત સુખ હોય હો મન માન્યો, જિણંદમેરે એહ હો સુખદાની એ આંકણી, બાર ભાંતિકી નિર્જરા, ભવિ૦ કરી કે ભવ તોય હો. મન૦ ॥ ૧ ॥ સાદિ અનંત ભાંગે રહ્યો ભવિ૦ જ્યોતિમયી ગત દેહ હો, મન૦ કેવલ યુગ સુખ વીર્યનો, ભવિ૦ અનંત પણાથી અછેહ હો. મન૦ ॥ ૨ ॥ જિનકે વચન સબહી શુને, ભવિ૦ ખીરોદધિકે તરંગ હો, મન૦ જો પણિ ઘટ જલ લેઇ કે, ભવિ૦ રાખે નિજ ઘટ સંગ હો. મન૦ ॥ ૩ ॥ વરણા વરણી જલ ભયો, ભવિ૦ તબ ન ગ્રહે કોઉ ઓર હો, મન૦ ત્યું વાણી જિનમુખ વદી, ભવિ૦ ધારે સબ મત ચોર હો. મન૦ ॥ ૪ ॥ આપ આપણા મત થાપકે ભવિ૦ ન્યારે ન્યારે કહે ભેદ હો, મન૦ કરણી ન્યારી બતાય કે, ભવિ૦ નય ષટ ન્યારે વેદ હો. મન૦ ॥ ૫ ॥ સઘરે ઈચ્છત સિદ્ધિકો, ભવિ૦ જો ભૂલે નગરકો પંથ હો, મન૦ તાહિમેં જીવ દયા બડી, ભવિ૦ જો બરનત નિર્ગ્રંથ હો. મન૦ ॥ ૬ ॥ તાથેં જિનપદ પાઈયે. ભવિ૦ દશમ જિનેંદ્રકે ભકત હો. મન૦ સૌભાગ્ય

ચંદ્ર દયા ભાખે, ભવિ૦ સ્વરૂપચંદ્ર સુખ ચુક્ત હો. મન૦ ॥ ૭ ॥ ઈતિ.

## શ્રી શ્રેયાંસજિન સ્તવન.

હો હલધરજી હવે કેમ કરવું નેમ પરાક્રમ મહોટું—એ દેશી.

હો જીનવરજી, નિજ દરિસણ દેખાડી પ્રીત સુધારીયે, તુમ દરિસણ છે ભવ ભય હરણો, આઠ કર્મ જલધી તારણ તરણો, સંસારીને શિવસુખ કરણો હો, જિન૦ ॥ ૧ ॥ એ આંકણી. મુનિ શ્રાવક ધર્મ દુવિધ ભાખ્યો, તે ભવ્ય-જનો આગલ દાખ્યો, તેણે તુજ વચને અમૃત ચાખ્યો, હો જિનવરજી, નિજવાણી સંભલાવી સમકિત આપીયે, ॥ ૨ ॥ જે હુંતા પાપતણા કારી, તે તેં તાર્યા બહુ નર-નારી, તુજ સમ નહીં કોઇ ઉપગારી, હો જિનવરજી, નિજ કર અવલંબાવી તારક તારીયે. ॥ ૩ ॥ તું અધ્યાતમ સૂરજ ઉદયો તવ મોહાદિક તમ દૂર ગયો, ભવિ મનમાં જ્ઞાન પ્રકાશ થયો, હો જિનવરજી, મન ઉદયાચલ બેસી મિથ્યાત્વ નિવારિયે. ॥ ૪ ॥ તુજ વદન કમલ દરીસણ પ્યારો, તિહાં મન મધુકર મોહ્યો માહરો, ક્ષણ એક તિહાં-થી ન રહે ન્યારો હો જિનવરજી અવલોકન નિત્ય તેહનો મુજને દીજીયે. ॥ ૫ ॥ ધરણિંદ્ર સહસ્સ મુખશું ભાખે, તાહરા ગુણ નિત્ય નવલા દાખે, તોહે પાર ન લહે ગુણનો લાખે, હો જિનવરજી, અનંત ગુણાત્મક તું સોહે ગુણ તાહરા. ॥ ૬ ॥ સૌભાગ્યચંદ્ર ગુરૂનો શિષ્ય કહે સ્વરૂપચંદ્ર અહો જગદીશ, શ્રેયાંસપણું દીઓ સુજગીશ, હો જીનવરજી, નામ શ્રેયાંસ તમારૂં સમરૂં ધ્યાનમાં. ॥ ૭ ॥ ઈતિ.

## શ્રી वासुपुज्यजिन स्तवन.

### ધોબીરી બેટી તીખારે નયણારે પાણી લાગણો, મારૂડો રહ્યોરે લોભાય—એ દેશી.

જિણંદ રાયા સુગુણ સુખાકર સુંદરૂ, કેવલજ્ઞાન ભંડાર, જિણંદ, મોહ અંધાર નિવારવા, સમરથ તું દિનકાર. જિણંદ૦ ॥ ૧ ॥ જિણંદ૦ વાસુપુજ્ય મુજ વાલ હો, દ્રઢ મન રહ્યો રે લોભાય. એ આંકણી. જિણંદ૦ ધર્મ ધુરંધર ધન્ય તું, ભરતક્ષેત્ર મઝાર, જિણંદ૦ બોધ બીજ વાવ્યે વચનશું, ભવિમન કયારા ઉદાર. જિણંદ૦ ॥ ૨ ॥ સુમતિ સહિત સહુ સમકેતી, પાલે નિજ વ્રત સાર, જિણંદ૦ સંવરવાડી ભલી કરે, રહે અપ્રમત્ત આચાર. જિણંદ૦ ॥ ૩ ॥ જિણંદ૦ આશ્રવ શ્વાપદ વારતા, ધારતા જિનવર આણ, જિણંદ૦ શીલ સુધારસ સીંચતા, લહે ચેતન ગુણ ખાણ. જિણંદ ॥ ૪ ॥ જિણંદ૦ પામ્યો તે દરિસણ યદા, જાણ્યો તદા શિવશર્મ; જિણંદ૦ કુગુરૂ કુદેવ કુધર્મનો, વાર્યો ચિત્તથી ભર્મ. જિણંદ૦ ॥ ૫ ॥ જિણંદ૦ અપ્પડિવાઈ દીજીયે, દરિસણ દોલત દાન જિણંદ૦ સૌભાગ્યચંદ્ર સ્વરૂપને, વલ્લભ તુજ ગુણગાન. જિણંદ૦ ॥ ૬ ॥ ઈતિ.

## શ્રી विमलजिन स्तवन.

### ઝુંમખડાની—દેશી.

વિમલ વિમલ ગુણ રાજતા, બાહ્ય અભ્યંતર ભેદ, જિણંદ જુહારીયેં, સૂચીપુલા દ્રષ્ટાંતથી, મન વચ કાય નિવેદ, જિણંદ૦ ॥ ૧ ॥ સ્પૃષ્ટ બદ્ધ નિધત્ત તે, નિકાચિત

અતિશેષ. જિણુંદ૦ આત્મ પ્રદેશ માંહે મલ્યા, મલતે કર્મ પ્રદેશ. જિણુંદ૦ ॥ ૨ ॥ અસંખ્ય પ્રદેશી ચિન્મયી, ચેતન ગુણુ સંભાર. જિણુંદ૦ પ્રદેશે પ્રદેશે રમી રહી, વર્ગણા કર્મ અપાર, જિણુંદ૦ ॥ ૩ ॥ પંચ રસાયન ભાવના, ભાવિત આતમ તત્ત્વ, જિણુંદ૦ ઉપલતા છાંડી કનકતા, પામે ઉત્તમ સત્ત્વ. જિણુંદ૦ ॥૪॥ પ્રથમ ભાવના શ્રુત તણી, બીજી તપ તીય સત્ત્વ, જિણુંદ૦ તુરીય એકત્ત્વ ભાવના, પંચમ ભાવ સુતત્ત્વ જિણુંદ૦ ॥ ૫ ॥ એમ કરી સર્વ પ્રદેશને, વિમલ કર્યા જિનરાય, જિણુંદ૦ નામ યથાર્થ વિચારીને, નમે સ્વરૂપ નિત્ય પાય. જિણુંદ૦ ॥ ૬ ॥ ઇતિ.

## श्री अनंतजिन स्तवन.

### હાં રે લાલ રામપુરા બજારમાં—એ દેશી.

હાં રે લાલ ચતુર શિરોમણી ચૌદમો, જિનપતિ નામ અનંત મેરે લાલ, ગુણ અનંત પ્રગટ કર્યાં, કર્યો વિભાવનો અંત મેરે૦ ચતુર શિરોમણી ચિત્તધરો, એ આંકણી. ॥ ૧ ॥ હાંરે લાલ ચાર અનંતા જેહના, આતમ ગુણ અભિરામ મેરે લાલ, જ્ઞાન દર્શન સુખ વીર્યતા, કર્મે રૂંધ્યા ઠામ મેરે લાલ૦ ચતુર૦ ॥ ૨ ॥ હાં રે લાલ ચતુર ધરો નિજ ચિત્તમાં, એ જિનવરનું ધ્યાન મેરે લાલ, અરથી અરથ નિવાસને, સર્વે ધરી બહુ માન મેરે લાલ૦ ચતુર૦ ॥૩॥ હાં રે લાલ જ્ઞાનાવરણી ક્ષય કરી, લહ્યું અનંતુ જ્ઞાન મેરે૦ દર્શનાવરણ નિવારતાં, દર્શન અનંત વિધાન, મેરે૦ ચતુર૦ ॥ ૪ ॥ હાં રે લાલ વેદનીય વિગમેં થયું, સુખ અનંત વિસ્તાર મેરે૦ અંતરાય ઓલંઘતાં, વીર્ય અનંત ઉદાર મેરે૦

ચતુર૦ ॥ ૫ ॥ હાં રે લાલ અનંત અનંત નિજ નામની, થિરતા થાપી દેવ મેરે૦ જિમ તરસ્યાં સરવર ભજે, તિમ સ્વરૂપ જિન સેવ, મેરે૦ ચતુર૦ ॥ ૬ ॥ ઇતિ.

## श्री धर्मजिन स्तवन

શેત્રુંજા ગિરિના વાસીરે, મુજરો માનજો રે—એ દેશી

ધર્મ જિણંદને ધ્યાવો ધ્યાનમાં રે, જાસ વડાઈ છે કેવલ જ્ઞાનમાં રે, જિનજીયે ભાખ્યા ભવ અનેક, તે સાંભલતાં આવે હૃદય વિવેક, ભક્ત વત્સલ પ્રભુ અમને ભવજલ તારસે રે. ॥ ૧ ॥ ધર્મ કર્યો છે રે વસ્તુ સ્વભાવને રે, વસ્તુ પ્રકાશેરે દ્રવ્ય બનાવનેરે, ચરથિર અવગાહન પરિવર્તિ પૂરણ ગલણ ચેતન ગુણ કીર્તિ, એહવા ભાવને ધર્મ વખાણીઓ રે. ॥૨॥ પાંચ અનેરા રે આતમ દ્રવ્યથી રે, તેહનો જ્ઞાતા રે ચેતન ભવ્યથી રે, તસ પરિચય કરતાં સત્ત્વ, પામે પારમાર્થિક નિજ તત્ત્વ, તેહનો રે લાભ અપાર સુખંકરૂ રે. ॥ ૩ ॥ જીવ સંસારીરે તે નિજ ધર્મનેરે, નિજ ચિંતવતો રે લહે શિવ શર્મનેરે, દ્રવ્યથી ગુણ પર્યાય વિશેષ, તન્મય થાતાં કાર્ય અશેષ, સાધક સાધે સાધનેં સાધ્યને રે, ॥ ૪ ॥ ચેતના દોય સાકારને પરા રે, અનાકાર અવગમ દ્રગ આગરા રે, પ્રત્યક્ષ ભાસે લોક અલોક, નાસે ભવ ભ્રમણનો શોક. જિનજીને સેવ્યાં રે સવિ સુખ સંપજે રે. ॥ ૫ ॥ એહવા અતિશય ધર્મ જિણંદના રે, તે અનુમોદે રે વૃંદ મુણિંદનાંરે, તે લહે સુખ સૌભાગ્ય સહેત, અભિનવ ચંદ્રકલા સમવેત, આપો આતમ શક્તિ સ્વરૂપને રે. ॥ ૬ ॥ ઇતિ.

## श्री शांतिजिन स्तवन.

### ગોરી બિન અવગુણુ કિમ છોરી—એ દેશી.

સેવો ભવિ શાંતિ જિણંદ સનેહા, શાંત રસ ગેહા; શમામૃત ગેહા, સેવો ભવિ શાંતિ જિણંદ સનેહા. એ આંકણી૦ રાગદ્વેષ ભવ પાપ સંતાપિત, ત્રિવિધ તાપહર મેહા; માયા લોભ રાગ કરી જાનો, દ્વેષ ક્રોધ મદ રેહા. સેવો૦ ॥ ૧ ॥ અનંતાનુબંધી અપ્રત્યાખ્યાની, પચ્ચખાણુ સંજલ છેહા; નિજ અન્યોન્ય સદૃશથી ચઉસઠ, સંખ્યા વાસિત દેહા. સેવો૦ ॥ ૨ ॥ નોકષાય નવ હાસ્ય અરતિ રતિ, શોક જુગુપ્સ ભય રેહા; મન વચ કાય તપાવત તાથેં, કહીયેં તાપ અછેહા સેવો૦ ॥ ૩ ॥ જૈસે વનદવ તરૂ ગણુ બાલે, ત્યોં અંતર્ગત એહા, ખમ સમ દમ ઉપશમ શીતલતા, કરિ જલ લહેરી લેહા. સેવો૦ ॥ ૪ ॥ આતમરાય રાજ્ય અભિસંચ્યો, પૂજિત ત્રિભુવન ગેહા; તુમ શિર છત્રકી છાહ અમાસિર, દ્યો સ્વરૂપ અનુપેહા. સેવો૦ ॥ ૫ ॥ ઇતિ.

## श्री कुंथुजिन स्तवन.

### ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરોરે,—એ દેશી.

કુંથુનાથ સત્તરમા જિનપતિ જી, કુંથુતણા પણુ નાથ; તે જિન ભવ્ય સામગ્રીવંતને જી, સાચો શિવપુર સાથ. ॥ ૧ ॥ શ્રી દેવીસુત ગુણુ સંભારીયે જી, મન કજ કોશ નિવાસ; મન મધુકર જિન પદકજ કર્ણિકા જી, વાસી લહો સુખવાસ, શ્રી દેવી૦ ॥ ૨ ॥ યોગ ખેમંકર ગુણુ છે નાથમાંજી, કુંથુ ઉપર પણુ એમ; અપ્રાપકને પ્રાપક

યોગ છે જી, પ્રાસ રક્ષણ ગુણ એમ. શ્રી દેવી૦ ॥ ૩ ॥ લૌકિક નાથ મહિપતિને કહ્યોજી, તે એ અરથ પ્રમાણ, લોકોત્તર જ્ઞાનાદિક ગુણ તણોજી, દાયક રક્ષક જાણ, શ્રી દેવી૦ ॥ ૪ ॥ તે ગુણનો અભિલાષી આતમા જી, સેવે શ્રી જગનાથ; જિનજી તેહને મધુ માધવ પરેંજી, આપે અદ્ભૂત આથ. શ્રી દેવી૦ ॥ ૫ ॥ તિમ હું કુંથુજિનેંદ્ર ઉપાસના જી, કરી માગું ગુણ દોય; ભવ પરિહાર મુગતિ સંપાદના જી, સત્ય સ્વરૂપ સુખ હોય. શ્રી દેવી૦ ॥ ૬ ॥ ઇતિ.

## श्री अरजिन स्तवन.

### દોઇ દોઇરે નણંદ હઠીલી—એ દેશી.

અરનાથ અરજ અવધારો, નિજ ભક્તનાં કાર્ય સુધારો રે, મન મોહના મહારાયા, સંસાર અપારા વારે, જલઘોલના ન્યાય વિચારે રે, જગ સોહના જિન રાયા. ॥ ૧ ॥ પુદ્ગલ પરાવર્ત્ત અનંતા, થયા ભવ કલ્લોલ ભમતારે, મન૦ મનુજ ક્ષેત્ર કુલ આર્ય, ગુરૂ શ્રુત સદ્દહણા સુ કાર્ય રે, જગ૦ ॥ ૨ ॥ એવી સામગ્રીને અભાવેં, જિન ધર્મ ન લાધો સુ ભાવેરે, મન૦ નિયતે લઘુકર્મા થઇને, અનુક્રમે ગુણ ઠાણ લઇને રે. જગ૦ ॥ ૩ ॥ જિન ધર્મ કલ્યાણક દેખી, ત્યાંથી કુગુરૂ કુદેવ ઉવેખી રે, મન૦ વલી સુગુરૂ સુદેવ ઉપાસી, થયો સૂધો જિનમત વાસીરે, જગ૦ ॥ ૪ ॥ ઇમ વ્યક્ત મિથ્યાત્વને વામ્યો, અવ્યક્ત નિવારણ કામો રે, મન૦ ષડખંડ જે તાર જિણંદા, જિસ્યા અંતર ષટ રિપુ વૃંદા રે. જગ૦ ॥ ૫ ॥ નિજ તુલ્ય કરણ તુમ શક્તિ,

તુમે મુજ કામે કરો વ્યકિત રે મન૦ ગુરૂ સૌભાગ્યચંદ્ર પસાયા, લહી સ્વરૂપચંદ્રે ગુણ ગાયા રે. જગ૦ ॥ ૬ ॥ ઇતિ૦

## શ્રી મલ્લિજિન સ્તવન.

જીરે સફલ દિવસ થયો આજનો—એ દેશી.

જીરે મહિમા મલ્લિ જિણંદનો, માની માહરે મન્ન, મોહ મહિપતિ જીતિઓ, વલી તસ પુત્ર મદન્ન. ॥ ૧ ॥ નિત નમીયેરે નીરાગતા, નમતાં હોયે ભવ છેહ, દુખ દોહગ દૂરે ટલે, એહમાં નહિં સંદેહ, જાણો નિસંદેહ. નિત૦ ॥ ૨ ॥ જીરે મલ્લિ જિણંદની સાહેબી, દેખીને રતિ પ્રીતિ, વચન કહે નિજ કંતને, પતિ પ્રેમદાની રીતિ. નિત૦ ॥ ૩ ॥ જીરે નાથ કહો એ કુણ અછે, કહે એ જિન દેવ, જિન તે કિમ તુમ વસ નહિં, કહે ઇમ સત્યમેવ. નિત૦ ॥ ૪ ॥ જીરે નહિં પ્રતાપ ઈહાં માહરો, તો વૃથા પૌરૂષ તુજ, હરખ્યો મોહ માહરો પિતા, તો શ્યો આશરો મુજજ. નિત૦ ॥ ૫ ॥ જીરે તે સાંભળી રતિ પ્રીતિ બે, ત્રીજો કામ સબાણ, મલીને મલ્લિ જિણંદની, શીર ધારી છે આણ. નિત૦ ॥ ૬ ॥ જીરે તે માટે તુમ વિનવું, વારો તેહ અશેષ, દ્યો સૌભાગ્ય સ્વરૂપને, સુખ લબ્ધિ વિશેષ. નિત૦ ॥ ૭ ॥ ઇતિ૦

## શ્રી મુનિસુવ્રત જિન સ્તવન

હાંરે થાહારી બંગલારી ખડકી ખોલ હો નણદીરા વીરા, બાહિર ભીંજે મારૂડી એકલી, અહો થાહારી બંગલા એ-દેશી.

હાંરે થારો સમવસરણ દેખાડ હો મુગતિરા હીરા,

આગલ ઊભો સેવક સામુહો રે, થાહારે મુજરે, હાંરે થારો સમવસરણુ દેખાડ હો, મુગતિરા હીરા—એ આંકણી. હાંરે સુર સંવર્ત્તક પવને કરી રે લો, રજ હરિ કરે શુભ જલ સિત્ર હો, મુગતિરા હીરા, કુસુમોત્કર જલ થલ જાતિનાં રે લો, પંચ વર્ણના જાનું પ્રમિત્ત હો. મુગતિરા હીરા. ॥ ૧ ॥ આગલ૦ હાંરે થાહરો સમ૦ હાંરે જિહાં વૃક્ષ અશોક વિરાજતો રે લો. તિહાં દીવ્ય ધ્વની સુર વાદહો, મુગતિ૦ હાંરે સિંહાસન બેઠા પ્રભુ તુમે રે લો, તવ વાજત દુંદુભિ નાદહો. મુગતિ૦ ॥ ૨ ॥ હાંરે ચિહું દિશિ સિત ચામર વીંજતા રે લો, સુર સફલ કરે નિજ શકિત હો મુગતિ૦ ભામંડલ સિત દ્યુતિ શોભતો રે લો, ત્રણ છત્ર ધરિ કરે ભકિત હો. મુગતિ૦ ॥ ૩ ॥ હાંરે પ્રાતિહાર્ય અતિશય પરિવયા રે લો, શ્રી મુનિસુવ્રત જિનરાય હો. મુગતિ૦ જિત શત્રુ અશ્વ ઉદ્ધારવા રે લો, આવ્યા ભરૂઅચ્છ સુર સમુદાય હો. મુગતિ૦ ॥ ૪ ॥ હાંરે રાય યજ્ઞ કરંતો વારીયો રે લો, તમે તાર્યો હય ધરી હેત હો. મુગતિ૦ વાધીયો યશ ત્રિહું લોકમાં રે લો, થયો તીરથ એણે સંકેત હો. મુગતિ૦ ॥ ૫ ॥ હાંરે તુમે એહવા ઉપગારી પ્રભુ રે લો, દીયો અવિચલ રાજ પસાય હો મુગતિ૦ તુમ તુઠે સવિ સુખ પામિયેરે લો, સ્વરૂપચંદ્રોદય થાય હો મુગતિ૦ ॥ ૬ ॥ આગલ હાંરે થાહરો૦ ઇતિ૦

## श्री नमिनाथ जिन स्तवनं ॥

**શોલમા શ્રી જિનરાજ ઓલગ સુણો આતમ તણી લલના—એ દેશી.**

મહવારી નમિનાથ જિનેશ્વર વંદિયે લલના, ભવ

અનેકનાં સંચિત પાપ નિકંદીયે લલના, જીત્યાને શરણે જીત લહીજે એ ન્યાય છે લલના, રીપુ જિત્યાનો એ પણ એક ઉપાય છે લલના. ॥ ૧ ॥ દ્રવ્ય શત્રુ જેણે ગર્ભ થકા સહેજે દમ્યા લલના, માન મૂકીને તે સઘલા આવી નમ્યા લલના, નામ નમિ ઇમ સાર્થક મનમાં ધ્યાઇયે લલના, તો મન વાંછિત ઇહ પરભવ સુખ પાઇયે લલના. ॥ ૨ ॥ જીવ કર્મનો વૈર અનાદિ નિબદ્ધ છે લલના, કિહાં એ જીવ કિહાં કર્મ સમર્થ સનદ્ધ છે લલના, ગોસ્તનથી પય ખાણુથી કનકોપલ પરે લલના, મલ્યા આવ્યા પણ તાસ વિભાવ અગની હરે લલના. ॥ ૩ ॥ તિમ પ્રભુ સમકિત લાભથી પંડિત વીર્યને લલના, ધારી વારી પ્રમાદ ધરી મન ધૈર્યને લલના, જીતી ભાવ વિપક્ષ સ્વપક્ષ વિચારીને લલના, સર્વ ઘાતિ દેશ ઘાતિ અઘાતિ નિવારીને લલના. ॥ ૪ ॥ લાધો કેવલ યુગલ નિધાન સુમુક્તિનો લલના, જિનપદ ભોગ સંયોગ મિલાપ વિમુકિતનો લલના, ઈમ બહિરંતર શત્રુ નમાવી નમિ જિને લલના, દાખ્યો રિપુ જય ભેદ તે જાણ્યો ભવિ જને લલના. ॥ ૫ ॥ ધર્મ દ્વિવિધ ઇમ સંઘ ચતુર્વિધ સાંભલે લલના, ભદ્ર દર્શન કેઇ દેશ સર્વ વિરતે ભલે લલના, જેમ તુમે જીત્યારે તેમ જીતાવો માહરા લલના, કહે સ્વરૂપ હવે ચરણ શરણ છે તાહરા લલના. ॥ ૬ ॥ ઇતિ.

## श्री नेमिनाथजिन स्तवनं ॥

અપને પીયાજીકી બાતરે હું કેહને પૂછું–એ દેશી.

નેમ જિણંદનો જ્ઞાન રે જગમાં જયકારી; જગત જંતુની રક્ષા કરવા, પ્રભુ અતિશય ઉપગારિ રે, વંદો નર-

નારી. નેમ૦ એ આંકણી૦ જય સમુદ્ર વિજયાંગ ભૂ, શિવાદેવીના જાયા, શંખ લંછન અંજન છબી, દશ ધનુષ્યની કાયા. નેમ૦ ॥ ૧ ॥ અભયદાન સ્વાપદ ભણી, દીધું વરસી જનને; સંયમી બ્રહ્મચારી પણે, સાધ્યું નિજ મનને. નેમ૦ ॥ ૨ ॥ પ્રતિપદ પૃથ્વી પાવન કરી, સહસાવને સ્વામી, મૌનપણે ચૌપન દિને, કેવલસિરિ પામી નેમ૦ ॥ ૩ ॥ પૂછે પ્રભુને કૃષ્ણજી, સુણો ત્રિભુવન રાયા, ત્રિગુણ તિર્થે રૈવત પતિ, હરિવંશ સવાયા. નેમ૦ ॥ ૪ ॥ ઊત્તમ સ્રી ગુણે પરિવરી, રાજીમતિ કન્યા; તુમચિત્તમાં કિમ નવિ વસી, અતિ તન્વી ધન્યા. નેમ૦ ॥ ૫ ॥ તવ સુરપતિ કહે કૃષ્ણને, જિન ચિત્ત અભંગે; જ્ઞાન ગર્ભ વૈરાગ્યને, ઊત્તરંગને રંગે; નેમ૦ ॥ ૬ ॥ ન મલે પ્રવેશ અનંગને, કૃશાંગીની શી વાત; તે સુણી રાજીમતિ કહે, સુર નર વિખ્યાત. નેમ૦ ॥ ૭ ॥ ચિદાનંદ ચિત્તમાં તિહાં નહીં કોઇનું નામ; ચિદાનંદ સંયુત પ્રભુ, ધરૂં મુજ મન ધામ; નેમ૦ ॥ ૮ ॥ ઇમ કહી જિન દીક્ષા ગ્રહી, કરી સંયમ લીલા; રહનેમિ પ્રતિ બોધિઓ, સતિ પરમ સુશીલા. નેમ૦ ॥ ૯ ॥ એમ અનંત ગુણ રાશીનો, પર પાર ન આવે; સૌભાગ્યચંદ્ર સ્વરૂપને, જિન ધર્મ શીખાવે. નેમ૦ ॥ ૧૦ ॥

## श्री पार्श्वजिन स्तवन

**સખી આજ અષાઢો ઊન્નહ્યો, સખિ ઝરમર વરસે મેહ–એ દેશી.**

જી રે આજ દિવસ ભલે ઉગિયો, જી રે આજ થયો સુવિહાણ, પાસ જિણેસર ભેટિઆ, થયો આનંદ કુશલ કલ્યાણ હો, સાજન, સુખ દાયક જાણી સદા, ભવિ પૂજો

પાસ જિણંદ. ॥ ૧ ॥ એ આંકણી૦ જી રે ત્રિકરણ શુદ્ધિયે ત્રિહું સમે, જી રે નીસિહી ત્રણ સંભાર; ત્રિહું દિશિ નિરખણ વરજીને, દીજે ખમાસમણ ત્રણ વાર હો. સાજન૦ ॥ ૨ ॥ જી રે ચૈત્યવંદન ચોવિસનો, જી રે સ્વરપદ વર્ણ વિસ્તાર; અર્થ ચિંતન ત્રિહું કાલના, જિન નાથ નિક્ષેપા ચાર હો સાજન૦ ॥ ૩ ॥ જી રે શ્રી જિનપદ ફરસે લહે, કલિમલિન તે પદ કલ્યાણ; તે વલી અજર અમર હુવે, અપુનર્ભવ શુભ નિર્વાણ હો. સાજન૦ ॥ ૪ ॥ જી રે લોહભાવ મૂકી પરો, જી રે પારસ ફરસપસાય; થાએ કલ્યાણ કુધાતુથી, તિમ જિન પદ મોક્ષ ઉપાય હો. સાજન૦ ॥ ૫ ॥ જી રે ઉત્તમ નારી નર ઘણા, જી રે મન ધરિ ભકિત ઉદાર; આરાધી જિનપદ ભલો, થાએ જિન કરે જગ ઉપગાર હો. સાજન૦ ॥ ૬ ॥ જી રે એહવું મન નિશ્ચલ કરી જી રે નિશિદિન પ્રભુને ધ્યાય; પામે સૌભાગ્ય સ્વરૂપને, નિવૃત્તિ કમલાવર થાય હો. સાજન૦ ॥ ૭॥ ઇતિ.

## श्री महावीरजिन स्तवनं ॥

### રાજુલ પૂછેરે સખી પ્રત્યે, રાજુલ પૂછે વાતસ્ય, સુણો સજની અમારી વાત—એ દેશી.

હું તુમ પૂછું રે પરમ ગુરૂ, હું તુમ પૂછું વાચરે; કહો પક્ષનો ઉત્તર સાચ; હું એક માગું રે પરમ ગુરૂ, હું એક માગું વાચરે, દીઓ નામ તુમારાનો સાચ. એ આંકણી૦ નામ તુમારો રે જગત ગુરૂ, નામ તુમારો વીરજી રે, તેહનો અદ્ભુત ભાવ; મન શું વિચારી જોઇયે, તવ ઉપજે વિવિધ

બનાવરે, સુણો સદ્દગુરૂ માહરી વાચરે હું તુમ૦ ॥ ૧ ॥ નવરસ માંહે રે જગત ગુરૂ, નવરસ માંહે પાંચમો રે, રસનું નામ છે વીર, તે વલી ત્રિવિધ વખાણીયે, તેના નામ કહ્યાં ત્રણ ધીરરે. સુણો૦ ॥ ૨ ॥ આજિદાનમાંરે જગત ગુરૂ, આજિદાન તિમ ધર્મમાં રે, સમરથ કહીયે વીર; તન ધન મન શંકા નહીં. મનમોદ રોમાંચ શરીરરે. સુણો. હું તુમ૦ ॥ ૩ ॥ એ લક્ષણ રસરે જગત ગુરૂ, એ લક્ષણ રસ વીર-નાંરે, છે તુમને પ્રત્યક્ષ; ગુણ સેનાની તે છતા, બહિરંતર લક્ષણ લક્ષરે. સુણો૦ હું તુમ૦ ॥ ૪ ॥ તત્વ પરીક્ષક રે જગતગુરૂ, સત્વ પરીક્ષક સુર દમ્યો રે, આજિવીર તુમે એમ; લોક ઓરણ પૂરણ કર્યો, દાનવીર સંવત્સર પ્રેમ રે. સુણો૦ હું તુમ૦ ॥ ૫ ॥ કરમને જીતી રે જગત ગુરૂ, કર્મને જીતી કેવલી રે, વાર્યો ભવભય ભર્મ; સત્તા ધર્મ બતાવીયો, એવો ધર્મ વીર શિવ શર્મ રે. સુણો૦ હું તુમ૦ ॥ ૬ ॥ વીર ત્રિવિધ ગુણ રે જગત ગુરૂ, વીર ત્રિવિધ ગુણ રાજતાં રે, સેવું ચરણ યુગ તુજ્જ, સૌભાગ્યચંદ્ર સ્વરૂપ તે, દીઓ વીરજી વીરતા મુજ્જ રે. સુણો૦ હું તુમ૦ ॥ ૭ ॥ ઇતિ.

"ઇતિ સ્વરૂપચંદ્રજી ચોવીશી સંપૂર્ણ"



# ॥ अथ श्री देवचंद्रजी कृत वीशी ॥

## ॥ १ श्री सिमंधराजिन स्तवनं ॥

સિદ્ધચક્ર પદ વંદો ॥ એ દેશી ॥

શ્રી સીમંધર જિનવર સ્વામી, વિનતડી અવધારો; શુદ્ધ ધર્મ પ્રગટયો જે તુમચો, પ્રગટો તેહ અમ્હારો રે; સ્વામી વિનવીયે મન રંગે. ॥ ૧ ॥ જે પરિણામિક ધર્મ તુમારો, તેહવો અમચો ધર્મ; શ્રદ્ધા ભાસન રમણ વિયોગે; વલગ્યો વિભાવ અધર્મ રે; સ્વામી વી૦ ॥ ૨ ॥ વસ્તુ સ્વભાવ સ્વજાતિ તેહનો, મૂલ અભાવ ન થાય; પર વિભાવ અનુગત પરિણતિથી; કરમે તે અવરાય રે, ॥ સ્વામી વી૦ ॥ ॥ ૩ ॥ જે વિભાવ તે પણ નૈમિત્તિક, સંતતિ ભાવ અ-નાદિ, પર નિમિત્ત તે વિષય સંગાદિક, તે સંયોગે સાદિ રે, સ્વામી વી૦ ॥ ૪ ॥ અશુદ્ધ નિમિત્તેં એ સંસરતા, અત્તા કત્તા પરનો, શુદ્ધ નિમિત્ત રમે જબ ચિદઘન, કરતા ભોક્તા ઘરનો રે, સ્વામી. વી૦ ॥ ૫ ॥ જેહના ધર્મ અનંતા પ્રગટયા, જે નિજ પરિણતિ વરીયો, પરમાતમ જિનદેવ અમોહી, જ્ઞાનાદિક ગુણ દરીયો રે. ॥ સ્વામી. વી૦ ॥ ૬ ॥ અવલંબન ઉપદેશક રીતે, શ્રી સીમંધર દેવ; ભજિયે શુદ્ધ નિમિત્ત અનોપમ; તજીયે ભવ ભય ટેવ રે, સ્વામી. વી૦ ॥ ૭ ॥ શુદ્ધ દેવ અવલંબન કરતાં, પરહરીયે પરભાવ; આતમ ધર્મ રમણ અનુભવતાં, પ્રગટે આતમ ભાવ રે, સ્વામી. વી૦ ॥ ૮ ॥ આતમ ગુણ નિરમલ નીપજતાં ધ્યાન સમાધિ સ્વભાવે, પૂર્ણાનંદ સિદ્ધતા સાધી, દેવચંદ્ર પદ પાવે રે, ॥ સ્વામી૦ ॥ ૯ ॥ ઇતિ ॥

# ॥ २ अथ श्री युगमंधराजिन स्तवनं ॥

## ॥ નારાયણાની—દેશી ॥

શ્રી યુગમંધર વીનવું રે, વીનતડી અવધાર રે, દયાલ રાય, એ પર પરિણુતિ રંગથી રે; મુજને નાથ ઉગાર રે, ॥ દ૦ ॥ શ્રી૦ ॥ ૧ ॥ કારક ગ્રાહક ભોગ્યતા રે, મેં કીધી મહારાય રે, દ૦ ॥ પણ તુજ સરિખો પ્રભુ લહિ રે, સાચી વાત કહાય રે. દ૦ ॥ શ્રી ॥ ૨ ॥ યદ્યપિ મૂલ સ્વભાવમેં રે, પરકર્તૃત્વ વિભાવ રે, ॥ દ૦ ॥ અસ્તિ ધરમ જે માહરો રે, એહનો તથ્ય અભાવ રે, ॥ દ૦ ॥ શ્રી૦ ॥ ૩ ॥ પર પરિણામિકતા દશા રે, લહિ પર કારણ યોગ રે, ॥ દ૦ ॥ ચેતનતા પરગત થઇ રે, રાચી પુદ્‌ગલ ભોગ રે, ॥ દ૦ ॥ શ્રી૦ ॥ ૪ ॥ અશુદ્ધ નિમિત્ત તો જડ અછે રે, વીર્ય શક્તિ વિહીન રે. ॥ દ૦ ॥ તું તો વીરજ જ્ઞાનથી રે, સુખ અનંતે લીન રે. દ૦ ॥ શ્રી૦ ॥ ૫ ॥ તિણ કારણ નિશ્ચે કર્યો રે, મુજ નિજ પરિણુતિ ભોગ રે ॥દ૦॥ તુજ સેવાથી નીપજેરે, ભાંજે ભવ ભય સોગરે. ॥ દ૦ ॥ ॥ શ્રી૦ ॥ શુદ્ધ રમણ આનંદતારે, ધ્રુવ નિસ્સંગ સ્વભાવ રે; ॥ દ૦ ॥ સકલ પ્રદેશ અમૂર્તતા રે, ધ્યાતા સિદ્ધ ઉપાયરે. ॥ દ૦ ॥ શ્રી૦ ॥ ૭ ॥ સમ્યગ્ તત્વ જે ઉપદિશ્યોરે, સુણતાં તત્ત્વ જણાયરે; ॥ દ૦ ॥ શ્રદ્ધા જ્ઞાને જે ગ્રહ્યો રે, તેહિજ કાર્ય કરાય રે, ॥ દ૦ ॥ શ્રી૦ ॥ ૮ ॥ કાર્ય રૂચિ કરતા થયો રે, કારક સવિ પલટાય રે, ॥ દ૦ ॥ આતમ ગતે આતમ રમે રે, નિજ ઘર મંગલ થાય રે. ॥ દ૦ ॥ શ્રી૦ ॥ ૯ ॥ પ્રાણ શરણ આધાર છો રે, પ્રભુજી

ભવ્ય સહાય રે, ॥ દ૦ ॥ દેવચંદ્ર પદ નીપજે રે, જિનપદકજ સુપસાય રે. ॥ દ૦ ॥ શ્રી૦ ॥ ૧૦ ॥ ઈતિ ॥

## ॥ ३ अथ श्री बाहुजिन स्तवनं ॥

### સંભવજિન અવધારીયે ॥ એ દેશી ॥

બાહુજિણંદ દયામયી વરતમાન ભગવાન, પ્રભુજી; મહાવિદેહે વિચરતા, કેવલ જ્ઞાન નિધાન ॥ પ્ર૦ ॥ બા૦ ॥ ॥ ૧ ॥ દ્રવ્ય થકી છ કાયને, ન હણે જેહ લગાર ॥ પ્ર૦ ॥ ભાવ દયા પરિણામનો, એહિજ છે વ્યવહાર ॥ પ્ર૦ ॥ ॥ બા૦ ॥ ૨ ॥ રૂપ અનુત્તર દેવથી, અનંતગુણો અભિરામ ॥ પ્ર૦ ॥ જોતાં પણ જગ જીવને ન વધે વિષય વિરામ ॥ પ્ર૦ ॥ બા૦ ॥ ૩ ॥ કર્મ ઉદે જિનરાજનો; ભવિજન ધર્મ સહાય ॥ પ્ર૦ ॥ નામાદિક સંભારતાં; મિથ્યા દોષ વિલાય ॥ પ્ર૦ ॥ બા૦ ॥ ૪ ॥ આતમ ગુણ અવિરાધના, ભાવ દયા ભંડાર ॥ પ્ર૦ ॥ ક્ષાયક ગુણ પર્યાયમેં નવિ પર ધર્મ પ્રચાર ॥ પ્ર૦ ॥ બા૦ ॥ ૫ ॥ ગુણ ગણ પરિણુતિ પરણુમે, બાધક ભાવ વિહીન. ॥ પ્ર૦ ॥ દ્રવ્ય અસંગી અ-ન્યનો, શુદ્ધ અહિંસક પીન. ॥ પ્ર૦ ॥ બા૦ ॥ ૬ ॥ ક્ષેત્રે સર્વ પ્રદેશમેં, નહીં પરભાવ પ્રસંગ ॥ પ્ર૦ ॥ અતનુ અયોગી ભાવથી, અવગાહના અભંગ ॥ પ્ર૦ બા૦ ॥ ૭ ॥ ઉત્પાદ વ્યય ધ્રુવ પણે, સહેજે પરિણુતિ થાય. ॥ પ્ર૦ ॥ છેદન યોજનતા નહી, વસ્તુ સ્વભાવ સમાય. ॥ પ્ર૦ ॥ બા૦ ॥ ॥ ૮ ॥ ગુણ પર્યાય અનંતતા, કારક પરિણુતિ તેમ ॥પ્ર૦॥ નિજ નિજ પરણુતિ પરિણુમે, ભાવ અહિંસક એમ. ॥પ્ર૦॥

॥ બા૦ ॥ ૯ ॥ એમ અહિંસકતા મયી, દીઠો તું જિનરાજ. ॥ પ્ર૦ ॥ રક્ષક નિજ પર જીવનો, તારણ તરણ જિહાજ ॥ પ્ર૦ ॥ બા૦ ॥ ૧૦ ॥ પરમાતમ પરમેસરૂ ભાવ દયા દાતાર. ॥ પ્ર૦ ॥ સેવો ધ્યાવો એહને દેવચંદ્ર સુખકાર ॥ પ્ર૦ ॥ બા૦ ॥ ૧૧ ॥ ઈતિ ॥

## ॥ ४ अथ श्री सुबाहुजिन स्तवनं ॥

### માહારો વ્હાલો બ્રહ્મચારી ॥ એ દેશી ॥

શ્રી સુબાહુજિન અંતરજામી, મુજ મનનો વિસરામી રે; પ્રભુ અંતરજામી; આતમ ધર્મ તણો આરામી, પર પરિણુતિ નિઃકામી રે. ॥ પ્ર૦ ॥ ૧ ॥ કેવલ જ્ઞાન અનંત પ્રકાશી, ભવિજન કમલ વિકાસી રે, ॥ પ્ર૦ ॥ ચિદાનંદ ઘન તત્ત્વ વિલાસી, શુદ્ધ સ્વરૂપ નિવાસી રે ॥ પ્ર૦ ॥ ૨ ॥ યદ્યપિ હું મોહાદિકે છલીયો, પર પરિણુતિશું ભલીયો રે. ॥ પ્ર૦ ॥ હવે તુજ સમ મુજ સાહેબ મલીયો, તિણુ સવિ ભવ ભય ટલીયો રે. ॥ પ્ર૦ ॥ ૩ ॥ ધ્યેય સ્વભાવે પ્રભુ અવધારી, દુર્ધ્યાતા પરિણુતિ વારી રે. ॥ પ્ર૦ ॥ ભાસન વીર્ય એકતા કારી, ધ્યાન સહજ સંભારી રે. ॥ પ્ર૦ ॥ ॥ ૪ ॥ ધ્યાતા ધ્યેય સમાધિ અભેદે, પર પરિણુતિ વિછેદે રે. ॥ પ્ર૦ ॥ ધ્યાતા સાધક ભાવ ઉછેદે, ધ્યેય સિદ્ધતા વેદે રે. ॥ પ્ર૦ ॥ ૫ ॥ દ્રવ્ય ક્રિયા સાધન વિધિ યાચી, જે જિન આગમ વાચી રે. ॥ પ્ર૦ ॥ પરણુતિ વૃતિ વિભાવે રાચી, તિણુ નવિ થાયે સાચી રે. ॥ પ્ર૦ ॥ ૬ ॥ પણુ નવિ ભય જિનરાજ પસાયેં, તત્વ રસાયણુ પાયે રે, ॥ પ્ર૦ ॥ પ્રભુ ભગતે નિજ ચિત્ત વસાયે, ભાવ રોગ

મિટજાયે રે. ॥ પ્ર૦ ॥ ૭ ॥ જિનવર વચન અમૃત અનુસરીયે તત્વ રમણ આદરીયે રે. ॥ પ્ર૦ ॥ દ્રવ્ય ભાવ આશ્રવ પરિહરિયે દેવચંદ્ર પદ વરીયે રે. ॥ પ્ર૦ ॥ ૮ ॥ ॥ ઇતિ ॥

## ॥ ५ अथ श्री सुजातजिन स्तवनं ॥

### દેહુ દેહુ નણંદ હઠીલી ॥ એ દેશી. ॥

સ્વામી સુજાત સુહાયા, દીઠાં આણંદ ઉપાયા રે, મન મોહના જિનરાયા; જિણે પૂરણ તત્વ નિપાયા, દ્રવ્યાસ્તિક નય ઠહરાયા રે; ॥ મ૦ ૧ ॥ પરયાયાસ્તિક નયરાયા; તે મૂલ સ્વભાવ સમાયારે. ॥ મ૦ ॥ જ્ઞાનાદિક સ્વપરજાયા નિજ કાર્ય કરણ વરતાયા રે. ॥ મ૦ ॥ ૨ ॥ અંશનય માર્ગ કહાયા, તે વિકલપ ભાવ સુણાયા રે. ॥ મ૦ ॥ નય ચ્યાર તે દ્રવ્ય થપાયા, શબ્દાદિક ભાવ કહાયા રે. ॥ મ૦ ॥ ૩ ॥ દુર્નય તે સુનય ચલાયા, એકત્વ અભેદે ધ્યાયા રે. ॥ મ૦ ॥ તે સવિ પરમારથ સમાયા, તસુ વર્તન ભેદ ગમાયા રે. ॥ મ૦ ॥ ૪ ॥ સ્યાદ્વાદિ વસ્તુ કહીજે, તસુ ધર્મ અનંત લહીજે રે. ॥ મ૦ ॥ સામાન્ય વિશેષનો ધામ, તે દ્રવ્યાસ્તિક પરિણામ રે. ॥ મ૦ ॥ ૫ ॥ જિનરૂપ અનંત ગણીજે, તે દીવ્ય જ્ઞાન જાણીજે રે. ॥ મ૦ ॥ શ્રુત જ્ઞાને નય પથ લીજે, અનુભવ આસ્વાદન કીજે રે. ॥ મ૦ ॥ ૬ ॥ પ્રભુ શક્તિ વ્યક્તિ એક ભાવે, ગુણ સર્વ રહ્યા સમભાવે રે. ॥ મ૦ ॥ માહરે સત્તા પ્રભુ સરખી, જિન વચન પસાયે પરખી રે. ॥ મ૦ ॥ ૭ ॥ તું તો નિજ સંપત્તિ

ભોગી, હું તો પર પરિણતિનો યોગી રે. ॥ મ૦ ॥ તિણે તુમ્હ પ્રભુ માહરા સ્વામી, હું સેવક તુજ ગુણ ગ્રામી રે. ॥ મ૦ ॥ ૮ ॥ એ સબંધે ચિત્ત સમવાય મુજ સિદ્ધિનો કારણ થાયે રે. ॥ મ૦ ॥ જિનરાજની સેવના કરવી, ધ્યેય ધ્યાન ધારણા ધરવી રે. ॥ મ૦ ॥ ૯ ॥ તું પૂરણ બ્રહ્મ અરૂપી, તું જ્ઞાનાનંદ સ્વરૂપી રે, ॥ મ૦ ॥ ઇમ તત્વાલંબન કરીયે, તો દેવચંદ્ર પદ વરીયે રે. ॥ મ૦ ॥ ૧૦ ॥ ઇતિ ॥

## ॥ ६ अथ श्री स्वयंप्रभाजिन स्तवनं ॥

મો મનડો હે ડાઉહો મિસરિ ઠાકુરો મહદરો ॥ એ દેશી ॥

સ્વામી સ્વયંપ્રભુને હો જાઉં ભામણે, હરખે વાર હજાર; વસ્તુ ધરમ પૂરણ જસુ નીપનો, ભાવ કૃપા કિરતાર. ॥ સ્વા૦ ॥ ૧ ॥ દ્રવ્ય ધરમ તે હો જોગ સમારવા, વિષયાદિક પરિહાર; આતમ શક્તિ સ્વભાવ સુધર્મનો, સાધન હેતુ ઉદાર ॥ સ્વા૦ ॥ ૨ ॥ ઉપશમ ભાવે હો મિશ્ર ક્ષાયક પણે, જે નિજગુણ પ્રાગભાવ; પૂર્ણાવસ્થાને નીપજાવતો, સાધન ધર્મ સ્વભાવ ॥ સ્વા૦ ॥ ॥ ૩ ॥ સમકિત ગુણથી હો શૈલેશી લગે, આતમ અનુગત ભાવ; સંવર નિર્જરા હો ઉપાદાન હેતુતા, સાધ્યાલંબન દાવ. ॥ સ્વા૦ ॥ ૪ ॥ સકલ પ્રદેશી હો કર્મ અભાવતા, પૂર્ણાનંદ સ્વરૂપ; આતમ ગુણની હો જે સંપૂર્ણતા; સિદ્ધ સ્વભાવ અનૂપ. ॥ સ્વા૦ ॥ ૫ ॥ અચલ અબાધિત હો જે નિસ્સંગતા, પરમાતમ ચિદ્રુપ; આતમ ભોગી હો રમતા નિજ પદે, સિદ્ધ રમણ એ રૂપ.

॥ સ્વા૦ ॥ ॥ ૬ ॥ એહવો ધર્મ હો પ્રભુને નીપન્યો, ભાખ્યો તેહવો ધર્મ; જે આદરતાં હો ભવિયણ શુચિ હોવે, ત્રિવિધ વિહારી કર્મ. ॥ સ્વા૦ ॥ ૭ ॥ નામ ધરમ હો ઠવણ ધરમ તથા, દ્રવ્ય ક્ષેત્ર તિમ કાલ; ભાવ ધરમના હો હેતુ પણે ભલા, ભાવ વિના સહુ આલ; ॥ સ્વા૦ ॥ ૮ ॥ શ્રદ્ધા ભાસન હો તત્ત્વ રમણ પણે, કરતાં તન્મય ભાવ, દેવચંદ્ર જિનવર પદ સેવતાં, પ્રગટે વસ્તુ સ્વભાવ. ॥ ૯ ॥ ॥ ઇતિ ॥

## ॥ ७ अथ श्री रुषभाननजिन स्तवनं ॥

### વારીહું ગોડી પાસને ॥ એ દેશી ॥

શ્રી રૂષભાનન વંદીયે, અચલ અનંત ગુણવાસ જિન-વર; ક્ષાયક ચારિત્ર ભોગથી, જ્ઞાનાનંદ વિલાસ. ॥ જિ૦ ॥ ॥ શ્રી૦ ॥ ૧ ॥ જે પ્રસન્ન પ્રભુ મુખ ગ્રહે, તેહિજ નયન પ્રધાન; જિ૦ જિન ચરણે જે નામીયે, મસ્તક તેહ પ્રમાણ. ॥ જિ૦ ॥ ૨ ॥ અરિહા પદકજ અરચીયે, સલહીજે તે હત્થ; જિ૦ પ્રભુ ગુણ ચિંતનમેં રમે, તેહ જનમ સુકયત્થ. ॥ જિ૦ ॥ શ્રી૦ ॥ ૩ ॥ જાણો છો સહુ જીવની, સાધક બાધક ભાંત; જિ૦ પણ શ્રી મુખથી સાંભલે, મન પામે નિરાંત. ॥ જિ૦ ॥ શ્રી૦ ॥ ૪ ॥ તીન કાલ જાણગ ભણી. શું કહીયેં વારંવાર જિ૦ પૂર્ણાનંદી પ્રભુ તણો, ધ્યાન તે પરમ આધાર ॥ જિ૦ ॥ શ્રી૦ ॥ ૫ ॥ કારણથી કારજ હુવે, એ શ્રી જિનમુખ વાણ, જિ૦ પુષ્ટ હેતુ મુજ સિદ્ધના જાણી કીધ પ્રમાણ. ॥ જિ૦ ॥ શ્રી૦ ॥ ૬ ॥ શુદ્ધ તત્ત્વ

નિજ સંપદા, જ્યાં લગે પૂર્ણ ન થાય; જિ૦ ત્યાં લગે જગ ગુરૂ દેવના, સેવું ચરણ સહાય. ॥ જિ૦ ॥ શ્રી૦ ॥ ॥ ૭ ॥ કારજ પૂર્ણ કર્યા વિના કારણ કેમ મુકાય; જિ૦ કાર્ય રૂચી કારણ તણા, સેવે શુદ્ધ ઉપાય. ॥ જિ૦ ॥ શ્રી૦ ॥ ॥ ૮ ॥ જ્ઞાન ચરણ સંપૂર્ણતા, અવ્યાબાધ અમાય, જિ૦ દેવચંદ્ર પદ પામીયે, શ્રી જિનરાજ પસાય. ॥ જિ૦ ॥ ॥ શ્રી૦ ॥ ૯ ॥ ઇતિ.

## ॥ ८ अथ श्री अनंतवीरजिन स्तवनं ॥

### ચરણાલી ચામુંડા રણ ચડે ॥ એ દેશી ॥

અનંત વિરજ જિનરાજનો, શુચિ વીરજ પરમ અનંત રે; નિજ આતમ ભાવે પરિણમ્યો, ગુણ વૃત્તિ વરતનાવંત રે; મન મોહ્યો અમારો પ્રભુ ગુણે ॥ ૧ ॥ યદ્યપિ જીવ સહુ સદા વીરજ ગુણ સત્તાવંતરે; પણ કર્મે આવૃત ચલ તથા બાલ બાધક ભાવ લહંત રે. ॥ મ૦ ॥ ૨ ॥ અલ્પ વિરજ ક્ષયોપશમ અછે, અવિભાગ વરગણા રૂપરે; ષડ ગુણ એમ અસંખથી, થાયે યોગ સ્થાન સરૂપરે. ॥ મ૦ ॥ ૩ ॥ સુહુમ નિગોદી જીવથી, જાવ સન્નીવર પજ્જત્તરે, યોગનાં ઠાણ અસંખ્ય છે, તરતમ મોહે પરાયત્તરે, ॥ મ૦ ॥ ૪ ॥ સંયમને યોગે વીર્ય તે, તુમ્હે કીધો પંડિત દક્ષરે; સાધ્ય રસી સાધક પણે, અભિસંધિ રમ્યો નિજ લક્ષરે. ॥ મ૦ ॥ ॥ ૫ ॥ અભિસંધિ અબંધક નીપને, અનભિસંધિ અબંધક થાયરે; થિર એક તત્ત્વતા વરતતો, તે ક્ષાયક શક્તિ સમાયરે ॥ મ૦ ॥ ૬ ॥ ચક્ર ભ્રમણ ન્યાય સયોગતા, તજિ કીધ

અયોગી ધામરે; અકરણુ વીર્ય અનંતતા, નિજ સહકાર અકામરે. ॥ મ૦ ॥ ૭ ॥ શુદ્ધ અચલ નિજવીર્યની, નિરૂપાધિક શકિત અનંતરે; તે પ્રગટી મેં જાણી સહી, તિણે તુમહિ જ દેવ મહંતરે. ॥ મ૦ ॥ ૮ ॥ તુજ જ્ઞાને ચેતના અનુગમી, મુજ વીર્ય સ્વરૂપ સમાચરે; પંડિત ક્ષાયકતા પામશે, એ પૂરણુસિદ્ધિ ઉપાયરે. ॥ મ૦ ॥ ૯ ॥ નાયક તારક તું ધણી, સેવનથી આતમ સિદ્ધરે. દેવચંદ્ર પદ સંપજે, વર પરમાણુંદ સમૃદ્ધરે. ॥ મ૦ ॥ ૧૦ ॥ ઇતિ ॥

## ॥ ९ अथ श्री सुरप्रभाजिन स्तवनं ॥

દેશી કડખાની ॥

સૂર જગદીશની તિક્ષ્ણુ અતિ સૂરતા તિણે ચિર કાલનો મોહ જીત્યો; ભાવ સ્યાદ્વાદતા શુદ્ધ પરગાસ કરી નીપનો પરમ પદ જગવદીતો. ॥ સૂ૦ ॥ ૧ ॥ પ્રથમ મિથ્યાત્વ હણી શુદ્ધ દંસણુ નિપુણ પ્રગટ કરી જેણે અવિરતિ પ્રણાસી; શુદ્ધ ચારિત્ર ગતવીર્ય એકત્વથી પરણુતિ કલુષતા સવિ વિણાસી. ॥ સૂ૦ ॥ ૨ ॥ વારિ પર ભાવની કર્તૃતા મૂલથી આત્મ પરણામ કર્તૃત્વ ધારી; શ્રેણી આરોહતાં વેદ હાસ્યાદિની સંગમી ચેતના પ્રભુ નિવારી. ॥સૂ૦॥૩॥ ભેદ જ્ઞાને યથા વસ્તુતા ઓલખી દ્રવ્ય પર્યાયમેં થઇ અભેદી; ભાવ સવિ કલ્પતા છેદી કેવલ સકલ જ્ઞાન અનંતતા સ્વામી વેદી. ॥ સૂ૦ ॥ ૪ ॥ વીર્ય ક્ષાયક બલે ચપલતા યોગની રોધિ ચેતન કર્યો સૂચિ અલેશી; ભાવશૈલેસીમેં પરમ અક્રિય થઇ ક્ષય કરી ચાર તનુ કર્મ શેષી. ॥ સૂ૦ ॥ ૫ ॥ વર્ણુ ગંધ રસ વિણુ ફરસ સંસ્થા વિનુ યોગ તનુ સંગ વિનુ જિન અરૂપી;

પરમ આનંદ અત્યંત સુખ અનુભવિ તત્ત્વ તન્મય સદા ચિત્ત સ્વરૂપી. ॥ સૂ૦ ॥ ૬ ॥ તાહરી સૂરતા ધીરતા તીક્ષ્ણતા દેખી સેવકતણો ચિત્ત રાચ્યો; રાગ સુપ્રસ્થથી ગુણી આશ્ચર્યંતા ગુણી અદ્ભૂત પણે જીવ માચ્યો. ॥ સૂ૦ ॥ ૭ ॥ આત્મ ગુણ રૂચિ થઇ તત્ત્વ સાધનરસી તત્વ નિષ્પત્તિ નિર્વાણ થાવે; દેવચંદ્ર શુદ્ધ પરમાત્મ સેવન થકી પરમ આત્મિક આનંદ પાવે. ॥ સૂ૦ ॥ ૮ ॥ ઇતિ ॥

## ॥ १० अथ श्री विशालजिन स्तवनं ॥

### પ્રાણી વાણી જિન તણી ॥ એ દેશી ॥

દેવ વિશાલ જિણંદની, તુમે ધ્યાવો તત્ત્વ સમાધિરે; ચિદાનંદ રસ અનુભવી, સહજ અકૃત નિરૂપાધિરે; અરિહંત પદ વંદીયે ગુણવંતરે, ગુણવંત અનંત મહુંત સ્તવો, ભવતારણો ભગવંતરે. ॥ ૧ ॥ ભવ ઉપાધિ ગદ ટાલવા, પ્રભુજી છો વૈદ્ય અમો ઘરે: રત્નત્રયી ઓષધ કરી, તુમે તાર્યા ભવિજન ઓઘરે. ॥ અ૦ ॥ ૨ ॥ ભવ સમુદ્ર જલ તારવા, નિર્યામક સમ જિન રાજરે; ચરણ ઝહાજેં પામીયે, અક્ષય શિવ નગરનું રાજરે. ॥ અ૦ ॥ ૩ ॥ ભવ અટવી અતિ ગહનથી, પારગ પ્રભુજી સથવાહરે; શુદ્ધ માર્ગ દર્શક પણે, યોગ ખેમંકર નાહરે. ॥ અ૦ ॥ ૪ ॥ રક્ષક જિન છકાયના, વલિ મોહ નિવારક સ્વામરે; શ્રમણ સંઘ રક્ષક સદા, તિણે ગોપ ઇશ અભિરામરે. ॥ અ૦ ॥ ૫ ॥ ભાવ અહિંસક પૂર્ણતા, માહણતા ઉપદેશરે; ધર્મ અહિંસક નીપનો, માહણ જગદીશ વિશેષરે. ॥ અ૦ ॥ ૬ ॥ પુષ્ટ કારણ અરિહંતજી, તારક જ્ઞાયક મુનિચંદરે; મોચક સર્વ વિભા-

વથી, જિપાવે મોહ અરિંદરે. ॥ અ૦ ॥ ૭ ॥ કામ કુંભ સુરમણિ પરે, સહજ ઉપગારી થાયરે; દેવચંદ્ર સુખકર પ્રભુ, ગુણગેહ અમોહ અમાયરે. ॥ અ૦ ॥ ૮ ॥ ॥ ઇતિ ॥

## ॥ ११ अथ श्री वज्रधरजिन स्तवनं॥

### નદી યમુનાકે તીર ॥ એ દેશી ॥

વિહરમાન ભગવાન, સુણો મુજ વિનતી; જગતારક જગનાથ, અછો ત્રિભુવન પતિ. ભાસક લોકાલોક, તિણે જાણો છતિ, તો પણ વીતક વાત કહું છું તુજ પ્રતિ ॥૧॥ હું સરૂપ નિજ છોડી, રમ્યો પર પુદ્ગલે, ઝીલ્યો ઉલટ આણિ, વિષય તૃષ્ણા જલે, આશ્રવ બંધ વિભાવ, કરૂં રુચિ આપણી, ભૂલ્યો મિથ્યાવાસ, દોષ દેઉં પર ભણી ॥ ૨ ॥ અવગુણ ઢાંકણ કાજ, કરૂં જિનમત ક્રિયા, ન તજું અવગુણ ચાલ અનાદિની જે પ્રિયા, દૃષ્ટિ રાગનો પોષ, તેહ સમકિત ગણું, સ્યાદ્વાદની રીત ન દેખું નિજપણું ॥ ૩ ॥ મન તનુ ચપલ સ્વભાવ, વચન એકાંતતા, વસ્તુ અનંત સ્વભાવ, ન ભાસે જે છતા, જે લોકોત્તર દેવ, નમું લૌકીકથી, દુર્લભ સિદ્ધ સ્વભાવ, પ્રભો તહકીકથી ॥ ૪ ॥ મહાવિદેહ મઝાર કે, તારક જિનવરૂ, શ્રી વજ્રધર અરિહંત, અનંત ગુણકરૂ; તે નિર્યામિક શ્રેષ્ઠ, સહી મુજ તારશે, મહાવૈદ્ય ગુણ યોગ, રોગ ભવ વારશે ॥ ૫ ॥ પ્રભુ મુખ ભવ્ય સ્વભાવ, સુણજો માહરો, તો પામે પ્રમોદ, એહ ચેતન ખરો; થાયે શિવપદ આશ, રાશી સુખ વૃંદની; સહજ સ્વતંત્ર, સ્વરૂપ ખાણ આણંદની ॥ ૬ ॥ વલગ્યા જે પ્રભુ

નામ, ધામ તે ગુણ તણા, ધારો ચેતન રામ, એહ થિર વાસના; દેવચંદ્ર જિનચંદ્ર, હૃદય થિર થાપજો, જિન આણા યુક્ત ભક્તિ, શક્તિ મુજ આપજો, ॥ ૭ ॥ ઇતિ ॥

## ॥ १२ अथ श्री चंद्राननजिन स्तवनं ॥

### વીરા ચંદલા ॥ એ દેશી ॥

ચંદ્રાનન જિન સાંભલી એ અરદાસ રે, મુજ સેવક ભણી, છે પ્રભુનો વિશ્વાસો રે ॥ ચં૦ ॥ ૧ ॥ ભરતક્ષેત્ર માનવ પણો રે, લાધો દુસમકાલ, જિન પૂરવ ધર વિરહથી રે, દુલહો સાધન ચાલો રે. ॥ ૨ ॥ દ્રવ્ય ક્રિયા રુચિ જીવડા રે, ભાવ ધર્મ રૂચિ હીન, ઉપદેશક પણ તેહવા રે, શું કરે જીવ નવીન રે. ॥ ચં૦ ॥ ૩ ॥ તત્ત્વાગમ જાણગ તજી રે, બહુ જન સંમત જેહ, મૂઢ હઠી જન આદર્યા રે, સુગુરૂ કહાવે તેહ રે. ॥ ચં૦ ॥ ૪ ॥ આણાસાધ્ય વિના ક્રિયા રે, લોકે માન્યો રે ધર્મ, દંસણ નાણ ચરિત્તનો રે, મૂલ ન જાણ્યો મર્મ રે, ॥ ચં૦ ॥ ૫ ॥ ગચ્છ કદાગ્રહ સાચવે રે, માને ધર્મ પ્રસિદ્ધ, આતમ ગુણ અકષાયતા રે, ધર્મ ન જાણે શુદ્ધ રે. ॥ ચં૦ ॥ ૬ ॥ તત્ત્વ રસિક જન થોડલા રે, બહુલો જન સંવાદ, જાણો છો જિનરાજજી રે, સઘલો એહ વિવાદો રે. ॥ ચં૦ ॥ ૭ ॥ નાથ ચરણ વંદન તણો રે, મનમાં ઘણો ઉમંગ, પુણ્ય વિના કેમ પામીયે રે, પ્રભુ સેવનનો સંગ રે. ॥ ચં૦ ॥ ૮ ॥ જગતારક પ્રભુ વાંદીયે રે, મહાવિદેહ મઝાર, વસ્તુ ધરમ સ્યાદવાદતા રે, સુણિ કરિયે નિરધાર રે ॥ ચં૦ ॥ ૯ ॥ તુજ કરૂણા સહુ ઉપરે રે, સરખી છે મહારાય, પણ અવિરાધક જીવને રે,

કારણુ સફલો થાય રે. ॥ ચં ॥ ૧૦ ॥ એહવા પણુ ભવિ જીવને રે, દેવ ભગતિ આધાર, પ્રભુ સ્મરણુથી પામીયે રે, દેવચંદ્ર પદ સાર રે. ॥ ચં૦ ॥ ૧૧ ॥ ઇતિ ॥

## ॥ १३ अथ श्री चंद्रबाहुजिन स्तवन. ॥

શ્રી અરનાથ ઉપાસના ॥ એ દેશી ॥

ચંદ્રબાહુ જિન સેવના, ભવનાશિની તેહ, પર પરિણુતિના પાસને, નિષ્કાસન રેહ. ॥ ચં૦ ॥ ૧ ॥ પુદ્ગલ ભાવ આસંસના, ઉદઘાસન કેતુ; સમ્યગ્ દર્શન વાસના, ભાસન ચરણુ સમેત ॥ ચં૦ ॥ ૨ ॥ ત્રિકરણુ યોગ પ્રસંસના, ગુણુ સ્તવના રંગ; વંદન પૂજન ભાવના, નિજ પાવના અંગ ॥ ચં૦ ॥ ૩ ॥ પરમાતમ પદ કામના, કામ નાશન એહ, સત્તા ધરમ પ્રકાશના, કરવા ગુણુ ગેહ. ॥ ચં૦ ॥ ૪ ॥ પરમેશ્વર આલંબના, રાચ્યા જેહ જીવ, નિર્મલ સાધ્યની સાધના, સાધે તેહ સદીવ. ॥ ચં૦ ॥ ૫ ॥ પરમાનંદ ઉપાયવા, પ્રભુ પુષ્ટ ઉપાય; તુજ સમ તારક સેવતાં પરસેવ ન થાય ॥ ચં૦ ॥ ૬ ॥ શુદ્ધાતમ સંપત્તિ તણુા, તુમ્હે કારણુ સાર, દેવચંદ્ર અરિહંતની સેવા સુખકાર ॥ ચં૦ ॥ ૭ ॥ ઇતિ ॥

## ॥ १४ अथ श्री भुजंगदेवजिन स्तवनं ॥

॥ લુઅરની દેશી ॥

પુષ્કલાવઈ વિજયે હો, કે વિચરે તિર્થપતિ; પ્રભુ ચરણુને સેવે હો, કે સુરનર અસુર પતી; જસુ ગુણુ પ્રગટયા હો, કે સર્વ પ્રદેશમાં, આતમ ગુણુની હો, કે વિકસી

અંતરમાં. ॥ ૧ ॥ સામાન્ય સ્વભાવની હો, કે પરિણુતિ અસહાઇ; ધર્મ વિશેષની હો, કે ગુણુને અનુજાઇ; ગુણુ સકલ પ્રદેશે હો, કે નિજ નિજ કાર્ય કરે, સમુદાય પ્રવર્તે હો, કે કરતા ભાવ ધરે. ॥ ૨ ॥ જડ દ્રવ્ય ચતુષ્કે હો, કે કરતા ભાવ નહી, સર્વ પ્રદેશે હો, કે વૃત્તિ વિભિન્ન કહી; ચેતન દ્રવ્યને હો, કે સકલ પ્રદેશ મલે, ગુણુ વરતના વરતે હો, કે વસ્તુને સહેજ બલે ॥ ૩ ॥ શંકર સહકારી હો, કે સહજે ગુણુ વરતે, દ્રવ્યાદિક પરિણુતિ હો, કે ભાવે અનુસરતે: દાનાદિક લબ્ધિ હો, કે ન હુવે સહાય વિના, સહકાર અકંપે હો, કે ગુણુની વૃત્તિ ઘના ॥ ૪ ॥ પર્યાય અનંતા હો, કે જિનવર ગુણુ પભણે; જ્ઞાનાદિક ગુણુની હો, કે વરતના જીવ પ્રતે, ધર્માદિક દ્રવ્યને હો, કે સહકારે કરતે ॥ ૫ ॥ ગ્રાહક વ્યાપકતા હો, કે પ્રભુ તુમ ધર્મ રમી, આતમ અનુભવથી હો, કે પરિણુતિ અન્ય વમી; તુજ શકિત અનંતી હો, કે ગાતાં ને ધ્યાતાં; મુજ શક્તિ વિકાસન હો, કે થાયે ગુણુ રમતાં ॥ ૬ ॥ ઈમ નિજ ગુણુ ભોગી હો, કે સ્વામિ ભુજંગ સુદા, જે નિત્ય વંદે હો, કે તે નર ધન્ય સદા, દેવચંદ્ર પ્રભુની હો, કે પુન્યે ભગતિ સધે, આતમ અનુભવની હો, કે નિત્ય નિત્ય શકિત વધે. ॥ ૭ ॥ ઈતિ ॥

## ॥ १५ अथ श्री ईश्वरजिन स्तवनं ॥

### કાલ અનંતાનંત ॥ એ દેશી ॥

સેવો ઈશ્વરદેવ, જિણે ઇશ્વરતા હો નિજ અદ્ભુત વરી; તિરો ભાવની શક્તિ, આવિર્ભાવેં હો સહુ પ્રગટ

કરી. ॥ ૧ ॥ અસ્તિત્વાદિક ધર્મ, નિર્મલ ભાવે હો સહુને સર્વદા; નિત્યત્વાદિ સ્વભાવ, તે પરિણામી હો જડ ચેતન સદા. ॥ ૨ ॥ કર્તા ભોક્તા ભાવ, કારક ગ્રાહક હો જ્ઞાન ચારિત્રતા, ગુણ પર્યાય અનંત, પામ્યા તુમચા હો પૂર્ણ પવિત્રતા. ॥ ૩ ॥ પૂર્ણાનંદ સ્વરૂપ; ભોગી અયોગી હો ઉપયોગી સદા; શક્તિ સકલ સ્વાધીન, વરતે પ્રભુની હો જે ન ચલે કદા ॥ ૪ ॥ દાસ વિભાવ અનંત; નાસે પ્રભુજી હો તુજ અવલંબને; જ્ઞાનાનંદ મહંત, તુજ સેવાથી હો સેવકને બને. ॥ ૫ ॥ ધન્ય ધન્ય તે જીવ, પ્રભુ પદ વંદી હો જે દેશના સુણે; જ્ઞાન ક્રિયા કરે શુદ્ધ; અનુભવ યોગે હો નિજ સાધક પણે ॥ ૬ ॥ વારંવાર જિનરાજ, તુજ પદ સેવા હો હોજો નિરમલી; તુજ શાસન અનુજાઇ, વાસન ભાસન હો તત્વ રમણ વલી ॥ ૭ ॥ શુદ્ધાતમ નિજ ધર્મ, રૂચિ અનુભવથી હો સાધન સત્યતા, દેવચંદ્ર જિનચંદ્ર, ભક્તિ પસાયેં હો હોશે વ્યક્તતા. ॥ ૮ ॥ ઇતિ ॥

## ॥ १६ अथ श्री नमिप्रभुजिन स्तवनं ॥

અરજ અરજ સુણોને રૂડા રાજીયા હોજી ॥ એ દેશી ॥

નમિ પ્રભ નમિ પ્રભ પ્રભુજી વીનવું હોજી, પામી વર પ્રસ્તાવ, જાણો છો જાણો છો વિણ વીનવે હોજી, તો પણ દાસ સ્વભાવ. ॥ ન૦ ॥ ૧ ॥ હું કરતા હું કરતા પરભાવનો હોજી, ભોક્તા પુદ્ગલ રૂપ; ગ્રાહક ગ્રાહક વ્યાપક એહનો હોજી, રાચ્યો જડ ભવ ભૂપ. ॥ ન૦ ॥ ॥ ૨ ॥ આતમ આતમ ધર્મ વિસારીયો હોજી, સેવ્યો મિથ્યા માગ; આશ્રવ આશ્રવ બંધપણું કર્યો હોજી, સંવર

નિર્જર ત્યાગ. ॥ ન૦ ॥ ૩ ॥ જડચલ જડચલ કર્મ જે દેહ ને હોજી, જાણો આતમ તત્ત્વ, બહિરાતમ બહિરાતમતામેં ગ્રહી હોજી, ચતુરંગે એકત્વ ॥ ન૦ ॥ ૪ ॥ કેવલ કેવલ જ્ઞાન મહોદધિ હોજી, કેવલ દંસણ બુદ્ધ; વીરજ વીરજ અનંત સ્વભાવનો હોજી, ચારિત્ર ક્ષાયક શુદ્ધ. ॥ ન૦ ॥ ૫ ॥ વિશ્રામિ વિશ્રામિ નિજ ભાવના હોજી, સ્યાદ્વાદી અપ્રમાદ; પરમાતમ પરમાતમ પ્રભુ દેખતા હોજી, ભાગી ભ્રાંતિ અનાદ. ॥ ન૦ ॥ ૬ ॥ જિનસમ જિનસમ સત્તા ઓલખી હોજી, તસુ પ્રાગ્ભાવની ઈહ; અંતર અંતર આતમતા લહે હોજી, પર પરિણતિ નીરીહ. ॥ ન૦ ॥ ૭ ॥ પ્રતિછંદે પ્રતિછંદે જિનરાજનો હોજી; કરતા સાધક ભાવ; દેવચંદ્ર દેવચંદ્ર પદ અનુભવે હોજી; શુદ્ધાતમ પ્રાગભાવ, ॥ ન૦ ॥ ૮ ॥ ઈતિ ॥

## ॥ १७ अथ श्री विरसेनजिन स्तवनं ॥

### લાછલ દે માત મલ્હાર ॥ એ દેશી ॥

વીરસેન જગદીશ, તાહરી પરમ જગીશ; આજ હો દીસેરે વિરજતા ત્રિભુવનથી ઘણીજી. ॥ ૧ ॥ અનહારી અશરીર, અક્ષય અજય અતિધીર; આજ હો અવિનાસી અલેશી ધ્રુવ પ્રભુતા બણીજી. ॥ ૨ ॥ અતિ ઇંદ્રીય ગત કોહ વિગત માયા મયલોહ; આજ હો સોહે રે મોહે જગ જનતા ભણીજી. ॥ ૩ ॥ અમર અખંડ અરૂપ પૂર્ણાનંદ સ્વરૂપ; આજ હો ચિદ્રુપે થીર સમતા ઘણીજી. ॥ ૪ ॥ વેદ રહિત અકષાય, શુદ્ધ સિદ્ધ અસહાય; આજ હો ધ્યાય કેં નાયકને ધ્યેય પદે ગ્રહ્યોજી. ॥ ૫ ॥ દાન લાભ

નિજ ભોગ, શુદ્ધ સગુણુ ઉવભોગ, આજ હો અજોગી કરતા ભોક્તા પ્રભુ લહ્યોજી. ॥ ૬ ॥ દરિસણુ જ્ઞાન ચારિત્ર સકલ પ્રદેશ પવિત્ર; આજ હો નિરમલ નિસ્સંગી અરિહા વંદીયેજી, ॥ ૭ ॥ દેવચંદ્ર જિનચંદ્ર, પુર્ણાનંદનો વૃંદ; આજ હો જિનવર સેવાથી ચીર આનંદીયેજી. ॥ ૮ ॥ ॥ ઈતિ૦ ॥

## ॥ १८ अथ श्री महाभद्रजिन स्तवनं ॥

તટ યમુનાનોરે અતિ રલીયામણોરે ॥ એ દેશી ॥

મહાભદ્ર જિનરાજ, રાજ વિરાજે હો આજ તુમારડોજી; ક્ષાયક વીર્ય અનંત, ધર્મ અભંગે હો તું સાહિબ બડોજી; હું બલિહારીરે, શ્રી જિનવર તણીરે. ॥ ૧ ॥ કર્તા ભોક્તા ભાવ, કારક કારણુ હો તું સ્વામી છતાજી; જ્ઞાનાનંદ પ્રધાન સરવ વસ્તુના હો ધરમ પ્રકાશતાજી. ॥ હું૦ ॥ ૨ ॥ સમ્યગ્ દર્શન મિત્ત, થિર નિર્ધારેરે અવિસંવાદતાજી; અવ્યાબાધ સમાધિ, કોશ અનશ્વરેરે નિજ આનંદતાજી, ॥ હું૦ ॥ ૩ ॥ દેશ અસંખ્ય પ્રદેશ, નિજ નિજ રીતે રે ગુણુ સંપત્તિ ભરીયાજી; ચારિત્ર દુર્ગ અભંગ, આતમ શકતે હો પરજય સંચરીયાજી. ॥ હું૦ ॥ ૪ ॥ ધર્મ ક્ષમાદિક સૈન્ય, પરિણુતિ પ્રભુતા હો તુજ બલ આકારોજી; તત્વ સકલ પ્રાગ્ભાવ; સાદિ અનંતીરે રીતે પ્રભુ ધર્યોજી. ॥ હું૦ ॥ ૫ ॥ દ્રવ્ય ભાવ અરિ લેશ, સકલ નિવારીરે સાહિબ અવતર્યોજી; સહજ સ્વભાવ વિલાસ, ભોગી ઉપયોગીરે જ્ઞાન ગુણે ભર્યોજી. ॥ હું૦ ॥ ૬ ॥ આચારિજ ઉવઝાય સાધક મુનિવર હો દેશ વિરત ધરૂજી;

આતમ સિદ્ધ અનંત, કારણ રૂપેરે; યોગ ક્ષેમંકરૂજી. ॥ હું૦ ॥ ૭॥ સમ્યગ દૃષ્ટિ જીવ, આણારાગી હો સહુ જિનરાજનાજી; આતમ સાધન કાજ, સેવે પદ કજ હો શ્રી મહારાજનાજી. ॥ હું૦ ॥ ૮॥ દેવચંદ્ર જિનચંદ્ર, ભગતે રાચે હો ભવિ આતમ રૂચિજી; અવ્યય અક્ષય શુદ્ધ, સંપત્તિ પ્રગટે હો સત્તા ગતિ સુચીજી. ॥ હું૦ ॥ ॥ ૯ ॥ ઇતિ ॥

## ॥ १९ ॥ अथ श्री देवजसाजिन स्तवनं ॥

### મહાવિદેહ ક્ષેત્ર સોહામણું ॥ એ દેશી ॥

દેવજસા દરસણ કરો, વિઘટે મોહ વિભાવ લાલરે; પ્રગટે શુદ્ધ સ્વભાવતા, આનંદ લહરી દાવ લાલરે ॥દે૦॥ ॥ ૧ ॥ સ્વામી વસો પુષ્કર વરે, જંબુ ભરતે દાસ લાલરે; ક્ષેત્ર વિભેદ ઘણો પડયો, કિમ પહોચે ઉલ્લાસ લાલરે. ॥ દે૦ ॥ ૨ ॥ હોવત જો તનુ પાંખડી, આવત નાથ હજૂર લાલરે; જો હોતી ચિત્ત આંખડી, દેખત નિત પ્રભુ નૂર લાલરે. ॥ દે૦ ॥ ૩ ॥ શાસન ભક્ત જે સૂરવરા, વીનવું શીશ નમાય લાલરે; કૃપા કરો મુજ ઉપરેં, તો જિન વંદન થાય લાલરે. ॥ દે૦ ॥ ૪ ॥ પૂછું પૂર્વ વિરાધના, શી કીધી ઇણે જીવ લાલરે; અવિરતિ મોહ ટલે નહી, દીઠે આગમ દીવ લાલરે. ॥ દે૦ ॥ ૫ ॥ આતમ શુદ્ધ સ્વભાવને, બોધન શોધન કાજ લાલરે; રતન ત્રયી પ્રાપ્તિ તણો, હેતુ કહો મહારાજ લાલરે ॥ દે૦ ॥ ॥ ૬ ॥ તુજ સરિખો સાહિબ મિલ્યો, ભાંજે ભવ ભ્રમ ટેવ લાલરે; પુષ્ટાલંબન પ્રભુ લહી, કોણ કરે પર સેવ લાલરે. ॥ દે૦ ॥ ૭ ॥ દીન દયાલ કૃપાલુ

ઓ, નાથ ભવિક આધાર લાલરે; દેવચંદ્ર જિન સેવના, પરમામૃત સુખકાર લાલરે. ॥ દે૦ ॥ ૮ ॥

## ॥ २० अथ श्री अजितवीर्यजिन स्तवनं ॥

અજિત વીર્ય જિન વિચરતારે, મન મોહનારે લાલ, પુષ્કર અરધ વિદેહરે, ભવિ બોહનારે લાલ; જંગમ સુરતરૂ સરિખોરે મન૦ સેવે ધન ધન તેહરે ભવિ૦ ॥ ૧ ॥ જિન ગુણ અમૃત પાનથીરે મ૦ અમૃત ક્રિયા સુપસાયરે ભ૦ અમૃત ક્રિયા અનુષ્ઠાનથીરે મ૦, આતમ અમૃત થાયરે. ભ૦ ॥ ૨ ॥ પ્રીતિ ભકિત અનુષ્ઠાનરે, મ૦ વચન અસંગી સેવરે; ભ૦ કરતા તનમયતા લહેરે, મ૦ પ્રભુ ભકિત નિત્ય-મેવરે. ભ૦ ॥ ૩ ॥ પરમેશ્વર અવલંબનેરે, મ૦ ધ્યાતા ધ્યેય અભેદરે, ભ૦ ધ્યેય સમાપ્તિ હવેરે, મ૦ સાધ્ય સિદ્ધિ અવિચ્છેદરે. ભ૦ ॥ ૪ ॥ જિન ગુણ રાગ પરાગથીરે, મ૦ વાસિત મુજ પરિણામરે; ભ૦ તજશે દુષ્ટ વિભાવતારે, મ૦ સરસે આતમ કામરે. ભ૦ ॥ ૫ ॥ જિન ભકિત રત ચિત્તનેરે, મ૦ વેધક રસ ગુણ પ્રેમરે; ભ૦ સેવક જિનપદ પામશેરે, મ૦ રસ વેધિત અય જેમરે. ભ૦ ॥ ૬ ॥ નાથ ભકિત રસ ભાવથીરે, મ૦ તૃણ જાણું પરદેવરે; ભ૦ ચિંતા-મણિ સુરતરૂ થકીરે, મ૦ અધિકી અરિહંત સેવરે. ભ૦ ॥ ૭ ॥ પરમાતમ ગુણ સ્મૃત થકીરે, મ૦ ફરશ્યો આતમ રામરે ભ૦ નીયમા કંચનતા લહેરે, મ૦ લોહ જયું પારસ પામરે. ભ૦ ॥ ૮ ॥ નિર્મલ તત્વ રૂચિ થઈરે, મ૦ કરજો જિનપતિ ભકિતરે; ભ૦ દેવચંદ્ર પદ પામશોરે, મ૦ પરમ મહોદય યુકિતરે. ભ૦ ॥ ૯ ॥ ઈતિ ॥

## ॥ कलश राग धनाश्री ॥

વંદો વંદો રે જિનવર વિચરંતા વંદો, કીર્તન સ્તવન નમન અનુસરતાં, પૂરવ પાપ નિકંદો રે જિનવર વિચરંતા વંદો. ॥ ૧ ॥ જંબુદ્વીપે ચાર જિનેશ્વર, ધાતકી આઠ આણુંદો રે; પુષ્કર અરધે આઠ મહા મુનિ, સેવે ચોસઠ ઇંદો રે. ॥ જિ૦ ॥ ૨ ॥ કેવલી ગણધર સાધુ સાધ્વી, શ્રાવક શ્રાવિકા વૃંદો રે; જિન મુખ ધરમ અમૃત અનુભવતાં, પામે મન આણુંદો રે. ॥ જિ૦ ॥ ૩ ॥ સિદ્ધાચલ ચોમાસે રહીને, ગાયો જિન ગુણ છંદો રે; જિનપતિ ભકિત મુકિતનો મારગ અનોપમ શિવ સુખ કંદો રે. જિ૦ ॥ ૪ ॥ ખરતર ગચ્છ જિનચંદ સૂરિવર પૂન્ય પ્રધાન મુણિંદો રે; સુમતિ સાગર સાધુ રંગ સુવાચક પીધો શ્રુત મકરંદો રે, ॥ જિ૦ ॥ ૫ ॥ રાજસાગર પાઠક ઉપગારી, જ્ઞાન ધરમ દિણુંદો રે; દીપચંદ સદગુરૂ ગુણવંતા, પાઠક ખીર ગયંદો રે. ॥ જિ૦ ॥ ૬ ॥ દેવચંદ્ર ગણિ આતમ હેતે, ગાયા વીશ જિણુંદો રે; રીદ્ધિ વૃદ્ધિ સુખ સંપત્તિ પ્રગટે, સુજસ મહોદય વૃંદો રે. ॥ જિ૦ ॥ ૭ ॥ ઇતિ દેવચંદ્રજી કૃત વીશી સમાપ્ત. ॥

## ॥ अथ श्रीपालनी ढाल ॥

અરિહંત પદ ધ્યાતો થકો દવ્વહ ગુણ પજ્જાયરે; ભેદ છેદ કરી આતમા અરિહંત રૂપી થાય રે. ॥ ૧ ॥ વીર જિનેસર ઉપદિસે, સાંભલજો ચિત્ત લાઈ રે; આતમ ધ્યાને આતમા રૂદ્ધિ મલે સવિ આઈ રે; ॥ વીર૦ ॥ ૨ ॥

રૂપાતિત સ્વભાવ જે કેવલ દંસણુ નાણી રે; તે ધ્યાતાં નિજ આતમ હોયે સિદ્ધ ગુણુ ખાણી રે. ॥ વીર૦ ॥ ૩ ॥ ધ્યાતાં આચારય ભલા મહા મંત્ર શુભ ધ્યાની રે; પંચ પ્રસ્થાને આતમા આચારય હોયે પ્રાણી રે. ॥ વીર૦ ॥ ૪ ॥ તપ સજ્જાયેં રત સદા દ્વાદશ અંગનો ધ્યાતા રે; ઉપાધ્યાય તે આતમા, જગબંધવ જગ ભ્રાતા રે. ॥ વીર૦ ॥ ૫ ॥ અપ્રમત્તે જે નિત રહે નવિ હરખે નવિ શોચે રે; સાધુ સુધા તે આતમા, શું મુંડચે શું લોચે રે. ॥ વીર૦ ॥ ॥ ૬ ॥ શમ સંવેગાદિક ગુણુ ક્ષય ઉપસમ જે આવે રે; દર્શન તેહજ આતમા, શું હોય નામ ધરાવે રે. ॥ વીર૦ ॥ ૭ ॥ જ્ઞાના વરણી જે કર્મ છે, ક્ષય ઉપશમ તસ થાય રે; તો હોયે એહજ આતમા જ્ઞાન અબોધતા જાય રે. ॥ વીર૦ ॥૮॥ જાણો ચારિત્ર તે આતમા નિજ સ્વભાવમાંહી રમતો રે; લેશ્યા શુદ્ધ અલંકર્યો મોહ વને નવિ ભમતો રે. ॥ વી૦ ॥ ૯ ॥ ઇચ્છા રોધે સંવરી પરિણુતિ સમતા યોગે રે; તપ તે એહિજ આતમા વરતે નિજ ગુણુ ભોગે રે. ॥ વી૦ ॥૧૦॥ આગમનો આગમ તણો ભાવ તે જાણો સાચો રે; આતમ ભાવેં થીર હોજો પર ભાવે મત રાચો રે. ॥ વી૦ ॥ ૧૧ ॥ અષ્ટ સકલ સમૃદ્ધિની ઘટમાંહે શુદ્ધિ દાખી રે; તિમ નવ પદ રૂદ્ધિ જાણુજો, આતમરામ છે સાખી રે. વી૦ ॥ ૧૨ ॥ યોગ અસંખ્ય છે જિન કહ્યા નવ પદ મુખ્ય તે જાણો રે; એહ તણે અવલંબને, આતમ ધ્યાન પ્રમાણો રે. ॥ વી૦ ॥ ૧૩ ॥ ઢાલ બારમી એહવી ચોથે ખંડે પુરી રે; વાણી વાચક જસ તણી, કોઇ નયે ન અધુરી રે. ॥ વી૦ ॥ ૧૪ ॥ ઈતિ ॥

# ॥ अथ श्रीपाल रासनो कलश ॥

### તુઠો તુઠોરે, ( રાગ ધન્યાશ્રી. )

તુઠો તુઠો રે મુજ સાહેબ જગનો તુઠો; એ શ્રીપાલનો રાસ કરંતા જ્ઞાન અમૃત રસ વૂઠો રે; ॥ મુજ૦ ॥ ૧ ॥ પાયસમાં જિમ વૃદ્ધિનું કારણુ ગોયમનો અંગુઠો; જ્ઞાન માંહિ અનુભવ તિમ જાણો, તે વિણુ જ્ઞાન તે જુઠો રે. ॥ મુજ૦ ॥ ઉદક પયોમૃત કલ્પ જ્ઞાન તિહાં ત્રીજો અનુભવ મીઠો; તે વિણુ સકલ તૃષા કિમ ભાંજે અનુભવ પ્રેમ ગરીઠો રે. ॥ મુજ૦ ॥ ૩ ॥ પ્રેમ તણી પરે શીખો સાંધો જોઈ શેલડી સાંઠો, જિહાં ગાંઠ તિહાં રસ નવિ દિસે જિહાં રસ તિહાં નવિ ગાંઠો રે. ॥ મુજ ॥ ૪ ॥ જિનહી પાયા તિનહિ છીપાયા એ પણુ એક છે ચીઠો; અનુભવ મેરૂ છીપે કિમ મહોટો, તે તો સઘલે દીઠોરે. ॥ મુઝ૦ ॥ ૫ ॥ પૂરવ લિખિત લિખે સવિ લેઈ મસી કાગલને કાંઠો: ભાવ અપૂરવ કહે તે પંડિત બહુ બોલે તે બાંઠોરે. ॥ મુઝ૦ ॥ ૬ ॥ અવયવ સવિં સુંદર હોયે દેહેં નાકે દીસે ચાઠો; ગ્રંથ જ્ઞાન અનુભવ વિણુ તેહવું શુક જિસ્યો શ્રુત પાઠોરે. ॥ મુઝ૦ ॥ ૭ ॥ સંશય નવિ ભાંજે શ્રુતજ્ઞાને, અનુભવ નિશ્ચય જેઠો; વાદ વિવાદ અનિશ્ચિત કરતો અનુભવ વિણુ જાય હેઠોરે. ॥ મુઝ૦ ॥ ૮ ॥ જિમ જિમ બહુશ્રુત બહુજન સંમત બહુલ શિષ્યનો શેઠો; તિમ તિમ જિન શાસનનો વયરી જે નવિ અનુભવ નેઠોરે, ॥ મુઝ૦ ॥ ૯ ॥ માહરે તો ગુરૂ ચરણુ પસાયેં અનુભવ દિલમાંહિ પેઠો; રૂદ્ધિ વૃદ્ધિ પ્રગટી ઘટમાંહિ આતમ રતિ હુઈ બેઠોરે. ॥ મુઝ૦ ॥ ૧૦ ॥ ઉગ્યો

રવિ સમકિત ઝલઝલતો ભરમ તિમિર સવિ નાઠો; તગ તગતા દુર્નય જે તારા તેહનો બલ પણ ઘાઠોરે, મુઝ૦ ॥ ૧૧ ॥ મેરૂ ધીરતા સવી હર લીની રહ્યો તે કેવલ ભાઠો; હરિ સુર ઘટ સુર તરૂકી શોભા તેનો માટી કાઠોરે. ॥ મુઝ૦ ॥૧૨ ॥ હરખ્યો અનુભવ જોર હતો જે મોહ મલ્લ જગ લૂંઠો, પરિ પરિ તેહનાં મર્મ દેખાવી ભારે કીધો ભૂંઠોરે. ॥ મુઝ૦ ॥ ૧૩ ॥ અનુભવ ગુણ આવ્યો નિજ અંગે મિટયો રૂપ નિજ માઠો; સાહિબ સન્મુખ સુ નજર જોતાં કોણ થાયે ઉપરાંઠોરે. ॥ મુઝ૦ ॥ ૧૪ ॥ થોડે પણ દંભે દુઃખ પામ્યા પીઠ અને મહાપીઠો; અનુભવવંત તે દંભ ન રાખે, દંભ ધરે તે ધીઠોરે. ॥ મુઝ૦ ॥ ૧૫ ॥ અનુભવ વંત અદંભની રચના ગાયો રસ સુકંઠો; ભાવ સુધારસ ઘટ ઘટ પીયો હુઓ પૂરણ ઉતકંઠોરે. ॥ મુઝ૦ ॥ ૧૬ ॥ ઇતિ.

## ॥ आठ दृष्टिनी सज्झाय प्रारंभ ॥

### ॥ ઢાલ પહેલી ॥

### ॥ ચતુર સ્નેહી મોહના ॥ એ દેશી ॥

શિવ સુખ કારણ ઉપદિશી, યોગ તણી અડ દિઠ્ઠી રે; તે ગુણ થુણી જિન વીરનો, કરશું ધર્મની પુઠ્ઠી રે, વીર જિનેશ્વર દેશના. ॥ ૧ ॥ સઘન અઘન દિન રયણીમાં, બાલ વિકલને અનેરા રે; અરથ જોયે જેમ જુજુઆ, તેમ ઓઘ નજરના ફેરા રે. વી૦ ॥ ૨ ॥ દર્શન જે થયા જુજુઆ, તે ઓઘ નજરને ફેરે રે; ભેદ થિરાદિક દૃષ્ટિમાં, સમકિત દૃષ્ટીને હેરે રે. વી૦ ॥ ૩ ॥ દર્શન સકલના નય ગ્રહે,

આપ રહે નિજ ભાવેં રે; હિતકરી જનને સંજીવની, ચારો તેહ ચરાવેરે, વી૦ ॥ ૪ ॥ દૃષ્ટિ થિરાદિક ચારમાં, મુગતિ પ્રયાણુ ન ભાજે રે, રયણી શયન જેમ શ્રમ હરે, સુરનર સુખ તેમ છાજે રે. વી૦ ॥ ૫ ॥ એહ પ્રસંગથી મેં કહ્યું, પ્રથમ દષ્ટી હવે કહિયેરે; જિહાં મિત્રા તિહાં બોધ જે, તે તૃણુ અગ્નિ સો લહિયેં રે. વી૦ ॥ ૬ ॥ વ્રત પણુ ઇહાં યમ સંપજે, ખેદ નહીં સુભ કાજે રે; દ્વેષ નહીં વલી અવરસું, એહ ગુણુ અંગ વિરાજેરે, વી૦ ॥ ૭ ॥ યોગનાં બીજ ઈહાં ગ્રહે. જિનવર શુદ્ધ પ્રણામો રે; ભાવા ચારજ સેવના, ભવ ઉદ્વેગ સુઠામેરે; વી૦ ॥૮॥ દ્રવ્ય અભિગ્રહ પાલવા, ઓષધ પ્રમુખને દાનેરે; આદર આગમ આસરી, લિખનાદિ બહુ માનેરે. વી૦ ॥ ૯ ॥ લેખન પૂજન આપવું, શ્રુત વાચના ઉદગ્રાહોરે; ભાવ વિસ્તાર સઝાયથી, ચિંતન ભાવન ચાહોરે. વી૦ ॥ ૧૦ ॥ બીજ કથા ભલી સાંભલી, રોમાંચિત હુયે દેહરે; એહ અવંચક યોગથી, લહિયેં ધરમ સનેહરે. વી૦ ॥ ૧૧ ॥ સદ્‌ગુરૂ યોગેં વદન ક્રિયા તેહથી ફલ હોયે જેહોરે; યોગ ક્રિયા ફલ ભેદથી ત્રિવિધ અવંચક અહોરે, વી૦ ॥ ૧૨ ॥ ચાહે ચકોર તે ચંદને, મધુકર માલતી ભોગીરે; તેમ ભવિજન સહજ ગુણે હોયે, ઉત્તમ નિમિત્ત સંયોગીરે. વી૦ ॥ ૧૩ ॥ એહ અવંચક યોગ તે, પ્રગટે ચરમાવરતે રે; સાધુને સિદ્ધ દશા સમો, બીજનું ચિત્ત પ્રવર્તેરે. વી૦ ॥ ૧૪ ॥ કરણ અપૂર્વના નિકટથી, જે પહેલું ગુણઠાણુંરે; મુખ્ય પણે તે ઇહાં હોયે, સુયશ વિલાસનું ટાણુંરે વી૦ ॥ ૧૫ ॥ ઈતિ ॥

## ॥ ઢાલ બીજી ॥

### મન મોહન મેરે ॥ એ દેશી ॥

દર્શન તારા દષ્ટીમાં, મન મોહન મેરે, ગોમય અગનિ સમાન; મન૦ શૌચ સંતોષને તપ ભલા, મન૦ સઝાય ઈશ્વર ધ્યાન. મન૦ ॥ ૧ ॥ નિયમ પંચ ઈહાં સંપજે, મન૦ નહીં કિરિયા ઉદ્વેગ, મન૦ જિજ્ઞાસા ગુણ તત્ત્વની, મન૦ પણ નહીં નિજ હઠ ટેગ, મન૦ ॥ ૨ ॥ એ દ્દષ્ટે હોય વરતતાં, મન૦ યોગ કથા બહુ પ્રેમ મન૦ અનુચિત તેહ ન આચરે, મન૦ વાળ્યો વળે જેમ હેમ. મન ॥ ૩ ॥ વિનય અધિક ગુણીનો કરે, મન૦ દેખે નિજ ગુણ હાણ; મન૦ ત્રાસ ધરે ભવ ભય થકી, મન૦ ભવ માને દુઃખ ખાણ, મન૦ ॥ ૪ ॥ શાસ્ત્ર ઘણાં મતિ થોડલી, મન૦ શિષ્ટ કહે તે પ્રમાણ; મન૦ સુયશ લહે એ ભાવથી, મન૦ ન કરે જુઠ ડફાણ. મન૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ઢાલ ત્રીજી.

### પ્રથમ ગોવાલે તણે ભવેજી ॥ એ—દેશી.

ત્રીજી દૃષ્ટિ બલા કહીજી, કાંષ્ટ અગ્નિ સમ બોધ, ક્ષેપ નહી આસન સધેજી, શ્રવણ સમીહા સોધે રે; જિનજી ધન ધન તુમ ઉપદેશ. ॥ ૧ ॥ તરૂણ સુખી સ્ત્રી પરિવર્યોજી, જેમ ચાહે સુરગીત; સાંભલવા તેમ તત્ત્વનેજી, એ દૃષ્ટિ સુવિનીત રે. જિન૦ ધન૦ ॥ ૨ ॥ સરિ એ બોધ પ્રવાહનીજી, એ વિણ શ્રુત થલ કુપ; શ્રવણ સમીહા તે કિસીજી શયિત ગુણે જેમ ભુપ રે. ॥ જિન૦ ધન૦ ॥ ૩ ॥ મન રીઝે તનુ ઉલ્લસેજી, રીઝે બુઝે એક તાન, તે ઇચ્છા

વિણુ ગુણુ કથાજી, બહિરા આગલ ગાન રે. જિન૦ ધન૦ ॥ ૪ ॥ વિઘન ઇહાં પ્રાયે નહિંજી, ધર્મ હેતુમાં કોય, અનાચાર પરિહારથીજી, સુયશ મહોદય હોય રે, જિન૦ ધન૦ ॥ ૫ ॥ ઇતિ

## ઢાલ ચોથી.

### ઝાંઝરીયા મુનિવર ધન ધન તુમ અવતાર—એ દેશી

યોગદષ્ટી ચોથી કહિજી, દીપ્રા તિહાં ન ઉથ્થાન, પ્રાણુાયામ તે ભાવથિજી, દીપ પ્રભાસમ જ્ઞાન, મન મોહન જિનજી, મીઠી તાહરી વાણુ. ॥ ૧ ॥ બાહ્ય ભાવ રેચક ઇહાંજી, પૂરક અંતર ભાવ, કુંભક થીરતા ગુણે કરી જી, પ્રાણુાયામ સ્વભાવ. મન૦ ॥ ૨ ॥ ધરમ અરથી ઇહાં પ્રાણુનેજી, છાંડે પણુ નહીં ધર્મ, પ્રાણુ અરથે સંકટ પડેજી, જુઓ એ દષ્ટીનો મર્મ, મન૦ ॥ ૩ ॥ તત્ત્વ શ્રવણુ મધુરોદકેંજી, ઇહાં હોએ બીજ પ્રરોહ, ખાર ઉદક સમ ભવ ત્યજેજી, ગુરૂ ભક્તિ અદ્રોહ. મન૦ ॥ ૪ ॥ સુક્ષ્મ બોધતો પણુ ઇહાંજી, સમકેત વિણુ નવિ હોય, વેદ્ય સંવેદ્ય પદેં કહિઓજી, તે ન અવેદ્યેં જોય. મન૦ ॥ ૫ ॥ વેદ્ય બંધ શિવ હેતુ છે જી, સંવેદન તસ નાણુ, નયનિક્ષેપેં અતિભલુંજી, વેદ્ય સંવેદ્ય પ્રમાણુ. મન૦ ॥ ૬ ॥ તે પદ ગ્રંથિ વિભેદથીજી, છેહલી પાપ પ્રવૃત્તિ; તસ લોહ પદ ધૃતિ સમીજી, તિહાં હોય અંત નિવૃતિ, મન૦ ॥ ૭ ॥ એહ થકી વિપરીતે છેજી, પદ તે અવેદ્ય સંવેદ્ય, ભવ અભિનંદી જીવનેજી, તે હોય વજ્ર અભેદ્ય. મન૦ ॥ ૮ ॥ લોભી કૃપણુ દયામણોજી, માયી મચ્છર ઠાણુ, ભવ અભિનંદી ભવ-

ભય ભરયોજી, અફલ આરંભ અયાણુ, મન૦ ॥ ૯ ॥ એહવા અવગુણવંતનુંજી, પદ છે અવેદ્ય કઠોર, સાધુ સંગ આગમ તણુજી, તે જીત્યો ધુરંદ્ધાર, મન૦ ॥ ૧૦ ॥ તે જીતે સહજેં ટલેજી, વિષમ કુતર્ક પ્રકાર, દૂર નિકટ હાથી હણેજી, જેમ એ બઠર વિચાર, મન૦ ॥ ૧૧ ॥ હું પાગ્યો સંશય નહીંજી, મૂરખ કરે એ વીચાર, આલસુ આ ગુરૂ શિષ્યનોજી, તેતો વચન પ્રકાર; મન૦ ॥ ૧૨ ॥ જીજે તે પત્તિ આવવુંજી, આપ મતે અનુમાન, આગમને અનુમાનથીજી, સાચું લહે સુજ્ઞાન, મન૦ ॥ ૧૩ ॥ નહિં સર્વજ્ઞ જુજુઆજી, તેહના જે વલી દાસ, ભગતિ દેવની પણ કહીજી, ચિત્ર અચિત્ર પ્રકાશ, મન૦ ॥ ૧૪ ॥ દેવ સંસારી અનેક છેજી, તેહની ભક્તિ વિચિત્ર, એક રાગ પર દ્વેષજી, એક મુગતિની અચિત્ર. મન૦ ॥ ૧૫ ॥ ઇંદ્રિ-ચાર્થ ગત બુદ્ધિ છેજી, જ્ઞાન છે આગમ હેત, અસંમોહ શુભ કૃતિ ગુણેજી, તેણે ફલ ભેદ સંકેત, મન૦ ॥ ૧૬ ॥ આદર ક્રિયા રતિ ઘણીજી, વિઘન ટલે મીલે લચ્છિ, જિજ્ઞાસા બુદ્ધ સેવનાજી, શુભ કૃતિ ચિન્હ પ્રત્યચ્છિ. મન૦ ॥ ૧૭ ॥ બુદ્ધિ ક્રિયા ભવ ફલ દીયેજી, જ્ઞાન ક્રિયા શિવ અંગ, અસંમોહ કિરિયા દીયેજી, શીઘ્ર મુગાત ફલ ચંગ. મન૦ ॥ ૧૮ ॥ પુદ્ગલ રચના કારમીજી, તિહાં જશ ચિત્ત ન લીન, એક માર્ગ તે શિવ તણોજી, ભેદ લહે જગદીન. મન૦ ॥ ૧૯ ॥ શિષ્ય ભણી જિન દેશનાજી, કહે જન પરિણુતિ ભિન્ન, કહે મુનિની નય દેશનાજી, પરમાર્થથી અભિન્ન. મન૦ ॥ ૨૦ ॥ શબ્દ ભેદ ઝગડો કિસ્યોજી, પરમારથ જો એક, કહો ગંગા કહો સુર નદીજી, વસ્તુ ફિરે

નહિ છેક. મન૦ ॥ ૨૧ ॥ ધર્મ ક્ષમાદિક પણ મિટેજી, પ્રગટે ધર્મ સંન્યાસ, તો ઝગડા ઝાંટા તેણોજી, મુનિને કવણ અભ્યાસ. મન૦ ॥ ૨૨ ॥ અભિનિવેશ સઘલો ત્યજિજી, ચાર લહી જેણે દૃષ્ટી, તે લેશે હવે પંચમીજી, સુયશ અમૃતઘન વૃષ્ટિ મન૦ ॥ ૨૩ ॥ ઇતિ.

## ઢાલ પાંચમી.

ધન ધન સંપ્રતિ સાચો રાજા—એ દેશી.

દૃષ્ટી થિરા માંહે દર્શન નિત્યેં, રતનપ્રભા સમ જાણોજી, ભ્રાંતિ નહી વલી બોધ તે સુક્ષ્મ, પ્રત્યાહાર વખાણો રે ॥ ૧ ॥ એ ગુણ વીર તણો ન વિસારૂં, સંભારૂં દિનરાત રે, પશુ ટાલી સુરરૂપ કરે જે, સમકેતને અવદાત રે. એ ગુણ૦ ॥ ૨ ॥ બાલ ધુલિ ઘર લીલા સરિખી, ભવ ચેષ્ટા ઇહાં ભાસે રે, રિદ્ધિ સિદ્ધિ સવિ ઘટમાં પેસે, અષ્ટ મહાસિદ્ધિ પાસે રે, એ ગુણ૦ ॥ ૩ ॥ વિષય વિકારેં ન ઇંદ્રિય જોડે, તે ઇહાં પ્રત્યાહારો રે, કેવલ જ્યોતિ તે તત્ત્વ પ્રકાશે, શેષ ઉપાય અસારો રે. એ ગુણ૦ ॥ ૪ ॥ શીતલ ચંદનથી પણ ઉપનો, અગનિ દહે જેમ વનને રે, ધરમજનિત પણ ભોગ ઇહાં તેમ, લાગે અનિષ્ટ તે મનને રે, એ ગુણ૦ ॥ ૫ ॥ અંશે હોય ઇહાં અવિનાશી, પુદગલ જાલ તમાસીરે, ચિદાનંદ ઘન સુયશ વિલાસી, કેમ હોય જગનો આસી રે. એ ગુ૦ ॥ ૬ ॥ ઇતિ.

## ઢાલ છઠી.

બોલીડા હંસા રે વિષય ન રાચીએ—એ દેશી

અચપલ રોગ રહિત નિઠુર નહી, અલ્પ હોય દોય

નીતિ, ગંધ તે સારો રે કાંતિ પ્રસન્નતા, સુસ્વર પ્રથમ પ્રવૃત્તિ, ધન ધન શાસન શ્રી જિનવર તણું, આંકણી૦ ॥ ૧ ॥ ધીર પ્રભાવીરે, આગલેં યોગથી, મિત્રાદિક યુત ચિત્ત; લાભ ઇષ્ટનો રે દ્વંદ્વ અધૃષ્ટતા, જિન પ્રિયતા હોય નિત્ય. ધન૦ ॥૨॥ નાશ દોષનોરે તૃપતિ પરમ લહે, સમતા ઉચિત સંયોગ, નાશ વયરનો રે; બુદ્ધિ શતંભરા, એ નિષ્પન્નહ યોગ, ધન૦ ॥ ૩ ॥ ચિન્હ યોગનો રે જે પર ગ્રંથમાં, યોગાચારય દિઠ્ઠ, પંચમ દ્રષ્ટી થકી તે જોડીયેં, એહવા તે ગરિઠ્ઠ. ધન૦ ॥ ૪ ॥ છઠ્ઠી દિઠ્ઠી રે હવે કાંતા કહું, તિહાં તારાભ પ્રકાશ, તત્ત્વ મિમાંસા રે દ્દઢ હોય ધારણા, નહી અન્ય શ્રુત વાસ. ॥ ધન૦ ॥ ૫ ॥ મન મહિલાનું રે વાહાલા ઉપરેં, બીજા કામ કરંત; તેમ શ્રુત ધર્મે રે; એહમાં મન ધરે, જ્ઞાનાક્ષેપકવંત.. ॥ ધન૦ ॥ ૬ ॥ એ હવે જ્ઞાને રે વિઘન નિવારણા, ભોગ નહી ભવ હેત, નવિ ગુણ દોષ ન વિષય સ્વરૂપથી, મન ગુણ અવગુણ ખેત. ॥ ધન૦ ॥ ૭ ॥ માયા પાણી રે જાણી તેહને, લંઘી જાય અડોલ, સાચું જાણી રે તે બિહતો રહે; ન ચલે ડામાડોલ. ધન૦ ॥ ૮ ॥ ભોગ તત્ત્વને રે એમ ભય નવિ ટલે, જૂઠા જાણે રે ભોગ, તે એ દ્રષ્ટી રે ભવ સાયરતરે, લહે વલી સુયશ સંયોગ. ॥ ધન૦ ॥ ૯ ॥ ઇતિ ॥

## ઢાલ સાતમી.

### એ છડી કિહાં રાખીએ ॥ એ દેશી ॥

અર્ક પ્રભા સમ બોધ પ્રભામાં; ધ્યાન પ્રીયા એ દીઠ્ઠી, તત્ત્વ તણી પ્રતિ પ્રત્તે ઇહાં વલી રોગ નહિ સુખ

પુષ્ટી રે, ભવિકા વીર વચન ચિત્ત ધરીયેં, ॥ એ આંકણી. ॥ ૧ ॥ સઘલું પરવશ તે દુઃખ લક્ષણ, નિજવશ તે સુખ લહિયે રે, એ દષ્ટે આતમ ગુણ પ્રગટે, કહો સુખ તે કુણ કહિયે રે, ॥ ભવિકા૦ ॥ ૨ ॥ નાગર સુખ પામર નવિ જાણે, વલ્લભ સુખ ન કુમારી, અનુભવ વિણ તેમ ધ્યાન તણું સુખ, કુણ જાણે નર નારી રે. ॥ ભવિકા૦ ॥ ૩ ॥ એ દષ્ટીમાં નિર્મલ બોધેં, ધ્યાન સદા હોયે સાચું, દૂષણ રહિત નિરંતર જ્યોતિ, રતન તે દીપે જાચું રે, ભવિકા૦ ॥ ૪ ॥ વિષ ભાગ ક્ષય શાંત વાહિતા શિવ મારગ ધ્રુવ નામ; કહે અસંગ ક્રિયા ઇહાં યોગી, વિમલ સુયશ પરિણામ રે. ભવિકા૦ ॥ ૫ ॥ ઇતિ.

## દષ્ટી આઠમી.

તુજ સાથે નહીં બોલું મારા વાલા તેં મુજને વિસારીજી એ દેશી.

દષ્ટી આઠમી સાર સમાધિ, નામ પરા તસ જાણુંજી; આપ સ્વભાવેં પ્રવૃત્તિ પૂરણ, શશિ સમબોધ વખાણુંજી; નિરતિચાર પદ એહમાં યોગી, કહિયે નહી અતિચારીજી; આરોહે આરૂઢે ગિરિને, તેમ એહની ગતિ ન્યારીજી. ॥૧॥ ચંદન ગંધ સમાનખિમાં ઇહાં, વાસકને ન ગવેષેજી; આસંગે વર્જિત વલી એહમાં, કિરિયા નિજ ગુણ લેખેજી. શિક્ષાથી જેમ રતન નિયોજન, દષ્ટી ભિન્ન તેમ એ હોજી; તાસ નિયોગેં કરણ અપૂરવ, લહે મુનિ કેવલ ગેહોજી. ॥૨॥ ક્ષીણ દોષ સર્વજ્ઞ મહામુનિ, સર્વ લબ્ધિ ફલ ભોગીજી; પર ઉપગાર કરી શિવ સુખ તે, પામે યોગ અયોગીજી; સર્વ શત્રુ ક્ષય સર્વ વ્યાધિ લય, પૂરણ સર્વ સમીહાજી; સર્વ

અરથ યોગેં સુખ તેહથી, અનંતગુણુ નિરીહાજી. ॥ ૩ ॥ એ અડદિઠ્ઠી કહી સંક્ષેપે, યોગ શાસ્ત્ર સંકેતેજી; કુલ યો-ગીને પ્રવૃત ચક્ર જે, તેહ તણે હિત હેતેજી. યોગી કુલેં જાયા તસ ધર્મેં, અનુગત તે કુલ યોગેજી, અદ્વેષી ગુરૂ દેવ દ્વિજ પ્રિય, દયાવંત ઉપયોગેજી. ॥ ૪ ॥ શુશ્રુષાદિક અડગુણુ સંપૂરણુ, પ્રવૃત્ત ચક્ર તે કહિયેંજી; યમ દ્વય લાભી પરદુગ અર્થી, આદ્ય અવંચક લહિયેંજી; ચાર અહિંસાદિક યમ ઈચ્છા, પ્રવૃત્તિ થિર સિદ્ધિ નામેજી; શુદ્ધિ રૂચેં પાલે અતિચારહ, ટાલે ફલ પરિણામેજી. ॥ ૫ ॥ કુલ યોગીને પ્રવૃત્તિ ચક્રને, શ્રવણુ શુદ્ધિ પક્ષપાતજી; યોગ દૃષ્ટી ગ્રંથે હિત હોવે, તેણેં કહ્યું એ વાતજી; શુદ્ધ ભાવને સુનિ કિરિયા, બેહુમાં અંતર કેતોજી; જલહલતો સૂરજને ખજુઓ, તાસ તેજમાં તેતોજી. ॥ ૬ ॥ ગુહ્ય ભાવ એ તેહને કહિયેં, જેહસું અંતર ભાંજેજી; જેહસું ચિત્ત પટં-તર હોવે, તેહશું ગુહ્ય ન છાજેજી. યોગ્ય અયોગ્ય વિભાગ અલહતો, કરશે મોટી વાતોજી; ખમશે તે પંડિત પરખદમાં, મુષ્ટિ પ્રહાર ને લાતોજી. ॥ ૭ ॥ સભા ત્રણુ શ્રાતા ગુણુ અવગુણુ, નંદી સૂત્રે દીશેજી; તે જાણી એ ગ્રંથ યોગ્યને, દેજો સુગુણુ જગીશેજી, લોક પૂર્યો નિજ નિજ ઇચ્છા, યોગ ભાવ ગુણુ રયણેજી, શ્રી નય વિજય વિબુદ્ધ પય સેવક, વાચક યશને વયણેજી. ॥ ૮ ॥ ઇતિ સંપૂર્ણ ॥ કુલ ગાથા ॥ ૭૬ ॥

# श्री देवचंद्रजी पंडित कृत पंच भावनानी

# सझाय.

## ॥ दुहो. ॥

સ્વસ્તિ સીમંધર પરમ, ધર્મ ધ્યાન સુખ ઠામ; સ્યાદ્વાદ પરિણામ ધર, પ્રણમું ચેતન રામ. ॥ ૧ ॥ મહાવીર જિનવર નમું, ભદ્રબાહુ સુરિશ; વંદી શ્રી જિનભદ્રગણી, શ્રી ક્ષેમેંદ્ર મુનીશ. ॥ ૨ ॥ સદ્‌ગુરૂ શાસન દેવ નમી, બૃહત્‌કલ્પ અનુસાર; શુદ્ધ ભાવના સાધુની, ભાવીશ પંચ પ્રકાર. ॥ ૩ ॥ ઇંદ્રિય યોગ કષાયને, જિપે મુનિ નિશંક; ઇણ જીત્યે કુ ધ્યાન જય, જાએ ચિત્ત તરંગ. ॥ ૪ ॥ પ્રથમ ભાવના શ્રુત તણી, બીજી તપ તિય સત્ત્વ; તુરિય એકત્વ ભાવના, પંચમ ભાવ સુતત્ત્વ. ॥ ૫ ॥ શ્રુત ભાવના મન સ્થિર કરે, ટાલે ભવનો ખેદ; તપ ભાવના કાયા દમે, વામે વેદ ઉમેદ. ॥ ૬ ॥ સત્ત્વ ભાવ નિર્ભય દશા, નિજ લઘુતા એક ભાવ; તત્વ ભાવના આત્મ ગુણ, સિદ્ધિ સાધના દાવ. ॥ ૭ ॥ ઇતિ ॥

## ઢાલ પહેલી.

લોક સ્વરૂપ વિચારો આત્મારે ॥ એ દેશી ॥

શ્રુત અભ્યાસ કરો મુનિવર સદારે, અતિચાર સહુ ટાલિ; હીણ અધિક અક્ષર મત ઉચ્ચરોરે, શબ્દ અર્થ સંભાલિ. ॥ ૧ ॥ સુક્ષ્મ અર્થ અગોચર દ્રષ્ટીથીરે, રુપી રુપ વિહીણ; જેહ અતીત અનાગત વર્તતારે, જાણે જ્ઞાની

લીન. ॥ ૨ ॥ નિત્ય અનિત્ય એક અનેકતારે, સદસદ ભાવ સ્વરૂપ; છ એ ભાવ એક દ્રવ્યે પરિણુમ્યારે, એક સમયમાં અનુપ. ॥ ૩ ॥ ઉત્સર્ગે અપવાદે પદે કરીરે, જાણે સહુ શ્રુત ચાલ; વચન વિરોધ નિવારે યુક્તિથીરે, થાવે દૂષણુ ટાલ. ॥૪॥ દ્રવ્યાર્થિક પર્યાયર્થિક ધરેરે, નયગમ ભંગ અનેક; નય સામાન્ય વિશેષે બેહુ ગ્રહેરે, લોકાલોક વિવેક. ॥ ૫ ॥ નંદી સૂત્રે ઉપગારી કહ્યોરે, વલી અશુચ્યા ઠામ; દ્રવ્ય શ્રુતને વાંદ્યો ગણુધરેરે, ભગવઇ અંગે નામ. ॥ ૬ ॥ શ્રુત અભ્યાસે જિનપદ પામીયેરે, છઠ્ઠે અંગે સાખ, શ્રુતનાણી કેવલનાણી સમોરે, પન્નવણિજે ભાખ, ॥ ૭ ॥ શ્રુતધારી આરાધક સર્વનોરે, જાણે અર્થ સ્વભાવ; નિજ આતમ પરમાતમ સમ ગ્રહેરે, ધ્યાવે તે નય દાવ. ॥ ૮ ॥ સંયમ દરશન તે જ્ઞાને વધેરે, ધ્યાને શીવ સાધંત; ભવસ્વરૂપ ચઉ ગતિનો તે લેખેરે, તેણે સંસાર તજંત. ॥ ૯ ॥ ઇંદ્રિય સુખ ચંચલ જાણી તજેરે, નવ નવ અર્થ તરંગ; જિમ જિમ પામે તિમ મન ઉહ્લસેરે, વસે ન ચિત્ત અનંગ. ॥ ૧૦ ॥ કાલ અસંખ્યાતા ભવ લખેરે, ઉપદેશક પણુ તેહ; પરભવ સાથી આલંબન ખરોરે, ચરણુ વિના શિવ ગેહ. ॥ ૧૧ ॥ પંચમકાલે શ્રુત બલ ઘટયોરે, તો પણુ એહ આધાર; દેવચંદ જિનમતનો તત્ત્વ એરે, શ્રુતસ્યું ધરજો પ્યાર. ॥ ૧૨ ॥ ઇતિ. ॥

### ઢાલ બીજી.

અનુમતિ દિધી માયે રોવતી ॥ એ દેશી ॥

રયણુાવલી કનકાવલી, મુક્તાવલી ગુણુરયણુ; વજ્જ-

મધ્યને જવ મધ્ય એ, તપ કરીને હો જીપો રિપુ મયણા ॥ ૧ ॥ ભવિયણ તપ ગુણ આદરો, તપ તેજેરે છીજે સહુ કર્મ, વિષય વિકાર સહુ ટલે, મન ગંજેરે ભંજે ભવ મર્મ. ભવિ૦ ॥ ૨ ॥ જોગ જય ઇંદ્રિય તદા, તપ જાણો હો કર્મ સૂંડણ સાર; ઉવહાણે યોગ દુહા કરી; શિવ સાધેરે શુદ્ધા અણગાર. ભવિ૦ ॥ ૩ ॥ જિમ જિમ પ્રતિજ્ઞા દઢ થકો, વૈરાગીઓ તપસી મુનિરાય; તિમ તિમ અશુભ દલ છીજે, રવિ તેજેરે જિમ શીત વિલાય. ભવિ૦ ॥ ૪ ॥ જે ભિક્ષુ પડિમા આદરે, આસન અકંપ સુધીર; અતિલીન સમતા ભાવમાં, તૃણની પરે હો જાણંત શરીર. ભવિ૦ ॥ ૫ ॥ જિણ સાધુ તપ તલવારથી, સૂંડયો છે હો અરિમોહ ગયંદ; તિણ સાધુનો હું દાસ છુ, નિત્ય વંદુરે તસ પય અરવિંદ. ભવિ૦ ॥ ૬ ॥ આચાર સૂયગડાંગમાં, તિમ કહ્યો ભગવઈ અંગ; ઉત્તરાધ્યયન ગુણ તીસમે, તપ સંગે હો સહુ કર્મનો ભંગ. ભવિ૦ ॥ ૭ ॥ તે દુવિધ દુક્કર તપ તપે, ભવ પાસ આસ વિરક્ત; ધન્ય સાધુ મુનિ ઢંઢણ સમા, રૂષિ ખંધક હોતીસગ કુરૂદત્ત. ભવિ૦ ॥ ૮ ॥ નિજ આતમ કંચન ભણી, તપ અગ્નિ કરી શોધંત; નવ નવી લબ્ધિ બલ છતે, ઉપસર્ગે હોતે સહંત. ॥ ૯ ॥ ધન્ય તેહ જે ધન ગૃહ તજી, તન સ્નેહનો કરી છેહ; નિઃસંગ વનવાસે વસે, તપ ધારી હો અભિગ્રહ ગુણ ગેહ. ભવિ૦ ॥ ૧૦ ॥ ધન્ય તેહ ગચ્છ ગુફા તજી, જિન કલ્પ ભાવ અફંદ. પરિહાર વિશુદ્ધિ તપ તપે, તે વંદે હો દેવચંદ્ર મુનિંદ. ભવિ૦ ॥ ૧૧ ॥ ઇતિ. ॥

---

## ઢાલ ત્રીજી.

### હવે રાણી પદમાવતી, ॥ એ દેશી ॥

રે જીવ સાહસ આદરો, મત થાઓ દીન; સુખ દુઃખ સંપદ આપદા, પૂરવ કરમ આધીન. રેજીવ૦ ॥ ૧ ॥ ક્રોધાદિક વસે રણ સમે, સહ્યા દુઃખ અનેક; તે જો સમતામાં સહે, તો તુજ ખરો વિવેક. રે જીવ ॥ ૨ ॥ સર્વ અનિત્ય અશાશ્વતો, જેહ દીસે એહ; ધન તન સયણ સગા સહું, તિણસ્યું સ્યો નેહ; રે જીવ૦ ॥ ૩ ॥ જિમ બાલક વેલુ તણા, ઘર કરીય રમંત; તેહ છતે અથવા ઢહે નિજ નિજ ગ્રહ જંત. રે જીવ૦ ॥ ૪ ॥ પંથી જેમ સરાહમાં, નદી નાવની રીતી; તિમ એ પરિણય તો મિલ્યો, તિણથી શી પ્રીતિ. રે જીવ૦ ॥ ૫ ॥ જ્યાં સ્વાર્થ ત્યાં સહુ સગા, વિણ સ્વાર્થ દૂર; પર કાજે પાપે ભલે, તું કેમ હોએ સૂર. રે જીવ૦ ॥ ૬ ॥ તજિ બાહિર મેલાવડો, મિલિયો બહુ વાર; જે પૂરવ મિલિયો નહિ, તિણસ્યું ધર પ્યાર. રે જીવ૦ ॥ ૭ ॥ ચક્રી હરિ બલ પ્રતિહારી, તસ વિભવ અમાન; તે પણ કાલે સંહર્યા, તુજ ધન શ્યે માન. રે જીવ૦ ॥ ૮ ॥ હા હા હું તો તું ફિરે, પરિયણ નિચિંત; નરક પડયાં કહે તાહરી, કોણ કરશે ચિંત. રે જીવ૦ ॥ ૯ ॥ રોગાદિક દુખ ઉપને, મન અરતિ મ ધરેવ; પૂરવ નિજ કૃત કર્મનો, એ અનુભવ હેવ. રે જીવ૦ ॥ ૧૦ ॥ એહ શરીર અશાશ્વતો, ખીણમે સીજંત; પ્રીતિ કિસિ તે ઉપરે, જે સ્વાર્થવંત. રે જીવ૦ ॥ ૧૧ ॥ જ્યાં લગે તુજ ઈણ

દેહથી, છે પૂરવ સંગ; ત્યાં લગે કોટિ ઉપાયથી, નવિ થાય ભંગ. રે જીવ૦ ॥ ૧૨ ॥ આગલ પાછલ ચિહું દિને, જે વિણુસી જાય; રોગાદિકથી નવિ રહે, કીધે કોટી ઉપાય. રે જીવ૦ ॥ ૧૩ ॥ અંતે પણ એને તજ્યાં, થાયે શિવ સુખ; તે જો છુટે આપથી, તો તુજે શ્યો દુઃખ, રે જીવ૦ ॥૧૪॥ એ તન વિણુસે તાહરે, નવિ કોઇ હાણ; જો જ્ઞાનાદિક ગુણ તણો, તુજ આવે જાણ, રે જીવ૦ ॥ ૧૫ ॥ તું અજરામર આતમા, અવિચલ ગુણ ખાણ; ક્ષણ ભંગુર આ દેહથી, તુજ કિહાં પિછાણ. રે જીવ૦ ॥ ૧૬ ॥ છેદન ભેદન તાડના, વધ બંધન દાહ; પુદ્ગલને પુદ્ગલ કરે, તું તો અમર અગાહ. રે જીવ૦ ॥ ૧૭ ॥ પૂર્વ કર્મ ઉદયે સહી, જે વેદના થાય; ધ્યાવે આતમ તિણ સમે, તે ધ્યાની રાય. રે જીવ૦ ॥ ૧૮ ॥ જ્ઞાન ધ્યાનની વાતડી, કરણી આસાન; અંત સમે આપદ પડયાં, વિરલા કરે ધ્યાન. રે જીવ૦ ॥ ૧૯ ॥ અરતિ કરી દુઃખ ભોગવે, પરવશ જેમ કીર; તો તુજ જાણપણાતણો, ગુણ કેવો ધીર રે. જીવ૦ ॥ ૨૦ ॥ શુદ્ધ નિરંજન નિરમલો, નિજ આતમ ભાવ; તે વિણુસ્યે કહે દુઃખ કિસ્યો, જે મિલીયો આવ. રે જીવ૦ ॥ ૨૧ ॥ દેહ ગેહ ભાડા તણો, એ આપણો નાહિં; તુજ ગૃહ આતમ જ્ઞાન એ, તિણમાંહે સમાહિ. રે જીવ૦ ॥ ૨૨ ॥ મેતારજ સુકોસલો, વલી ગજ સુકુમાલ; સનત કુમાર ચક્રી પરે, તન મમતા ટાલ. રે જીવ૦ ॥ ૨૩ ॥ કષ્ટ પડયા સમતા રમે, નિજ આતમ ધ્યાન; દેવચંદ્ર તિણ મુનિ તણા, નિત વંદું પાય. રે જીવ૦ ॥ ૨૪ ॥ ઇતિ. ॥

---

## ઢાલ ચોથી.

### પ્રાણી ધરીયે સંવેગ વિચાર—એ દેશી.

જ્ઞાન ધ્યાન ચારિત્રને રે, જો દઢ કરવા ચાહ, તો એકાકી વિહારતા રે, જિનકલ્પાદિ સાય રે. પ્રાણી૦ એકલ ભાવના ભાવો. શિવ મારગ સાધન હાવરે. પ્રાણી.૦ ॥ ૧ ॥ સાધુ ભણી ગૃહ વાસની રે, છુટી મમતા તેહ, તો પણ ગચ્છવાસી પણો રે, ગણુ ગુરૂ પર છે નેહ રે. પ્રાણી૦ ॥ ૨ ॥ વન મૃગની પરે તેહથી રે, છોડી સકલ પ્રતિબંધ તું એકાકી અનાદી-નોરે. કિણુથી તુજ સંબંધરે. પ્રાણી૦ ॥ ૩ ॥ શત્રુ મિત્રતા સર્વથી રે, પામી વાર અનંત, કોણુ સજ્જન દુશ્મન કિસ્યો રે, કાલે સહુનો અંતરે. પ્રાણી૦ ॥ ૪ ॥ બાંધે કરમ જીવ એકલો રે, ભોગવે પણુ તે એક કિણુ ઉપર કિણુ વાતની રે, રાગ દ્વેષની ટેક રે. પ્રાણી૦ ॥ ૫ ॥ જો નિજ એકપણું ગ્રહે રે, છોડી સકલ પર ભાવ, શુદ્ધાતમ જ્ઞાનાદિશું રે એક સ્વરૂપે ભાવ રે; પ્રાણી૦ ॥ ૬ ॥ આવ્યો છે તું એકલો રે, જાઇશ પણુ તું એક, તો એ સર્વ કુટુંબથી રે, પ્રીતિ કિસિ અવિવેક રે. પ્રાણી૦ ॥ ૭ ॥ વનમાંહે ગજ સિંહાદિથી રે, વિહરતાં ન ટલે જેહ, જિણુ આસન રવિ આથમે રે, તિણુ આસન નિશિ છેહરે, પ્રાણી૦ ॥ ૮ ॥ આહાર ગ્રહે તપ પારણે રે, કરમાં લેપ વિહીન, એકવાર પાણી પીવતા રે, વનચારી ચિત્ત અદીન રે. પ્રાણી૦ ॥ ૯ ॥ એહ દોષ સવિ પરતણો રે, પરસંગે ગુણુ હાણુ, પર ધન ગ્રાહી ચોર તે રે, એકપણે સુખ ખાણુ રે, પ્રાણી૦ ॥ ૧૦ ॥ પર સંયોગથી બંધ છે રે, પરવિયોગથી

મોક્ષ; તેણે તજી પર મેલાવડો રે, એકપણે નિજ પોષ રે. પ્રાણી૦ ॥ ૧૧ ॥ જન્મ ન પામ્યો સાથ કો રે, સાથ ન મરશે કોય, દુખ વહેંચવા કો નહી રે, ક્ષણભંગુર સહુ લોય રે. પ્રાણી૦ ॥ ૧૨ ॥ પરિજન મરતો દેખીને રે, શોક કરે જન મૂઢ, અવસરે વારો આપણો રે, સહુ જનની એ રુઢ રે, ॥ ૧૩ ॥ સુરપતિ ચક્રી હરિ બલી રે, એકલા પરભવ જાય, તન ધન પરિજન સહુ મલિ રે, કોઇ સખાઈ ન થાય રે, પ્રાણી૦ ॥ ૧૪ ॥ એક આતમા માહરો રે, નાણ દંસણ ગુણવંત, બાહ્ય યોગ સહુ અવર છે રે, પામ્યો વાર અનંત રે. પ્રાણી૦ ॥ ૧૫ ॥ ॥ કરકંડુ નમી નઇ ગઇ રે, દુમ્મહ પ્રમુખ ઋષિરાય, મૃગા પુત્ર હરિ કેશીના રે, વંદુ હું નિત પાય રે. પ્રાણી૦ ॥ ૧૬ ॥ સાધુ ચેલાતી સુત ભલો રે, વલી અનાથી તેમ; એમ મુનિ ગુણ અનુમોદતા રે, દેવચંદ્ર સુખ ખેમરે. પ્રાણી૦ ॥ ૧૭ ॥ ॥ ઈતિ ॥

## ઢાલ પાંચમી

### એણી પરે ચંચલ આઉખો ॥ એ દેશી ॥

ચેતન એ તન કારિમો તુમે ધ્યાવોરે; શુદ્ધ નિરંજન દેવ; ભવિક તુમે૦ શુદ્ધ સ્વરૂપ અનૂપ. ભવિક તુમે૦ ॥૧॥ નર ભવ શ્રાવક કુલ લહ્યો, તુમે૦ લાધો સમકિત સાર; ભવિ૦ જિન આગમ રૂચિશું સુણો, તુમે૦ આલસ નિંદ નિવાર. ભવિ૦ ॥ ૨ ॥ સમયાંતર સહ ભાવનો, તુમે૦ દર્શન જ્ઞાન અનંત; ભવિ૦ આતમ ભાવે થિર સદા, તુમ૦ અક્ષય ચરણ મહંત. ભવિ૦ ॥ ૩ ॥ તિન લોક ત્રિહું

કાલની, તુમે૦ પરિણતિ તિન પ્રકાર; ભવિ૦ એક સમયે જાણે તિણે, તુમે૦ નાણુ અનંત અપાર. ભવિ૦ ॥ ૪ ॥ સકલ દોષહર શાશ્વનો, તુમે૦ વીરજ પરમ અદીન; ભવિ૦ સુક્ષમ તનુ બંધન વિના, તુમે૦ અવગાહના સ્વાધીન. ભવિ૦ ॥ ૫ ॥ પુદ્‌ગલ સકલ વિવેકથી, તુમે૦ શુદ્ધ અમુર્તિ રૂપ; ભવિ૦ ઇંદ્રિય સુખ નિસ્પૃહ થઇ, તુમે૦ અકથ અબાહ સ્વરૂપ ભવિ૦ ॥ ૬ ॥ દ્રવ્ય તણા પરિણામથી તુમે૦ અગુરૂ લઘુત્વ અનિત્ય; ભવિ૦ સત્ય સ્વભાવમયી સદા, તુમે૦ છોડી ભાવ અસત્ય. ભવિ૦ ॥ ૭ ॥ નિજ ગુણ રમતો રામ એ, તુમે૦ સકલ અકલ ગુણખાણ; ભવિ૦ પરમાતમ પર જ્યોતિ એ તુમે૦ અલખ અલેપ વખાણ. ભવિ૦ ॥ ૮ ॥ પંચ પૂજ્યથી પૂજ્ય એ, તુમે૦ સર્વ ધ્યેયથી ધ્યેય; ભવિ૦ ધ્યાતા ધ્યાનરૂ ધ્યેય એ તુમે૦ નિશ્ચે એક અભેય, ભવિ૦ ॥ ૯ ॥ અનુભવ કરતાં એહનો, તુમે૦ થાએ પરમ પ્રમોદ; ભવિ૦ એક સ્વરૂપ અભ્યાસ શું, તમે૦ શિવ સુખ છે તસ ગોદ. ભવિ૦ ॥૧૦॥ બંધ અબંધ એ આતમા, તુમે૦ કરતા અકરતા એહ; ભવિ૦ એહ ભોગતા અભોગતા, તુમે૦ સ્યાદ્‌વાદ ગુણ ગેહ. ભવિ૦ ॥ ૧૧ ॥ એક અનેક સ્વરૂપ એ, તુમે૦ નિત્ય અનિત્ય અનાદિ; ભવિ૦ સદસદ્‌ભાવે પરિણમ્યા, તુમે૦ મુક્ત સકલ ઉન્માદ. ભવિ૦ ॥ ૧૨ ॥ તપ જપ કિરિયા બપ થકી, તુમે૦ અષ્ટ કરમ ન વિલાય; ભવિ૦ તે સહુ આતમ ધ્યાનથી, તુમે૦ ક્ષિણમેં ખેરૂ થાય. ભવિ૦ ॥ ૧૩ ॥ શુદ્ધાતમ અનુભવ વિના, તુમે૦ બંધ હેતુ શુભ ચાલ; ભવિ૦ આતમ પરિણામે રમ્યા, તુમે૦ એહજ અસ્રવ પાલ. ભવિ૦ ॥૧૪॥ ઇમ જાણી નિજ આતમા, તુમે૦ વરજી સકલ ઉપાધિ;

ભવિ૦ ઉપાદેય અવલંબને તુમે૦ પરમ મહોદય સાધ ભવિ૦ ॥ ૧૫ ॥ ભરત ઇલાસુત તેતલી, તુમે૦ ઈત્યાદિક મુનિવૃંદ; ભવિ૦ આતમ ધ્યાનથી એ તર્યા, તુમે૦ પ્રણમે તે દેવચંદ્ર ભવિ. ॥ ૧૬ ॥ ઇતિ.

### ઢાલ છઠ્ઠી.

#### શેલગ શેત્રુંજે સિદ્ધ થયા, ॥ એ દેશી ॥

ભાવના મુક્તિ નિશાની જાણી, ભાવો આસક્તિ આણી-જી; યોગ કષાય કપટની હાસી, થાયે નિર્મલ જાણીજી. ભાવના૦ ॥ ૧ ॥ પંચ ભાવના એ મુનિ મનને, સંવર ખાણી વખાણીજી; બૃહતકલ્પ સૂત્રની વાણી, દીઠી તેમ કહાણીજી, ભાવ૦ ॥ ૨ ॥ કર્મ કતરણી શિવ નિસરણી, ધ્યાન ઠાણુ અનુસરણીજી; ચેતન રામતણી એ ધરણી, ભવ સમુદ્ર દુઃખ હરણીજી. ભાવ૦ ॥ ૩ ॥ જયવંતા પાઠક ગુણ ધારી, રાજસાગર સુવિચારીજી; નિર્મલ જ્ઞાન ધર્મ સંભાલી, પાઠક બહુ હિતકારીજી. ભાવ૦ ॥ ૪ ॥ રાજહંસ સહગુરૂ સુપસાયે, દેવચંદ્ર ગુણ ગાયાજી; ભવિક જીવ જે ભાવના ભાવે, તેહ અમિત સુખ પાયાજી, ભાવ૦ ॥ ૫ ॥ જેસલ મેરી શાહ સુત્યાગી વર્દ્ધમાન વડભાગિજી; પુત્ર કલત્ર સકલ સોભાગી, સાધુ ગુણના રાગીજી, ભાવ૦ ॥ ૬ ॥ તસ આગ્રહથી ભાવના ભાઇ ઢાલ બંધમાં ગાઇજી, ભણશે ગણશે જે એ જ્ઞાતા, લહેશે તે સુખ શાતાજી. ભાવ૦ ॥ ૭ ॥ મન શુદ્ધે પંચે ભાવના ભાવો, પાવન નિજ ગુણ પાવોજી; મન મુનિવર ગુણ સંગ વસાવો, સુખ સંપત્તિ ગ્રહ થાવોજી. ભાવ૦ ॥ ૮ ॥

॥ ઇતિ પંચ ભાવના સંપૂર્ણ. કુલ ગાથા ॥ ૯૫ ॥

# ॥ श्री प्रभंजनानी सज्जाय ॥

## ॥ દેશી નાટકીયાની ॥

ગિરિ વૈતાઢયને ઉપરે, ચક્રાંકા નયરીરે લો, અહો ચક્રા૦ ચક્રાયુધ રાજા તિહાં, જિત્યા સવી વયરીરે લો. અહો૦ ॥ ૧ ॥ મદન લતા તસ સુંદરી, ગુણશીલ અચંભારે લો. અ૦ પુત્રી તાસ પ્રભંજના, રૂપે રતિ રંભારે લો. અ૦ ॥ ૨ ॥ વિદ્યાધર ભૂચર સુતા, બહુ મલી એક પંતેરે લો; અ૦ રાધાવેધ મંડાવીઓ, વર વરવા ખંતેરે લો. અ૦ ॥ ૩ ॥ કન્યા એક હજારથી, પ્રભંજના ચાલીરે લો; અ૦ આર્ય ખંડમાં આવતાં, વન ખંડ વીચાલીરે લો. અ૦ ॥ ૪ ॥ નિગ્રંથી સુપ્રતિષ્ટિતા, બહુ મુણુણી સંગેરે લો; અ૦ સાધુ વિહારે વિચરતા, વંદે મન રંગેરે લો. અ૦ ॥ ૫ ॥ આર્યા પુછે એવડો, ઉમાહો સ્યો છે રે લો; અ૦ વિનયે કન્યા વિનવે, વર વરવા ઈચ્છેરે લો. ॥ ૬ ॥ એ શ્યો હિત જાણો તુમે, એહથી નવિ સિદ્ધિરે લો; અ૦ વિષય હલાહલ વિષ જહાં, શી અમૃત બુદ્ધિરે લો. અ૦ ॥ ૭ ॥ ભોગ સંગ કારમા કહ્યા, જિનરાજ સદાઈરે લો; અ૦ રાગ દ્વેષ સંગે વધે, ભવ ભ્રમણ સદાઈરે લો. અ૦ ભ૦ ॥ ૮ ॥ રાજ સુતા કહે સાચ એ, જે ભાખો વાણીરે લો, અ૦ જે૦ પણ એ ભૂલ અનાદિની, કિમ જાએ છંડાણીરે લો. અ૦ ॥ ૯ ॥ જેહ તજે તે ધન્ય છે, સેવક જિનજીનારે લો; અ૦ સે૦ અમે જડ પુદ્ગલ રસ રમ્યા, મોહે લયલીનારે લો. અ૦ મો૦ ॥ ૧૦ ॥ અધ્યાતમ રસ પાનથી પીના મુનિરાયારે લો; અ૦ પી૦ તે પર પરિણુતિ રતિ તજી, નિજ તત્ત્વ સમાયારે લો. અ૦ ॥૧૧॥

અમંને પણ કરવો ઘટે, કારણ સંયોગેરે લો; અ૦ પણ ચેતનતા પરિણમે, જડ પુદ્ગલ ભોગેરે લો, અ૦ જ૦ ॥૧૨॥ અવર કન્યા પણ ઉચ્ચરે, ચિંતિત હવે કિજેરે લો; અ૦ ચિં૦ પછી પરમ પદ સાધવા, ઉદ્યમ સાધીજેરે લો. અ૦ ઉ૦ ॥ ૧૩ ॥ પ્રભંજના કહે હે સખી, એ કાયર પ્રાણીરે લો; અ૦ ધર્મ પ્રથમ કરવો સદા, દેવચંદ્રની વાણીરે અ૦ દે૦ ॥ ૧૪ ॥ ઇતિ. ॥

## ઢાલ બીજી.

### હું વારો ધના તુજ જાણુ ન દેસ—એ દેશી.

કહે સાહુણી સુણ કન્યકારે ધન્યા, એ સંસાર કલેશ, એહને જે હિતકારી ગણેરે, ધન્યા તે મિથ્યા આવેશરે; સુજ્ઞાની, કન્યા સાંભલ હિત ઉપદેશ, જગ હિતકારી જિનેશ છેરે, ક૦ કીજે તસુ આદેશરે. સુજ્ઞાની૦ સા૦ ॥ ૧ ॥ ખરડીને વલી ધોયવુંરે, ક૦ તેહ ન શિષ્ટાચાર; રત્નત્રયી સાધન કરોરે, ક૦ મોહાધીનતા વારરે. ॥ ૨ ॥ જેહ પુરૂષ વરવા તણીરે, ક૦ ઇચ્છિ છે તે જીવ. શ્યો સંબંધ પણે ભણોરે, ક૦ ધારી કાલ સદૈવરે. ॥ ૩ ॥ તવ પ્રભંજના ચિંતવેરે, અપ્પા, તું છે અનાદિ અનંત; તે પણ મુજ સત્તા સમોરે, અ૦ સહજ અકૃત મહંતરે. ॥ ૪ ॥ ભવ ભમતા સવી જીવથીરે, અ૦ પામ્યો સર્વ સંબંધ, માત પિતા ભ્રાતા સુતારે, અ૦ પુત્ર વધૂ પ્રતિબંધરે. ॥ ૫ ॥ શ્યો સંબંધ કહુ ઇહાંરે, અ૦ શત્રુ મિત્ર પણ થાય, મિત્ર શત્રુતા વલી લહેરે, અ૦ એમ સંસરણ સ્વભાવરે. ॥ ૬ ॥ સત્તા સમ સવી જીવ છેરે, અ૦ જોતાં વસ્તુ સ્વભાવ; એ માહરો એહ પારકોરે, અ૦ સવિ આરોપિત

ભાવરે. ॥ ૭ ॥ ગુરૂણી આગલ એહવુંરે; અ૦ જુદું કેમ કહેવાય, સ્વપર વિવેચન કીજતાંરે, અ૦ માહરો કોઇ ન થાયરે. ॥ ૮ ॥ ભોગ્ય પણું પણ ભૂલથીરે, અ૦ માને પુદ્ગલ બંધ; હું ભોગી નિજ ભાવનોરે, અ૦ પરથી નહિ પ્રતિબં-ધરે. ॥ ૯ ॥ સમ્યક્ જ્ઞાને વહેંચતાંરે, અ૦ હું અમુર્ત્ત ચિદ્રુપ; કર્તા ભોક્તા તત્ત્વનોરે, અ૦ અક્ષય અક્રિય અનુપરે. ॥ ૧૦ ॥ જુદો સર્વ વિભાવથીરે, અ૦ નિશ્ચય નિજ અનુભૂત; પૂર્ણાનંદી પરમ એહરે, અ૦ નહિ પર પરિણતિ રીતરે. ॥ ૧૧ ॥ સિદ્ધિ સમો એ સંગ્રહેરે, અ૦ પર રંગે પલટાય; સંગાંગી ભાવે કરીરે, અ૦ અશુદ્ધ વિભાવ અપાયરે. ॥૧૨॥ શુદ્ધ નિશ્ચય નયે કરીરે, અ૦ આતમ ભાવ અનંત; તેહ અશુદ્ધ નયે કરીરે, અ૦ દુષ્ટ વિભાવ મહંતરે. ॥૧૩॥ દ્રવ્ય કરમ કર્તા થયોરે, અ૦ નય અશુદ્ધ વ્યવહાર; તેહ નીવારો સ્વપદેરે, અ૦ રમતા શુદ્ધ વ્યવહારરે. ॥૧૪॥ વ્યવહારે સમરે થકીરે, અ૦ સમરે નિશ્ચયાચાર, પ્રવૃત્તિ સમારે વિકલ્પનેરે, અ૦ તેહ સ્થિર પરિણતિ સારરે. ॥ ૧૫ ॥ પુદ્ગલને પર જીવથીરે, અ૦ કીધો ભેદ વિજ્ઞાન; બાધકતા દૂરે ટલીરે, અ૦ હવે કુણ રોકે ધ્યાનરે. ॥ ૧૬ ॥ આલંબન ભાવન વસેરે, અ૦ ધરમ ધ્યાન પ્રગટાય; દેવચંદ્ર પદ સાધવારે, અ૦ એહજ શુદ્ધ ઉપાયરે. ॥ ૧૭ ॥ ઇતિ૦

## ઢાલ ત્રીજી.

### ॥ રાગ ધનાશ્રી. ॥

આયો આયો રે અનુભવ આતમચો આયો, શુદ્ધ નિ-મિત્ત આલંબન ભજતાં, આત્માલંબન પાયો રે, આ૦ ॥૧॥

આત્મ ક્ષેત્રે ગુણ પર્યાય વિધિ, તિહાં ઉપયોગ રમાયો, પર પરિણુતિ પર રીતે જાણી, તાસ વિકલ્પ સમાયો રે, આ૦ ॥ ૨ ॥ પૃથકૃત્વ વિતર્ક, શુકલ આરોહી, ગુણ ગણી એક સમાયો, પરજય દ્રવ્ય વિતર્ક એકતા, દુરધર મોહ ખપાયો રે, આ૦ ॥ ૩ ॥ અનંતાનુબંધી સુભટને કાઢી, દર્શન મોહ ગમાયો, તિરિ ગતિ હેતુ પ્રકૃતિ ક્ષય કીધી, થયો આતમ રસ રાયો રે, આ૦ ॥ ૪ ॥ દ્વિતીય તૃતીયચોકડી ખપાવી, વેદ યુગલ ક્ષય થાયો, હાસ્યાદિક સત્તાથી ધ્વંસી ઉદય વેદ મિટાયો રે, આ૦ ॥ ૫ ॥ થઇ અવેદી ને અવિકારી, હણ્યો સંજલનો કષાયો, માર્યો મોહ ચરણ ક્ષાયક કરી, પૂરણ સમતા સમાયો રે, આ૦ ॥ ૬ ॥ ઘન-ઘાતિ ત્રિક યોધા લડીયા, ધ્યાન એકત્વને ધ્યાયો, જ્ઞાનાવ-રણાદિક ભટ પડિયા, જિત નિશાન ધૂરાયો રે, આ૦ ॥૭॥ કેવલ જ્ઞાન દર્શન ગુણ પ્રગટયા, મહારાજ પદ પાયો, શેષ અઘાતિ કર્મ ક્ષિણ દલ, ઉદય અબાધ દિખાયારે, ॥ ૮ ॥ સયોગી કેવલી થયા પ્રભંજના, લોકાલોક જણાયો, તિન કાલની ત્રિવિધ વરતના, એક સમયે ઉલખાયોરે. આ૦ ॥ ૯ ॥ સર્વ સાધવીએ વંદના કીધી, ગુણી વિનય ઉપજા-યો, દેવ દેવી તવ સ્તવે ગુણ સ્તુતિ, જગ જય પડહ વ-જાયોરે. આ૦ ॥ ૧૦ ॥ સહસ કન્યકાને દીક્ષા દીધી, આશ્રવ સર્વ તજાયો, જગ ઉપગારી દેશ વિહારે, શુદ્ધ ધર્મ દીપાયોરે, આ૦ ॥ ૧૧ ॥ કારણ યોગે કારજ સાધે તેહ ચતુર ગાઇજે, આતમ સાધન નિરમલ સાધે; પરમાનંદ પાઇજેરે. આ૦ ॥ ૧૨ ॥ એહ અધિકાર કહ્યો ગુણ રાગે, વૈરાગે મન ભાવી, વસુદેવ હિંડતણે અનુસારે, મુનિસુણ

ભાવના ભાવીરે. આ૦ ॥ ૧૩ ॥ મુનિગુણગાતા ભાવ વિશુદ્ધે, ભાવ વિચ્છેદ ન થાવે, પૂર્ણાનંદ ઈહાંથી ઉલસે, સાધન શક્તિ જમાવેરે, આ૦ ॥ ૧૪ ॥ મુનિ ગુણ ગાવો ભાવના ભાવો, ધ્યાવો સહજ સમાધિ, રત્નત્રયી એકત્વે ખેલો, મેટી અનાદિ ઉપાધિરે. આ૦ ॥ ૧૫ ॥ રાજસાગર પાઠક ઉપગારી, જ્ઞાન ધર્મ દાતારી, દીપચંદ્ર પાઠક ખરતર વર, દેવચંદ્ર સુખકારીરે. આ૦ ॥૧૬॥ નયર લિંબડી માંહે રહીને, વાચંયમ સ્તુતિ ગાઇ, આતમ રસીક શ્રોતાજન મનને, સાધન રૂચિ સમજાઈ રે. આ૦ ॥ ૧૭ ॥ ઇમ ઉત્તમ ગુણ માલા ગાવો, પાવો હર્ષ વધાઇ, જૈનધર્મ મારગ રૂચિ કરતાં, મંગલ લીલ સહાઇરે. આ૦ ॥ ૧૮ ॥

ઇતિ પ્રભંજનાની સઝાય સંપૂર્ણ ॥ કુલ ગાથા ॥ ૪૯ ॥



## ॥अथ सम्यक्त्वना सडसठ बोलनी सझाय प्रारंभ॥

### ॥ દોહા ॥

સુકૃત વલ્લિ કાદંબિની, સમરી સરસતી માત સમકિત સડસઠ બોલની, કહિશું મધુરી વાત. ॥ ૧ ॥ સમકિત દાયક ગુરુ તણો, પચ્ચુવયાર ન થાય ॥ ભવ કોડા કોડે કરી, કરતાં સર્વ ઉપાય. ॥ ૨ ॥ દાનાદિક કિરિયા ન દીયે, સમકિત વિણુ શિવ મર્મ ॥ તે માટે સમકિત વડું, જાણો પ્રવચન મર્મ ॥ ૩ ॥ દર્શન મોહ વિનાશથી, જે નિર્મલ ગુણ ઠાણ ॥ તે નિશ્ચય સમકિત કહ્યો, તેહનાં એ અહિઠાણ. ॥ ૪ ॥

॥ ઢાલ ॥

દેઇ દેઇ દરિસણ આપણું ॥ એ દેશી ॥

ચઉ સદ્દહણા તિલિંગ છે દશવિધ વિનય વિચારોરે, ત્રણ શુદ્ધિ પણ દૂષણ આઠ પ્રભાવિક ધારોરે ॥ ૫ ॥ ત્રુટક૦ ॥ પ્રભાવિક અડ પંચ ભૂષણ પંચ લક્ષણ જાણીયેં ષટ્ જયણા ષટ્ આગાર ભાવને; છવ્વિયા મન આણીયે; ષટ્ ઠાણ સમકિત તણા સડસઠ, ભેદ એહ ઉદાર એ, એહનું તત્ત્વ વિચાર કરતાં, લહીજેં ભવ પાર એ ॥ ૬ ॥ ॥ ઢાલ ॥ ચઉ વિહ સદ્દહણા તિહાં જીવાદિક પરમત્થોરે. પ્રવચનમાં જે ભાંખિયાં લીજે તેહનો અત્થોરે. ॥ ૭ ॥ ત્રુ૦॥ તેહનો અર્થ વિચાર કરીયેં પ્રથમ સદ્દહણા ખરી, બીજી સદ્દહણા તેહના જે જાણ મુની ગુણ ઝવહરી ॥ સંવેગ રંગ તરંગ ઝીલે માર્ગ શુદ્ધ કહે બુધા ॥ તેહની સેવા કીજીયેં જિમ પીજિયે સમતા સુધા. ॥ ૮ ॥ ઢાલ ॥ સમકેત જેણે ગ્રહી વમિયું નિન્હવ ને અહાછંદારે ॥ પાસત્થાને કુસીલિયા વેષવિડંબક મંદારે ॥ ૯ ॥ ત્રુ૦ ॥ મંદા અનાણી દૂર છંડો ત્રીજી સદ્દહણા ગ્રહી ॥ પરદર્શનીનો સંગ તજીયેં ચોથી સદ્દહણા કહી ॥ હીણા તણો જે સંગ ન તજે તેહનો ગુણ નવિ રહે ॥ જયું જલધિ જલમાં ભલ્યું ગંગાનીર લૂણપણું લહે ॥ ૧૦ ॥

॥ ઢાલ ॥

કપૂર હોવે અતિ ઉજલોરે ॥ એ દેશી. ॥

ત્રણ લિંગ સમકિત તણારે, પહિલો શ્રુત અભિલાષ ॥ જેહથી શ્રોતા રસ લહેરે, જેહવી સાકર દ્રાખરે ॥ પ્રાણી,

ધરિયેં સમકિત રંગ, જિમ લહિયેં સુખ અભંગરે ॥ પ્રાણી૦ ધ૦ ॥ એ ટેક૦ ॥ ૧૧ ॥ તરૂણ સ્ત્રી પરિવરયોરે, ચતુર સુણે સુરગીત ॥ તેહથી રાગે અતિ ઘણોરે, ધર્મ સુણ્યાની રીતરે. પ્રાણી૦ ॥ ૧૨ ॥ ભૂખ્યો અટવી ઉતર્યોરે, જિમ દ્વિજ ઘેવર ચંગ ॥ ઇચ્છે તિમ જે ધર્મનેરે, તેહિજ બીજું લિંગરે ॥ પ્રાણી૦ ॥ ૧૩ ॥ વૈયાવચ્ચ ગુરૂ દેવનુંરે, ત્રિજું લિંગ ઉદાર ॥ વિદ્યા સાધક તણી પરેંરે, આલસ નવિય લગારરે. ॥ પ્રાણી૦ ॥ ૧૪ ॥

॥ ઢાલ ॥

પ્રથમ ગોવાલા તણે ભવેંજી ॥ એ દેશી.

અરિહંત તે જિન વિચરતાજી, કર્મ ખપી હુઆ સિદ્ધ ચેઇય જિન પડિમા કહીજી, સૂત્ર સિદ્ધાંત પ્રસિદ્ધ; ચતુર નર, સમજો વિનય પ્રકાર, જિમ લહિયેં સમકિત સાર ॥ ચતુર૦ ॥ ॥ ૧૫ ॥ ધર્મ ખિમાદિક ભાંખિઓજી, સાધુ તેહનારે ગેહ, આચારય આચારનાજી, દાયક નાયક જેહ ॥ ચતુર૦ ॥ ૧૬ ॥ ઉપાધ્યાય તે શિષ્યનેજી, સૂત્ર ભણાવણ હાર, પ્રવચન સંઘ વખાણીયેંજી, દરિસણ સમકિત સાર ॥ ચતુર૦ ॥ ૧૭ ॥ ભક્તિ બાહ્ય પ્રતિપત્તિથી જી, હૃદય પ્રેમ બહુમાન, ગુણ થુતિ અવગુણ ઢાંકવાજી, આશાતનાની હાણ ॥ ચતુર૦ ॥ ૧૮ ॥ પાંચ ભેદ એ દશ તણોજી, વિનય કરે અનુકૂલ, સિંચે તેહ સુધારસેંજી, ધર્મ વૃક્ષનું મૂલ ॥ ચતુર૦ ૧૯ ॥

॥ ઢાલ ॥

ધોબીડા તું ધોજે મનનું ધોતીયુંરે ॥ એ દેશી ॥

ત્રણ શુદ્ધિ સમકિત તણીરે, તિહાં પહેલી મન શુદ્ધિરે

॥ શ્રી જિનને જિનમત વિનારે, જૂઠ સકલ એ બુદ્ધિરે, ચતુર વિચારો ચિત્તમાંરે. એ ટેક૦ ॥ ૨૦ ॥ જિન ભગતેં જે નવિ થયુંરે, તે બીજાથી નવ થાયરે, એવું જે મુખ ભાંખિયે, તે વચન શુદ્ધિ કહેવાયરે ॥ ચતુર૦ ॥ ૨૧ ॥ છેદ્યો ભેદ્યો વેદનારે, જે સહતો અનેક પ્રકારરે, જિણ વિણુ પર સુર નવિ નમેરે, તેહની કાયા શુદ્ધ ઉદારરે॥ ચતુર૦ ॥ ૨૨ ॥

॥ ઢાલ ॥

॥ મુનિજન મારગની ॥ એ દેશી ॥

સમકિત દૂષણ પરિહરો, તેમાં પહેલી છે શંકારે, તે જિનવચનમાં મત કરો, જેહને સમ નૃપ રંકારે, સમકિત દૂષણ પરિહરો ॥ એ ટેક૦ ॥ ૨૩ ॥ કંખા કુમતની વાંછના, બીજું દૂષણ તજિયે, પામી સુરતરૂ પરગડો, કિમ બાઉલ ભજિયેં ॥ સમકિત૦ ॥ ૨૪ ॥ સંશય ધર્મના ફલ તણો, વિતિગિચ્છા નામેં ॥ ત્રીજું દૂષણ પરિહરો, નિજ શુભ પરિણામેં ॥ સમકિત૦ ॥ ૨૫ ॥ મિથ્યામતિ ગુણવર્ણનો, ટાલો ચોથો દોષ, ઉન્મારગ થુણતાં હુવે, ઉન્મારગ પોષ ॥ સમકિત૦ ॥ ૨૬ ॥ પાંચમો દોષ મિથ્યામતિ, પરિચય નવિ કિજેં, ઇમ શુભ મતિ અરવિંદની, ભલી વાસના લીજે ॥ સમકિત૦ ॥ ૨૭ ॥

॥ ઢાલ ॥

॥ ભોલીડા હંસારે વિષય ન રાચીયેં ॥ એ દેશી. ॥

આઠ પ્રભાવિક પ્રવચનના કહ્યાં, પાવયણી ધુર જાણ, વર્તમાન શ્રુતના અર્થનો, જે પાર લહે ગુણ ખાણ, ધન

ધન શાસન મંડન મુનિવરા ॥ એ ટેક૦ ॥ ૨૮ ॥ ધર્મ કથી તે બીજો જાણીયેં, નંદિખેણુ પરિ જેહ, નિજ ઉપદેશેરે રંજે લોકને, ભંજે હૃદય સ્નેહ ॥ ધન ધન૦ ॥ ૨૯ ॥ વાદી ત્રીજોરે તર્ક નિપુણ ભણ્યો, મલ્લવાદી પરિ જેહ; રાજ-દ્વારેરે જયકમલા વરે, ગાજંતો જિમ મેહ. ધન ધન૦ ॥ ૩૦ ॥ ભદ્રબાહુ પરે જેહ નિમિત્ત કહે, પરમત ઝીપણુ કાજ; તેહ નિમિત્તિરે ચોથો જાણીયેં, શ્રી જિનશાસન રાજ. ધન ધન૦ ॥ ૩૧ ॥ તપ ગુણ ઓપેરે રોપે ધર્મને, ગોપે નવિ જિન આણ, આશ્રવ લોપેરે નવિ કોપે કદા, પંચમ તપસી જાણ, ધન ધન૦ ॥ ૩૨ ॥ છઠ્ઠો વિદ્યારે મંત્ર તણો વલી, જિમ શ્રીવયર મુણિંદ; સિદ્ધ સાતમોરે અંજન યો-ગથી, જિમ કાલિક મુનિચંદ. ધન ધન૦ ॥ ૩૩ ॥ કાવ્ય સુધારસ મધુર અરથ ભર્યા, ધર્મ હેતુ કરે જેહ; સિદ્ધસેન પરેં નરપતિ રીઝવે, અઠમ વર કવિ તેહ, ધન ધન૦ ॥ ૩૪ ॥ જબ નવિ હોવે પ્રભાવિક એહવા, તવ વિધિ પૂર્વ અનેક; જાત્રા પૂજાદિક કરણી કરે, તેહ પ્રભાવિક છેક. ધન ધન૦ ॥ ૩૫ ॥

॥ ઢાલ ॥

સતીય સુભદ્રાની દેશી. ॥

સોહે સમકિત જેહથી, સખિ જિમ આભરણે દેહ; ભૂષણ પાંચ તે મન વસ્યાં, સખી તેહમાં નહિં સંદેહ. મુઝ સમકિત રંગ અચલ હોયો. એ ટેક૦ ॥ ૩૬ ॥ પહિલું કુશલપણું તિહાં, સખી વંદનને પચ્ચખાણ, કિરિયાનો વિધિ

અતિઘણો, સખી આચરે તેહ સુજાણ, મુઝ૦ ॥ ૩૭ ॥ બીજું તીરથ સેવના, સખી તીરથ તારે જેહ; તે ગીતારથ મુનિવરા, સખી, તેહશું કીજે નેહ. મુઝ૦ ॥ ૩૮ ॥ ભકિત કરે ગુરૂ દેવની, સખી, ત્રીજું ભૂષણ હોય; કિણુહિ ચલાવ્યો નવિ ચલે, સખી, ચોથું ભૂષણ જોય. મુઝ૦ ॥ ૩૯ ॥ જિન શાસન અનુમોદના, સખી, જેહથી બહુજન હુંત; કીજે તેહ પ્રભાવના, સખી, પાંચ ભૂષણની ખંત. મુઝ૦ ॥ ૪૦ ॥

॥ ઢાલ ॥

ઇમ નવિ કીજે હો ॥ એ દેશી ॥

લક્ષણ પાંચ કહ્યાં સમકિત તણાં, ધુર ઉપશમ અનુકૂલ; સુગુણ નર, અપરાધિશું પણ નવિ ચિત્ત થકી, ચિંતવીયે પ્રતિકૂલ, સુગુણ નર શ્રીજિન ભાષિત વચન વિચારિયેં. એ ટેક૦ ॥ ૪૧ ॥ સુર નર જે દુઃખ કરિ લેખવે, વંછે શિવ સુખ એક; સુ૦ બીજું લક્ષણ તે અંગીકારે, સાર સંવેગશું ટેક. સુ૦ શ્રી જિન૦ ॥ ॥ ૪૨ ॥ નારક ચારક સમભવ ઊભગ્યો, તારક જાણિને ધર્મ સુ૦ ચાહે નિકલવું નિર્વેદ છે, ત્રીજું લક્ષણ મર્મ. સુ૦ શ્રી જિન૦ ॥ ૪૩ ॥ દ્રવ્ય થકી દુઃખીયાની જે દયા, ધર્મ હીણાની ભાવ; સુ૦ ચોથું લક્ષણ અનુકંપા કહી, નિજ શકતે મન લાવ, સુ૦ શ્રી જિન૦ ॥ ૪૪ ॥ જે જિન ભાંખ્યું તે નહી અન્યથા, એહવો જે દઢ રંગ. સુ૦ તે આસ્તિકતા લક્ષણ પાંચમું, કરે કુમતિનો એ ભંગ. સુ૦ શ્રી જિન૦ ॥ ૪૫ ॥

॥ ઢાલ ॥

જિન જિન પ્રતિ વંદન દીસે ॥ એ દેશી. ॥

પર તીર્થી પરના સુર તેણે, ચૈત્ય ગ્રહ્યાં વલી જેહ

વંદન પ્રમુખ તિહાં નવિ કરવું, તે જયણા ષટ ભેયરે, ભવિકા સમકિત યતના કીજે. ટેક૦ ॥ ૪૬ ॥ વંદન તે કરજોડને કહિયેં, નમન તે શીશ નમાડે; દાન ઇષ્ટ અન્નાદિક દેવું, ગૌરવ ભગતિ દેખાડેરે. ભવિકા૦ ॥ ૪૭ ॥ અનુપ્રદાન તે તેહને કહિયેં, વાર વાર જે દાન; દોષ કુપાત્રેં પાત્ર મતિયેં, નહિ અનુકંપા માનરે. ભવિકા૦ ॥ ૪૮ ॥ અણુ બોલાવે જેહ ભાંખવું, તે કહિયેં આલાપ; વારંવાર આલાપ જે કરવો, તે કહિયેં સંલાપરે. ભવિકા૦ ॥ ૪૯ ॥ એ જયણાથી સમકિત દીપે, વલી દીપે વ્યવહાર; એમાં પણ કારણથી જયણા, તેના અનેક પ્રકારરે. ભવિકા૦ ॥ ૫૦ ॥

## ॥ ઢાલ ॥

### લલનાની દેશી. ॥

શુદ્ધ ધરમથી નવિ ચલે, અતિદૃઢ ગુણ આધાર; લલના; તો પણ જે નવિ તેહવા, તેહને એહ આગાર. લલના૦ ॥ ૫૧ ॥ બોલ્યું તેહવું પાલિયેં, દંતિદંત સમ બોલ; લલના૦ સજ્જનના દુર્જન તણા, કચ્છપ કોટને તોલ; લલના૦ બો૦ ॥ ૫૨ ॥ રાજા નગરાદિક ધણી, તસ શાસન અભિયોગ; લલના૦ તેહથી કાર્તિકની પરેં, નહિ મિથ્યાત સંયોગ; લલના૦ બો૦ ॥ ૫૩ ॥ મેલો જનનો ઘણ કહ્યો, બલ ચોરાદિક જાણ; લલના૦ ક્ષેત્ર પાલાદિક દેવતા, તાતાદિક ગુરૂ ઠાણ. લલના૦ બો૦ ॥ ૫૪ ॥ વૃત્તિ દુર્લભ આજીવિકા, તે સીખણ કંતાર; લલના૦ તે હેતેં દૂષણ નહી, કરતાં અન્ય આચાર. લલના૦ બો૦ ॥ ૫૫ ॥

॥ ઢાળ. ॥

॥ રાગ મલ્હાર ॥

ભાવીજેંરે સમકિત જેહથી રૂયડું, તે ભાવનારે ભાવો મન કરી પરવડું; જો સમકિતરે તાજું સાજું મૂલરે, તો વ્રતતરૂરે દીયે શિવપદ અનુકૂલરે. ॥ ૫૬ ॥ ત્રુટક ॥ અનુકૂલ મૂલ રસાલ સમકિત, તેહ વિણુ મતિ અંધરે; કરે કિરિયા ગર્વ ભરિયા, તેહ જૂઠો ધંધરે; એ પ્રથમ ભાવના ગુણો રૂઅડી, સુણો બીજી ભાવના; બારણું સમકિત ધર્મ પૂરનું, એહવી તે પાવના. ॥ ૫૭ ॥ઢાલ॥ ત્રીજી ભાવનારે સમકિત પીઠ જો દ્રઢ સહી, તો મોહોટોરે ધર્મ પ્રસાદ ડગે નહી; પાઇયેં ખોટેરે મોહોટું મંડાણુ ન શોભીયેં, તેહ કારણુરે સમકિતશું ચિત્ત થોભીયેં ॥ ૫૮ ॥ ત્રુટક ॥ થોભીયેં ચિત્ત નિત એમ ભાવી ચોથી ભાવના ભાવિયે; સમકિત નિધાન સમસ્ત ગુણનું, એહવું મન લાવિયેં; તેહ વિણુ છુટા રત્ન સરિખા મુલ ઉત્તર ગુણુ સવે; કિમ રહે તાકે જેહ હરખા ચોર જોર ભવે ભવે ॥ ૫૯ ॥ ઢાલ ॥ ભાવો પંચમીરે ભાવના શમ દમ સારરે, પૃથિવી પરેરેં સમકિત તસુ આધારરે; છઠ્ઠી ભાવનારે ભાજન સમકિત જો મલે, શ્રુત શીલનોરે તો રસ તેહમાં નવિ ઢલે. ॥ ૬૦ ॥ ત્રુટક ॥ નવિ ઢલે સમકિત ભાવના રસ અમિય સમ સંવર તણો; ષટ ભાવના એ કહી એહમાં કરો આદર અતિ ઘણો; ઈમ ભાવતાં પરમાર્થ જલનિધિ હોય નિતુઝક ઝોલ એ ॥ ઘન પવન પુણ્ય પ્રમાણુ પ્રગટે ચિદાનંદ કલ્લોલ એ ॥ ૬૧ ॥

---

## ॥ ઢાલ. ॥

### જે મુનિ વેષ શકે નવિ છાંડી ॥ એ દેશી ॥

ઠરે જિહાં સમકિત તે થાનક, તેહના ષટ વિધ કહિયેંરે; તિહાં પહેલું થાનક છે ચેતન, લક્ષણ આતમ લહિયેંરે. ખીર નીર પરેં પુદ્ગલ મિશ્રિત, પણ એહથી છે અલગોરે; અનુભવ હંસ ચંચ જો લાગે, તો નવિ દીસે વલગોરે. ॥ ૬૨ ॥ બીજું થાનક નિત્ય આતમા, જે અનુભૂત સંભારેરે; બાલકને સ્તન પાન વાસના, પૂરવ ભવ અનુસારેંરે. દેવ મનુજ નરકાદિક તેહનાં, છે અનિત પર્યાયરે; દ્રવ્ય થકી અવિચલિત અખંડિત, નિજ ગુણ આતમ રાયરે. ॥ ૬૩ ॥ ત્રીજું થાનક ચેતન કર્તા, કર્મ તણે છે યોગેં રે; કુંભ કાર જિમ કુંભ તણો જે, દંડાદિક સંયોગેરે; નિશ્ચયથી નિજ ગુણનો કર્તા, અનુપચરિત વ્યવહારેરે; દ્રવ્ય કમનો નગરાદિકનો, તે ઉપચાર પ્રકારેંરે. ॥ ૬૪ ॥ ચોથું થાનક છે તે ભોક્તા, પુણ્ય પાપ ફલ કેરોરે; વ્યવહારેં નિશ્ચય નય દૃષ્ટેં, ભુંજે નિજ ગુણ નેરોરે. પંચમ થાનક છે પરમ પદ, અચલ અનંત સુખ વાસોરે; આધિ વ્યાધિ તન મનથી લહિયેં, તસુ અભાવેં સુખ ખાસોરે. ॥ ૬૫ ॥ છઠું થાનક મોક્ષ તણું છે, સંયમ જ્ઞાન ઉપાયોરે; જો સહિજેં લહિયેં તો સઘલે, કારણ નિઃફલ થાયોરે. કહે જ્ઞાન નય જ્ઞાનજ સાચું, તે વિણ જુઠી કિરિયારે; ન લહે રુપું રુપુ જાણી શીપ ભણી જે ફુરિયારે. ॥ ૬૬ ॥ કહે કિરિયા નય કિરિયા વિણુ જે, જ્ઞાન તેહ શું કરશેરે; જલ પેસી કર પદ ન હલાવે, તારૂ તે કિમ તરશેરે. દૂષણ ભૂષણ

છે ઈહાં બહુલાં, નય એકેકને વાદરેં; સિદ્ધાંતી તે બહુ નય સાધે, જ્ઞાનવંત અપ્રમાદેંરે. ॥ ૬૭ ॥ એણિપરેં સડસઠ બોલ વિચારી, જે સમકિત આરાહેરે; રાગ દ્વેષ ટાલી મન વાલી, તે સમ સુખ અવગાહેરે. જેહનું મન સમકિતમાં નિશ્ચલ, કોઈ નહી તસ તોલેરે; શ્રીનય વિજય વિબુધ પય સેવક, વાચક જસ ઈમ બોલેરે. ॥ ૬૮ ॥

ઇતિ શ્રી સમ્યકત્વના સડસઠ બોલની સઝાય સંપૂર્ણમ.

## ॥ अथ विश असमाधिनी सझाय ॥

### રાગ મલ્હાર ॥ ચતુર ચોમાસો પડિકમી ॥ એ દેશી ॥

શ્રીજિન આગમ સાંભલી, ચિત્ત સમાધિ કરીજેરે; સ્થિર શુભ યોગે આતમા, સમતાયેં વાસીજેરે. શ્રી० ॥૧॥ વિશ બોલ અસમાધિના, ચોથે અંગે ભાંખ્યારે; આવશ્યક નિર્યુક્તિમાં, ચોથે આવશ્યકે દાખ્યારે શ્રી० ॥૨॥ દ્રુત દ્રુત પંથે ચાલવું, અપ્રમાર્જિત સ્થાને રહેવુંરે; તિમ દુપ્રમાર્જિત જાણીયેં, પંથે ગમનનું કરવુંરે; શ્રી० ॥ ૩ ॥ અધિક સયાસન સેવતો, ઉપકરણાદિક લેવુંરે; રત્નાધિક મુનિ પરાભવે, સ્થવિરોપઘાત ચિંતવવુંરે. ॥ શ્રી० ॥ ૪ ॥ ભૂત પ્રાણી ઉપઘાતીયો, બોલા-ળ્યો બહુ કોપેરે; દીર્ઘ રોષ રાખે ઘણું, પીઠી માંસ આ-રોપેરે. શ્રી० ॥ ૫ ॥ વાર વાર આક્રોશશું, નઠુર કલંકાદિક બોલેરે; ક્રોધાદિક જે ઉપશમ્યાં, ફરિ અધિકરણને ખોલેરે, શ્રી० ॥ ૬ ॥ કરે સઝાય અકાલમાં, કર પદ શિર નવિ પૂંજેરે; ગાઢ સ્વરે રાત્રે લવે, કલહ માંહે ચિત્ત રંજેરે. શ્રી० ॥ ૭ ॥ ગણ ભેદાદિક મોટકા, જંજ કરણનો રાગીરે;

સૂરજ ઉદયને આથમે, તિહાં અશનાદિક ભોગીરે. શ્રી૦ ॥ ૮ ॥ એષણાદિકે સમિતો નહિ, એ અસમાધે વરતેરે; ચિત્ત સમાધિ ન ઉપજે, દ્રવ્ય ક્રિયા બહુ કરતેરે. શ્રી૦ ॥ ૯ ॥ નામ થકી એ દાખીયા, પણ એહમાં બહુ આવેરે; આર્તરૌદ્ર હોય ધ્યાનથી, ચિત્ત ચપલતા થાવેરે. શ્રી૦ ॥ ૧૦ ॥ એહ પરિહરતાં મુનિ તણે, ચિત્ત સમાધિ સહુજેરે; ભાવ ક્રિયા સફલી હુવે, જ્ઞાન વિમલ ગુણ સુજેરે. શ્રી૦ ॥ ૧૧ ॥

ઇતિ વિશ અસમાધિની સજ્ઝાય સંપૂર્ણ.

## ॥ अथ स्याद्वादनी सज्झाय. ॥

આ ભવ રત્ન ચિંતામણિ સરિખો ॥ એ દેશી ॥

સ્યાદવાદ મત શ્રી જિનવરનો, તે કેમ કહિયે એકાંતજી; મત એકાંત કહે મિથ્યાત્વી, સાખી સકલ સિદ્ધાંતજી. સ્યાદ૦ ॥ ૧ ॥ સ્ત્રીયા રૂપ તિહાં ન રહે મુનિવર, સોલમે ઉત્તરાધ્યયને વિચારજી; સાધુ સાધવી વસે એકઠા, શ્રી ઠાણાંગ પાંચ પ્રકારજી. સ્યાદ૦ ॥ ૨ ॥ જીવ અસંખ્ય કહ્યાં જલ ટપકે, પન્નવણા સૂત્ર જિનરાજજી; કલ્પસૂત્રમાં નિત્ય નદીને લંગે, મુનિવર વહોરણ કાજજી સ્યાદ૦ ॥૩॥ શ્રી ઠાણાંગે ચોથે ઠાણે, માંસ આહારી નરકે જાયજી; મદ્ય માંસ મધુ પણ આચરણો, આચારાંગે કહ્યો જિનરાજજી. સ્યાદ૦ ॥ ૪ ॥ પંચમ અંગે ન કરે શ્રાવક, ત્રિવિધે પન્નર કર્માદાનજી; હલ નિર્વાહ તણા પણ દીસે, સપ્તમ અંગે ક્રિયા પરિમાનજી. સ્યાદ૦ ॥ ૫ ॥ હિંસા ન કરે ત્રિવિધે

મુનિવર, પંચમે અંગે જુવો ધીરજી; જિનવર તેજુ લેશ્યા ઉપરે, શીત લેશ્યા મુકી વીરજી. સ્યાદ૦ ॥ ૬ ॥ મહાવેદના હાથ લગાયા, વનસ્પતિને થાય અંગેજી; પડતો મુનિવર તેહ જ પકડે, એહ અર્થ છે આચારાંગેજી. સ્યાદ૦ ॥૭॥ ઉત્તરાધ્યયને ભાખ્યો મુનિવર, સમય માત્ર ન કરે પ્રમાદજી; દશ વૈકાલિકે ત્રીજી પોરસી, નિદ્રા તણી કીધી મરજાદજી. સ્યાદ૦ ॥ ૮ ॥ અંધ ભણી પણ અંધ ન કહેવો, દશ વૈકાલિકે એ વિધિવાદજી; જ્ઞાતા અંગે યતિયે ભાખ્યા, નાગશ્રીના અવરણવાદજી. સ્યાદ૦ ॥ ૯ ॥ સૂત્રે દેવ અવિરતિ બોલ્યા, હવે પંચમ ઠાણે મનરંગજી; બ્રહ્મચરિજ વ્રત અતિ ઉતકૃષ્ટો, દેવ ભણી બોલ્યા ઠાણુંગજી. સ્યાદ૦ ॥૧૦॥ સૂત્ર ન વિઘટે પ્રકરણ વિઘટે, પ્રશ્ન પુછી તેહનેં એહજી; રૂષભ બાહુબલી શિવપુર પહોતા, એકણ દિન ભાંખ્યા સંદેહજી. સ્યાદ૦ ॥ ૧૧ ॥ સાત જણાશું મલ્લિ દીક્ષા, સપ્તમ ઠાણે શ્રીઠાણુંગજી; છઠે અંગે સાત સયાસું, કોણ ખોટો કોણ સાચો અંગજી. સ્યાદ૦ ॥ ૧૨ ॥ નારી સહસ્ર બત્તીસેં જ્ઞાતા, સુયગડાંગ સોલ હજારજી; કૃષ્ણ તણી અંતે ઉર ભાંખી, કિમ મેલી જે એહ પ્રકારજી. સ્યાદ૦ ॥ ૧૩ ॥ કુલધર પનરે જંબુ પન્નતિ, સમવાયાંગે કુલધર સાતજી; હરિ બારમાં જિન આઠમે અંગે, તેરમાં ચોથે અંગ કહાતજી સ્યાદ૦ ॥ ૧૪ ॥ ચારિત્ર વિરાધ્યું પાંચમેં અંગે, ભવનપતિ માંહે સુર થાયજી, તો સુકુમાલિયા છઠે અંગે, કિમ બીજે દેવલોકે કહાયજી. સ્યાદ૦ ॥ ૧૫ ॥ સૂત્ર ટીકા નિર્યુક્તિ વખાણો, ચૂર્ણી ભાષ્ય એ મેલો પંચજી; પંચ કહે તો તે મત સાચો, તેણે અર્થે મ કરો ખલ ખંચજી. સ્યાદ૦

॥ ૧૬ ॥ જીવાભિગમે અસંઘયણી, ભાંખ્યા નારકી શ્રી ભગવંતજી; ઓગણીશમે શ્રી ઉત્તરાધ્યયને, માંસ પિંડ બોલ્યાં સિદ્ધાંતજી. સ્યાદ૦ ॥ ૧૭ ॥ વિણુ વ્યાકરણે અર્થ કરે જે, અર્થ નહિ પણ અનર્થ જાણુજી; ભાંગી નાવે નદી કેમ તરીએ, દશમે અંગે કહ્યા જિન ભાણુજી. સ્યાદ૦ ॥૧૮॥ શ્રી જિન પ્રતિમાનું વૈયાવચ્ચ, કરે કર્મ નિર્જરા કાજેજી; દશમે અંગે સાધુ ભણીયે, વિચાર કહ્યા જિનરાજેજી. સ્યાદ૦ ॥ ૧૯ ॥ જ્ઞેય હેય ઉપાદેય વખાણ્યો, ઉત્સર્ગ અને અપવાદજી; વિધિ ચરિતાનુવાદ નય સંસ્થિત, નિશ્ચય નય વ્યવહાર મર્યાદજી. સ્યાદ૦ ॥ ૨૦ ॥ અનેકાંત નયવાદી જિનવર, આગમ માંહી વદ્યા દશ બોલજી; કહે શ્રી સાર સમજી કે પરિખો, શ્રી સિદ્ધાંત રતન બહુ મૂલજી. સ્યાદ૦ ॥ ૨૧ ॥

ઇતિ સ્યાદ્વાદની સજ્ઝાય સંપૂર્ણ.

## ॥ अथ एकवीश सबलनी सज्जाय. ॥

### ચતુર ચોમાસો પડિકમી ॥ એ દેશી ॥

કહું હવે સબલની વાર્તા, જે એકવીશે ભણીયારે; ચોથે અંગે આવશ્યકે, ગુરૂ મુખથી જે સુણીયારે. ॥ ૧ ॥ ચારિત્ર સુધ્ધું ચિત્ત ધરો. ॥ એ આંકણી૦ ॥ સબલ તે ચરિત્ર મલીનતા, અનિયતિક્રમ અતિચારેરે; સાલંબને આરાધક કહ્યો વિરાધક અનાચારેરે. ચા૦ ॥ ૨ ॥ ઉત્તર ગુણની મલીનતા, તિહાં લગેં ચરણનો સબલરે, મૂલ ગણે ઘાતિજીકે, ચરણ તે જિમ હિમેં કમલરે. ચા૦ ॥ ૩ ॥ કર મુખ અંગ કુશીલતા, હસ્ત કર્મનો કારીરે; દિવ્ય

ઔદારિક ભેદથી, મૈથુન સેવન ચારીરે. ચા૦ ॥ ૪ ॥ દિવસે ગ્રહ્યું દિવસે જમ્યું, ઈત્યાદિક ચૌભંગીરે, સંનિધિ પ્રમુખના યોગથી, રયણી ભોજન સંગીરે. ચા૦ ॥ ૫ ॥ અથવા દિન રયણીયે કર્યું, ઇત્યાદિક ચૌભંગીરે; પ્રથમ વિના જે આહરે, તે પણ સબલનું લિંગીરે. ચા૦ ॥ ૬ ॥ ઈણી પરે આધાકર્મનો, રાજપિંડ કૃતપિંડરે; પામી ચ પાલટી આપવું, અછિજ ઉલાલિ લિયે ચંડરે. ચા૦ ॥ ૭ ॥ સનમુખ આણ્યું અભ્યાકૃતે, એહવા પિંડને ઇચ્છેરે; વારંવાર પચખી જિમે, ગણુથી ગણુાંતરે ગચ્છેરે. ચા૦ ॥ ૮ ॥ માસ ષટકમાં તે કરે, ત્રણ દગ લેપ એક માસે રે, જલ થલ પદ જલ જિહાં હુએ, તે દગ લેપ વિભાષેરે, ચા૦ ॥ ૯ ॥ અર્ધજંઘા જલ સંઘટ્ટો, નાભિ લગે જલ લેપરે; તેહથી અધિક લેપોપરે, જેહથી હોય વ્રત લોપરે, ચા૦ ॥ ૧૦ ॥ માયા સ્થાનક સેવતો, માસ માંહિ ત્રણ મિત્તરે, આકુટીયેં કરી સેવતો, હિંસાદિક અદત્તરે. ચા૦ ॥ ૧૧ ॥ સચિત્ત સબીજ જેહ ભૂમિકા, તિહાં સ્થાનાદિક કરતોરે, કંદમૂલ બીજ ભૂંજતો, દશ દગલેપ વર્ષે કરતોરે. ચા૦ ॥ ૧૨ ॥ માયા સ્થાનક વરસમાં, સેવેજે દશવારરે, સચિત્ત દગાઇ ભોજનાદિકે, દેતે લીયે આહારરે. ચા૦ ॥ ૧૩ ॥ એ એકવીશ કહ્યા નામથી, ચરણ મલીનતા ઠામરે; એહ સબલ ટાલે જીકે, જે મુની શુદ્ધ પરિણામેરે. ચા૦ ॥ ૧૪ ॥ એહમાં બહુ વિધ નીપજે, આશય ભેદે સબલારે; જ્ઞાનવિમલ ગુરૂથી લહ્યો, ચરણ કલા વિધુ વિમલારે. ચા૦ ॥ ૧૫ ॥ ઇતિ.



# श्री यशोविजयजी कृत

# साडा त्रणसो गाथानुं स्तवन.

## ढाल १ ली.

એ છડિ કિહાં રાખી-એ દેશી.

શ્રી સીમંધિર સાહિબ આગેં, વિનતડી એક કીજેં, મારગ શુદ્ધ મયા કરી મુજને, મોહન મૂરતિ દીજેં રે. જિનજી વીનતડી અવધારો. ॥ ૧ ॥ ચાલે સૂત્ર વિરૂદ્ધાચારે, ભાષે સૂત્ર વિરૂદ્ધ, એક કહેં અમે મારગ રાખું, તે કેમ માનું શુદ્ધરે, ॥ જિ૦ વી૦ ॥ ૨ ॥ આલંબન કૂડા દેખાડી, મુગધ લોકને પાડે, આણા ભંગ તિલક તે કાલૂં, થાપે આપ નિલ્લાડેંરે. ॥ જિ૦ વી૦ ॥ ૩ ॥ વિધિ જોતાં કલિયુગમાં હોવે, તિરથનો ઉચ્છેદ, જિમ ચાલે તિમ ચલવે જઈયેં, એહ ધરે મતિ ભેદરે. ॥ જિ૦ વી૦ ॥ ॥ ૪ ॥ ઇમ ભાષિ તે મારગ લોપે, સૂત્ર ક્રિયા સવિ પીસી, આચરણા શુદ્ધિ આચરિયેં, જોઇ યોગની વીસીરે. ॥ જિ૦ વી૦ ॥ ૫ ॥ પંચમે આરે જિમ વિષમારે, અવધિ દોષ તિમ લાગે, ઇમ ઉપદેશ પદાદિક દેખી, વિધિ રસિઓ જન જાગેરે. ॥ જિ૦ વી૦ ॥ ૬ ॥ કોઇ કહે જિમ બહુ જન ચાલે, તિમ ચલિયેં શી ચર્ચા, મારગ મહાજન ચાલેં ભાખ્યો, તેહમાં લહીયે અર્ચારે. ॥ જિ૦ વી૦ ॥ ૭ ॥ એ

પણ બોલ મૃષા મન ધરીયેં, બહુ જન મત આદરતાં, છેહ ન આવે બહુલ અનારય, મિથ્યા મતમાં ફિરતાંરે. ॥ જિ૦ વી૦ ॥ ૮ ॥ થોડા આર્ય અનારય જનથી, જૈન આર્યમાં થોડા, તેમાં પણ પરિણુત જન થોડા, શ્રમણુ અલ્પ બહુ મોડારે. ॥ જિ૦ વી૦ ॥ ૯ ॥ ભદ્ર બાહુ ગુરૂ વદન વચન એ, આવશ્યકમાં લહિયેં, આણા શુદ્ધ મહાજન જાણી, તેહની સંગે રહિયેંરે. ॥ જિ૦ વી૦ ॥ ૧૦ ॥ અજ્ઞાની નવિ હોવે મહાજન, જોપણુ ચલવે ટોલું, ધર્મ દાસ ગણિ વચન વિચારી, મન નવિ કીજે ભોલુંરે, ॥ જિ૦ વી૦ ॥ ૧૧ ॥ અજ્ઞાની નિજ છંદે ચાલે, તસનિશ્રાયેં વિહારી, અજ્ઞાની જો ગચ્છને ચલવે, તે તો અનંત સંસારીરે. ॥ જિ૦ વી૦ ॥ ૧૨ ॥ ખંડ ખંડ પંડિત જે હોવે, તે નવિ કહીયેં નાણી, નિશ્ચિત સમય લહે તે નાણી, સંમતિનિસહી નાણીરે. ॥ જિ૦ વી૦ ॥ ૧૩ ॥ જિમ જિમ બહુશ્રુત બહુજન સંમત, બહુ શિષ્યેં પરવરિઓ, તિમ તિમ જિનશાસનનો વયરી, જો નવિ નિશ્ચય દરીઓરે. ॥ જિ૦ વી૦ ॥ ૧૪ ॥ કોઇ કહે લોચાદિક કષ્ટેં, મારગ ભિક્ષા વૃત્તિ, તે મિથ્યા નવિ મારગ હોવે, જન મનની અનુવૃત્તિરે. ॥ જિ૦ વી૦ ॥ ૧૫ ॥ જો કષ્ટે મુનિ મારગ પાવે, બલદ થાએ તો સારો, ભાર વહે જે તાવડે ભમતો, ખમતો ગાઢ પ્રહારોરે. ॥જિ૦ વી૦॥ ૧૬ ॥ લહે પાપ અનુબંધી પાપેં, બલહરણી જન ભિક્ષા, પૂરવ ભવ વ્રત ખંડન ફલ એ, પંચ વસ્તુની શિક્ષારે. ॥ જિ૦ વી૦ ॥ ૧૭ ॥ કોઈ કહે અમેં લિંગે તરશું, જૈનલિંગ છે વારૂ, તે મિથ્યા નવિ ગુણુ વિણું તરિયેં, ભૂજવિણુ ન તરે તારૂરે. ॥ જિ૦ વી૦ ॥ ૧૮ ॥ ફૂટ લિંગ

જિમ પ્રગટ વિડંબક, જાણી નમતાં દોષ, નિદ્ધંદ્ધસ જાણીને નમતાં, તિમજ કહ્યો તસ પોષરે. ॥ જિ૦ વી૦ ॥ ૧૯ ॥ શિષ્ય કહે જિમ જિન પ્રતિમાને, જિનવર થાપી નમિયેં, સાધુવેશ થાપી અતિ સુંદર, તિમ અસાધુને નમિયેંરે. ॥ જિ૦ વી૦ ॥ ૨૦ ॥ ભદ્રબાહુ ગુરૂ બોલે પ્રતિમા, ગુણવંતિ નહી દુષ્ટ, લિંગ માંહે બે વાના દીસે, તે તો માનિ અદુ-ષ્ટરે. ॥ જિ૦ વી૦ ॥ ૨૧ ॥ કોઈ કહે જિન આગે માંગી, મુક્તિ મારગ અમેં લેશું, નિરગુણને પણ સાહેબ તારે, તસ ભક્તિ ગહ ગહિસુંર. ॥ જિ૦ વી૦ ॥ ૨૨ ॥ પામી બોધ ન પાલે મૂરખ, માંગે બોધ વિચાલેં, લહિયેં તેહ કહો કુણ મૂલેં, બોલ્યું ઉપદેશમાલેંરે. ॥ જિ૦ વી૦ ॥ ૨૩ ॥ આણા પાલે સાહેબ તુસે, સકલ આપદા કાપે, આણાકારી જે જન માગે, તસ જસ લીલા આપેરે. ॥ જિ૦ વી૦ ॥ ૨૪ ॥

## ઢાલ ૨ જી.

### આદર જીવ ક્ષમા ગુણ આદર. એ દેશી.

કોઇ કહે અમે ગુરૂથી તરસું, જિમ નાવાથી લોહારે; તે મિથ્યા ન લહે સહવાસેં, કાચપાચની સોહારે. ॥ ૧ ॥ શ્રી સીમંદિર સાહેબ સુણજો. ભરત ખેત્રની વાતોરે; લહું દેવ કેવલ રતિ ઇણેયુગે, હુંતો તુંજ ગુણ રાતોરે. શ્રી સી૦ ॥ ૨ ॥ કોઈ કહે જે ગચ્છથી ન ટલ્યા, તે નિરગુણ પણ સાધોરે; નાતિ માંહે નિરગુણ પણ ગણીયેં, જશ નહીં નાતિ બાધોરે. શ્રી સી૦ ॥ ૩ ॥ ગુણ અવગુણ ઇમ સરિખા કરતો, તે જિન શાસન વૈરીરે; નિરગુણ જો નિજ છંદે ચાલે, તો ગચ્છ થાએ સ્વૈરીરે. શ્રી સી૦ ॥ ૪ ॥ નિરગુણનો ગુરૂ

પક્ષ કરે જે, તસ ગચ્છ ત્યજવો દાખ્યોરે; તે જિનવર મારગનો ઘાતક, ગચ્છાચારેં ભાખ્યોરે. શ્રી સી૦ ॥ ૫ ॥ વિષમ કાલમાં નિરગુણ ગચ્છે, કારણથી જો વસીયે રે; દ્રવ્ય થકી વ્યવહારેં ચલીયેં, ભાવે નવિ ઉલ્લસીયેરે. શ્રી સી૦ ॥ ૬ ॥ જિમ કુવૃષ્ટિથી નગર લોકને, ઘહેલા દેખી રાજારે; મંત્રિ સહિત ઘહેલા હોઇ બેઠા, પણ મન માંહે તાજારે. શ્રી સી૦ ॥ ૭ ॥ ઈમ ઉપદેશપદે એ ભાખ્યું, તિહાં મારગ અનુસારિરે; જાણીને ભાવે આદરીયેં, કલ્પ ભાષ્ય નિરધારિરે. શ્રી સી૦ ॥ ૮ ॥ જ્ઞાનાદિક ગુણવંત પરસ્પર, ઊપગારેં આદરવોરે; પંચ વસ્તુમાં ગચ્છ સુગુણને, અવર કહ્યો છે ત્યજવોરે. શ્રી સી૦ ॥ ૯ ॥ જે નિરગુણ ગુણ રત્નાકરને આપ સરિખા દાખેરે, સમકિત સાર રહિત તે જાણો, ધર્મદાસ ગણી ભાખેરે. શ્રી સી૦ ॥ ૧૦ ॥ કોઇ કહેજે બકુસ કુશીલા, મૂલોત્તર પડિસેવીરે; ભગવઇ અંગે ભાખ્યા તેથી, અંતવાત નવિ લેવીરે. શ્રી સી૦ ॥ ૧૧ ॥ તે મિથ્યા નિ કારણ સેવા, ચરણ ઘાતીની ભાખીરે; મુનીને તેહને સંભવ માત્રેં સત્તમ ઠાણું સાખીરે. શ્રી સી૦ ॥ ૧૨ ॥ પડિસેવા વચને તે જાણો, અતિચાર બહુ લાઇરે; ભાવ બહુલતાયેં તે ટાલે, પંચ વસ્તુ મુનિ ધ્યાઈરે. શ્રી સી૦ ॥ ૧૩ ॥ સહસા દોષ લગે તે છૂટે, સંયતને તતકાલેંરે; પછિ તે આકુટ્ટિયેં કીધું, પ્રથમ અંગની ભાલેંરે. શ્રી સી૦ ॥ ૧૪ ॥ પાયચ્છિત્તાદિક ભાવ ન રાખે, દોષ કરી નિ સૂકોરે; નિદ્ધંધસ સેઢીથી હેઠો, તે મારગથી ચૂકોરે. શ્રી સી૦ ॥ ૧૫ ॥ કોઇ કહેજે પાતિક કીધાં, પડિકમતાં છુટીજેરે; તે મિથ્યા ફલ પડિકમણાનું અપુણ કરણથી લીજેરે. શ્રી

સી૦ ॥ ૧૬ ॥ મિથ્યા દુક્કડ દેઇ પાતિક, તે ભાવે જે સેવેરે; આવશ્યક સાંખે તે પરગટ, માયા મોસને સેવેરે. શ્રી સી૦ ॥ ૧૭ ॥ મૂલ પદેં પડિકમણું ભાષ્યું, પાપ તણું અણુ કરવુંરે; શક્તિ ભાવ તણે અભ્યાસે, તે જસ અર્થે વરવુંરે. શ્રી સી૦ ॥ ૧૮ ॥ ઈતિ.

## ઢાલ ૩ જી.

### તુંગીયા ગિરિ શિખર સોહે ॥ એ દેશી ॥

દેવ તુજ સિદ્ધાંત મીઠો, એક મને ધરિએ, દુષ્ટ આ- લંબન નિહાલી, કહો કેમ તરિએ. દેવ તુજ૦ ॥ ૧ ॥ દુષ્ટ આલંબન ધરેજે, ભગ્ન પરિણામિ, તે આવશ્યકેં ભાષ્યા, ત્યજે મુની નામિ, દેવ તુજ૦ ॥ ૨ ॥ નિયત વાસ વિહાર ચેઇય, ભક્તિનો ધંધો. મૂઢ અજ્જા લાભ થાપે, વિગય પડિ બંધો. દેવ તુજ૦ ॥ ૩ ॥ કહે ઉગ્ર વિહાર ભાગા સંગમ આયરિઓ; નિયત વાસ ભજે બહુ શ્રુત, સુણિઓ ગુણ દરિઓ. દેવ તુજ૦ ॥ ૪ ॥ ન જાણે તે ખીણ જંઘા, બલથિવિર તેહો; ગોચરીના ભાગ કલ્પી, બહુ રહ્યો જેહો. દેવ તુજ૦ ॥ ૫ ॥ ચૈત્ય પૂજા મુક્તિ મારગ, સાધુને કરવી, જિણે કીધી વયર મુનિવર, ચૈત્ય વાસ ઠવી. દેવ તુજ૦ ॥ ૬ ॥ તીર્થ ઉન્નતિ અન્ય શાસન, મલિનતા ટાણે; પૂર્વ અવિચિત પુષ્પ મહિમા, તેહ નવિ જાણે. દેવ તુજ૦ ॥ ૭ ॥ ચૈત્ય પૂજા કરત સંયત, દેવ ભોઈ કહ્યો; શુભ મને પણ માર્ગ નાશિ, મહાનિશીથેં લહ્યો. દેવ તુજ૦ ॥ ૮ ॥ પુષ્ટ કારણ વિના મુનિ નવિ, દ્રવ્ય અધિકારી; ચૈત્ય પૂજાયે ન પામે, ફલ અનધિકારી. દેવ તુજ૦ ॥ ૯ ॥ માર્ગ અજ્ઞિય

પુત્ત અજ્જા, લાભથી લાગા; કહે નિજ લાભે અતૃપ્તા, ગોચરી ભાગા, દેવ તુજ૦ ॥ ૧૦ ॥ ન જાણે ગત શિષ્ય અવમે, થિવિર બલ હીણો, સુગુણ પરિચિત સંયતિકૃત, પિંડ વિધિ લીણો. દેવ તુજ૦ ॥ ૧૧ ॥ વિગય લેવી નિત્ય સૂજે, લષ્ટ પુષ્ટ ભણે; અન્યથા કિમ દોષ એહનો, ઊદાયન ન ગણે. દેવ તુજ૦ ॥ ૧૨ ॥ ઊદાયન રાજર્ષિ તનુ નવિ, સીત લુક્ષ સહે; તેહ વ્રજમાં વિગય સેવે, શું તે ન લહે. દેવ તુજ ॥ ૧૩ ॥ લોક આલંબને ભરિઓ, જન અસંયતને, તેહ જગમાં કાંઇ દેખે, ધરે તેહ મને, દેવ તુજ૦ ॥ ૧૪ ॥ શિથિલ આલંબન ગહે મુની, મંદ સંવેગી; સંયતાલંબન સુજસ ગુણ, તીવ્ર સંવેગી, દેવ તુજ૦ ૧૫. ઇતિ.

## ઢાલ ૪ થી.

**પ્રભુ પાર્શ્વનું મુખડું જોતાં ભવ ભવના પાતિક ખોતાં—એ દેશી.**

સુણજો સીમંધિર સ્વામી, વળી એક કહું શિરનામી, મારગ કરતાને પ્રેરે, દૂર્જન જે દૂષણ હેરે. ॥ ૧ ॥ કહે નિજ સાંખે વ્રત પાલો, પણ ધર્મ દેશના ટાલો, જન મેલ્યાનું શું કામ, બહુ બોલ્યું નિંદા ઠામ. ॥ ૨ ॥ એમ કહેતાં મારગ ગોપે, ખોટું દૂષણ આરોપે, જે નિર્ભય મારગ બોલે, તે કહ્યો દ્વીપને તોલે. ॥ ૩ ॥ અજ્ઞાની ગારવ રસિયા, જે જન છે કુમતે ગ્રસીયા, તેહનો કુણ ટાલણહાર વણ ધર્મ દેશના સાર. ॥ ૪ ॥ ગીતારથ જયણાવંત, ભવ બીરૂ જેહ મહંત, તસ વયણે લોકે તરીયેં, જેમ પ્રવહણથી ભર દરીયેં. ॥ ૫ ॥ બીજા તો બોલી બોલે, શું કીજે નિર્ગુણ ટોલે, ભાષા કુશીલનો લેખો, જન મહાનીસીથેં દેખો. ॥૬॥ જન મેલનની નહી ઇહા, મુની ભાષે મારગ નીરીહા, જો

બહુ જન સુણવા આવે, તો લાભ ધર્મનો પાવે. ॥ ૭ ॥ તેહને જો મારગ ન ભાષે, તો અંતરાય ફલ ચાખે, મુનિ શક્તિ છતી નવિ ગોપે, વારે તેહને શ્રુત કોપે. ॥ ૮ ॥ નવિ નિંદા મારગ કહેતાં, સમપરિણામે ગહગહતાં, મુની અદ્ર ચરિત મન રંગે, જોઇ લીજે બીજે અંગે. ॥ ૯ ॥ કોઇ ભાષે નવી સમજાવો, શ્રાવકને ગૂઢા ભાવો, તે જુઠ કહ્યા લદ્ધઠ્ઠા, શ્રાવક સૂત્રે ગહિયઠ્ઠા. ॥ ૧૦ ॥ કહે કોઇ નવી સિ જોડી, શ્રુતમાં નહી કાંઇ ખોડી, તે મિથ્યા ઊદ્ધત ભાવા, શ્રુત જલધિ પ્રવેશે નાવા. ॥ ૧૧ ॥ પૂરવ સૂરીયે કીધી, તેણે જો નવિ કરવી સિદ્ધી, તો સર્વે કીધો ધર્મ, નવી કરવો જોયો મર્મ. ॥ ૧૨ ॥ પૂરવ બુધને બહુ માને, નિજ શક્તિ મારગ જ્ઞાને, ગુરૂકુલવાસીને જોડી, યુગતિ એહમાં નહી ખોડી. ॥ ૧૩ ॥ એમ શ્રુતનો નહી ઉચ્છેદ, એતો એક દેશનો ભેદ, એ અર્થ સુણિ ઉલ્લાસે, ભવિ વરતે શ્રુત અભ્યાસે. ॥ ૧૪ ॥ ઈહાં દુષણ એક કહાય, જે ખલને પીડા થાય, તો પણ એ નવી છોડીજે, જો સજજનને સુખ દીજે. ॥ ૧૫ ॥ તે પુન્યે હોસે તોષ, તેહને પણ ઇમ નહી દોષ, ઊજમતાં હીયડે હીસી, જોઇ લીજે પહેલી વીસી. ॥ ૧૬ ॥ કહે કોઈક જુદી રીતે, મુનિ ભિક્ષા ભાંજે ભીતે, તે જુઠું શુભ મતિ ઇહે, મુનિ અંતરાયથી બીહે. ॥ ૧૭ ॥ જે જન છે અતિ પરણામી, વલી જેહ નહી પરણામી; તેહને નિતે સમજાવે, ગુરૂ કલ્પ વચન મન ભાવે. ॥ ૧૮ ॥ ખલ વયણ ગણે કુણ સૂરા, જે કાઢે પયમાં પૂરા; તુજ સેવામાં જો રહીયે, તો પ્રભુ જશ લીલા લહીયે. ॥ ૧૯ ॥

॥ ઇતિ. ॥

## ઢાલ ૫ મી.

### રાગ રામગ્રી. મંત્રી કહે એક રાજસભામાં–એ દેશી.

વિષમ કાલને જોરેં કેઇ, ઉઠયા જડમલ ધારીરે; ગુરૂ ગચ્છ છોડી, મારગ લોપી, કહે અમે ઊગ્ર વિહારીરે. ॥૧॥ શ્રી જિન તું આલંબન જગને, તુજ વિણ કવણ આધારોરે, ભગત લોકને કુમતિ જલધિથી, બાંહિ ગ્રહિને તારોરે. શ્રી જિન૦ ॥ ૨ ॥ ગીતારથ વિણ ભૂલા ભમતાં, કષ્ટ કરે અભિમાનેરે; પ્રાયેં ગંઠી લગેં નવી આવ્યા, તે ખૂતા અજ્ઞાનેરે. શ્રી જિન૦ ॥ ૩ ॥ તેહ કહે ગુરૂ ગચ્છ ગીતારથ, પ્રતિબંધે સું કીજેરે; દર્શન જ્ઞાન ચરિત આદરિયેં, આપે આપ તરીજેંરે. શ્રી૦ ॥ ૪ ॥ નવી જાણે તે પ્રથમ અંગમાં, આદિ ગુરૂ કુલ વાસોરે; કહ્યો ન તે વિણ ચરણ વિચારો, પંચાશક નય ખાસોરે શ્રી૦ ॥ ૫ ॥ નિત્યે ગુરૂકુલ વાસેં વસવું, ઊત્તરાધ્યયને ભાખ્યુંરે; તેહને અપમાને વલી તેહમાં, પાપ શ્રમણપણું દાખ્યુંરે, શ્રી૦ ॥ ૬ ॥ દસવૈકાલિક ગુરૂ શુશ્રુષા, તસ નિંદા ફલ દાખ્યારે; આવંતિમાં દ્રહ સમ સદગુરૂ, મુની કુલ મચ્છ સમ ભાખ્યારે. શ્રી૦ ॥ ૮ ॥ ગુરૂ દષ્ટિ અનુસારેં રહેતા, લહે પ્રવાદ પ્રવાદેંરે; એ પણ અર્થ તિહાં મન ધરિયેં, બહુ ગુણ સુગુરૂ પ્રસાદેંરે. શ્રી૦ ॥ ૮ ॥ વિનય વધે ગુરૂ પાસે વસતાં, જે જિનશાસન મૂલોરે; દર્શન નિર્મલ ઊચિત પ્રવૃત્તિ, સુભરાગેં અનુકૂલોરે. શ્રી૦ ॥ ૯ ॥ વૈયાવચ્ચેં પાતિક ત્રુટે, ખંતાદિક ગુણ શકતીરે; હિતોપદેશેં સુવિહિત સંગે, બ્રહ્મચર્યની ગુપ્તિરે. શ્રી૦ ॥ ૧૦ ॥ મન વાધે મૃદુ બુદ્ધી કેરા, મારગ ભેદ ન હોવેરે;

બહુ ગુણ જાણે એ અધિકારે, ધર્મ રયણ જે જોવેરે. શ્રી૦ ॥ ૧૧ ॥ નાણ તણો સંભાગી હોવે, થિર મન દર્શન ચરિત્તેરે; ન ત્યજે ગુરૂ કહિયે એ બુધ, ભાખ્યું આવશ્યક નિર્યુકતેરે, શ્રી૦ ॥ ૧૨ ॥ ભીત પ્રત્યે જેમ બાણે હણતા, પગ અણ ફરસી સબરારે; ગુરૂ છાંડિ આહાર તણો ખપ, કરતા તેમ મુનિ નિવરારે. શ્રી૦ ॥ ૧૩ ॥ ગુરૂ કુલ વાસેં જ્ઞાનાદિક ગુણ, વાચંયમને વાધેરે; તો આહાર તણો પણ દૂષણ, ખપ કરંતા નવિ બાધેરે. શ્રી૦ ॥ ૧૪ ॥ ધર્મ રતન ઊપદેશ પદાદિક, જાણી ગુરૂ આદરવોરે; ગચ્છ કહ્યો તેહનો પરિવારો, તે પણ નિત અનુસરવોરે. શ્રી૦ ॥ ૧૫ ॥ સારણા વારણ પ્રમુખ લહીને, મુક્તિ મારગ આરાધેરે, શુભ વીરય તિહાં સુવિહિત કિરિયા, દેખાદેખેં વાધેરે. શ્રી૦ ॥ ૧૬ ॥ જલધિ તણો સંખોભ અસહતા, જેમ નીકલતા મીનોરે; ગચ્છ સારણાદિક અણસહતા તિમ મુની દુખિયા દીનોરે. શ્રી૦ ॥ ૧૭ ॥ કાક નર્મદા તટ જેમ મૂકી, મૃગ તૃષ્ણા જલે જાતારે; દુઃખ પામ્યા તેમ ગચ્છ તજીને, આપ મતિ મુની થાતારે. શ્રી૦ ॥ ૧૮ ॥ પાળ વિના જેમ પાણી ન રહે, જીવ વિના જેમ કાયારે; ગીતારથ વિણ તેમ મુની ન રહે, જાુઠ કષ્ટની માયારે. શ્રી૦ ॥ ૧૯ ॥ અંધ પ્રતેં જેમ નિર્મલ લોચન, મારગમાં લેઈ જાયરે; તેમ ગીતારથ મૂરખ મુનિને, દઢ આલંબન થાયરે. શ્રી૦ ॥ ૨૦ ॥ સમ ભાષી ગીતારથ નાણી, આગમ માંહે લહિયેરે; આતમ અરથી શુભ મતિ સજ્જન, કહો તે વિણ કેમ રહિયેરે શ્રી૦ ॥ ૨૧ ॥ લોચન આલંબન જિન શાસન, ગીતારથ છે મેઢીરે; તે વિણ મુની ચઢતી સંયમની, આરોહે કેમ સેઢીરે. શ્રી૦

॥ ૨૨ ॥ ગીતારથને મારગ પૂછી, છાંડીજે ઊન્માહોરે; પાલે કિરિયા તે તુજ ભક્તિ, પામે જગ જશ વાહોરે. શ્રી૦ ॥ ૨૩ ॥ ઇતિ,

## ઢાલ ૬ ઠી.

. રાસડાની દેશી અથવા હિત શિક્ષા છત્રીશીની દેશી.

પ્રથમ જ્ઞાનને પછેં અહિંસા, દશ વૈકાલિક સાંખીરે; જ્ઞાનવંત તે કારણ ભજીયેં; તુજ આણા મન રાખીરે. સાહેબ સુણજોરે. ॥ ૧ ॥ દ્રવ્ય ક્ષેત્રને કાલ ન જાણે, ભાવ પુરૂષ પડિસેવેરે; નવિ ઉત્સર્ગ લહે અપવાદહ, અગીતારથ નિત મેવરે. સા૦ ॥ ૨ ॥ સચિત્ત અચિત્ત મિશ્ર નવી જાણે કલ્પ અકલ્પ વિચાર રે. યોગ્ય ન જાણે નિજ નિજ ઠામે, દ્રવ્ય યથાસ્થિત સાર રે સા૦ ॥ ૩ ॥ ક્ષેત્ર ન જાણે તેહ યથાસ્થિત, જન પદ અધ્વ વિશેષરે; સુભિક્ષ દુર્ભિક્ષ કલ્પ ન જાણે, કાલ વિચાર અશેષરે. સા૦ ॥ ૪ ॥ ભાવ હિઠગિલાણ ન જાણે, ગાઢ અગાઢહ કલ્પરે; ખમતો અખમતો જન ન લહે, વસ્તુ અવસ્તુ અનલ્પરે. સા૦ ॥ ૫ ॥ જે આકુટ્ટી પ્રમાદેં દર્પે, પડિસેવા વલિ કલ્પરે; નવિ જાણે તે તાસ યથાસ્થિત, પાયચ્છિત્ત વિકલ્પરે. સા. ॥ ૬ ॥ નયણ રહિત જેમ અનિપુણ દેશેં, પંથનડું જેમ સત્થરે; જાણે હું ઠામે પોચાવું, પણ નહી તેહ સમત્થરે. સા૦ ॥ ૭ ॥ અગીતાર્થ તેમ જાણે ગરવેં, હું ચલવું સવિ ગચ્છરે. પણ તસ પાસે ગુણ ગણ ગ્રાસે, હોઇ ગલાગલ મચ્છરે. સા૦ ॥ ૮ ॥ પચ્છિત્તે અતિ માત્ર દીએ જે, અપચ્છિત્તે પચ્છિત્તરે, આસાયણ તસ સૂત્રે બોલી, આસાયણ

મિચ્છત્તરે સા૦ ॥ ૯ ॥ તવસી અબહુશ્રુત વિચરંતો, કરિ દોષની શ્રેણિરે; નવિ જાણે તે કારણ તેહને કેમ વાધે ગુણ શ્રેણિરે. સા૦ ॥ ૧૦ ॥ માર્ગ માત્ર જાણે જેમ પંથી, અલહી તાસ વિશેસરે; લિંગાચાર માત્ર તે જાણે, પામે મૂઢ કલેશરે; સા૦ ॥૧૧॥ ભેદ લહ્યા વિણ નાના પરિણુતિ મુની મનની ગત બોધરે; ખીણ રાતા ખિણ તાતા થાતા, અંતે ઉપાઇ વિરોધરે. સા૦ ॥ ૧૨ ॥ પથ્થર સમ પામર આદરતાં, મણિ સમ બુધ જિન છોડીરે; ભેદ લહ્યા ત્રિણ આગમ થિતિનો, તે પામે બહુ ખોડીરે. સા૦ ॥ ૧૩ ॥ જ્ઞાન ભક્તિ ભાંજી અણુલહેતાં, જ્ઞાન તણો ઉપચારરે; આરાસારેં મારગ લોપે, ચરણ કરણનો સારરે, સા૦ ॥ ૧૪ ॥ ઉત્કર્ષિં તેહને દે શિક્ષા ઉદાસીન જે સારરે. પુરૂષ વચન તેહને તે બોલે, અંગ કહે આચારરે; સા૦ ॥ ૧૫ ॥ અમ સરિખા હોજો તુમે જાણો, નહી તો સ્યાતુમ બોલરે; એમ ભાખી જાત્યાદિક દૂષણ, કાઢે તેહનિ ટોલરે, સા૦ ॥ ૧૬ ॥ પાસત્થાદિક દૂષણ કાઢી; હિલે જ્ઞાની તેહરે; યથા છંદતા વિણ ગુરૂઆણા નવિ જાણે નિજ રેહરે. સા૦ ॥ ૧૭ ॥ જ્ઞાનીથી તેમ અલગા રહેતા, હંસ થકી જેમ કાકરે; ભેદ વિનયના બાવન ભાખ્યા, ન લહે તસ પરિપાકરે. સા૦ ॥ ૧૮॥ સર્વ ઉદ્યમેં પણ તસ બહુ ફલ, પડે કષ્ટ અન્નાણરે; સૂત્ર અભિન્ન તણે અનુસારે, ઉપદેશ માલા વાણિ રે; સા૦ ॥ ૧૯ ॥ તે તો રૂજુ ભાવે એકાકી, ચાલે તેહને જુત્તરે વાસ્ય કુવાસન જે અકુવાસન, દેશારાધક ઉત્તરે. સા૦ ॥ ૨૦ ॥ અજ્ઞાની ગુરૂ તણે નિયોગે, અથવા શુભ પરિણામરે; કમ્મ પયડી સાંખે સુદષ્ટિ કહિયે એહનો ઠામરે, સા૦

॥ ૨૧॥ જે તો હઠથી ગુરૂને છાંડિ, ભગ્ન ચરણ પરિણામરે; સર્વ ઉદ્યમેં પણ તસ નિશ્ચય, કાંઇ ન આવે ઠામરે. સા૦ ॥ ૨૨ ॥ આણા રૂચી વિણ ચરણ નિષેધે, પંચાશકે હરિભદ્રરે; વ્યવહારે તો થોડું લેખે, જેહ સક્કારેં સદ્દરે. સાં૦ ॥ ૨૩ ॥ શિષ્ય કહે જો ગુરૂ અજ્ઞાની, ભજતાં ગુણનિધિ જાણીરે; જો સુવાસના તો કિમ ત્યજતાં, તેને અવગુણ જાણિરે. સા૦ ॥ ૨૪ ॥ ગુરૂ બોલે શુભ વાસન કહિયેં, પન્નવણિજ સુભાવરે, તે આયત્તપણે છે આદ્યે, જશ મને ભદ્રક ભાવરે, સા૦ ॥ ૨૫ ॥ સૂધું માની સૂધું થાતાં, ચઉભંગી આચારરે; ગુરૂ કહણેં તેહમાં ફલ જાણી, લહીયે સુજશ અપારરે. સા૦ ॥ ૨૬ ॥ ઇતિ,

## ઢાલ ૭ મી.

### રાજગીતાની દેશી અથવા સુરતિ મહિનાની.

કોઈ કહે ગુરૂ ગચ્છ ગીતારથ સારથ શુદ્ધ, માનું પણ નવિ દિસે જોતાં કોઇ વિબુદ્ધ; નિપુણ સહાય વિના કહ્યો સૂત્રેં એક વિહાર, તેહથી એકાકી રહેતાં નહી દોષ લગાર. ॥ ૧ ॥ અણદેખતાં આપમાં તે સવિગુણનો યોગ, કિમ જાણે પરમાં વ્રત ગુણનો મૂલ વિયોગ, છેદ દોષ તાંઇ નવી કહ્યા પ્રવચને મુનિ દુઃશીલ, દોષ લવેં પણ થિર પરિણામી બકુશ કુશીલ. ॥ ૨ ॥ જ્ઞાનાદિક ગુણ પણ ગુરૂવાદિક માંહે જોય, સર્વ પ્રકારેં નિર્ગુણ નવિ આદરવો હોય; તે છાંડે ગીતારથ જે જાણે વિધિ સર્વ, ગ્લાનૌષધ દષ્ટાંતે મૂઢ ધરે મન ગર્વ ॥ ૩ ॥ તે કારણ ગીતારથને છે એક વિહાર, અગીતારથને સર્વ પ્રકારે તે નહી સાર; પાપ વરજતો કામ અસજતો ભાખ્યો જેહ, ઉત્તરાધ્યયને

ગીતારથ એકાકી તેહ. ॥ ૪ ॥ પાપ તણો પરિવર્જનને વલિ કામ અસંગ, અજ્ઞાનીને નવી હુએ તે નવિ જાણે ભંગ, અજ્ઞાની શું કરશે શું લેશે શુભ પાપ, દશ વૈકાલિક વયણે પંચાશક આલાપ, ॥ ૫ ॥ એક વિહારે દેખો આચારેં સંવાદ, બહુ ક્રોધાદિક દૂષણ વલી અજ્ઞાન પ્રમાદ;વલિય વિશેષ વાર્યો છે અવ્યક્ત વિહાર, પંખી પોત દૃષ્ટાંતે જાણો પ્રવચન સાર. ॥ ૬ ॥ એકાકિને સ્ત્રી રિપુશ્વાન તણો ઉપઘાત, ભિક્ષાની નવિ શુદ્ધિ મહાવ્રતનો પણ ઘાત; એકાકિ સછંદ પણે નવિ પામે ધર્મ, નવિ પામે પૃચ્છાદિક વિણ તે પ્રવચન મર્મ ॥ ૭ ॥ સુમતિ ગુપતિ પણ ન ધરે એકાકી નિઃશંક, ભાવ પરાવર્તે આલંબન ધરે સપંક, જુદા જુદા થાતાં થવિર કલ્પનો ભેદ, ડોલાએ મન લોકના થાએ ધર્મ ઉચ્છેદ, ॥ ૮ ॥ ટાલે પણ જો ભોલે અંધ પ્રવાહ નિપાંત, આણાવિણ નવિ સંઘછે અસ્થિ તણો સંઘાત, તો ગીતારથ ઉદ્ધરે જેમ હરી જલથી વેદ, અગીતારથ નવિ જાણે તે સવિ વિધિનો ભેદ.॥૯॥ કારણથી એકાકીપણું પણ ભાખ્યું તાસ, વિષમ કાલમાંતો પણ રૂડો ભેલો વાસ, પંચકલ્પ ભાષ્યે ભણ્યું આતમ રક્ષણ એમ, શાલિ એરંડતણે એમ ભાંગે લહિએ ખેમ. ॥ ૧૦ ॥ એકાકી પાસત્થો સછંદો ગતયોગ, ઠાણવાસી ઉસન્નો બહુ દૂષણ સંયોગ, ગચ્છ વાસી અણુઓગી ગુરૂ સેવી વલિ હોય, અનિયતવાસી આઉતો બહુ ગુણ એમ જોય ॥ ૧૧ ॥ દોષ હાણી ગુણ વૃદ્ધિ જયણા ભાષેં સૂરિ, તે શુભ પરિવારેં હુયે વિઘન ટલે સવિ દૂરિ, દેવ ફલે જો આંગણે તુઝ કરૂણા સુરવેલિ, શુભ પરિવારેં લહિયેં, તો સુખ જસ રંગ રેલિ. ॥ ૧૨ ॥ ઇતિ.

## ઢાલ ૮ મી

॥ પ્રભુ ચિત્ત ધરીને અવધારો મુજ વાત-એ દેશી. ॥

કોઇ કહે સિદ્ધાંતમાંજી, ધર્મ અહિંસા સાર, આદરિયેં તે એકલીજી, ત્યજીયેં બહુ ઉપચાર, મન મોહન જિનજી, તુજ વયણે મુજરંગ. ॥ ૧ ॥ નવિ જાણે તે સર્વ ત્યજીને, એક અહિંસારંગ, કેવલ લૌકિક નીતિ હોવે, લોકોત્તર પંથ ભંગ, મન૦ ॥ ૨ ॥ વનમાં વસતાં બાલ તપસ્વી, ગુરુ નિશ્રા વિણુ સાધ, એક અહિ સાયેં તે રાચે, ન લહે મર્મ અગાધ. મન૦ ॥ ૩ ॥ જીવાદિક જેમ બાલ તપસ્વી, અણુજાણુંતો મૂઢ, ગુરુ લઘુ ભાવ તથા અણુલહેતો, ગુરૂ વર્જિત મુનિ ગૂઢ. ॥ ૪ ॥ ભાવ મોચક પરિણામ સરિખો, તેહનો શુભ ઉદ્દેશ, આણારહિતપણે જાણીજે, જોઇ પદ ઉપદેશ. મન૦ ॥ ૫ ॥ એક વચન જાલીને છાંડે, બીજા લૌકિક નીતિ, સકલ વચન નિજ ઠામે જોડે, એ લોકોત્તર નીતિ. મન૦ ॥ ૬ ॥ જિન શાસન છે એક ક્રિયામાં, અન્ય ક્રિયા સંબંધ, જેમ ભાષી જે ત્રિવિધ અહિંસા, હેતુ સ્વરૂપ અનુબંધ. મન૦ ॥ ૭ ॥ હેતુ અહિંસા જયણા રૂપેં, જંતુ અઘાત સ્વરૂપ, ફલ રૂપ જે તેહ પરિણમે, તે અનુબંધ સ્વરૂપ. મન૦ ॥ ૮ ॥ હેતુ સ્વરૂપ અહિંસા આપે, શુભ ફલવિણુ અનુબંધ, દઢ અજ્ઞાન થકી તે આપે, હિંસાનો અનુબંધ. મન૦ ॥ ૯ ॥ નિન્હવ પ્રમુખતણી જેમ કિરિયા, જેહ અહિંસારૂપ, સુર દુરગતિ દેઈ તે પાડે, દુસ્તર ભવજલ કૂપ. મન૦ ॥ ૧૦ ॥ દુર્બલ નગ્ન માસ ઉપવાસી, જો છે માયા રંગ, તો પણ ગરભ અનંતા લેશે, બોલે બીજુ અંગ મન૦ ॥ ૧૧ ॥ નિંદિત આચારેં જિનશાસન, જેહને હીલે

લોક, માયા પહેલી તસ અજ્ઞાને, સર્વ અહિંસા ફોક. મન૦ ॥ ૧૨ ॥ સ્વરૂપથી નિરવદ્ય તથા જે, છે કિરિયા સાવદ્ય, જ્ઞાન શક્તિથી તેહ અહિંસા, હિએ અનુબંધે સદ્ય. મન૦ ॥ ૧૩ ॥ જિન પૂજા અપવાદ પદાદિક, શીલ વ્રતાદિક જેમ, પુન્ય અનુત્તર મુનીને આપી, હિએ શિવપદ બહુ ખેમ, મન૦ ॥ ૧૪ ॥ એહ ભેદ વિણુ એક અહિંસા, નવિ હોવે થિર થંભ, યાવત યોગ ક્રિયા છે તાવત, બોલ્યો છે આરંભ, મન૦ ૧૫, લાગે પણુ લગવે નહિ હિંસા, મુનીએ માયા-વાણિ, શુભ કિરિયા લાગી જે આવે, તેમાં તો નહી હાણિ, મન૦ ૧૬, હિંસા માત્ર વિના જો મુનીને, હોય અહિંસક-ભાવ, સૂક્ષ્મ એકેંદ્રિયનેં હોવે, તો તે શુદ્ધ સ્વભાવ, મન૦ ૧૭, ભાવેં જેહ અહિંસા માને, તે સવિ જોડે ઠામ, ઉત્સર્ગે અપવાદેં વાણી, જિનની જાણે જામ, મન૦ ૧૮, કોઇ કહે ઉત્સર્ગેં આણા, છાંડો છે અપવાદ, તે મિથ્યા અણુપામેં અર્થે, સાધારણુ વિધિવાદ. મન૦ ૧૯, મુખ્ય પણે જેમ ભાવે આણા, તેમ તસ કારણુ તેહ, કાર્ય ઇચ્છતો કારણુ ઇચ્છે, એ છે શુભ મતિ રેહ. મન૦ ॥ ૨૦ ॥ કલ્પેં વચન કહ્યું અપવાદેં, તે આણાનું મૂલ, મિશ્રપક્ષ તે મુનીને ન ઘટે, તેહ નહી અનુકૂલ. મન૦ ॥ ૨૧ ॥ અપુનર્બંધકથી માંડિને, જાવ ચરમ ગુણુઠાણુ, ભાવ અપેક્ષાયેં જિન આણા, મારગ ભાષે જાણુ, મન૦ ॥ ૨૨ ॥ એક અહિંસામાં જે આણા, ભાષે પૂરવ સૂરિ, તે એકાંત મતિ નવિ ગ્રહિયે, તિહાં નય વિધિ છે ભૂરિ. મન૦ ॥ ૨૩ ॥ આતમ ભાવ હિંસનથી હિંસા, સઘલા એ પાપ સ્થાન, તેહ થકી વિપરીત અહિંસા, તાસ વિરહનું ધ્યાન. મન૦ ॥ ૨૪ ॥ તસ ઉપાય જે જે આગમમાં

બહુ વિધ છે વ્યવહાર, તે નિઃશેષ અહિંસા કહિયેં, કારણ ફલ ઉપચાર. મન૦ ॥ ૨૫ ॥ જીવ અજીવ વિષય છે હિંસા, નેગમ નય મત્ત જુત્ત, સંગ્રહ વ્યવહારે ષટકાયે, પ્રતિજીવેં રૂજુ સૂત્ત. મન૦ ॥ ૨૬ ॥ આત્મ રૂપ શબ્દ નયતિને, માને એમ અહિંસ, ઓઘવૃત્તિ જોઇને લહિયેં, સુખ જશ લીલ પ્રશંસ. મન૦ ॥ ૨૭ ॥ ઇતિ.

## ઢાલ ૯ મી.

### ચૈત્રિ પુનમ અનુક્રમેં—એ દેશી.

કોઇક સૂત્રજ આદરે, અર્થ ન માને સાર; જિનજી. આપ મતિ અવલું કરે, ભૂલા તેહ ગમાર. જિનજી. તુજ વચણેં મન રાખીયેં ॥ ૧ ॥ પ્રતિમા લોપે પાપીઆ, યોગ અને ઉપધાન; જિ૦ ગુરૂનો વાસ ન શિર ધરે, માયાવી અજ્ઞાન. જિ૦ તુજ૦ ॥ ૨ ॥ આચરણા તેહની નવી, કેતિ કહીયે દેવ; જિ૦ નિત ત્રુટે છે સાંધતા, ગુરૂ વિણુ તેહની ટેવ. જિ૦ તુ૦ ॥ ૩ ॥ વૃત્તિ પ્રમુખ જોઇ કરી, ભાષે આગમ આપ; જિ૦ તેહજ મૂઢા ઓલવે, જેમ કુપુત્ર નિજ બાપ, જિ૦ તુ૦ ॥ ૪ ॥ વૃત્યાદિક અણુમાનતા, સૂત્ર વિરાધે દીન જિ૦ સૂત્ર અરથ તદુભય થકી, પ્રત્યનીક કહ્યા તીન. જિ૦ તુ૦ ॥ ૫ ॥ અક્ષર અર્થજ એકલો, જો આદરતા ખેમ; જિ૦ ભગવઈ અંગે ભાષિઓ, ત્રિવિધ અર્થ તો કેમ જિ૦ તુ૦ ॥ ૬ ॥ સૂત્ર અરથ પહેલો બીજો; નિજ્જુત્તીયે મીસ; જિ૦ નિરવશેષ ત્રીજો વલી, ઇમ ભાષે જગદીશ. જિ૦ તુ૦ ॥ ૭ ॥ છાયા નર ચાલેં ચલે, રહે થિતિ તસ જેમ, જિ૦ સૂત્ર અરથ ચાલે ચલે, રહે થિતિ તસ

તેમ. ॥ જિ૦ તુ૦ ॥ ૮ ॥ અર્થ કહે વિધિ વારણા, ઉભય સૂત્ર જેમ ઠાણ; જિ૦ તેમ પ્રમાણ સામાન્યથી, નવિ પ્રમાણ અપ્રમાણ. જિ૦ તુ૦ ॥ ૯ ॥ અંધ પંગુ જેમ બે મલે, ચાલે ઇચ્છિત ઠાણ; જિ૦ સૂત્ર અરથ તેમ જાણીયેં, કલ્પ ભાષ્યની વાણ; જિ૦ તુ૦ ॥ ૧૦ ॥ વિધિ ઉદ્યમ ભય વર્ણના, ઉત્સર્ગહ અપવાદ; જિ૦ તદુભય અર્થે જાણીયેં, સૂત્ર ભેદ અવિવાદ. જિ૦ તુ૦ ॥ ૧૧ ॥ એહ ભેદ જાણ્યા વિના, કંખા મોહ લહંત; જિ૦ ભંગંતર પ્રમુખે કરી, ભાખ્યું ભગવઇ તંત. જિ૦ તુ૦ ॥ ૧૨ ॥ પરિવાસિત વારી કરી, લેપન અશન અશેષ; જિ૦ કારણથી અતિ આદર્યા, પંચ કલ્પ ઉપદેશ. જિ૦ તુ૦ ॥ ૧૩ ॥ વર્ષા ગમન નિવારીઓ, કારણેં ભાખ્યું તેહ જિ૦ ઠાણંગે શ્રમણી તણું, અવલંબાદિક જેહ. જિ૦ તુ૦ ॥ ૧૪ ॥ આધાકર્માદિક નહી, બંધ તણો એકંત; જિ૦ સુયગડે તે કેમ ઘટે, વિણ વૃત્ત્યાદિક તંત જિ૦ તુ૦ ॥ ૧૫ ॥ વિહરમાન ગણધર પિતા, જિન જનકાદિક જેહ જિ૦ કેમ વલી આવશ્યક તણો, સૂત્ર માત્ર નહી તેહ. જિ૦ તુ૦ ॥ ૧૬ ॥ અર્થ વિના કેમ પામિયેં, ભાવ સકલ અનિબદ્ધ, જિ૦ ગુરૂ મુખ વાણી ધારતાં, હોવે સર્વ સુબુદ્ધ. જિ૦ તુ૦ ॥ ૧૭ ॥ પુસ્તક અર્થ પરંપરા, સઘલી જેહને હાથ; જિ૦ તે સુવિહિત અણમાનતાં, કેમ રહેસે નિજ આથ જિ૦ તુ૦ ॥ ૧૮ ॥ સદ્ગુરૂ પાસે શિખતાં, અર્થ માંહે નવિ રોધ; જિ૦ હેતુ વાદ આગમ પ્રતેં જાણે જેહ સુબોધ. જિ૦ તુ૦ ॥ ૧૯ ॥ અર્થે મત ભેદાદિકે, જેહ વિરોધ ગણંત જિ૦ તે સૂત્રે પણ દેખસે, જો જોશે એકંત. જિ૦ તુ૦ ॥ ૨૦ ॥ સંહરતા જાણે નહી,

વીર કહે એમ કહ્યુ; જિ૦ સંહરતાં પણ નાણુનો, પ્રથમ અંગ છે જહ્યુ. જિ૦ તુ૦ ॥ ૨૧ ॥ ઋષભ કૂટ અડજોયણો, જંબુ પન્નત્તિ સાર; જિ૦ બાર વલી પાઠાંતરે, મૂલ કહે વિસ્તાર. જિ૦ તુ૦ ॥ ૨૨ ॥ સત્તાવન સયમહિને, મણુ નાણી સમવાય જિ૦ આઠ સયા જ્ઞાતા કહે, એ તો અવર ઉપાય જિ૦ તુ૦ ॥ ૨૩ ॥ ઉત્તરાધ્યયને સ્થિતિ કહી, અંતર મુહૂર્ત્ત જઘન્ય; જિ૦ વેદનીયની બાર તે, પન્નવણામાં અન્ય. જિ૦ તુ૦ ॥ ૨૪ ॥ અનુજોગ દ્વારે કહ્યા, જઘન નિક્ષેપા ચાર; જિ૦ જીવાદિકતો નવી ઘટે, દ્રવ્ય ભેદ આધાર, જિ૦ તુ૦ ॥ ૨૫ ॥ એમ બહુવચન નયંતરે, કોઈ વાચના ભેદ; જિ૦ એમ અર્થે પણ જાણીયેં, નવિ ધરીયેં મન ખેદ. જિ૦ તુ૦ ॥ ૨૬ ॥ અર્થકારથી આજના. અધિકા શુભમતિ કોણ; જિ૦ તોલે અમિય તણે નહિં, આવે કહિયેં લુણ. જિ૦ તુ૦ ॥ ૨૭ ॥ રાજા સરિખું સૂત્ર છે, મંત્રિ સરિખો અર્થ. જિ૦ એમાં એકે હેલીઓ, હિયે સંસાર અનર્થ. જિ૦ તુ૦ ॥ ૨૮ ॥ જે સમ તોલેં આચરે, સૂત્ર અર્થ સુપ્રીતિ; જિ૦ તે તુઝ કરૂણાયેં વરે, સુખ જશ નિર્મલ નીતિ. જિ૦ તુ૦ ॥ ૨૯ ॥ ઈતિ.

## ઢાલ દશમી.

### આપછંદે છબીલા છલવરે એ દેશી.

જ્ઞાન વિના જે જીવનેરે, ક્રિયામાં છે દોષરે; કર્મ બંધ છે તેહથીરે, નહી સમ સુખ સંતોષરે. ॥ ૧ ॥ પ્રભુ તુઝ વાણી મીઠડીરે, મુજ મન સહેજ સુહાયરે; અમીય સમી

મન ધારતારે, પાપ તાપસ વિજાયરે, પ્રભુ તુઝ વાણી મીઠડીરે. ॥ ૨ ॥ લોકપંતિ કિરિયા કરેરે, મન મેલે અન્નાણુરે; ભવ ઇચ્છાના જોરથીરે, વિણુ શિવ સુખ વિન્નાણુરે, પ્રભુ૦ મુઝ૦ ॥ ૩ ॥ કામકુંભ સમ ધર્મનુંરે, મૂલ કરી એમ તુચ્છરે, જન રંજન કેવલ લહેરે, ન લહે શિવતરૂ ગુચ્છરે, પ્રભુ૦ મુઝ૦ ॥ ૪ ॥ કરૂણા ન કરે હીનનીરે, વિણુ પણિ હાણુ સનેહરે; દ્વેષ ધરતા તેહસુંરે, હેઠા આવે તેહરે. પ્રભુ૦ મુઝ૦ ॥ ૫ ॥ એક કાજમાં નવિ ધરેરે, વિણુ પ્રવૃત્તિ થિર ભાવરે; જિહાં તિહાં મોહોડું ઘાલતાંરે, ધારે ઢોર સ્વભાવરે. પ્રભુ૦ મુઝ૦ ॥ ૬ ॥ વિના વિઘન જય સાધુનેરે, નવિ અવિછિન્ન પ્રયાણુરે; કિરિયાથી શિવપુરી હોય રે, કેમ જાણે અન્નાણુરે. પ્રભુ૦ મુઝ૦ ॥ ૭ ॥ શીત તાપ મુખ વિઘન છેરે, બાહેર અંતર વ્યાધિરે; મિથ્યા દર્શન એહનીરે, માત્રા મૃદુ મધ્યાધિરે. પ્રભુ૦ મુઝ૦ ॥ ૮ ॥ આશન અસન જયાદિકેરે, ગુરૂ યોગેં જય તાસરે; વિઘન જોર એ નવિ ટલેરે; વગર જ્ઞાન અભ્યાસરે, પ્રભુ૦ મુઝ૦ ॥ ૯ ॥ વિનય અધિક ગુણુ સાધુનોરે, મધ્યમનો ઉપગારરે; સિદ્ધિ વિના હોવે નહીરે, કૃપા હીનની સારરે. પ્રભુ૦ મુઝ૦ ॥ ૧૦ ॥ વિણુ વિનિયોગ ન સંભવેરે, પરને ધર્મેં યોગરે, તેહ વિના જનમાંતરેરે, નહિ સંતતિ સંયોગરે, પ્રભુ૦ મુઝ૦ ॥ ૧૧ ॥ કિરિયામાં ખેદે કરીરે, દઢતા મનની નાહિરે; મુખ્ય હેતુ તે ધર્મનોરે, જેમ પાણી કૃષિ માંહિરે. પ્રભુ૦ મુઝ૦ ॥ ૧૨ ॥ બેઠા પણુ જે ઉપજેરે, કિરિયામાં ઉદ્વેગરે; યોગ દ્વેષથી તે ક્રિયારે, રાજ વેઠ સમવેગરે. પ્રભુ૦ મુઝ૦ ॥ ૧૩ ॥ ભ્રમથી જેહ ન સાંભરેરે,

કાંઈ અકૃત કૃત કાજરે; તેહથી શુભ કિરિયા થકીરે, અર્થ વિરોધી અકાજરે. પ્રભુ૦ મુઝ૦ ॥ ૧૪ ॥ શાંતવાહિતા વિણુ હોવેરે, જે યોગે ઉત્થાનરે, ત્યાગ યોગ છે તેહથીરે, અણુછંડાતું ધ્યાનરે, પ્રભુ૦ મુઝ૦ ॥ ૧૫ ॥ વિચે વિચે બીજા કાજમાંરે, જાએ મન તે ખેપરે; ઉખણુતા જિમ શાલિનુંરે, ફલ નહી તિહાં નિર્લેપરે, પ્રભુ૦ મુઝ૦ ॥ ૧૬ ॥ એકજ ઠામેં રંગથીરે, કિરિયામાં આસંગરે; તેહજ ગુણુ ઠાણે થિતિરે, તેહથી ફલ નહીં ચંગરે. પ્રભુ૦ મુઝ૦ ॥૧૭॥ માંડી કિરિયા અવગણીરે, બીજે ઠામે હર્ષરે; ઇષ્ટ અર્થમાં જાણીયેંરે, અંગારાનો વર્ષરે. પ્રભુ૦ મુઝ૦ ॥ ૧૮ ॥ રોગ હોએ સમજણુ વિનારે, પીડા ભંગ સુરૂપરે; શુદ્ધ કિરિયા ઉચ્છેદથીરે, તેહ વંધ્ય ફલ રૂપરે. પ્રભુ૦ મુઝ૦ ॥ ૧૯ ॥ માન હાનીથી દુઃખ હિએરે, અંગ વિના જેમ ભોગરે; શાંતોદાત્ત પણા વિનારે, તેમ કિરિયાનો યોગરે. પ્રભુ૦ મુઝ૦ ॥ ૨૦ ॥ શાંત તે કષાય અભાવથીરે, જે ઉદાત્ત તે ગંભીરરે; કિરિયા દોષ તજી લહેરે, તે સુખ જશ ભર ધીરરે. પ્રભુ૦ મુઝ૦ ॥ ૨૧ ॥ ઈતિ.

## ઢાલ ૧૧ મી.

### દોહાની દેશી.

એકવીસ ગુણુ પરિણુમે, જા સચિત્ત નિતમેવ; ધર્મરત્નની યોગ્યતા, તાસ કહે તું દેવ. ॥ ૧ ॥ [1]ખુદ નહી વલી [2]રૂપનિધિ, [3]સોમ્ય [4]જનપ્રિયજ ધન્ય; [5]કુર નહી ભીરૂ[6] વલી [7]અશઠ [8]સાર દખિન્ન. ॥ ૨ ॥ [9]લજાલુઓ, [10]દયાલુઓ,

૧૧સોમદિઠિ મઝથ્થ; ૧૨ગુણુરાગી ૧૩સતકથ ૧૪સુપખ્ખ ૧૫દીરઘદરશિઅથ્થ. ॥ ૩ ॥ ૧૬વિશેષજ્ઞ ૧૭વૃદ્ધાનુગત, ૧૮વિનયવંત ૧૯કૃત જાણુ; ૨૦પરહિતકારી ૨૧લબ્ધ લખ્ખ, ગુણુ એકવીસ પ્રમાણુ. ॥ ૪ ॥ ખુદ્દ નહી તે જેહ મને, અતિ ગંભીર ઉદાર; ન કરે જન ઉતાવલો, નિજ પરનો ઉપગાર. ॥ ૫ ॥ શુભ સંઘયણી રૂપનિધિ, પુરણુ અંગ ઉપંગ; તે સમરથ સેજેં ધરે, ધર્મ પ્રભાવન ચંગ. ॥ ૬ ॥ પાપ કર્મે વરતે નહી, પ્રકૃતિ સોમ્ય જગ મિત્ત; સેવનીક હોવે સુખે, પરને પ્રશમ નિમિત્ત. ॥ ૭ ॥ જન વિરૂદ્ધ સેવે નહીં, જન પ્રિય ધર્મેં શૂર; મલિન ભાવ મનથી તજી, કરી શકે અક્રુર. ॥ ૮ ॥ ઇહ પરલોક અપાયથી, બીહે ભીરૂક જેહ; અપયશથી વલી ધર્મનો, અધિકારી છે તેહ. ॥ ૯ ॥ અશઠ ન વંચે પરપ્રતેં, લહે કિર્ત્તિ વિશ્વાસ; ભાવ સાર ઉદ્યમ કરે, ધર્મ ઠામ તે ખાસ. ॥ ૧૦ ॥ નિજ કારય છાંડી કરી, કરે અન્ય ઉપકાર; સુદખિન્ન જન સર્વને ઉપાદેય વ્યવહાર. ॥ ૧૧ ॥ અંગીકૃત ન ત્યજે ત્યજે, લજ્જાલુઓ અકાજ; ધરે દયાલુ ધર્મની, દયામૂલની લાજ. ॥ ૧૩ ॥ ધર્મ મર્મ અવિતત્થ લહે, સોમદિઠ્ઠિ મઝત્થ; ગુણુ સંયોગ કરે સદા, વરજે દોષ અણુત્થ. ॥ ૧૩ ॥ ગુણુરાગી ગુણુ સંગ્રહે, દૂસે ન ગુણુ અનંત; ઉવેખે નિર્ગુણુ સદા, બહુમાને ગુણુવંત. ॥ ૧૪ ॥ અશુભ કથા કલુષિત મતિ, નાસે રતન વિવેક; ધર્માર્થિ સતકથા હુએ, ધર્મ નિદાન વિવેક. ॥ ૧૫ ॥ ધર્મશીલ અનુકૂલ યશ, સદાચાર પરિવાર; ધર્મ સુપખ્ખ વિઘને રહિત, કરી શકે તે સાર. ॥ ૧૬ ॥ માંડે સવિ પરિણુામ હિત, દીરઘદર્શી કામ; લહે દોષ ગુણુ વસ્તુના,

વિશેષજ્ઞ ગુણધામ. ॥ ૧૭ ॥ વૃદ્ધાનુગત સુસંગતે, હોવે પરિણત બુદ્ધિ; વિનયવંત નિયમા કરે, જ્ઞાનાદિકની શુદ્ધિ. ॥ ૧૮ ॥ ગુણ જોડે ગુરૂઆદરે, તત્ત્વ બુદ્ધિ કૃત જાણ; પરહિતકારી પરમતે, થાપે માર્ગ સુજાણ. ॥ ૧૯ ॥ શીખે લખે સુખે સકલ, લબ્ધલક્ષ શુભ કાજ; એમ એકવીસ ગુણે વર્યો, લહે ધર્મનું રાજ. ॥ ૨૦ ॥ પૂરણ ગુણ ઉત્તમ કહ્યો, મધ્યમ પાદે હીન; અર્દ્ધ હીન જઘન્ય જન, અપર દરિદ્રી દીન. ॥ ૨૧ ॥ અરજે વરજી પાપને, એહ ધર્મ સામાન્ય; પ્રભુ તુઝ ભક્તિ જશ લહે, તેહ હોએ જન માન્ય. ॥ ૨૨ ॥ ઇતિ.

## ઢાલ ૧૨ મી.

### ચોપાઇની દેશી.

એકવીસ ગુણ જેણે લહ્યા, જે નિજ મર્યાદામાં રહ્યા; તેહ ભાવ શ્રાવકના લહે, તસ લક્ષણ એ તું પ્રભુ કહે. ॥ ૧ ॥ કૃત વ્રત કર્મા શીલાધાર, ગુણવંતો ને ઋજુ વ્યવહાર, ગુરૂ સેવીને પ્રવચન દક્ષ, શ્રાવક ભાવેં એ પ્રત્યક્ષ. ॥ ૨ ॥ શ્રવણ જાણણા ગ્રહણ ઉદાર, પડિસેવા એ ચાર પ્રકાર; પ્રથમ ભેદ નામ ન ધારીયે, અર્થ તાસ ઇમ અવતારીયેં. ॥ ૩ ॥ બહુમાને નિસુણે ગિયથ્થ; પાસે ભંગાદિક બહુ અથ્થ; જાણે ગુરૂ પાસે વ્રત ગ્રહે, પાલે ઉપસર્ગાદિક સહે. ॥ ૪ ॥ સેવે આયતણા ઉદ્દેશ પરગ્રહ તજે અણુભ્ભડ વેસ; વચન વિકાર ત્યજે શિશુ લીલ, મધુર ભણે એ પટ વિધ શીલ. ॥૫॥ આય તને સેવે ગુણ પોષ, પરગ્રહ ગમને વાધે દોષ; ઉદ્ભટ વેષ ન શોભા લાગ, વચન વિકારે જાગે રાગ. ॥ ૬ ॥

મોહ તણો શિશુ લીલા લિંગ, અનર્થ દંડ અછે એ ચંગ; કઠિણ વચનનું જલ્પ ન જેહ, ધર્મિને નહિં સમ્મત તેહ. ॥ ૭ ॥ ઉદ્યમ કરે સદા સઝાય, કરણ વિનયમાં સર્વ ઉપાય; અનભિનિવેશી રૂચિ જિન આણ, ધરે પંચ ગુણ એહ પ્રમાણ. ॥ ૮ ॥ સઝાયેં ધારે વૈરાગ, તપ નિયમાદિક કરણે રાગ; વિનય પ્રયુંજે ગુણનિધિ તણો, જેમ મન વાધે આદર ઘણો. ॥ ૯ ॥ અનભિનિવેશી અવિતત્થ ગણે, ગીતારથ ભાષી તજે સુણે, સદહણાયે સુણ વાચાહ, સમકિતનો મોટો ઉચ્છાહ, ॥ ૧૦ ॥ અવિતથ કથન અવંચક ક્રિયા. પાતિક પ્રકટ ન મત્રી પ્રિયા; બોધ બીજ સદ્ભાવેં સાર. ચાર ભેદ એ ઋજુ વિવહાર. ॥ ૧૧ ॥ ગુરૂ સેવી ચઉવિહ સેવના, કારણ સંપાદન ભાવના; સેવે અવસરે ગુરૂને તેહ, ધ્યાન યોગનો ન કરે છેહ. ॥ ૧૨ ॥ તિહાં પ્રવર્ત્તાવે પરપ્રતેં, ગુરૂ ગુણ ભાષે નિજ પર છતેં; સંપાદે ઔષધ મુખ વલી, ગુરૂભાવે ચાલે અવિચલી. ॥ ૧૩ ॥ સૂત્ર અર્થ ઉસ્સગ્ગવવાય, ભાવે વ્યવહારે સોપાય; નિપુણ પણું પામ્યો છે જેહ, પ્રવચન દક્ષ કહિજે તેહ. ॥ ૧૪ ॥ ઉચિત સૂત્ર ગુરૂ પાસે ભણે, અર્થ સુ તીર્થે તેહનો સુણે; વિષય વિભાગ લહે અવિવાદ, વલી ઉત્સર્ગ તથા અપવાદ. ॥ ૧૫ ॥ પક્ષભાવ વિધિ માંહે ધરે, દેશ કાલ મુખ જેમ અનુસરે; જાણે ગીતારથ વ્યવહાર, તેમ સવિ પ્રવચન કુશલ ઉદાર. ॥ ૧૬ ॥ ક્રિયાગત એ ષટ વિધ લિંગ, ભાષે તું જિનરાજ અભંગ; એ વિધિ શ્રાવક જે આચરે, સુખ જશ લીલા તે આદરે. ॥ ૧૭ ॥ ઇતિ.

---

## ઢાલ ૧૩ મી.

### છઠી ભાવના મન ધરો—એ દેશી.

ભાવ શ્રાવકના ભાખિયે, હવે સત્તર ભાવ ગત તેહોરે, નેહોરે, પ્રભુ તુઝ વચને અવિચલ હોજો એ. ॥ ૧ ॥ ઇચ્છિ અંચલ ચિત્તથી, જે વાટ નરકની મોટીરે, ખોટીરે; છાંડે એ ગુણ ધુરેં ગુણોએ. ॥ ૨ ॥ ઇંદ્રિય ચપલ તુરંગને, જે રૂંધે જ્ઞાનની રાશિરે, પાસેરે; તે બીજો ગુણ શ્રાવક ધરે એ. ॥૩॥ કલેશ તણું કારણ ઘણું જે અર્થ અસારજ જાણેરે; આણેરે; તે ત્રીજો ગુણનિજ સંનિધિએ. ॥ ૪ ॥ ભવ વિડંબના મય અછે, વલી દુઃખ રૂપી દુઃખ હેતોરે, ચેતોરે; એમ ચોથો ગુણ અંગીકરે એ. ॥ ૫ ॥ ખિણ સુખ વિષય વિષોપમા, એમ જાણી નવી બહુ ઇહેરે, બીહેરે; તેથી પંચમ ગુણ વર્યોએ. ॥ ૬ ॥ તીવ્રારંભ તજે સદા, ગુણ છઠ્ઠાનો સંભાગીરે, રાગીરે; નિરારંભ જનનો ઘણુએ. ॥ ૭ ॥ માને સત્તર ગુણ વર્યો, જન પાસ સદૃશ ગૃહ વાસોરે, અભ્યાસોરે; મોહ જિતવાનો કરેએ. ॥ ૮ ॥ અઠ્ઠમ દંસણ ગુણ ભર્યો, બહુ ભાંતેઠ રે ગુરૂ ભક્તિરે, શક્તિરે; નિજ સદહણાની ફોરવેએ. ॥ ૯ ॥ લોક સન્નાહ વિ પરિહરે, જાણે ગાડરિઓ પરિવાહોરે, લાહોરે; એમ નવમાં ગુણનો સંપજેએ. ॥૧૦॥ આગમનેં આગલ કરે, તે વિણ કુણ મારગ સાખીરે, ભાષીરે; એમ કિરિયા દશમા ગુણ થકીએ ॥ ૧૧ ॥ આપ અબાધાયેં કરે, દાનાદિક ચાર શક્તિરે, વ્યક્તિરે; એમ આવે ગુણ ઇગ્યારમોએ ॥ ૧૨ ॥ ચિંતામણી સરિખો લહી, નવિ મુગ્ધ હસ્યો પણ લાજેરે, ગાજેરે; નિજ ધર્મે એ ગુણ બારમોએ.

॥ ૧૩ ॥ ધન ભવનાદિક ભાવમાં, જે નવિરાગી નવિદ્વેષીરે; સમપેષીરે; તે વિલસે ગુણ તેરમેંએ. ॥ ૧૪ ॥ રાગ દ્વેષ મધ્યસ્થનો, સમગુણ ચઉદમે ન બાધેરે, સાધેરે; તે હઠ છાંડી મારગ ભલોએ. ॥ ૧૫ ॥ ક્ષણ ભંગુરતા ભાવતો, ગુણ પન્નરમે સેવંતોરે, સંતોરે; ન ધનાદિ સંગતિ કરેએ. ॥૧૬॥ ભાવ વિરતિ સેવે મનેં, ભોગાદિક પર અનુરોધેરે, બોધેરે; એમ ઉલ્લસે ગુણ સોલમેંએ. ॥ ૧૭ ॥ આજ કાલ એ છાંડિસું, એમ વેશ્યા પરેં નિસનેહોરે, ગેહોરે; પરમાને ગુણ સત્તરમેંએ. ॥ ૧૮ ॥ એ ગુણ વૃંદે જે ભર્યા, તે શ્રાવક કહિયેં ભાવેંરે. પાવેરે, સુજશપૂર તુઝ ભક્તિથીએ. ॥ ૧૯ ॥ ઇતિ.

## ઢાલ ૧૪ મી.

તે ભાવ સાધુ પણું લહે, જે ભાવ શ્રાવક સાર, તેહના લક્ષણ સાત છે, સવિ જાણે હો તું ગુણ ભંડાર, સાહેબજી સાચી તાહરી વાણી ॥૧॥ કિરિયા મારગ અનુસારણિ; શ્રદ્ધા પ્રવર અવિવાદ, રૂજુ ભાવે પન્નવણિજ્જત્ત, કિરિયામાં હો નિત્યે અપ્રમાદ. સા૦ ॥ ૨ ॥ નિજ શક્તિ સારૂ કાજનો, આરંભ ગુણ અનુરાગ, આરાધના ગુરૂઆણની, જેહથી લહિયેં હો ભવજલ તાગ. સા૦ ॥ ૩ ॥ માર્ગ સમયની થિતિ તથા, સંવિજ્ઞ બુધની નીતિ, એ દોઈ અનુસારે ક્રિયા, જે પાલે હો તે ન લહે ભીતિ. સા૦ ॥ ૦ ॥૪ ॥ સુત્રે ભણ્યું પણ અન્યથા જુદું જ બહુગુણ જાણ, સંવિજ્ઞ વિબુધે આચર્યું, કાંઇ દિસે હો કાલાદિ પ્રમાણ. સા૦ ॥૫॥ કલ્પનું ધરવું ઝોલિકા, ભાજને દવરકદાન, તિથિ પજૂસણની પાલટી, ભોજન વિધિ

હો ઇત્યાદિ પ્રમાણ. સા૦ ॥ ૬ ॥ વ્યવહાર પાંચે ભાષીયા, અનુક્રમેં જેહ પ્રધાન. આજતો તેમાં જીત છે, તે તજીએં હો કેમ વિગર નિદાન. સા૦ ॥ ૭ ॥ શ્રાવક મમત્વ અશુદ્ધ વલી, ઉપકરણ વસતિ આહાર, સુખશીલ જે જન આચરે, નવિ ધરિયેં હો તે ચિત્ત લગાર. સા૦ ॥ ૮ ॥ વિધિ સેવના અવિતૃપ્તિ શુભ, દેશના ખલિત વિશુદ્ધિ; શ્રદ્ધા ધર્મ ઇચ્છ ઘણી, ચઉભેદેં હો એમ જાણે સુબુદ્ધિ. ॥ સા૦ ॥૯॥ ૬૭ રાગ છે શુભ ભોજ્યમાં, જેમ સેવતાયેં વિરૂદ્ધિ; આપદામાં રસ જાણુને, તેમ મુનીને હો ચરણે તે શુદ્ધિ. સા૦ ॥ ૧૦ ॥ જેમ તૃપ્તિ જગ પામે નહીં, ધન હીન લેતો રત્ન; તપ વિનય વેયાવચ પ્રમુખ, તેમ કરતો હો મુનિવર બહુ યત્ન. ॥ ૧૧ ॥ ગુરૂની અનુજ્ઞા લેઇને, જાણતો પાત્ર કુપાત્ર; તેમ દેશના શુદ્ધિ હિએ, જેમ દીપે હો નિજ સંયમ ગાત્ર. સા૦ ॥ ૧૨ ॥ જે કદાચિત લાગે વ્રતેં, અતિચાર પંક કલંક; આલોયણેં તે શોધતાં, મુનિ ધરે હો શ્રદ્ધા નિઃશંક. સા૦ ॥ ૧૩ ॥ શ્રદ્ધા થકી જે સર્વ લહે, ગંભીર આગમ ભાવ; ગુરૂ વચન પન્નવણિજ્જતે, આરાધક હો હોવે સરલ સ્વભાવ. સા૦ ॥ ૧૪ ॥ ષટકાય ઘાત પ્રમત્તને, પડિલેહણાદિક યોગ; જાણી પ્રમાદી નવિ હોએ, કિરિયામાં હો મુનિ શુભ સંયોગ. સા૦ ॥ ૧૫ ॥ જેમ ગુરૂ આર્ય મહાગિરી, તેમ ઉજમે બલવંત; બલ અવિષય નવી ઉજમેં, શિવભૂતિ હો જેમ ગુરૂ હીલંત. સા૦ ॥ ૧૬ ॥ ગુણવંતની સંગતિ કરે, ચિત્ત ધરત ગુણ અનુરાગ; ગુણ લેશ પરનું થુણે, નિજ દેખે હો અવગુણ વડ ભાગ. સા૦ ॥૧૭॥ ગુરૂ ચરણ સેવા રત્ત હોઇ, આરાધતો ગુરૂ આણ; આચાર સર્વનો મૂલ ગુરૂ,

તે જાણે હો ચતુર સુજાણ. સા૦ ॥ ૧૮ ॥ એ સાત ગુણ લક્ષણ વર્યાં, જે ભાવ સાધુ ઉદાર, તે વરે સુખ જશ સંપદા, તુજ ચરણે હો જશ ભક્તિ અપાર, સા૦ ॥ ૧૯ ॥ ઇતિ. ॥

## ઢાલ ૧૫ મી.

આજ મારે એકાદશીરે, નણદલ મૌન કરી મુખ રહીયેં-એ દેશી.

ધન્ય તે મુનિવરારે, જે ચાલે સમભાવેં; ભવસાયર લીલાએ ઉતરે સંયમ કિરિયા નાવેં. ધન્ય૦ ॥ ૧ ॥ ભોગ પંક તજી ઉપર બેઠા, પંકજ પરેં જે ન્યારા; સિંહ પરેં નિજ વિક્રમ શુરા, ત્રિભુવન જન આધારા. ધન્ય૦ ॥ ૨ ॥ જ્ઞાનવંત જ્ઞાનીશું મલતા, તન મન વચને સાચા; દ્રવ્ય ભાવ સુધા જે ભાષે, સાચી જિનની વાચા. ધન્ય૦ ॥ ૩ ॥ મૂલ ઉત્તર ગુણ સંગ્રહ કરતા, ત્યજતા ભિક્ષા દોષો; પગ પગ વ્રત દૂષણ પરિહરતા, કરતા સંયમ પોષો. ધન્ય૦ ॥ ૪ ॥ મોહ પ્રતેં હણતા નિત આગમ, ભણતા સદ્ગુરૂ પાસેં, દૂષમ કાલેં પણ ગુણવંતા, વરતે શુભ અભ્યાસેં ધન્ય૦ ॥ ૫ ॥ છઠ્ઠું ગુણઠાણું ભવ અડવી, ઉલંઘણ જેણે લહિઉં; તસ સોભાગ સકલ મુખ એકે, કેમ કરિ જાએ કહિઉં.. ધન્ય૦ ॥ ૬ ॥ ગુણ ઠાણાની પરિણતિ જેહની, ન છીપે ભવ જંજાલે; રહેશેલડી ઢાંકી રાખી, કેતો કાલ પરાલેં. ધન્ય૦ ॥ ૭ ॥ તેહવા ગુણ ધરવા અણધીરા, જો પણ સૂધું ભાષી; જિનશાસન શોભાવે તે પણ, સુધા સંવેગ પાખી. ધન્ય૦ ॥ ૮ ॥ સદ્દહણા અનુમોદન કારણ, ગુણથી સંયમ કિરિયા; વ્યવહારેં રહિયા તે ફરસે, જે નિશ્ચય નય દરિ-

યા. ધન્ય૦ ॥ ૯ ॥ દુઃકર કાર થકી પણ અધિકા, જ્ઞાન ગુણે ઇમ તેહો. ધર્મદાસ. ગણી વચને લહિયેં, જેહને પ્રવચન નેહો. ધન્ય૦ ॥ ૧૦ ॥ સુવિહિત ગચ્છ કિરિયાનો ધોરી, શ્રી હરિભદ્ર કહાય; એહ ભાવ ધરતો તે કારણ, મુઝ મન તેહ સુહાય. ધન્ય૦ ॥ ૧૧ ॥ સંયમ ઠાણ વિચારી જોતાં, જો ન લહે નિજ સાખેં; તો જુઠું બોલીને દુરમતી, શું સાધે ગુણ પાખે. ધન્ય૦ ॥ ૧૨ ॥ નવિ માયા ધર્મે નવિ કહેવું, પરજનની અનુવૃત્તિ, ધર્મ વચન આગમમાં કહિયેં, કપટ રહિત મન વૃત્તિ, ધન્ય૦ ॥ ૧૩ ॥ સંયમ વિણ સંયતતા થાપે, પાપશ્રમણ તે ભાષ્યો; ઉત્તરાધ્યયને સરલ સ્વભાવે, શુદ્ધ પરૂપક દાખ્યો, ધન્ય૦ ॥ ૧૪ ॥ એક બાલ પણ કિરિયા નયેં તે, જ્ઞાન નયેં નવિ બાલા; સેવા યોગ્ય સુસંયતને તે, બોલે ઉપદેશ માલા, ધન્ય૦ ॥ ૧૫ ॥ કિરિયા નયેં પણ એક બાલ તે, જે લિંગી મુનિરાગી; જ્ઞાનયોગમાં જસ મન વરતે, તે કિરિયા સોભાગી. ધન્ય૦ ॥ ૧૬ બાલાદિક અનુકૂલ ક્રિયાથી, આપેં ઇચ્છા યોગી; અધ્યાતમ મુખ યોગ અભ્યાસેં કેમ નવ કહિયેં યોગી. ધન્ય૦ ॥ ૧૭ ॥ ઉચિત ક્રિયા નિજ શક્તિ છાંડિ, જે અતિ વેગે ચઢતો; તે ભવ થિતિ પરિપાક થયા વિણ, જગમાં દિસે પડતો. ધન્ય૦ ॥ ૧૮ ॥ માચે મોટાઇમાં જે મુની, ચલવે ડાકડમાલા; શુદ્ધ પરૂપણ ગુણ વિણ ન ઘટે, તસ ભવ અરહટ માલા. ધન્ય૦ ॥ ૧૯ ॥ નિજ ગણ સંચે મન નવિ ખંચે, ગ્રંથ ભણી જન વંચે, લુંચે કેશ ન મુંચે માયા, તો વ્રત ન રહે પંચે. ધન્ય૦ ॥૨૦॥ યોગગ્રંથના ભાવ ન જાણે, જાણે તો ન પ્રકાશે; ફોકટ

મોટાઈ મન રાખે, તસ ગુણુ દૂરે નાસે. ધન્ય૦ ॥ ૨૧ ॥ મેલે વેશે મહિયલ મ્હાલે, બક પરે નીચો ચાલે; જ્ઞાન વિના જગ ધંધે ઘાલે, તે કેમ મારગ ચાલે. ધન્ય૦ ॥૨૨॥ પરપરિણુતિ પોતાની માને, વરતે આરતધ્યાને, બંધ મોક્ષ કારણુ ન પીછાને, તે પહિલે ગુણુઠાણે ધન્ય૦ ॥ ૨૩ ॥ કિરિયા લવ પણુ જે જ્ઞાનીનો, દૃષ્ટી થિરાદિક લાગે; તેથી સુજશ લહિજે સાહિબ, સીમંધર તુઝ રાગે ધન્ય૦ ॥ ૨૪ ॥ ઈતિ.

---

# देवचंद्रजी कृत अष्ट प्रवचन मातानी सज्झाय

## દોહા

સુકૃત કલ્પ તરૂ શ્રેણિની, વર ઉત્તર કુરૂ ભોમિ, અધ્યાતમ રસ શશિકલા, શ્રી જિનવાણી નોમિ. ॥ ૧ ॥ દીપચંદ પાઠક સુગુરુ, પય વંદી અવદાત, સાર શ્રમણુ ગુણુ ભાવના, ગાઈશું પ્રવચન માત, ॥ ૨ ॥ જનની પુત્ર હિત શુભ કરી, તિમ એ પવયણુ માય, ચારિત્ર ગુણુ ગણુ વર્દ્ધિની, નિર્મલ શિવસુખદાય, ॥ ૩ ॥ ભાવ અયોગી કરણુ રૂચિ, મુનિવર ગુપ્તિ ધરંત. યદિ ગુપ્તિ જો ન રહિ શકે, તો સમિતિ વિચરંત. ॥ ૪ ॥ ગુપ્તિ એક સંવરમયી આછરંગિક પરિણુામ, સંવર નિર્જર સમિતિથી, અપવાદે ગુણુધામ ॥ ૫ ॥ દ્રવ્યે દ્રવ્યત ચરણુતા, ભાવે ભાવ ચરિત, ભાવદૃષ્ટિ દ્રવ્યત ક્રિયા, કરતાં શિવ સંપત્ત. ॥ ૬ ॥

આતમ ગુણ પ્રાગ્ભાવથી જે સાધક પરિણામ, સમિતિ ગુપ્તિ તે જિન કહે, સાધ્ય સિદ્ધિ શિવઠામ. ॥ ૭ ॥ નિશ્ચય કરણ રૂચિ થઈ, સમિતિ ગુપ્તિધર સાધિ, પરમ અહિંસક ભાવથી, આરાધે નિરૂપાધિ. ॥ ૮ ॥ પરમ મહોદય સાધવા, જેહ થયા ઉજમાલ, શ્રમણ ભિક્ષુ માહણ યતિ, ગાઉં તસ ગુણમાલ. ॥ ૯ ॥

## प्रथम इरिया समितिनी सज्झाय.

### પ્રથમ ગોવાલાતણે ભવેંજી—એ દેશી.

પ્રથમ અહિંસક વ્રત તણીજી, ઉત્તમ ભાવના એહ, સંવર કારણ ઉપદિશીજી, સમતારસ ગુણગેહ, મુનીશ્વર ઇર્યા સમિતિ સંભાર, આશ્રવ કરતનુ યોગથીજી, દુષ્ટ ચપલતા વાર. મુ૦ ઇ૦ એ આંકણી. ॥ ૧ ॥ કાય ગુપ્તિ ઉત્સર્ગનોજી, પ્રથમ સમિતિ અપવાદ, ઈર્યા તેજે ચાલવુંજી, ધરિ આગમ વિધિ વાદ, મુ૦ ઈ૦ ॥ ૨ ॥ જ્ઞાનધ્યાન સઝાયમેંજી, સ્થિર બેઠા મુનિરાજ, શાને ચપલપણું કરેજી, અનુભવ રસ સુખરાજ. મુ૦ ઇ૦ ॥ ૩ ॥ મુનિ ઉઠે વસહી થકીજી, પામી કારણ ચાર, જિનવંદન ગ્રામાંતરેજી, કે આહાર નિહાર. મુ૦ ઈ૦ ॥ ૪ ॥ પરમ ચરણ સંવર ધરૂજી, સર્વ જાણ જિન દિઠ્ઠ, શુચિ સમતા રૂચિ ઉપજેજી, તિણે મુનિને એ ઈઠ્ઠ. મુ૦ ઈ૦ ॥ ૫ ॥ રાગ વધે સ્થિર ભાવથીજી, જ્ઞાનવિના પરમાદ, વીતરાગતા ઇહતાજી, વિચરે મુનિ સાલ્હાદ. મુ૦ ઇ૦ ॥ ૬ ॥ એ શરીર ભવમૂલ છેજી, તસુ પોષક આહાર, જાવ યોગી નવિ હુવેજી, તાં અનાદિ આચાર, મુ૦ ઇ૦ ॥ ૭ ॥ કવલાહારે નિહારછેજી, એહ

અંગ વ્યવહાર, ધન્ય અતનુ પરમાતમાજી, જિહાં નિશ્ચ-
લતા સાર. મુ૦ ઈ૦ ॥ ૮ ॥ પરપરિણતિ કૃત ચપલતાજી,
કેમ મૂકશે એહ, એમ વિચારી કારણેજી, કરે ગોચરી તેહ,
મુ૦ ઈ૦ ॥ ૯ ॥ ક્ષમાવંત દયાલુઆજી, નિઃસ્પૃહ તનુનીરાગ
નીર વિષે ગજ ગતિપરેંજી, વિચરે મુનિ મહાભાગ. મુ૦ ઈ૦
॥ ૧૦ ॥ પરમાનંદ રસ અનુભવ્યાજી નિજ ગુણ રમતા
ધીર. દેવચંદ્ર મુનિ વંદતાંજી, લહીયે ભવજલ તીર મુ૦ ઈ૦
॥ ૧૧ ॥ ઇતિ.

## बीजी भाषा समितिनी सज्झाय

### ભાવના માલતી ચુશીયેં—એ દેશી.

સાધુજી સમિતિ બીજી આદરો, વચન નિર્દોષ પર-
કાસેરે, ગુપ્તિ ઉત્સર્ગનો સમિતિતે, માર્ગ અપવાદ સુવિલાસ
રે. સા૦ એ આંકણી. ભાવના બીજી મહાવ્રત તણી, જિન-
ભણી સત્યતા મૂલ રે, જેહથી અહિંસકતા વધે, સર્વ સંવર
અનુકૂલ રે. સા૦ ॥ ૨ ॥ મૌનધારી મુનિ નવિ વહે, વચન
જે આશ્રવ ગેહરે; આચરણ જ્ઞાનનેં ધ્યાનનો, સાધક ઉપ-
દિસે તેહરે સા૦ ॥ ૩ ॥ ઉદિત પર્યાપ્તિ જે વચનની, તે
કરિ શ્રુત અનુસારરે; બોધ પ્રાગ્ભાવ સઝાયથી, વલિ કરે
જગત ઉપકારરે. સા૦ ॥ ૪ ॥ સાધુ નિજ વીર્યથી પરતણો,
નવિ કરે ગ્રહણને ત્યાગરે; તે ભણી વચન ગુપ્તિ રહે,
એહ ઉત્સર્ગ મુનિ માર્ગરે. સા૦ ॥ ૫ ॥ યોગ જે આશ્રવ-
પદ હતો, તે કર્યો નિર્જરા રૂપરે; લોહથી કંચન મુનિ
કરે, સાધતા સાધ્ય ચિદ્રુપરે. સા૦ ॥ ૬ ॥ આત્મહિત
પરહિત કારણેં, આદરે પાંચ સઝાયરે; તે ભણી અશન

વસનાદિકા, આશ્રય સર્વ અવવાયરે. સા૦ ॥ ૭ ॥ જિન ગુણ સ્તવન નિજ તત્ત્વને, જોઈ વા કરે અવિરોધરે; દેશના ભવ્ય પ્રતિ બોધવા, વાચણા કરણ નિજ બોધરે. સા ॥ ૮ ॥ નય ગમ ભંગ નિક્ષેપથી, સ્વહિત સ્યાદ્વાદ યુત વાણિરે; શોલ દશ ચાર ગુણશું મલિ, કહે અનુયોગ સુપહાણરે. સા૦ ॥ ૯ ॥ સૂત્રને અર્થ અનુયોગ એ, બીય નિયુક્તિ સંજુત્તરે; તીય ભાષ્યે નયે ભાવિયો, મુનિ વદે વચન એમ તંતરે. સા૦ ॥ ૧૦ ॥ જ્ઞાન સમુદ્ર સમતા ભર્યા, સંવરી દયા ભંડારરે; તત્ત્વ આનંદ આસ્વાદતા, વંદિયે ચરણ ગુણધારરે. સા૦ ॥ ૧૧ ॥ મોહ ઉદયે અમોહી એહવા, શુદ્ધ નિજ સાધ્ય લયલીનરે; દેવચંદ તેહ મુનિ વંદિયે, જ્ઞાન અમૃત રસ પીનરે. સા૦ ॥ ૧૨ ॥ ઇતિ.

## त्रीजी एषणा समितिनी सज्झाय.

### ઝાંઝરીયા મુનિવર, ધન્ય. એ દેશી.

સમિતિ તીસરી એષણાજી, પાંચ મહાવ્રત મૂલ; અનાહારી ઉત્સર્ગનોજી, એ અપવાદી અમૂલ. ॥ ૧ ॥ મન મન મોહન મુનિવર, સમિતિ સદા ચિત્ત ધાર. એ આંકણી૦ ચેતનતા ચેતનતણાજી, નવિ પરસંગી તેહ; તિણ પર સનમુખ નવિ કરેજી, આતમ રતિ વ્રતી જેહ. મ૦ સ૦ ॥ ૨ ॥ કાયયોગ પુદ્ગલ ગ્રહેજી, એહ ન આતમ ધર્મ; જાણગ કરતા ભોગતાજી, હું માહરો એ મર્મ. મ૦ સ૦ ॥ ૩ ॥ અનભિસંધિ ચલ વીર્યનોજી, રોધક શક્તિ અભાવ; પણ અભિસંધી વીર્યથીજી, કેમ ગ્રહે પરભાવ. મ૦ સ૦ ॥ ૪ ॥ ઈમ પરત્યાગી સંવરીજી, ન ગ્રહે પુદ્ગલ ખંધ; સાધક

કારણ રાખવાજી, અશનાદિક સંબંધ. મ૦ સ૦ ॥ ૫ ॥ આતમતત્ત્વ અનંતતાજી, જ્ઞાન વિના ન જણાય; તેહ પ્રગટ કરવા ભણીજી, શ્રુત સજ્ઝાય ઉપાય. મ૦ સ૦ ॥ ૬ ॥ તેહ જેહથી દેહ રહેજી, આહારેં બલવાન; સાધ્ય અધૂરે હેતુનેંજી, કેમ તજે ગુણવાન. મ૦ સ૦ ॥ ૭ ॥ તનુ અનુયાયી વીર્યનોજી, વર્તન અશન સંજોગ; વૃદ્ધ યષ્ટિ સમ જાણિનેજી; અશનાદિક ઉપભોગ. મ૦ સ૦ ॥ ૮ ॥ જ્યાં સાધકતા નવિ અડેજી, તો ન ગ્રહે આહાર; બાધક પરિણતિ વારવાજી, અશનાદિક ઉપચાર. મ૦ સ૦ ॥ ૯ ॥ સુડતાલીશે દ્રવ્યનાજી, દોષ તજી નીરાગ; અસંભ્રાંતિ મૂર્ચ્છા વિનાજી, ભ્રમર પેરેં વડ ભાગ. મ૦ સ૦ ॥ ૧૦ ॥ તત્ત્વ રૂચિ તત્ત્વાશ્રયીજી, તત્ત્વ રસીક નિંર્ગ્રંથ; કર્મ ઉદયેં આહારતાજી, મુનિ માને પલી પંથ. મ૦ સ૦ ॥ ૧૧ ॥ લાભ થકી પણ ઘન લહેજી, અતિ નિર્જરા કરંત, પામ્યે અણુવ્યાપક પણેજી, નિર્મલ સંત મહંત. મ૦ સ૦ ॥ ૧૨ ॥ અણાહારતા સાધતાજી, સમતા અમૃત કંદ; ભિક્ષુ શ્રમણ વાચંયમીજી, તે વંદે દેવચંદ. મ૦ સ૦ ॥ ૧૩ ॥ ઇતિ.

## चोथी आदान निक्षेपण समितिनी सज्झाय.

### ભોલીડા હંસારે વિષય ન રાચિયેં—એ દેશી.

સમિતિ ચોથીરે ચઉગતિ વારણી, ભાખી શ્રીજિનરાજ; રાખી પરમ અહિંસક મુનિવરે, થાખી જ્ઞાન સમાજ, ॥ ૧ ॥ સહજ સંવેગીરે સમિતિ પરિણમે, એ આંકણી૦ સાધન આતમ કાજ, આરાધન એ સંવર ભાવનો ભવજલ તારણ જહાજ. સ૦ ॥ ૨ ॥ અભિલાષી નિજ આતમ

તત્ત્વના, સાખી કરિ સિદ્ધાંત; નાખી સર્વ પરિગ્રહ સંગને, ધ્યાનાકાશીરે સંત. સ૦ ॥ ૩ । સંવર પંચ તણી એ ભાવના, નિરૂપાધિક અપ્રમાદ; સર્વ પરિગ્રહ ત્યાગ અસંગતા તેહનો એ અપવાદ, સ૦ ॥ ૪ ॥ શાને મુનિવર ઉપકરણ સંગ્રહે, જે પરભાવ વિરત્ત; દેહ અમોહીરે નવિ લોહી કહ્યા રત્નત્રયી સંપત્ત. સ૦ ॥ ૫ ॥ ભાવ અહિંસકતા કારણ ભણી, દ્રવ્ય અહિંસક સાધિ, રજોહરણ મુખ વસ્ત્રાદિક ધરે વરવાયોગ સમાધિ. સ૦ ॥ ૬ ॥ શિવ સાધનનુંરે મૂલ તે જ્ઞાન છે, તેહનો હેતુ સઝાય; તે આહારેં તે વલિ પાત્રથી જયણાયેં ગ્રહવાય. સ૦ ॥ ૭ ॥ બાલ તરૂણ નરનારી જંતુને, નગ્ન દુગંછાનો હેતુ, તિણ ચોલપટ ગ્રહી મુની ઉપદિસે, શુદ્ધ ધર્મ સંકેત. સ૦ ॥ ૮ ॥ ડંસમસક શીતાદિ પરિસહ સહે, ન રહે ધ્યાન સમાધિ; કલ્પક આદિક નિર્મોહિ પણે, ધારે મુનિ નિરૌધ. સ૦ ॥ ૯ ॥ લેપ અલેપ નદીના જ્ઞાનનો, કારણ દંડ ગ્રહંત; દશ વૈકાલિક ભગવઈ સાખથી, તનુ સ્થિરતાને તંત. સ૦ ॥ ૧૦ ॥ લઘુ સજીવ સચિત્ત રજાદિનો, વારણ દુઃખ સંઘટ્ટ; દેખી પૂંજેરે મુનિવર તેહથી એ પૂરવ મુનિવટ્ટ. સ૦ ॥ ૧૧ ॥ પુદ્દગલ ખંધ ગ્રહણ નિખેવણા, દ્રવ્યેં જયણા તાસ; ભાવે આતમ પરિણતિ નવ નવી, ગ્રહતાં સમિતિ પ્રકાશ. સ૦ ॥ ૧૨ ॥ બાધક ભાવ અદ્વેષપણે તજે; સાધક લે ગતરાગ; પૂરવ ગુણ રક્ષક પોષક પણે, નિપજતે શિવ માર્ગ. સ૦ ॥ ૧૩ ॥ સંયમ શ્રેણેરે સંચરતા મુનિ, હરે કર્મ કલંક; ધરતા સમતારસ એકત્વતા, તત્વ રમણિ નિઃશંક સ૦ ॥ ૧૪ ॥ જગ ઉપગારીરે તારક ભવ્યના, લાયક પૂર્ણાનંદ; દેવ-

ચંદ એહવા તે મુનિરાજના, વંદે પય અરવિંદ મુ૦ ॥ ૧૫ ॥
ઇતિ.

## पांचमी पारिठावणीया समितिनी सज्झाय.

ચેતન ચેતજોરે—એ દેશી.

પંચમી સમિતિ કહિ અતિ સુંદરૂરે, પારિઠાવણીયા નામ; પરમ અહિંસક ધર્મ વધારણી, મૃદુ કરૂણા પરિણામ. મુનિવર સેવજોરે, સમિતિ સદા સુખદાય; થિરતા ભાવે સંયમ સોહાય, ધરે નિર્મળ સંવર થાય. મુ૦ એ આંકણી ॥ ૧ ॥ દેહ નેહથી ચંચલતા વધેરે, વિકસે દુષ્ટ કષાય; તિણ તનું રાગ ધ્યાને રમેજી, જ્ઞાન ચરણ સુપસાય. મુ૦ ॥ ૨ ॥ જિહાં શરીર તિહાં મલ ઉપજેરે, તેહ તણો પરિહાર; કરે જંતુ ચર સ્થિર અણુદુહવ્યારે, સકલ દુગંછા વાર. મુ૦ ॥ ૩ ॥ સંયમ બાધક આત્મ વિરાધનારે; આણા ઘાતક જાણિ; ઉપધિ અશન શિષ્યાદિક પરઠવેરે, આયતિ લાભ પિછાણિ; મુ૦ ॥ ૪ ॥ વધ્યા આહારે તપીયા પરઠવેરે, નિજ કોઠે અપ્રમાદ; દેહ અરાગી ભાવ અવ્યાપતારે, ધીરનો એહ અપવાદ, મુ૦ ॥ ૫ ॥ સંયોગાદિક દૂષણ પરહરીરે, વર્જી રાગ ને દ્વેષ; આગમ રીતે પરઠવણી કરે, લાઘવહેતુ વિશેષ. મુ૦ ॥ ૬ ॥ કલ્પાતીત અહાલંદી ક્ષમીરે. જિન કલ્પાદિ મુનીશ; તેહને પરઠવણા એક મલ તણીરે, તેહ અલ્પ વલી દીસ, મુ૦ ॥ ૭ ॥ રાત્રે પ્રશ્રવણાદિક પરઠવેરે, વિધિ કૃત મંડલ થામ; થિવિર કલ્પનો પ્રતિ અપવાદછેરે, ગ્લાનાદિક નહીં કામ. મુ૦ ॥ ૮ ॥ વલિ એહ દ્રવ્યથી ભાવેરે, બાધક જે પરિણામ;

દ્વેષ નિવારી માદકતા વિનારે, સર્વ વિભાવ વિરામ, મુ૦ ॥ ૯ ॥ આતમ પરિણતિ તત્ત્વમયી કરેરે, પરિહરતા પરભાવ; દ્રવ્ય સમિતિ પિણ ભાવ ભણી ધરેરે, મુનિનો એહ સ્વભાવ. મુ૦ ॥ ૧૦ ॥ પંચ સમિતિ સમતા પરિણામથીરે, ક્ષમા ક્રોધ ગતરોષ; ભાવન પાવન સંયમ સાધતારે, કરતા ગુણ ગણ પોષ. મુ૦ ॥ ૧૧ ॥ સાધ્યરસી નિજ તત્ત્વે તન્મયીરે, ઉછરંગી નિર્માય; યોગ ક્રિયા ફલ ભાવ અવંચતારે, શુચિ અનુભવ સુખ હોય. મુ૦ ॥ ૧૨ ॥ આણાયુત નાણી દર્શનીરે, નિશ્ચય નિગ્રહવંત; દેવચંદ્ર એહવા નિર્ગ્રંથતેરે; મુજ ગુરૂ તત્વ મહંત. મુ૦ ॥ ૧૩ ॥ ઇતિ.

## ॥ छठी मनोगुप्ति सज्झाय ॥

### વૈરાગી થયોરે—એ દેશી.

મુનિ મન વશ કરો રે, મન એ આશ્રવ ગેહો, મમતાને તો ઋષિ મન્નથીરે, ટાલો યતિ વર તેહો રે. ॥ મુ૦ ॥ ૧ ॥ દુષ્ટ તુરંગ ચિત્ત તે કહ્યું રે, સો મોહ નૃપતિ પ્રધાન; આર્ત રૌદ્રનું ક્ષેત્ર એરે, રોકતું જ્ઞાન નિધાનોરે. ॥ મુ૦ ॥ ૨ ॥ ગુપ્તિ પ્રથમ એ સાધુનેરે, ધર્મ શુકલનો કંદ; વસ્તુ ધર્મ ચિંતન રમ્યારે, સાધ્યે પુણ્યાનંદોરે. ॥ મુ૦ ॥ ૩ ॥ યોગતે પુદ્ગલ જોગછેરે બાંધે અભિનવ કર્મ, યોગ વર્તના કંપનારે; નવિ એ આતમ ધર્મ. ॥ મુ૦ ॥ ૪ ॥ વીર્ય ચપલ પરસંગમીરે, એહ ન સાધક પક્ષ; જ્ઞાન ચરણ સહ કારનારે; વરતાવે મુનિ દક્ષરે. ॥ મુ૦ ॥ ૫ ॥ સવિકલ્પક ગુણ સાધુનારે, ધ્યાનીને ન સુહાય; નિર્વિકલ્પ અનુભવ રસીરે, આત્માનંદિ

થાયોરે. ॥ મુ० ॥ ૬ ॥ રત્નત્રયની એકતારે, એહ સમલ વ્યવહાર; ત્રિગુણ વીર્ય એકત્વતારે; નિર્મલ આત્માચારોરે. ॥ મુ० ॥ ૭ ॥ શુક્લ ધ્યાન શ્રુતલંબની રે, એ પણ સાધન દાવ; વસ્તુ ધર્મ ઉછરંગમેં રે, ગુણ ગુણી એક સુભાવોરે. ॥ મુ० ॥ ૮ ॥ પર સહાય ગુણ વર્તનારે, વસ્તુ ધર્મ ન કહાય; સાધ્ય રસી તો કિમ ગ્રહેરે, સાધુ ચિત્ત સહાયોરે. ॥ મુ० ॥ ૯ ॥ આત્મરૂચિ આત્માલયીરે, ધ્યાતા તત્ત્વ અનંત, સ્યાદ્‌વાદ જ્ઞાની મુની રે, તત્ત્વ રમણ ઉપશાંતોરે. ॥ મુ० ॥ ૧૦ ॥ નવિ અપવાદ રૂચિ કદારે, શિવ રસીયા અણગાર; શક્તિ યથાગમ સેવતાંરે, નિંદે કર્મ પ્રચારોરે. ॥ મુ० ॥ ૧૧ ॥ શુદ્ધ સિદ્ધ નિજ તત્વત્તારે, પુર્ણાનંદ સમાજ; દેવચંદ્ર પદ સાધતારે, નમિયે તે મુનિરાજો રે. ॥ મુ० ॥ ૧૨ ॥ ઇતિ

---

## ॥ सातमी वचन गुप्तिनी सज्झाय ॥

સમિતિ સદા એ દીલમેં ધરો—એ દેશી. અથવા હમીરીયાની—દેશી

વચન ગુપ્તિ સુધી ધરો, વચન તે કર્મ સહાય; સલુણા, ઉદયાશ્રિત જે ચેતના, નિશ્ચે તેહ અપાય. સ० વચન ગુપ્તિ સુધી ધરો. ॥ ૧ ॥ એ આંકણી, વચન અગોચર આતમા, સિદ્ધ તે વચનાતીત; સ० સત્તા અસ્તિ સ્વભાવમેં, ભાષક ભાવ અનિત. ॥ સ० ॥ વ० ॥ ૨ ॥ અનુભવ રસ આસ્વાદતા, કરતા આતમધ્યાન; સ० વચન તે બાધક ભાવ છે, ન વદે મુનિ અજ્ઞાન; ॥ સ० ॥ વ० ॥ ૩ ॥ વચનાશ્રવ પલટાવવા, મુનિ સાધે સ્વાધ્યાય; સ० તેહ સર્વથા ગોપવો, પરમ મહા-

રસ થાય ॥ સ૦ ॥ વ૦ ॥ ૪ ॥ ભાષા પુદ્ગલ વર્ગણા, ગ્રહણા નિસર્ગ ઉપાધિ; સ૦ કરવા આતમ વીર્યને, શાને પ્રેરે સાધિ ॥ સ૦ ॥ વ૦ ॥ ૫ ॥ યાવત્ વીરજ ચેતના, આતમ ગુણ સંપત્ત; સ૦ તાવત સર્વે નિર્જરા, આશ્રવ પર આયાત ॥ સ૦ ॥ વ૦ ॥ ૬ ॥ ઇમ જાણિ સ્થિર સંયમી, ન કરે ચપલી મંથ; સ૦ આત્માનંદ આરાધતાં, આજ્ઞાથી નિર્ગંથ.॥ સ૦ ॥વ૦॥ ૭ ॥ સાધ્ય શુદ્ધ પરમાત્મા, તસુ સાધન ઉત્સર્ગ, સ૦ બાર ભેદે તપ દ્વિવિધે, સકલ શ્રેષ્ઠ વ્યુત્સર્ગ ॥ સ૦ ॥ વ૦ ॥ ૮ ॥ સમકિત ગુણે ઠાણે કર્યો સાધ્ય અયોગી ભાવ. સ૦ ઉપાદાનતા તેહની ગુપ્તિ રૂપ સ્થિર ભાવ. ॥ સ૦ ॥ વ૦ ॥ ૯ ॥ ગુપ્તિ રૂચિ ગુપ્તે રમ્યા, કારણ સમિતિ પ્રપંચ; સ૦ કરતા સ્થિરતાઈ હતા, ગ્રહે તત્વ ગુણ સંચ, ॥ સ૦ ॥ વ૦ ॥ ૧૦ ॥ અપવાદે ઉત્સર્ગની, દૃષ્ટિ ન ચુકે જેહ, સ૦ પ્રણમે નિત્ય પ્રત્યે ભાવશું, દેવચંદ મુનિ તેહ. ॥ સ૦ ॥ વ૦ ॥ ૧૧ ॥ ઇતિ.

## ॥ आठमी काय गुप्ति सझाय ॥

ફુલના ચોસર પ્રભુજીને શિર ચઢે—એ દેશી,

ગુપ્તિ સંભારોરે ત્રીજી મુનિવરૂ, જેહથી પરમ આનંદોજી; મોહ ટલે ઘનઘાતિ પરગલે, પ્રગટે જ્ઞાન અમંદોજી. ॥ ગુ૦ ॥ ૧ ॥ કરી શુભ અશુભે ભવ ભ્રમ જે છે તિણ તજિ તન વ્યાપારોજી; ચંચલ ભાવ તે આશ્રવ મૂલ છે, જીવ અચલ અવિકારોજી. ગુ૦ ॥ ॥ ૨ ॥ ઇંદ્રિય વિષય સકલનું દ્વાર એ, બંધ હેતુ દૃઢ એહોજી, અભિનવ કર્મ ગ્રહે તનુ યોગથી, તિણ થિર કરીયે દેહોજી. ગુ૦ ॥ ૩ ॥

આતમ વીર્યે ફુરે પરસંગ જે, તે કહીયેં તનુ યોગોજી, ચેતન સત્તારે પરમ અયોગી છે, નિર્મલ સ્થિર ઉપયોગો- જી. ગુ૦ ॥ ૪ ॥ જાવત કંપન તાવત બંધ છે, ભાખ્યું ભગવઇ અંગેજી, તે માટે ધ્રુવ તત્વ રસેં રમે, માહણુ ધ્યાન પ્રસંગેજી. ગુ૦ ॥ ૫ ॥ વીર્ય સહાયીરે આતમ ધર્મનો, અચલ સહજ અપ્રયાસોજી, તે પર ભાવ સહાયા કિમ કરે, મુનિવર ગુણ આવાસોજી. ગુ૦ ॥ ૬ ॥ ખંતિ મુક્તિ ગુક્તિ અકિંચની, શૌચ બ્રહ્મ ધર ધીરોજી, વિષય પરિસહ સૈન્ય વિદારવા, વીર પરમ સોંડીરોજી. ગુ૦ ॥ ૭ ॥ કર્મ પડલ દલક્ષય કરવા રસી, આતમરૂદ્ધિ સમૃદ્ધોજી, દેવચંદ જિન આણા પાલતાં, વંદું ગુરૂ ગુણ વૃદ્ધોજી. ગુ૦ ॥ ૮ ॥ ઇતિ૦

## नवमी साधु स्वरुप वर्णन सझाय.

### રસીયાની દેશી.

ધર્મ ધુરંધર મુનિવર સુલહી, નાણચરણ સંપન્ન; સુગુણ નર, ઈંદ્રિય ભોગ તજી નિજ સુખ ભજી, ભવચારક ઉદ- વિગ્ન. સુ૦ ॥ ૧ ॥ દ્રવ્ય ભાવ સાચી સરધા ધરી, પરિહરી શંકાદિ દોષ; સુ૦ કારણ કારજ સાધન આદરી, ધરી ધ્યાન સંતોષ. સુ૦ ધ૦ ॥ ૨ ॥ ગુણ પર્યાયેં વસ્તુ પરખતાં, શીખ ઉભય ભંડાર; સુ૦ પરિણતિ શક્તિ સ્વરૂપમેં પરિણ- મી, કરતા તસુ વ્યવહાર. સુ૦ ધ૦ ॥ ૩ ॥ લોકસન્ન વિતિગિચ્છા વારતા, કરતા સંયમ વૃદ્ધિ; સુ૦ મૂલ ઉત્તર ગુણ સર્વ સંભારતા, ધરતા આતમ શુદ્ધિ. સુ૦ ધ૦ ॥ ૪ ॥ શ્રુતધારી શ્રુતધર નિશ્રારસી, વશ કર્યા ત્રિક યોગ; સુ૦ અભ્યાસી અભિનય શ્રુત સારના, અવિનાશી ઉપયોગ. સુ૦

ધ૦ ॥ ૫ ॥ દ્રવ્ય ભાવ આશ્રવ મલ ટાલતા, પાલતા સંયમ સાર; સુ૦ સાચી જૈન ક્રિયા સંભાલતા, ગાલતા કર્મ વિકાર. સુ૦ ધ૦ ॥ ૬ ॥ સામાયિક આદિક ગુણ શ્રેણિમેં, રમતા ચઢતેરે ભાવ; સુ૦ તીન લોકથી ભિન્ન ત્રિલોકમેં, પૂજનીય જસુ પાવ. સુ૦ ધ૦ ॥ ૭ ॥ અધિક ગુણી નિજ તુલ્ય ગુણી થકી, મલતા તે મુનિરાજ સ૦ પરમ સમાધિ નિધિ ભવ-જલધિના, તારણ તરણ જહાજ. સુ૦ ધ૦ ॥ ૮ ॥ સમ-કિતવંત સંયમ ગુણ ઇહતા, તે ધરવા સમરથ; સુ૦ સંવેગ પક્ષી ભાવેં શોભતા કહેતા સાચોરે અર્થ. સુ૦ ધ૦ ॥ ૯ ॥ આપ પ્રશંસાયેં નવિ માચતા, રાચતા મુનિ ગુણ રંગ; સુ૦ અપ્રમત મુનિ શ્રુત તત્વ પૂછવા, સેવે જાસુ અભંગ. સુ૦ ધ૦ ॥ ૧૦ ॥ સદ્દહણા આગમ અનુમોદતા, ગુણકર સંયમ ચાલ; સુ૦ વિવહારેં સાચી તે સાચવે, આયતિ લાભ સંભાલ. સુ૦ ધ૦ ॥ ૧૧ ॥ દુક્કરકારીથી અધિકા કહે, બૃહત્કલ્પ વ્યવહાર; સુ૦ ઉપદેશમાલા ભગવઈ અંગને ગીતારથ અધિ-કાર. સુ૦ ધ૦ ॥ ૧૨ ॥ ભાવ ચરણ સ્થાનક ફરસ્યા વિના, ન હુવે સંયમ ધર્મ; સુ૦ તે શાને જુઠ તે ઉચરે, જે જાણે પ્રવચન મર્મ. સુ૦ ધ૦ ॥ ૧૩ ॥ જસ લાભેં નિજ સમ્મત થાપવા, પરજન રંજન કાજ; સુ૦ જ્ઞાન ક્રિયા દ્રવ્યત વિધિ સાચવે, તેહ નહીં મુનિરાજ, સુ૦ ધ૦ ॥ ૧૪ ॥ બાહ્યકથા એકાંતે ઉપદિસે, શ્રુત આમ્નાય વિહીન; સુ૦ બગપરેં ઠગતા મૂરખ લોકને, બહુ ભમશે તેહ દીન; સુ૦ ધ૦ ॥ ૧૫ ॥ અધ્યાત્મ પરિણતિ સાધન ગ્રહી, ઉચિત વહે આચાર સુ૦ જિન આણા અવિરાધક પુરૂષ જે, ધન્ય તેહનો અવતાર. સુ૦ ધ૦ ॥ ૧૬ ॥ દ્રવ્ય ક્રિયા નૈમિત્તિક હેતુ છે, ભાવ

ધર્મ લયલીન; સુ૦ નિરૂપાધિકતા જે નિજ અંશની, માને લાભ નવીન. સુ૦ ધ૦ ॥ ૧૭ ॥ પરિણુતિ દોષ ભણીજે નિંદતા, કહેતા પરિણુતિ ધર્મ, સુ૦ યોગ ગ્રંથના ભાવ પ્રકાશતા, તેહ વિદારે હો કર્મ. સુ૦ ધ૦ ॥ ૧૮ ॥ અલ્પ ક્રિયા પણુ ઉપકારી પણે, જ્ઞાની સાધે હો સિદ્ધ; સુ૦ દેવચંદ્ર સુવિહિત મુનિવંદને, પ્રણુમ્યાં સકલ સમૃદ્ધિ. ॥ ૧૯ ॥ ઈતિ.

## कलश.

### રાગ ધન્યાશ્રી.

તે તરિયારે ભાઈ તે તરિયા; જે જિન શાસન અનુસરિયાજી, જેહ કરે સુવિહિત મુનિ કિરિયા, જ્ઞાનામૃતરસ દરિયાજી. તે૦ એ આંકણી૦ વિષય કષાય સહુ પરહરિયા ઉત્તમ સમતા વરિયાજી, શીલ સન્નાહ થકી પાખરિયા, ભવ સમુદ્ર જલ તરિયાજી. તે૦ ॥ ૨ ॥ સમિતિ ગુપ્તિ શું જે પરવરિયા, આત્માનંદે ભરિયાજી; આશ્રવ દ્વાર સકલ આવરિયાં, વર સંવર સંવરિયાજી. તે૦ ॥ ૩ ॥ ખરતર મુનિ આચરણા ચરિયા, રાજ સાર ગુણુગિરિયાજી; જ્ઞાન ધર્મ તપ ધ્યાને વસિયા, શ્રુત રહસ્યના રસિયાજી. તે૦ ॥ ૪ ॥ દીપચંદ પાઠક પદ ધરિયા, વિનય રયણુ સાગરિયાજી; દેવચંદ્ર મુનિ ગુણુ ઉચ્ચારિયા, કર્મ અરિ નિર્જરિયાજી. તે૦ ॥ ૫ ॥ સુરગિરિ સુંદર જિનવર મંદિર, શોભિત નગર સવાઇજી; નવાનગર ચોમાસું કરીને, મુનિવર ગુણુથુતિ ગાઇજી. તે૦ ॥ ૬ ॥

( હરિગીત. )

અરિહંત યશ જગમેં વિચર્યો, વિસ્તરી જશ સંપદા; નિર્ગ્રંથ વંદન સ્તવન કરંતા, પરમ મંગલ સુખ સદા. ઇતિ સંપૂર્ણ.

---

# अथ श्री बार भावना.

॥ દોહા ॥

પાસ જિનેશ્વર પયનમી, સદ્ગુરૂને આધાર; ભવિયણ જનને હિત ભણી, ભણશું ભાવના બાર ॥ ૧ ॥ પ્રથમ અનિત્ય અશરણપણું, એહ સંસાર અસાર; એકલપણું અન્યત્વ તિમ અશુચિ આશ્રવ સંભાર. ॥ ૨ ॥ સંવર નિર્જર ભાવના, લોક સ્વરૂપ સુબોધ; દુલહ ભાવન જિન ધરમ, એણીપરે કર જીવ શુદ્ધિ. ॥ ૩ ॥ રસકુંપી રસ વેધીયો, લોહ થકી હોય હેમ; જિમ ઇણ ભાવન શુદ્ધ હુએ, પરમ રૂપ લહે તેમ. ॥ ૪ ॥ ભાવ વિના દાનાદિકા, જાણો અલુણું ધાન; ભાવરસાંગ મલ્યા થકી, ત્રુટે કરમ નિદાન. ॥ ૫ ॥

ઢાલ ૧ લી.

ભાવનાની દેશી.

પહેલી ભાવના એણીપરેં ભાવીયેંજી; અનિત્યપણું સંસાર, ડાભ અણી ઉપર જલબિંદુઓજી, ઇંદ્ર ધનુષ અનુહાર. ॥૧॥ સહજ સવેંગી સુંદર આતમાજી, ધર જિન ધર્મ સુરંગ, ચંચલ ચપલાની પરેં ચિંતવેજી, કૃત્રિમ સવિહુ સંગ. સ૦ ॥ ૨ ॥ ઇંદ્ર જાલ સુહણા શુભ અશુ-

શુંજી, ફૂડો તોષને રોષ; તિમ ભ્રમ ભૂલ્યો અથિર પદાર-થેંજી; સ્યો કીજે મન શોષ સ૦ ॥ ૩ ॥ ઠાર ત્રેહ પામ-રનાં નેહ જયુંજી, એ યૌવન રંગ રોલ; ધન સંપદ પણ દીસે કારમીજી, જેવા જલધી કલોલ. સ૦ ॥ ૪ ॥ મુંજ સરિખે માંગી ભીખડીજી, રામ રહ્યા વનવાસ; ઈણ સંસારે એ સુખ સંપદાજી, સંધ્યારાગ વિલાસ, સ૦ ॥૫॥ સુંદર એ તનું શોભા કારમીજી, વિણસંતા નહીં વાર. દેવતણે વચને પ્રતિ બૂજીયોજી, ચક્રી સનતકુમાર. સ૦॥ ૬ ॥ સૂરજ રાહુ ગ્રહણે સમજીઓજી, શ્રી કીર્ત્તિધર રાય; કરકંડૂ પ્રતિબૂજયો દે-ખીનેજી, વૃષભ જરા કુલ કાય. સ૦ ॥ ૭ ॥ કિહાં લગેં ધૂઆ ધવલહરા રહેજી, જલ પરપોટો જોય; આઉખું અથિર તિમ મનુષ્યનુંજી, ગર્વ મ કરશો કોય ॥ ૮ ॥ અતુલિ બલસુર જિનવર સારિખાજી, ચક્રિ હરિબલ જોડી; ન રહ્યો એણે જંગે કોઇ થિર થઈજી, સુરનર ભૂપતિ કોડી સ૦ ॥ ૯ ॥ ઈતિ,

## ॥ દોહા ॥

પલ પલ છીજે આઉખું, અંજલિજલજયું એહ; ચલતે સાથે સંબલો, લેઇ શકે તો લેહ. ॥ ૧ ॥ લે અચિંત્ય ગલ-શું ગ્રહી, સમય સીંચાણો આવી; શરણ નહીં જિનવર વિણ, તેણ હવે અશરણ ભાવી. ॥ ૨ ॥

## ઢાલ ૨ જી.

રાગ રામગિરી, રામ ભણે હરિ ઉઠિયે, એ દેશી.

બીજી અશરણ ભાવના ભાવો હૃદય મઝારે, ધર્મ વિના પરભવ જતાં, પાપે ન લહશ પારરે, જાઈશ નરક

ડુવારરે, તિહાં તુઝ કવણુ આધારરે, લાલ સુરંગારે પ્રાણીયા. ॥ ૧ ॥ મુકને મોહ જંજાલરે, મિથ્યામતિ સવિ ટાલરે; માયા આલપંપાલરે, લાલ૦ ॥ ૨ ॥ માત પિતા સુત કામિની, ભાઈ ભગિની સહાય રે; એં એં કરતાંરે, અજપરેં; કર્મે ગ્રહ્યો જીવ જાયરે, આડો કોઇ નવી થાયરે; દુઃખ ન લીયે વહેંચાયરે. લાલ૦ ॥ ૩ ॥ નંદની સોવન ડુંગરી, આખર નાવી કો કાજરે, ચક્રી સુભૂમ તે જલધિમાં, હાર્યો છ ખંડ રાજરે, બૂડયો ચરમ જહાજરે; દેવ ગયા સવિ ભાજરે, લોભે ન રહિ તસ લાજરે. લાલ૦ ॥ ૪ ॥ દ્વીપાયન દહી દ્વારિકા, બલવંત ગોવિંદ રામરે, રાખી ન શકયારે રાજવી, માત પિતા સુત ધામરે; તિહાં રાખ્યાં જિન નામરે, શરણુ કિઓ નેમિ સ્વામરે, વ્રત લેઇ અભિરામરે, પહોતા શિવપુર ઠામરે. લાલ૦ ॥ ૫ ॥ નિત્ય મિત્ર સમદેહડી, સયણાં પર્વ સહાયરે, જિનવર ધર્મ ઉગારસે, જિમ તે વંદનિક ભાયરે; રાખ્યો મંત્રી ઉપાયરે, સંતોષ્યો વલી રાયરે, ટાલ્યા તેહના અપાયરે. લાલ૦ ॥ ૬ ॥ જનમ જરા મરણાદિક, વયરી લાગા છે કેડરે, અરિહંત શરણુ તે આદરી, ભવ ભ્રમણુ દુઃખ ફેડરે; શિવ સુંદરી ઘર તેડરે, નેહ નવલ રસ રેડરે, સીંચી સુકૃત તરૂ પેડરે. ॥ ૭ ॥ ઇતિ.

॥ દોહા ॥

થાવચ્ચા સુત થરહર્યો, જોર દેખી જમ ધાડ, સંયમ શરણું સંગ્રહ્યું, ધણુ કણુ કંચન છાંડ. ॥ ૧ ॥ ઇણુ શરણેં સુખિયા થયા, શ્રી અનાથી અણુગાર, શરણુ લહ્યા વિણુ જીવડા, ઇણીપરેં રૂલે સંસાર ઇતિ૦

॥ ઢાલ ૩ જી ॥

રાગ મારૂણી.

ત્રીજી ભાવના એણીપરે ભાવીયેંરે, એહ સ્વરૂપ સંસાર, કર્મવશેં જીવ નાચે નવનવ રંગશુંરે, એ એ વિવિધ પ્રકાર. ॥ ૧ ॥ ચેતન ચેતીયેંરે, લહી માનવ અવતાર. ચેતન૦ ભવ નાટકથી જો હુઓ ઉભગોરે, તો છાંડો વિષય વિકાર. ચેતન૦ ॥ ૨ ॥ કબહી ભૂજલ જલણાનિલ તરૂમાં વસ્યોરે, કબહી નરક નિગોદ, બિતિ ચઉરિંદ્રિયમાંહે કેઇ દિન વસ્યોરે, કબહીંક દેવ વિનોદ. ચેતન૦ ॥ ૩ ॥ કીડી પતંગ હરિ માતંગપણું ભજેરે, કબહી સર્પ શીયાલ; બ્રાહ્મણું ક્ષત્રિય વૈશ્ય કહાવતોરે, હોવે શૂદ્ર ચંડાલ ચેતન૦ ॥ ૪ ॥ લખ ચોરાસી ચઉટે રમતો રંગશું રે, કરી કરી નવ નવ વેશ, રૂપ કરૂપ ધની નિદ્રવ્ય, સોભાગિયોરે દુરભાગી દુરવેષ. ચેતન૦ ॥ ૫ ॥ દ્રવ્ય ક્ષેત્ર સૂક્ષ્મને બાદર ભેદશુંરે, કાલ ભાવ પણ તેમ, અનંત અનંતા પુદ્ગલ પરાવર્ત્તન કર્યાં રે, કહ્યા પન્નવણા એમ. ચેતન૦ ॥ ૬ ॥ ભાઈ બહિન નારી તાતપણું ભજેરે, માત-પિતા હોયે પુત્ર; તેહજ નારી વૈરીને વલિ વાલહોરે. એહ સંસારહ સૂત્ર. ચેતન૦ ॥ ૭ ॥ ભૂવનભાનુ જિન ભાંખ્યા ચરિત્ર સુણી ઘણાંરે, સમજ્યા ચતુર સુજાણ, કર્મ વિવરવસે મૂકી, મોહ વિટંબનારે, મલ્યા મુક્તિ જિન ભાણ. ચેતન૦ ॥ ૮ ॥ ઇતિ૦

॥ દોહા. ॥

ઇમ ભવ ભવ જે દુઃખ સહ્યા, તે જાણે જગનાથ;
ભય ભંજણ ભાવઠ હરણ, ન મલ્યો અવિહડ સાથ. ॥ ૧ ॥

તિણુ કારણુ જીવ એકલો, છોડી રાગ ગલપાસ; સવિ સંસારી જીવશું, ધરી ચિત્ત ભાવ ઉદાસ. ઇતિ.

## ઢાલ ૪ થી.

રાગ ગોડી, પૂત ન કીજે હો સાધુ વિસાસડો. એ દેશી

ચોથી ભાવના ભવિયણુ મન ધરો, ચેતન તું એકાકીરે, આવ્યો તિમ જાઇશ પરભવ વલી, ઇહાં મૂકી સવિ બાકીરે. મમ કર મમતારે સમતા આદરો. ॥ ૧ ॥ આણો ચિત્ત વિવેકોરે, સ્વારથિયાં સજજન સહુ એ મલ્યાં, સુખ દુઃખ સહેશે એકોરે. મમ૦ ॥ ૨ ॥ વિત્ત વહેંચણુ આવી સહુયે મલે, વિપતિ સમય જાય નાશીરે; દવ બલતો દેખી દશ-દિશેં પુગે, જિમ પંખી તરૂવાસીરે. મમ૦ ॥ ૩ ॥ ખટ-ખંડ નવ નિધિ ચૌદ રયણુ ધણી, ચોસઠ સહસ્સ સુનારીરે; છેહડે છોડી તે ચાલ્યો એકલા, હાર્યા જેમ જૂઆરીરે. મમ૦ ॥ ૪ ॥ ત્રિભુવન કંટક બિરૂદ ધરાવતો, કરતો ગર્વ ગુમાનોરે; ત્રાગા વિણુ નાગા તે સહુ ચાલ્યા, રાવણુ સરિખા રાજાનોરે. મમ૦ માલ રહે ઘર સ્ત્રી વિશ્રામિતા; પ્રેતવના લગેં લોકોરે; ચય લગેં કાયારે આખર એકલો, પ્રાણી ચલે પરલોકોરે. મમ૦ ॥ ૬ ॥ નિત્ય કલહો બહુ મેલે દેખીઓ, બિહું પણુ ખટપટ થાયરે; વલયાની પરેં વિહરિશ એકલો, ઈમ બુજયો નમીરાયરે. મમ૦ ॥ ૭ ॥

## ॥ દોહા. ॥

ભવ સાયર બહુ જલધિ દુઃખ, જન્મ મરણુ તરંગ; મમતા તંતુ તિણે ગ્રહ્યો, ચેતન ચતુર માતંગ. ॥ ૧ ॥ ચાહે જો છોડણુ ભણી, તો ભજ ભગવંત મહંત; દૂર કરે પર-બંધને; જિમ જલથી જલકંત. ॥ ૨ ॥

## ઢાલ ૫ મી.

રાગ કેદારો—ગોડી કપૂર હુવે અતિ ઉજલોરે—દેશી.

પાંચમી ભાવના ભાવીયે રે, જુઓ અન્યત્વ વિચાર; આપ સ્વારથી એ સહુરે, મલિઓ તુજ પરિવાર. ॥ ૧ ॥ સંવેગી સુંદર બુજમાં મૂંજ ગમાર, તાહરૂં કો નહીં ઇણુ સંસાર; તુ કેહનો નહિ નિરધાર. સંવે૦ ॥ ૨ ॥ પંથ સિરે પંથી મલ્યારે, કીજે કિમ સું પ્રેમ; રાતિ વસે પ્રહ ઉઠી ચલેરે, નેહ નિવાહે કેમ સં૦ ॥ ૩ ॥ જિમ મેલો તીરથ મલેરે, જન વણુજની ચાહ. કેઈ ત્રોટો કેઇ ફાયદોરે, લેઇ લેઇ નિજ ઘર જાય. સં૦ ॥ ૪ ॥ જિહાં કારજ જેહનાં સરેરે, તિહાં લગે દાખે નેહ; સૂરીકાંતા નારીપરેં રે, છટકી દેખાડે છેહ. સં૦ ॥ ૫ ॥ ચુલણી અંગજ મારવારે, કૂડું કરી જતુ ગેહ; ભરત બાહુબલી ઝુઝીયારે, જો જો બંધવ નેહ. સં૦ ॥ શ્રેણિક પુત્રેં બાંધીઓરે, લીધું વહેંચી રાજ્ય; દુઃખ દીધું બહુ તાતનેરે, દેખો સુતના કાજ. સં૦ ॥ ૭ ॥ ઇણુ ભાવના, શિવપદ લહેરે, શ્રી મરૂદેવી માય; વીર શિષ્ય કેવલ લહ્યુંરે, શ્રી ગૌતમ ગણુરાય. સં. ॥ ૮ ॥ ઇતિ.

### ॥ દોહા. ॥

મોહ વસુ મન મંત્રવી, ઇંદ્રિય મલ્યા કલાલ, પ્રમાદ મદિરા પાયકે, બાંધ્યો જીવ ભૂપાલ. ॥ ૧ ॥ કર્મ જંજીર જડી કરી, સુકૃત માલ સવિ લીધ; અશુભ વિરસ દુરગંધ મય, તનગો તહરેં દીધ. ॥ ૨ ॥

## ઢાલ ૬ ઠી.

### રાગ સિંધુ સામેરી.

છઠી ભાવના મન ધરો જીવ અશુચિ ભરી એ કાયારે, શીમાયારે; માંડે કાચા પિંડશું એ. ॥ ૧ ॥ નગર ખાલ પરેં નિત વહે, કફમલ મૂત્ર ભંડારરે, તિમ દ્વારોરે; નર નવ દ્વાદશ નારિનાં એ. ॥ ૨ ॥ દેખી દુરગંધ દૂરથી, તું મુહ મચકોડે માણેરે, નવિ જાણેરે; તિણુ પુદ્દગલ નિજ તનું ભર્યું એ. ॥ ૩ ॥ માંસ રૂધિર મેહારસેં, અસ્થિ મજ્જા નર બીજેરે; શું રીઝેરે; રૂપ દેખી દેખી આપણું એ. ॥ ૪ ॥ કૃમિ વાલાદિક કોથલી, મોહરાયની ચેટીરે; એ પેટીરે, ચર્મ જડી ઘણા રોગની એ. ॥ ૫ ॥ ગર્ભવાસ નવ માસમાં, કૃમિ પરેં મલમાં વસિયોરે; તું રસિયોરે, ઉંધે માથે એમ રહ્યો એ. ॥ ૬ ॥ કનક કુમરી ભોજન ભરી, તિહાં દેખી દુરગંધ બુજયારે; અતિજીુજયારે, મલ્લિ મિત્ર નિજ કર્મશું એ. ॥ ૭ ॥ ઇતિ.

### ॥ દોહા. ॥

તન છિલ્લર ઇંદ્રિ મચ્છા, વિષય કલણ જંબાલ; પાપ કલુષ પાણી ભર્યું, આશ્રવ વહે ગડનાલ. ॥ ૧ ॥ નિર્મલ પખ સહજેં સુગતિ, નાણુ વિનાણુ રસાલ; શું બગની પરેં પંકજલ, ચૂંથે ચતુર મરાલ. ॥ ૨ ॥

## ઢાલ ૭ મી.

### રાગ ધોરણી.

આશ્રવ ભાવના સાતમીરે, સમજો સુગુરૂ સમીપ; ક્રોધાદિક કાંઇ કરોરે, પામી શ્રી જિન દીપોરે. ॥ ૧ ॥ સુણ સુણ પ્રાણીયા, પરિહર આશ્રવ પંચોરે; દશમેં અંગે કહ્યા, જેહના

ફુટ પ્રપંચોરે. સુણુ૦ ॥ ૨ ॥ હોંશે જે હિંસા કરેરે, તે લહે કટુક વિપાક; પરિહાસે ગોત્રાસનીરે, જો જો અંગ વિપાકોરે. સુણુ૦ ॥ ૩ ॥ મિથ્યા વયણે વસુ નડયોરે, મંડિક પરધન લેઇ; ઇણ અબ્રહ્મે રોલવ્યારે, ઇંદ્રાદિક સુર કેઇરે. સુણુ૦ ॥ ૪ ॥ મહા આરંભ પરિગ્રહેરે, બ્રહ્મદત્ત નરક પહુત્ત; સેવ્યાં શત્રુપણું ભજેરે, પાંચે દુરગતિ દૂતોરે. સુણુ૦ ॥ ૫ ॥ છિદ્ર સહિત નાવા જલેરે, બુડે નીર ભરાય; તિમ હિંસાદિક આશ્રવેરે, પાપે પિંડ ભરાયોરે. સુણુ૦ ॥ ૬ ॥ અવિરતિ લાગે એકેંદ્રિયારે, પાપસ્થાન અઢાર; લાગે પાંચેહી ક્રીયારે, પંચમ અંગ વિચારોરે. સુણુ૦ ॥ ૭ ॥ કટુક ક્રિયા થાનક ફલેરે, બોલ્યા બીજેરે અંગ; કહેતાં હીયડું કમકમેરે, વિરૂઓ તાસ પ્રસંગોરે. સુણુ૦ ॥ ૮ ॥ મૃગ પતંગ અલિ માછલોરે, કરી એક વિષય પ્રપંચ; દુખિયા તે કિમ સુખ લહેરે, જસ પરવશ એહ પંચોરે. સુણુ૦ ॥ ૯ ॥ હાસ્ય નિંદ વિકથા વસે રે, નરક નિગોદેરે જાત; પૂરવધર શ્રુત હારીનેરે, અવરાની શી વાતો રે. સુણુ૦ ॥ ૧૦ ॥ ઇતિ.

॥ દોહા ॥

શુભ માનસ માનસ કરી, ધ્યાન અમૃત રસ રેલિ,
નવદલ શ્રી નવકાર પય, કરી કમલાસન કેલિ. ॥ ૧ ॥
પાતક પંક પખાલીને, કરી સંવરની પાલ, પરમ હંસ પદવી ભજો, છોડી સકલ જંજાલ. ॥ ૨ ॥

ઢાલ ૮ મી.

ઉલૂની–દેશી.

આઠમી સંવર ભાવનાજી, ધરી ચિત્ત શું એકતાર, સમિતિ ગુપ્તિ સૂધી ધરોજી, આપો આપ વિચાર. સલૂણા,

શાંતિ સુધારસ ચાખ ॥ એ આંકણી ॥ વિરસ વિષય ફુલ ફુલડેજી, અટતો મન અલિ રાખ. સ૦ ॥ ૧ ॥ લાભ અલાભેં સુખ દુખેંજી, જીવિત મરણુ સમાન, શત્રુ મિત્ર સમ ભાવતો જી, માન અને અપમાન. સ૦ ॥ ૨ ॥ કહીયેં પરિગ્રહ છાંડશું જી, લેશું સંયમ ભાર, શ્રાવક ચિંતે હું કદા જી; કરીશ સંથારો સાર. સ૦ ॥ ૩ ॥ સાધુ આશંસા ઈમ કરેજી, સૂત્ર ભણીશ ગુરૂ પાસ, એકલ મલ્લ પ્રતિમા વહિજી, કરીશ સંલેષણુ ખાસ. સ૦ ॥ ૪ ॥ સર્વ જીવ હિત ચિંતવેજી, વૈર મ કર જગમિત્ત, સત્ય વચણુ સુખ ભાંખિયેંજી, પરિહર પરનું વિત્ત. સ૦ ॥ ૫ ॥ કામ કટક ભેદણુ ભણીજી, ધર તું શીલ સનાહ, નવવિધ પરિગ્રહ મૂકતાંજી, લહિયેં સૂખ અથાહ. સ૦ ॥ ૬ ॥ દેવ મણુઅ ઉપસર્ગ શુંજી, નિશ્ચલ હોઈ સધીર, બાવીશ પરિસહ જિતીયેંજી, જેમ જીત્યા શ્રી વીર. સ૦ ૭ ઇતિ.

॥ દોહા ॥

દઢ પ્રહારી દઢ ધ્યાન ધરી, ગુણુ નિધિ ગજ સુકુમાલ મેતારજ મદન ભ્રમો, સુકોશલ સુકુમાલ ॥૧॥ એમ અનેક મુનિવર તર્યો, ઉપશમ સંવર ભાવ, કઠિન કર્મ સવિ નિ-જર્જર્યાં, તિણુ નિર્જર પ્રસ્તાવ ॥ ૨ ॥

ઢાલ ૯ મી.

રાગ ગોડી, મન ભમરારે—એ દેશી.

નવમી નિર્જર ભાવના, ચિત ચેતોરે, આદરો વ્રત પચ્ચખખાણુ, ચતુર ચિત ચેતોરે, પાપ આલોવો ગુરૂ કને ચિત૦ ધરિયેં વિનય સુજાણુ ચતુ૦ ॥ ૧ ॥ વેયાવચ્ચ

બહુવિધ કરો. ચિ૦ દુર્બલ બાલ ગિલાન. ચ૦ આચારજ વાચક તણો. ચિ૦ શિષ્ય સાધર્મિક જાણ. ચતુ૦ ॥ ૨ ॥ તપસી કુલ ગણ સંઘનો. ચિ૦ થિવિર પ્રવર્ત્તક વૃદ્ધ. ચતુ૦ ચૈત્ય ભક્તિ બહુ નિર્જરા. ચિ૦ દશમેં અંગ પ્રસિદ્ધ. ચતુ૦ ॥ ૩ ॥ ઉભયટંક આવશ્યક કરો. ચિ૦ સુંદર કરી સઝાય. ચતુ૦ પોસહ સામાયિક કરો. ચિ૦ નિત્ય પ્રત્યેં નિયમ મન ભાય. ચતુ૦ ॥ ૪ ॥ કર્મસૂડન કનકાવલી, ચિ૦ સિંહનિ ક્રીડિત હોય, ચતુ૦ ॥ શ્રી ગુણ રયણ સંવત્સરૂ, ચિ૦ સાધુ પડિમા દશ હોય, ચતુ૦ ॥ ૫ ॥ શ્રુત આરાધન સાચવો. ચિ૦ યોગ વહન ઉપધાન. ચતુ૦ શુકલ ધ્યાન સૂધું ધરો, ચિ૦ શ્રી આંબિલ વર્દ્ધમાન. ચતુ૦ ॥ ૬ ॥ ચૌદ સહસ્સ અણગારમાં, ચિ૦ ધન ધન્નો અણગાર, ચતુ૦ સ્વયંમુખ વીર પ્રશંસીઓ ચિ૦ ખંધક મેઘ કુમાર. ચતુ૦ ॥ ૭ ॥ ઇતિ.

## ॥ દોહા ॥

મન દારૂ તન નાલિ કરી, ધ્યાનાનલ સલગાવિ, કર્મ કટક ભેદણ ભણી, ગોલા જ્ઞાન ચલાવિ. ॥ ૧ ॥ મોહરાય મારી કરી, ઉંચો ચઢી અવલોય, ત્રિભુવન મંડપ માંડણી, જેમ પરમાનંદ હોય. ॥ ૨ ॥

## ઢાલ ૧૦ મી.

રાગ ગોડી, જંબુદ્વીપ મઝાર—એ દેશી.

દશમી લોક સ્વરૂપરે, ભાવન ભાવીયેં, નિસુણિ ગુરૂ ઉપદેશથી એ. ॥ ૧ ॥ ઉર્ધ્વ પુરૂષ આકારરે, પગ પહોલા કરીં, કર દોય કટિ રાખિયેં એ. ॥ ૨ ॥ ઇણ આકારે

લોકરે, પુદ્ગલ પૂરિઓ, જિમ કાજલની કૂપલી એ. ॥ ૩ ॥ ધર્મા ધર્માકાશરે, દેશ–પ્રદેશ એ, જીવ અનંતે પૂરીઓ એ. ॥ ૪ ॥ સાત રાજ દેશોન રે, ઉર્ધ્વ તિરિય મલી, અધો-લોક સાત સાધિકૂં એ. ॥ ૫ ॥ ચોદરાજ ત્રસનાડી રે, ત્રસજીવાલય, એક રજ્જૂ દીર્ઘ વિસ્તરૂ એ. ॥ ૬ ॥ ઉર્ધ્વ સુરાલય સારરે, નિરય ભૂવન નીચે, નાભિ નર તિરિ દો સુરા એ. ॥ ૭ ॥ દ્વીપ સમુદ્ર અસંખ્યરે, પ્રભુ મુખ સાંભલી, રાય ઋષિ શિવ સમજીઓ એ. ॥ ૮ ॥ લાંબી પહોલી પણુ ચાલ રે, લખ જોયણુ લહી, સિદ્ધ શિલા શિર ઊજલી એ. ॥ ૯ ॥ ઉંચા ધનુસય તિન્નરે, તેત્રીશ સાધિકે સિદ્ધ જોજ-નને છેહડે એ ॥ ૧૦ ॥ અજર અમર નિકલંકરે, નાણુ દંસણુ મય, તે જોવા મન ગહગહેએ. ॥ ૧૧ ॥ ઇતિ૦

॥ દોહા ॥

વાર અનંતી ફરસીઓ, છાલી વાટક ન્યાય, નાણુ વિના નવિ સંભવેરે, લોક ભ્રમણુ ભડ વાય. ॥ ૧ ॥ રત્ન ત્રય ત્રિહું ભૂવનમેં, દુલ્લહ જાણી દયાલ, બોધિ રયણુ કાજેં ચતુર, આગમ ખાણુિ સંભાલ. ॥ ૨ ॥

## ઢાલ ૧૧ મી.

### રાગ—ખંભાતી.

દશ દૃષ્ટાંતે દોહિલોરે, લાધો મણુઅ જનમારો રે, દુલ્લહો ઉંબર ફૂલ જ્યુંરે, આરજ કુલ અવતારોરે, મોરા જીવનરે, બોધિ ભાવના ઇગ્યારમીરે, ભાવો હૃદય મઝારોરે. મો૦ ॥ ૧ ॥ એ આંકણી૦ ॥ ઉત્તમકુલ તિહાં દોહિલોરે, સદ્ગુરૂ ધર્મ સંયોગોરે, પાંચે ઇંદ્રિય પરવડાંરે, દુલ્લહો

દેહ નિરોગોરે. મો૦ ॥ ૨ ॥ સાંભલવું સિદ્ધાંતનુંરે, દોહિલુ તસ ચિત્ત ધરવુંરે, સૂધી સદહણા ધરીરે, દુક્કર અંગે કરવુંરે. મો૦ ॥ ૩ ॥ સામગ્રી સઘલી લહીરે, મૂઢ મુધા મમ હારોરે, ચિંતામણિ દેવેં દીઓરે, હાર્યો જેમ ગમારોરે. મો૦ ॥ ૪ ॥ લોહ કીલકને કારણેરે, કુણ યાન જલધિમાં ફોડેરે, ગુણ કારણ કોણ નવલખોરે, હાર હીયાનો ત્રોડેરે. મો૦ ॥ ૫ ॥ બોધિ રયણ ઉવેખીનેરે, કોણ વિષયાર્થે દોડેરે, કાંકર મણિ સમોવડ કરેરે, ગજ વેચે ખર હોડેરે. મો૦ ॥ ૬ ॥ ગીત સુણી નટણી કનેરે, ક્ષુલ્લકેં ચિત્ત વિચાર્યુંરે, કુમારાદિક પણ સમજીયારે, બોધિ રયણ સંભાર્યુંરે. મો૦ ॥ ૭ ॥ ઇતિ૦

॥ દોહા ॥

પરિહર હરિહર દેવ સવિ, સેવ સદા અરિહંત, દોષ રહિત ગુરૂ ગણધરા, સુવિહિત સાધુ મહંત. ॥ ૧ ॥ કુમતિ કદાગ્રહ મૂક તું, શ્રુત ચારિત્ર વિચાર, ભવજલ તારણ પોતસમ, ધર્મ હિયામાં ધાર. ॥ ૨ ॥

ઢાલ ૧૨ મી.

ડુંગરીયાની દેશી.

ધન ધન ધર્મ જગહિત કરૂ, ભાંખ્યો ભલો જિન દેવરે, ઈહ પરભવ સુખદાયકો, જીવડા જનમ લગિ સેવરે. ॥ ૧ ॥ ભાવના સરસ સુર વેલડી, રોપિ તું હૃદય આરામરે, સુકૃત તરૂ લહિય બહુ પસરતી, સફલ ફલશે અભિરામરે. ભાવ૦ ॥ ૨ ॥ ક્ષેત્ર શુદ્ધિ કરિય કરૂણા રસે, કાઢિ મિથ્યાદિક સાલરે, ગુપ્તિ ત્રિહું ગોપિ રૂડી પરેં નીક તું સુમતિની વાલરે. ભાવ૦ ॥ ૩ ॥ સીંચજે સુગુરૂ વચનામૃતેં,

કુમતિ કથેર તજી સંગરે, ક્રોધ માનાદિક સૂકરા, વાનરો વારિ અનંગરે. ભા૦ ॥ ૪ ॥ સેવતાં એહને કેવલી, પન્ન૦ રસય તીન અણુગારે, ગૌતમ શિષ્ય શિવપુર ગયા, ભાવતાં દેવ ગુરૂ સારરે. ભા૦ ॥ ૫ ॥ શુક પરિવ્રાજક સીખલો, અર્જુનમાલી શિવવાસરે, રાય પરદેશી જે પાપિઓ, કાપિઓ તાસ દુઃખ પાસરે. ભા૦ ॥ ૬ ॥ દુસમ સમય દુપસહ લગેં, અવિચલ શાસન એહરે, ભાવસું ભવિયણ જે ભજે, તેહ શુભમતિ ગુણ ગેહરે. ભા૦ ॥ ૭ ઇતિ૦

## ઢાલ ૧૩ મી.

### રાગ ધન્યાશી.

તુમેં ભાવોરે, ભવિ ઇણીપરેં ભાવના ભાવો, તન મન વયણ ધર્મ લય લાવો, જિમ સુખ સંપદ પાવોરે. ભા૦ ॥ ૧ ॥ લલના લોચન ચિત્ત ન ડોલાવો, ધન કારણ કાંઈ ધાવો, પ્રભુશું તારો તાર મિલાવો, જો હોય શિવપુર જાવોરે, કાંઇ ગર્ભાવાસ ન આવોરે. ભ૦ ॥ ૨ ॥ જંબુની પરેં જીવ જગાવો, વિષય થકી વિરમાવો, એ હિત શીખ અમારી માની, જગ જશ પડહ વજાવોરે. ભ૦ ॥ ૩ ॥ શ્રી જસ સોમ વિબુધ વેરાગી, જગ જસ ચિહું ખંડ ચાવો, તાસ શિષ્ય કહે ભાવન ભણતાં, ઘરઘર હોયે વધાવોરે. ભ૦ ॥૪॥

### ॥ દોહા ॥

ભોજન નભ ગુણ વરસ શુચિ, સિત તેરસ કુજવાર, ભક્તિ હેતુ ભાવન ભણી, જેસલમેર મઝાર. ભ૦ ॥ ૫ ॥

### ઇતિ સંપૂર્ણ.

# पुण्यप्रकाशानुं स्तवन ॥

## ( दुहा. )

સકળ સિદ્ધિદાયક સદા, ચોવીસે જીનરાય;
સદ્દગુરૂ સ્વામિની સરસ્વતી, પ્રેમે પ્રણમું પાય. ૧
ત્રિભુવનપતિ ત્રિસલાતણો, નંદન ગુણ ગંભીર;
શાસન નાયક જગ જયો, વર્ધમાન વડવીર. ૨
એક દિન વીર જીણંદને, ચરણે કરી પ્રણામ;
ભવિક જીવના હિત ભણી, પૂછે ગૌતમ સ્વામ. ૩
મુક્તિ મારગ આરાધીએ, કહો કિણ પેરે અરિહંત;
સુધા સરસ તવ વચંન રસ, ભાખે શ્રી ભગવંત. ૪
[1]અતિચાર આળોઇએ, [2]વ્રત ધારીએ ગુરૂ શાખ;
[3]જીવ ખમાવો સયળ જે, યોનિ ચોરાશી લાખ. ૫
[4]વિધિશું વળી વોસરાવિએ, પાપસ્થાનક અઢાર;
ચાર [5]શરણ નિત્ય અનુસરો, [6]નિંદો દુરિત આચાર ૬
[7]શુભકરણી અનુમોદીએ, [8]ભાવ ભલો મન આણ;
[9]અણસણ અવસર આદરી, [10]નવપદ જપો સુજાણ; ૭
શુભ ગતિ આરાધન તણા, એ છે દસ અધિકાર;
ચિત્ત આણિને આદરો, જેમ પામો ભવ પાર. ૮

### ઢાલ ૧ લી.

( કુમતીએ છેડી કીહાં રાખી. એ દેશી. )

જ્ઞાન દરિસણ ચારિત્ર તપ વિરજ, એ પાંચે આચાર;
એહ તણા એહ ભવ પરભવના, આલોઈએ અતિચારરે
પ્રાણી. જ્ઞાન ભણો ગુણખાણી; વીર વદે એમ વાણીરે પ્રા૦ ૧

આંકણી. ગુરૂ ઓળવીએ નહીં ગુરૂ વિનયે, કાળે ધરી બહુ માન; સુત્ર અરથ તદુભય કરી સુધાં, ભણીએ વહી ઉપધાનરે. પ્રા૦ જ્ઞા૦ ૨ જ્ઞાનોપગરણ પાટી પોથી, ઠવણી નોકારવાલી, તેહ તણી કીધી આશાતના, જ્ઞાનભક્તિ ન સંભાલી રે. પ્રા૦ જ્ઞા૦ ૩ ઈત્યાદિક વિપરીતપણાથી જ્ઞાન વિરાધ્યું જેહ, આ ભવ પરભવ વળીરે ભવોભવ, મિચ્છામિદુક્કડં તેહરે, પ્રા૦ જ્ઞા૦ ૪ સમકિત લ્યો શુદ્ધ જાણી વીર વદે એમ વાણીરે, પ્રા૦ સ૦ જીનવચને શંકા નવિ કીજે, નવિ પરમત અભિલાખ; સાધુ તણી નિંદા પરિહરજો, ફળ સંદેહ મ રાખરે. પ્રા૦ સ૦ ૫ મૂઢપણું છંડો પરશંસા, ગુણવંતને આદરીએ; સામીને ધરમે કરી થીરંતા, ભક્તિ પરભાવના કરીએરે, પ્રા૦ સ૦ ૬ સંઘ ચૈત્ય પ્રાસાદ તણો જે, અવર્ણવાદ મન લેખ્યો; દ્રવ્ય દેવકો જે વિણસાડયો, વિણસંતાં ઉવેખ્યો રે. પ્રા૦ સ૦ ૭ ઈત્યાદિક વિપરીતપણાથી, સમકિત ખંડયું જેહ; આ ભવ પરભવ વળીરે ભવોભવ; મિચ્છામિદુક્કડં તેહરે પ્રા૦ સ૦ ૮ પ્રાણી ચારિત્ર લ્યો ચિત આણી ॥ પંચ સમિતિ ત્રણ ગુપ્તિ વિરાધી, આઠે પ્રવચન માય; સાધુ તણે ધરમે પરમાદે, અશુદ્ધ વચન મન કાયરે. પ્રા૦ ચા૦ ૯ શ્રાવકને ધર્મે સામાયક, પોસહમાં મન વાળી; જે જયણા પૂર્વક એ આઠે, પ્રવચન માય ન પાળીરે. પ્રા૦ ચા૦ ૧૦ ઇત્યાદિક વિપરીતપણાથી, ચારિત્ર ડોહોળ્યું જેહ; આ ભવ પરભવ વળીરે ભવોભવ, મિચ્છામિદુક્કડં તેહરે. પ્રા૦ ચા૦ ૧૧ બારે ભેદે તપ નવિ કીધો, છતે જોગે નિજ શક્તિ છતે; ધર્મે મન વચ કાયા વિરજ, નવિ ફોરવીઉં ભગતેરે. પ્રા૦ ચા૦ ૧૨ તપ વિરજ

આચાર એણી પરે, વિવિધ વિરાધ્યાં જેહ, આ ભવ પરભવ વળીરે ભવોભવ, મિચ્છામિદુક્કડં તેહરે, પ્રા૦ ચા૦ ૧૩ વળીય વિશેષે ચારિત્ર કેરા, અતિચાર આલોઈએ; વીર જીણેસર વયણ સુણીને, પાપ મેલ સવી ધોઇએરે. પ્રા૦ ચા૦ ૧૪.

## ઢાલ ૨ જી.

( પામી સુગુરૂ પસાય, એ દેશી. )

પૃથ્વી પાણી તેઉ, વાયુ વનસ્પતી; એ પાંચે થાવર કહ્યાએ. ૧ કરી કરસણ આરંભ, ખેત્ર જે ખેડીયાં; કુવા તળાવ ખણાવીયાએ, ૨ ઘર આરંભ અનેક, ટાંકાં ભુઈરાં; મેડી માળ ચણાવીઆંએ. ૩ લીંપણ ગુંપણ કાજ, એણી પરે પરપરે; પૃથ્વીકાય વિરાધીયાએ. ૪ ધોયણ નાહણ પાણી, ઝીલણ અપકાય, છોતિ ધોતિ કરી દુહવ્યાએ. ૫ ભાઠીગર કુંભાર, લોહ સોવનગરા; ભાડભુંજા લીહા લાગરાએ. ૬ તાપણ શેકણ કાજ, વસ્ત્ર નિખારણ, રંગણ, રાંધન રસવતિએ. ૭ એણી પરે કર્માદાન, પરે પરે કેલવી, તેઉ વાયુ વિરાધીયાએ. ૮ વાડી વન આરામ, વાવી વનસ્પતી, પાનફુલ ફળ ચુંટીયાંએ. ૯ પુહક પાપડી શાક, સેકયાં સુકવ્યાં; છેદ્યાં છુંદ્યાં આથીયાંએ. ૧૦ અળશીને એરંડા, ઘાણી ઘાલીને, ઘણા તિલાદિક પીલીયાએ. ૧૧ ઘાલી કોલુ માંહે, પીલી સેલડી; કંદમુળ ફળ વેચીયાંએ. ૧૨ એમ એકેંદ્રી જીવ હણ્યા હણાવીયા, હણતાં જે અનુમોદિયાંએ. ૧૩ આ ભવ પરભવ જેહ, વળીય ભવોભવે; તે મુજ મિચ્છામિદુક્કડં એ. ૧૪ કમી સરમીયા કીડા,

ગાડર ગંડોલા; ઇઆળ પુરા ને અલશીયાંએ. ૧૫ વાળા જળો ચુડેલ, વિચલિત રસ તણા; વળી અથાણા પ્રમુખ-નાંએ. ૧૬ એમ બેઇંદ્રી જીવ, જેહ મેં દુહવ્યા; તે મુજ મિછામિદુક્કડં એ. ૧૭ ઉધેહી, જુ, લીખ, માંકડ મંકોડા; ચાંચડ કીડી કંથુઆએ. ૧૮ ગધીઆં, ધીમેલ, કાનખજુરીઆ, ગીંગોડા ધનેરીયાંએ. ૧૯ એમ તેઇંદ્રી જીવ, જેહ મેં દુ-હવ્યાં; તે મુજ મિછામિદુક્કડં એ. ૨૦ માંખી મચ્છર ડાંસ, મસા પતંગીયા; કંસારી કોલિયાવડાએ. ૨૧ ઢીંકણ વિછુ તીડ, ભમરા ભમરીયો; કોતાંબગ ખડમાંકડીએ, એમ ચો-રીંદ્રી જીવ જેહ મેં દુહવ્યા; તે મુજ મિછામિદુક્કડં એ. ૨૩ જળમાં નાંખી જાળરે, જળચળ દુહવ્યા; વનમાં મૃગ સંતાપીયાએ. ૨૪ પીડ્યા પંખી જીવ; પાડી પાસમાં પોપટ ઘાલ્યા પાંજરે એ. ૨૫ એમ પંચેંદ્રી જીવ જે મેં દુહવ્યા; તે મુજ મિછામિદુક્કડં એ. ૨૬.

## ઢાલ ૩ જી.

( વાણી વાણી હિતકારીજી. એ દેશી. )

ક્રોધ લોભ ભય હાંસથીજી, બોલ્યા વચન અસત્ય; કુડ કરી ધન પારકાંજી, લીધાં જેહ અદત્તરે; જીનજી મિ-છામીદુક્કડં આજ. તુમ સાખે માહારાજરે, જીનજી દેઇ સારૂ કાજરે; જીનજી મિછામિદુક્કડં આજ. એ આંકણી. દેવ મનુષ્ય તિર્યંચનાંજી, મૈથુન સેવ્યાં જેહ; વિષયારસ લંપટપણેજી, ઘણું વિટંબ્યો દેહરે, જીનજી. ૨. પરિગ્રહની મમતા કરીજી, ભવે ભવે મેલી આથ; જે જિહાંની તે

તિહાં રહીજી, કોઇ ન આવે સાથરે. જીનજી. ૩. રયણી ભોજન જે કર્યાજી, કીધાં ભક્ષ અભક્ષ; રસના રસની લાલચેજી, પાપ કર્યાં પ્રત્યક્ષરે. જીનજી. ૪. વ્રત લેઈ વિસારીયાંજી, વળી ભાગ્યાં પચ્ચખાણ; કપટ હેતુ કીરીયા કરીજી, કીધાં આપ વખાણરે, જીનજી. ૫. ત્રણ ઢાળે આઠે દુહેજી, આલોયા અતિચાર; શિવ ગતિ આરાધન તણોજી, એ પહેલો અધિકારરે, જીનજી; મિછામિદુક્કડં આજ. ૬

## ઢાલ ૪ થી.

### ( સાહેલડીજી—એ દેશી. )

પંચ મહાવ્રત આદરો સાહેલડીરે, અથવા લ્યો વ્રત બાર તો; યથાશક્તિ વ્રત આદરી સાહેલડીરે, પાળો નિરતિચાર તો. ૧. વ્રત લીધાં સંભારીએ સા૦ હૈડે ધરીએ વિચાર તો શિવગતિ આરાધન તણો સા૦ એ બીજો અધિકાર તો. ૨. જીવ સવે ખમાવીએ સા૦ યોનિ ચોરાશી લાખ તો, મન શુદ્ધે કરી ખામણાં સા૦ કોઇશું રોષ ન રાખ તો. ૩ સર્વ મિત્ર કરી ચિંતવો સા૦ કોઈ ન જાણો શત્રુ તો રાગ દ્વેષ એમ પરિહરો સા૦ કીજે જન્મ પવિત્ર તો. ૪. સ્વામિ સંઘ ખમાવીએ સા૦ જે ઉપની અપ્રીતિ તો; સજ્જન કુટુંબ કરો ખામણાં સા૦ એ જીન શાસન રીતી તો. ૫. ખમીએ ને ખમાવીએ સા૦ એહજ ધર્મનું સાર તો; શિવગતિ આરાધન તણો. સા૦ એ ત્રીજો અધિકાર તો. ૬ મૃષાવાદ હિંસા ચોરી સા૦ ધન મુરછા મૈથુન તો; ક્રોધ માન માયા તૃષ્ણા સા૦ પ્રેમ દ્વેષ પૈશુન્ય તો. ૭ નિંદા કલહ ન કીજીએ સા૦ કુડો ન દીજે આળ તો;

રતિ અરતિ મિથ્યા તજો સા૦ માયા મોસ જંજાળ તો. ૮ ત્રિવિધ ત્રિવિધ વોસરાવિએ સા૦ પાપસ્થાન અઢાર તો; શિવગતિ આરાધન તણો સા૦ એ ચોથો અધિકાર તો. ૯

## ઢાલ ૫ મી.

### ( હવે નિસુણો ઇહાં આવીયા. એ દેશી. )

જનમ જરા મરણે કરી એ, આ સંસાર અસાર તો; કર્યાં કર્મ સહુ અનુભવે એ, કોઇ ન રાખણહાર તો. ૧ શરણ એક અરિહંતનું એ, શરણ સિદ્ધ ભગવંત તો; શરણ ધર્મ શ્રી જૈનનો એ, સાધુ શરણ ગુણવંત તો. ૨ અવર મોહ સવિ પરિહરી એ, ચાર શરણ ચિત્ત ધાર તો; શિવગતિ આરાધનતણો એ, એ પાંચમો અધિકાર તો. ૩ આ ભવ પરભવ જે કર્યાં એ, પાપ કર્મ કેઈ લાખ તો; આત્મા સાખે તે નિંદીએ એ, પડિક્કમિએ ગુરૂ સાખ તો. ૪ મિથ્યા મતિ વર્તાવિયાં એ, જે ભાખ્યાં ઉત્સૂત્ર તો; કુમતિ કદાગ્રહને વશે એ, જે ઉથાપ્યાં સૂત્ર તો. ૫ ઘડયાં ઘડાવ્યાં જે ઘણાંએ, ઘંટી હળ હથિઆર તો, ભવ ભવ મેલી મુકીયાંએ, કરતાં જીવ સંહાર તો. ૬ પાપ કરીને પોષીયા એ, જનમ જનમ પરિવાર તો; જનમાંતર પોહોત્યા પછી એ, કોણે ન કીધી સાર તો. ૭ આ ભવ પરભવ જે કર્યાં એ, એમ અધિકરણ અનેક તો, ત્રિવિધે ત્રિવિધે વોસરાવીએ એ, આણિ હૃદય વિવેક તો. દુષ્કૃત નિંદા એમ કરીએ, પાપ કરો પરિહાર તો; શિવગતિ આરાધનતણો એ, એ છઠ્ઠો અધિકાર તો. ૯

## ઢાલ ૬ ઠી.

( આધે તું જોયને જીવડા, એ દેશી. )

ધન ધન તે દિન માહરો, જીહાં કીધો ધર્મ; દાન શીયળ તપ ભાવના, ટાળ્યાં દુષ્કૃત કર્મ. ધ૦ ૧ શત્રુંજાદિક તીર્થની, જે કીધી યાત્ર, જુગતે જિનવર પૂજીયા, વળી પોષ્યાં પાત્ર. ધન૦ ૨ પુસ્તક જ્ઞાન લખાવીયાં, જીનહર જિન ચૈત્ય; સંઘ ચતુર્વિધ સાચવ્યા, એ સાતે ખેત્ર ધન૦ ૩ પડિક્કમણાં સુપરે કર્યાં, અનુકંપા દાન, સાધુ સૂરિ ઉવઝાયને; દીધાં બહુ માન. ધન૦ ૪ ધર્મ કાજ અનુમોદિએ, એમ વારંવાર; શિવગતિ આરાધન તણો, એ સાતમો અધિકાર. ધન૦ ૫ ભાવ ભલો મન આણીએ, ચિત્ત આણી ઠામ; સમતા ભાવે ભાવિએ, એ આતમરામ ધન૦ ૬ સુખ દુઃખ કારણ જીવને, કોઇ અવર ન હોય; કર્મ આપ જે આચર્યાં, ભોગવીએ સોય. ધન૦ ૭ સમતા વિણ જે અનુસરે પ્રાણી પુન્ય કામ; છાર ઉપર તે લીંપણું, ઝાંખર ચિત્રામ. ધન૦ ૮ ભાવ ભલી પરે ભાવીએ, એ ધર્મનો સાર; શિવગતિ આરાધન તણો, એ આઠમો અધિકાર. ધન૦ ૯.

## ઢાલ ૭ મી.

(રૈવતગીરી હુઆ, પ્રભુના ત્રણ કલ્યાણ એ દેશી.)

હવે અવસર જાણી, કરી સંલેખણ સાર; અણસણ આદરિયે, પચ્ચખી ચારે આહાર, લલુતા સવિ મુકી, છાંડી મમતા અંગ; એ આતમ ખેલે, સમતા જ્ઞાન તરંગ. ૧ ગતિ ચારે કીધાં, આહાર અનંત નિશંક પણ તૃપ્તિ ન પામ્યો, જીવ લાલચીઓ રંક; દુલહો એ વળી વળી અણ-

સણુનો પરિણામ; એહથી પામીજે, શિવ પદ સુરપદ ઠામ, ૨. ધન ધનાશાલિભદ્ર, ખંધો મેઘકુમાર; અણુસણુ આરાધી, પામ્યા ભવનો પાર; શિવ મંદિર જાશે, કરી એક અવતાર આરાધન કેરો, એ નવમો અધિકાર. ૩. દશમે અધિકારે મહામંત્ર નવકાર; મનથી નવિ મુકો, શિવસુખ ફલ સહકાર; એહ જપતાં જાયે, દુર્ગતિ દોષ વિકાર; સુપરે એ સમરો, ચૌદ પુરવનું સાર. ૪ જનમાંતર જાતાં, જો પામે નવકાર; તો પાતીક ગાળી, પામે સુર અવતાર; એ નવપદ સરિખો, મંત્ર ન કોઈ સાર; એહ ભવને પર-ભવે, સુખ સંપત્તિ દાતાર. ૫ જયું ભીલ ભીલડી, રાજા રાણી થાય; નવપદ મહિમાથી, રાજસિંહ મહારાય; રાણી રતનવતી બેહુ, પામ્યાં છે સુરભોગ; એક ભવ પછી લેશે, શિવવધુ સંજોગ. ૬ શ્રીમતીને એ વલી, મંત્ર ફલ્યો તત્કાલ; ફણીધર ફીટીને, પ્રગટ થઇ ફુલમાળ; શિવકુમરે જોગી, સોવન પુરીશો કીધ, એમ એણે મંત્રે, કાજ ઘણાંનાં સિદ્ધ. ૭. એ દશ અધિકારે, વીર જીણેસર ભાખ્યો; આરાધન કેરો વિધિ, જેણે ચિત્તમાંહી રાખ્યો; તેણે પાપ પખાળી, ભવ-ભય દુરે નાખ્યો, જીન વિનય કરંતાં, સુમતી અમૃતરસ ચાખ્યો. ૮.

## ઢાલ ૮ મી.

### ( નમો ભવિ ભાવશું—એ દેશી. )

સિધારથ રાય કુળ તિલો એ, ત્રિસલા માત મલ્હા-રતો; અવનિતલ તમે અવતર્યા એ, કરવા અમ ઉપકારતો, જયો જીનવીરજીએ. ૧ મેં અપરાધ કર્યા ઘણાએ, કહેતા

ન લહું પારતો; તુમ ચરણે આવ્યા ભણી એ, જો તારે તો તાર. જયો. ૨ આશ કરીને આવીયો એ, તુમ ચરણે મહારાજ તો; આવ્યાને ઉવેખશો એ, તો કેમ રહેશે લાજતો. જયો. ૩. કરમ અલુજણ આકરાં એ, જન્મ મરણ જંજાલતો; હું છું એહથી ઉભગો એ, છોડવો દેવ દયાળ તો. જયો. ૪. આજ મનોરથ મુજ ફળ્યા એ, નાઠાં દુઃખ દંદોલતો; તુઠયો જીન ચોવીશમો એ, પ્રગટ્યાં પુન્ય કલ્લોલ તો. જયો. ૫. ભવો ભવે વિનય તુમારડો એ, ભાવ ભક્તિ તુમ પાય તો; દેવ દયા કરી દીજીએ એ, બોધ બીજ સુપસાયતો. જયો. ૬.

## કળશ.

ઇહ તરણ તારણ સુગતિ કારણ, દુઃખ નિવારણ જગ જયો; શ્રી વીર જીનવર ચરણ થુણતાં અધિક મન ઉલ્લટ થયો. ૧ શ્રી વિજય દેવ સુરિંદ પટધર, તિરથ જંગમ ઇણે જગે; તપગચ્છપતિ શ્રી વિજય પ્રભુસૂરિ, સૂરિ તેજે ઝગમગે. ૨ શ્રી હિરવિજયસુરિ શિષ્ય વાચક, કીર્તિ વિજય સુરગુરૂ સમો, તસ શિષ્ય વાચક વિનય વિજયે, થુણ્યો જીન ચોવીસમો. ૩. સયસત્તર સંવત ઓગણત્રીશે, રહી રાંદેર ચોમાસુંએ; વિજય દશમી વિજય કારણ, કીયો ગુણ અભ્યાસ એ. ૪. નરભવ આરાધન સિદ્ધિ સાધન, સુકૃત લીલ વિલાસ એ; નિર્જરા હેતે સ્તવન રચિયું, નામે પુન્ય પ્રકાશ એ. ૫.

**ઇતિ પુન્ય પ્રકાશનું સ્તવન સંપૂર્ણ.**

---

# अथ श्री गोडी पार्श्वनाथजीनुं पंचढालीयुं प्रारंभः

## ઢાલ ૧ લી.

પાસ જિણુંદ પ્રસિદ્ધ સિદ્ધ, ગોડીપુર મંડણુ ॥ મહિમા મંદિર મોહ મયણુ, મિથ્યાત વિહંડણ ॥ એકલ મલ્લ અનેક રૂપ, અગણિત ગુણુ આગર ॥ ત્રિભુવન બંધવ ધવલ ધિંગ, કરૂણા રસ સાગર ॥ ૧ ॥ જિન તુમ અજબ સરૂપ સકલ, કલ અકલ અગોચર ॥ નલહે અલહે ઉતપતિ થગતિ, થિતિ ભટકે જો ચર ॥ વૃદ્ધ વચન જીરણુ લિખિત, અનુ-સારે જાણી ॥ થુણુશું સ્વામી નિરીહપણે, સુણજો ભવિ પ્રાણી ॥૨॥ વિધિપક્ષ ગચ્છ મહેંદ્ર સૂરિ, ગચ્છેશ નિદેશે ॥ શાખા ચારજ અભયસિંહ, સૂરિ ઉપદેશે ॥ ગોત્ર મીઠડીયા ઓસ વંશ, પાટણ પુરવાસી ॥ સાહ મેઘો જેણે સાત ધાત, જિન ધર્મે વાસી ॥ ૩ ॥ ચૌદ બત્રીસે ફાગણ શુદિ, બીજને ભૃગુવારે ॥ ખેતા નોડી તાત માત, નિજ સુકૃતસારે ॥ તેણે પઇઠો પાસ બિંબ, લેહવા નર ભવ ફળ ॥ ચઉવિહ સંઘ હજૂર હરખે ॥ ખરચી ધન પરિગલ ॥ ૪ ॥ ભક્તિ યુક્તિ અતિ થકિત ચિત્ત, નિત્ય નિર્મળ સારી ॥ પણ પિસતાલે તુરક ભયે, પ્રતિમા ભંડારી ॥ મલક મહાબલ હુસનખાન, કીધો ઉતારો ॥ પાંસઠે તેણે ઠામ જોર, ગુજ-રાતી વારો ॥ ૫ ॥ તરલ તુરંગ કિશોર અસુર, કરતા હય હણુતા ॥ કેઈ એરાકી ઉછલંત, ખુરીયે ભુંઇ ખણુતા ॥ બાંધણુ ત્યાંહિ ઘોડાર માંહિ, ખીલી ખોશંતાં ॥ પ્રકટ થયા તિહાં પાસ બિંબ, સુખદાયક સંતા ॥ ૬ ॥ ખિજમતગાર નફર ફજર, નજરે ગુજરાવે ॥ હોઇ ખુશાલ નિહાલ મલક,

ચાકોણુ કહેલાવે ॥ બાન પડિલ કોઇ વણિક સુતા, તસુ હુરમ ભણે ઇમ ॥ કીજે ઇસકું દંડવત, સદા તાજિમ હાજિમ ॥ ૭ ॥ યહ મજબુત બહુત કોત, હે ભુત હિંદુકા ॥ ધરિયે ઇસ શિર બાફરાન, સિંદલકા ભુકા ॥ એણી પરે રહેતાં તેણે ઠામે, બોહોલ્યા દિન કેઈ ॥ સિંતેરે જે વાત હુઇ, હુણજો મન દેઇ ॥ ૮ ॥

## ઢાલ ૨ ૭.

### ચુનડીની દેશીમાં.

ઇણે અવસરે પુર પારકરે, રાણો ખેંગાર રાજાનરે ॥ તેહને દરબારે દીપતો, સંઘવી કાજલ પરધાનરે ॥ ઇણે૦ ॥ ૧ ॥ તસ બન્હેવી નિજ કુલનિલો, દેવાણંદ શાહ છે દયાળ રે ॥ મેઘો ખેતા ઉત પાટણે, વ્યાપાર કરે ધૂતાલ રે ઇણે૦ ॥ ૨ ॥ સુપનાંતર સુર કહે શાહને, છે મ્લેચ્છ મહોલ જિન બિંબરે ॥ તસ દામ સવાસો દેઈ ને, લેજો મ કરજો વિલંબરે ॥ ઇણે૦ ॥ ૩ ॥ પ્રતિમા લેઇ આવે ગુરૂ કન્હે, જોઇ કહે શ્રીમેરૂતુંગરે ॥ તુમ દેશે એ અતિ અતિશયી, તીરથ થાશે ઉત્તંગ રે ॥ ઇણે૦ ॥ ૪ ॥ કરિયાણું લઇ પોહોચે ઘરે, મૂરતી ઠવેરૂ માંહેરે ॥ પંથે કોઈ ન ગણે પોઠીઆ, વાધ્યો ઘણો મોહ ઉચ્છાહે રે ॥ ઇણે૦ ॥ ૫ ॥ સમજાવે નામું શેઠને, જંપે દેજો મુજ રસરે ॥ માંડો એ નામે માહરે, પ્રતિમા રહેશે અમ પાસંરે ॥ ઇણે૦ ॥ ૬ ॥ મેઘા કહે લેઓ શાખશું, પણ તે ચાલ્યો તિણ ઠામરે ॥ ગાડું ભરી ચાલે થળ દિશે, વાસો વસે ગોડી ગામરે ॥ ઇણે૦ ॥ ૭ ॥ સુહણે સુર કહે ગઉડી જિહાં, માંડો આસાલ-

મંડાણુરે ॥ નાણું તિહાં ધન શ્રીફળ તલે, મીઠું જળ પાહાણુની ખાણુરે ॥ ઇણે૦ ॥ ૮ ॥

ઢાલ ૩ જી.

નિંદડી વેરણ હુઇ રહી. દેશી.

હાંજી ઉદયપાલ ઠાકુર તિહાં, જોરાવર હો ખેતશી લુણોતકે ॥ ઇહાં રહો નિરભય શાહજી, આદરશું હો કહે દેહ મહોતકે ॥ ધન ધન ગોડી જગ ધણી, પોહવી પાલે હો પ્રાજે જસ પીઠ કે ॥ ધન૦ ॥ ૧ ॥ આવે શિલાટ દેશાતરી, યક્ષ પ્રેર્યો હો કરે પ્રથમ તૈયાર કે ॥ ભૂમિ કરે પ્રભુ બેસવા, રહે ચિહું દિશિ હો લશકર હુશિયાર કે ॥ ધન૦ ॥ ૨ ॥ પુખતી બંધાવી પીઠિકા, વર દિવસે હો જાણે અહિનાણકે ॥ સખર ગંભારો શિખરશું, મધ્ય મંડપ હો ભવિ મોક્ષ મંડાણ કે ॥ ધન૦ ॥ ૩ ॥ પબાસણે બેઠા પાસજી, ભરેઓ કરી હો પૂજે ભલે ભાવકે ॥ સજળ મધૂર જળ લહકતી, વરદાયી હો બંધાવી વાવકે ॥ ધન૦॥૪॥ એહવે અઉદ ચોરાણુયે, આયુ યોગે હો કર્યો મેઘે કાલકે ॥ ભાણેજો આણી ઘરે, કાજલશા હો કરે ચૈત્યની ચાલકે ॥ ધન૦ ॥ ૫ ॥ રંગ મંડપ રચના બની, અતિ ઉંચા હો થંભ ઠામો ઠામ કે ॥ કોડે કરાવે કોરણી, વિત્ત વાવરી હો થિર કીધું છે નામ કે ॥ ધન૦ ॥ ૬ ॥ વલીરે મહાજનના સહાયશું, મેઘાના હો સુત ચલવે કામ કે ॥ મુખ્ય મંડપ શુભ માંડણી, કરી જિનહર હો છોબંધ અભિરામ કે ॥ધન૦ ૭॥ ચોવીશવટ્ટો પંચાણુંએ, તેણે થાપ્યો હો આગળ રહી જેહ કે ॥ ચોવીશ ગોત્રની દેહરી, મહાજનની હો ફરતી છે તેહકે ॥ ધન૦ ॥ ૮ ॥

## ઢાલ ૪ થી.

### ધણુરા ઢોલા. દેશી.

ઈણી પરે વર્તે બેહુને રે, માંહો માંહે વિવાદ ॥ ગિરૂઆ ગોડી ॥ ગોડી ગાજેજી જીણુંદ, તેજે દીપેજી દિણુંદ, જગ મહિમા અગમ અપાર ॥ ગિરૂ૦ પણ સરખા રાખે પ્રભુરે, વધવા ન દીયે વિખવાદ ॥ ગિરૂ૦ ॥ ૧ ॥ બનેવી મ્હોટો હશે રે, એ છે પૂજક પ્રાય ॥ ગિરૂ૦ ॥ મેઘાના સંતત હુજીરે, તેણે ગોઠી કહેવાય ॥ ગિરૂ૦ ॥ ૨ ॥ શિખર દંડ વડી ધ્વજારે, ચઢતાં કરે રે કલેશ ॥ ગિરૂ૦ ॥ આજ લગે છે એહને રે, ઇમ બહુ વચન વિશેષ ॥ ગિરૂ૦ ॥ ૩ ॥ અંગુલી બાંધી એકઠી રે, પૂજન લીજે કહાવ ॥ ઠાકુર લે નહીં મુંડકુંરે, એ બિહુનું અધ્યાપ ॥ ગિરૂ૦ ॥ ૪ ॥ હિદયવંત અતિ ઉજળા રે, વિધિ પક્ષ શ્રાવક એહ ॥ ગિરૂ૦ ॥ તેખહાર હિલ દોલતીરે, પ્રભુજીશું પૂરણ સનેહ ॥ ગિરૂ૦ ॥ ૫ ॥ સમકિત ધારી જાગતોરે, ધિંગ ધવલ ધરધીર ॥ ગિરૂ૦ ॥ સાહ્ય કરી આગળ રહ્યો રે, ખગધર ખેતલ વીર ॥ ગિરૂ૦ ॥ ૬ ॥ અધિકું ઓછું જે કહ્યુંરે, તે ખમજો મહારાજ ॥ ગિરૂ૦ ॥ ઠેકાણાબંધ પણ ખરી રે, વાત છે ગરીબ નિવાજ ॥ ગિરૂ૦ ॥ ૭ ॥ પહેલાં સ્તવન ભણ્યા ઘણાં રે, તિહાં ઝાઝા સંવાદ ॥ ગિરૂ૦ સજ્જન સાચો સદ્દહજો રે, શોરે બુહામાં સવાદ ॥ ગિરૂ૦ ॥ ૮ ॥

## ઢાલ ૫ મી.

### ધન્યાશ્રી રાગ

જયો જયો ગોડી શ્રી પાસ જિનેશ્વર ભક્ત વત્સલ

ભગવાનરે ॥ દેવળ બાર ને બીજીરે પ્રતિમા, વિષમા થળ વિચ થાનરે ॥ જયે૦ ॥૧॥ આયુધ ધારી નીલે ઘોડે, આપ થઇ અશવાર રે ॥ કિહાં રે બાળકઅવધૂત ભુજંગમ, દેખાડે દીદાર રે ॥ જયે૦ ॥૨॥ આવે સંઘ અનેક વિદેશી, નિરૂપમ મહિમા માટરે ॥ ચોર ચરડનું કાંઇ ન ચાલે, વિઘ્ન નિવારે વાટરે ॥ જયે૦ ॥ ૩ ॥ જંગલ ભૂલ્યા રાત્રે જાત્રુ, તતક્ષણુ લેતા નામરે ॥ દીવી રે ધરી માર્ગ દેખાડે, મુકે ચિંતિત ઠામરે ॥ જયે૦ ॥ ૪ ॥ દરિયા વિચ માંહે વ્હાણુ ડોલંતા, સમરંતા દીયે સાહરે ॥ સયલ અસુર સુર નરવર સેવે, નવિ લોપે મરજાદરે. જયે. ॥ ૫ ॥ વિષહર વૈરી વ્યાધિ વૈશ્વાનર, ભય ભાંજે હરિ શાંત રે ॥ પ્રાયે કેહને અધિક ન રાખે, પંચ દિવસ ઉપરાંતરે ॥ જયે૦ ॥ ૬ ॥ આ ભવે વંછિત સકલ હોવે, પણુ કર્મ નિબિડ બંધ કોયરે ॥ ધ્યાન શુદ્ધે સમકિત નિર્મલતા, સ્વર્ગ મુક્તિ ફળ હોયરે જયે૦ ॥ ૭ ॥ દ્રવ્ય ભાવ વિધિ પૂજો પ્રણમો, નામ જપો નર નારરે, સ્તવન ગુણો મદ મત્સર મુકી; ઉત્પતિ સાચી મન ધારરે ॥ જયે૦ ॥ ૮ ॥ કળશ ॥ ઈમ થુણ્યો ગોડી પાસ સ્વામી, હુકમ પામી જેહનો ॥ દશ દિશે પસરતો અરતિ હરતો, પ્રગટ પરતો જેહનો ॥ શ્રી અમર સાગર સૂરિ અચળ, ગચ્છપતિ રાઉ પસાઉલે ॥ પય નમી લખમીચંદ્ર વાચક, શિષ્ય લાવણ્ય ઇમ ભણે ॥ ૯ ॥



# अथ श्री महावीरस्वामीनां पांच कल्याणिकनुं चोढाळीयुं.

## ॥ દોહા ॥

પ્રેમે પ્રણમું સરસ્વતી, માગું અવિરલ વાણી ॥ વીર તણા ગુણ ગાયશું, પંચ કલ્યાણિક જાણી ॥ ૧ ॥ ગુણ ગાતા જિનજી તણા, લહીયે ભવનો પાર ॥ સુખ સમાધિ હોય જીવને, સુણજો સહુ નર નાર. ॥ ૨ ॥

## ઢાલ ૧ લી.

જંબુ દ્વીપના ભરતમાં જો, રૂડું મહાણકુંડ છે ગામ-જો ॥ રૂષભદત્ત માહણ તિહાં વસેજો. તસ નારી દેવાનંદા નામજો ॥ ૧ ॥ ચરિત્ર સુણો જિનજી તણો જો, જેમ સમકિત નિર્મલ થાય જો ॥ અષ્ટ મહાસિદ્ધિ સંપજે જો, વલી પાતક દૂર પલાયજો ॥ ચરિત્ર૦ ॥ ૨ ॥ ઉજલી છઠ અષાઢની જો યોગે ઉત્તરા ફાલ્ગુની સાર જો; પુષ્પોત્તર સુવિમાનથી જો, ચવી કુંખે લીઓ અવતાર જો, ચરિત્ર૦ ॥ ૩ ॥ દેવાનંદા તેણી રયણીયેજો, સુતાં સ્વપન લહ્યાં દશચાર જો ॥ ફૂળ પુછે નિજ કંતને જો કહે રૂષભદત્ત મન ધારજો ચરિત્ર૦ ॥ ૪ ॥ ભોગ અરથ સુખ પામશું જો તમે લહેશો પુત્ર રતન્ન જો ॥ દેવાનંદા તે સાંભળી જો, કીધું મનમાં તહત્તિ વચન જો ॥ ચરિત્ર૦ ॥ ૫ ॥ સંસારિક સુખ ભોગવે જો; સુણો અચરજ હુઓ તેણી વાર જો ॥ સુધર્મ ઈંદ્ર તિહાં કણે જો, જોઈ અવધિતણે અનુસારજો ॥ ચરિત્ર૦ ॥ ૬ ॥ ચરમ જિણેસર ઉપના જો,

દેખી હરખ્યા ઇંદ્ર મહારાજ જો ॥ સાત આઠ પગ સામે જઈજો, ઇમ વંદન કરે શુભ સાજ જો. ચરિત્ર૦ ॥ ૭ ॥ શક્ર સ્તવ વિધિશું કરી જો; ફરી બેઠા સિંહાસન જામજો મન વિમાસણમાં પડયું જો, ચિત્ત ચિંતવે સુરપતિ તામજો ॥ ચરિત્ર૦ ॥ ૮ ॥ જિંન ચક્રી હરીરામજી જો, અંત પંત માહણ કુલે જોયજો. ॥ આવ્યા નહી નહી આવસેજો; એ તો ઉગ્રભોગરાજ કુલે હોયજો ॥ ચરિત્ર૦ ॥ ૯ ॥ અંતિમ જિણેસર આવિયાજો, એતો માહણકુળમાં જેણજો ॥ એતો અછેરાં ભૂત છે જો ॥ થયું હુંડા અવસર્પિણી તેણજો ॥ ચરિ-ત્ર૦ ॥૧૦॥ કાલ અનંત જાતે થકેજો, એહવાં દશ અછેરાં થાય જો ॥ ઇણ અવસર્પિંણીમાં થયા જો તે કહીજે ચિત્ત લાય જો ॥ ચ૦ ॥ ૧૧ ॥ ગર્ભ હરણ ઉપસર્ગનો જો, મૂળ રૂપે આવ્યા રવિચંદ્ર જો ॥ નિષ્ફળ દેશના જે થઇ જો, ગયો સૌધર્મ ચમરેંદ્રજો ॥ ચ૦ ॥ ૧૨ ॥ એ શ્રીવીરની વારમાં જો કૃષ્ણ અમર કંકા ગયા જાણજો ॥ નેમ નાથને વારે સહીજો, સ્રી તીર્થ મલ્લી ગુણ ખાણજો ॥ ચ૦ ॥ ॥ ૧૩ ॥ એકસો આઠ સિદ્ધા રૂષભને જો, વારે સુવિધિને અસંયત્તિ જો ॥ શીતળનાથ વારે થઇ જો, કુળહરિવંશની ઉતપત્તિજો ॥ ચ૦ ॥ ૧૪ ॥ એમ વિચાર કરી ઇંદ્રજીજો, પ્રભુ નીચ કુલે અવતારજો ॥ તેહનું કારણ શું અછેજો, ઇમ ચિંતવે હૃદય મુઝારજો ॥ ચ૦ ॥ ૧૫ ॥ ઈતિ.

## ઢાલ ૨ જી.

ભવ મોટા કહીએ પ્રભુના સત્તાવીશજો, મરિચી ત્રીદંડી તે માંહે ત્રીજે ભવે રેજો ॥ તિહાં ભરત ચક્રીસર

માંહે આવી જોયજો, કુળનો મદ કરી નીચ ગોત્ર બાંધ્યું તેહ વેરે જો ॥ ૧ ॥ એતો માહણ કુળમાં આવ્યા જિનવર દેવજો, અતિ અણજુગતું એહ થયું થાશે નહીરે જો ॥ જે જિનવર ચક્રી નીચ કુલ માંહેજો, છે માહરો આચાર અઈ ઉત્તમ કુલે સહીરે જો ॥ ૨ ॥ એમ ચિંતવી તેડયો હરિણગમેષી દેવજો, કહે માહણ કુંડે જઈને એ કારજ કરો રે જો ॥ છે દેવાનંદાની કુંખે ચરમ જીણંદ જો ॥ હર્ષ ધરીને પ્રભુને ત્યાંથી સંહરો રે જો ॥ ૩ નયર ક્ષત્રી કુંડ રાય સિદ્ધારથ ગેહજો, ત્રિશલા રાણી તેહની છે રૂપે ભલી રે જો ॥ તસ કુંખે જઈ સંક્રમાવો પ્રભુને આજજો, ત્રિશલાનો જે ગર્ભ અછે તે માહણ કુલે રે જો ॥ ૪ ॥ જેમ ઈંદ્રે કહ્યું તેમ કીધું તતક્ષણે તેણ જો, બ્યાશી રાતને અંતરે પ્રભુને સંહર્યા રે જો ॥ માહણી સુપનાં જાણે ત્રિશલા હરીને લીધજો, ત્રિશલા દેખી ચૌદ સુપન મનમાં ધર્યા રે જો ॥ ૫ ॥ ગજ, વૃષભ અને સિંહ, લક્ષ્મી ફૂલની માલજો ચંદો, સૂરજ, ધ્વજ, કુંભ, પદ્મ સરોવરૂ રે જો ॥ સાગરને દેવ વિમાનજ રત્નની રાશીજો, ચૌદમે સુપને દેખી અગ્નિ મનોહરૂ રે જો ॥ ૬॥ શુભ સુપનાં દેખી હરખી ત્રિશલા માત જો, પરભાતે ઉઠીને પીયુ આગળ કહે રે જો ॥ તે સાંભળી દિલમાં રાય સિદ્ધારથ નેહજો, સુપન પાઠક તેડીને પૂછી ફળ લહે રે જો ॥ ૭ ॥ તુમ હોશે રાજ અરથને સુત સુખ ભોગ જો, સુણી ત્રિશલા દેવી સુખે ગર્ભ પોષણ કરે રે જો ॥ તવ માતા હેતેં પ્રભુજી રહ્યા સંલીનજો, તે જાણીને ત્રિશલા દુઃખ દિલમાં ધરે રે જો ॥ ૮ ॥ મેં કીધાં પાપ અઘોર ભવોભવ જેહજો, દેવ અટારો દોષી

દેખી નવિ શકેરે જો, મુજ ગર્ભ હર્યો જે કેમ પામું–હવે તેહજો, રાંક તણે ઘર રત્ન ચિંતામણિ કિમ ટકે રે જો ॥ ૯ ॥ પ્રભુજીએ જાણી તતખિણ દુઃખની–વાતજો, મોહ વિટંબન જાલીમ જગમાં જે લહ્યું રે જો ॥ જુઓ દીઠા વિ· ણપણ એવડો જાગે મોહ જો, નજરે બાંધ્યા પ્રેમનું કારણ શું કહ્યું રે જો ॥ ૧૦ ॥ પ્રભુ ગર્ભ થકી હવે અભિગ્રહ લીધો એહજો, માત પિતા જીવતાં સંયમ લેશું નહી રે જો ॥ એમ કરૂણા આણી તુરત હલાવ્યું અંગજો, માતાને મન ઉપન્યો હર્ષ ઘણો સહીરે જો ॥ ૧૧ ॥ અહોભાગ્ય અમારૂં જાગ્યું સહિયર આજજો, ગર્ભ અમારો હાલ્યો સો ચિંતા ગઇરે જો ॥ એમ સુખભર રહેતાં પૂરણ હુઆ નવ માસજો, તે ઉપર વલી સાડી સાત રયણી થઇરે જો ॥ ૧૨ ॥ તવ ચૈત્ર તણી શુદિ તેરસ ઉત્તરા રિખ્ખ જો, જનમ્યા શ્રી જિન વીર હુઇ વધામણીરે જો ॥ સહુ ધરણી વિકસી જગમાં થયો પ્રકાશ જો, સુર નરપતિ ઘર વૃષ્ટિ કરે સો- વન તણીરે જો ॥ ૧૩ ॥

## ઢાલ ૩ જી.

જનમ સમય શ્રી વીરનો જાણી, આવી છપ્પન કુ- મારીરે ॥ જગજીવન જિનજી ॥ જનમ મહોત્સવ કરી ગીતજ ગાવે, પ્રભુજીની જાંઉ બલિહારી રે ॥ જગ૦ ૧ ॥ તતક્ષણ ઇંદ્ર સિંહાસન હાલ્યું, સુઘોષ ઘંટા વજડાવીરે ॥ જગ૦ ॥ મલીયા કોડી સુરાસુર દેવા, મેરૂ પર્વતે આવી રે ॥ જગ૦ ૨ ॥ ઇંદ્રો પંચ રૂપે પ્રભુજીને, સુરગિરિ ઉપર લાવે રે ॥ જગ ॥ યત્ન કરી હિયડામાં રાખે, પ્રભુને શીશ

નમાવે રે ॥ જગ૦ ॥ ૩ ॥ એક કોડી સાઠ લાખ કળસલા, નિર્મલ નીરે ભરિયા રે ॥ જગ૦ ॥ ન્હાનો બાળક એ કેમ સહેશે, ઇંદ્રે સંશય ધરિયારે ॥ જગ૦ ॥ ૪ ॥ અતુલિ બળ જિન અવધે જોઇ, મેરૂ અંગુઠે ચંપ્યોરે ॥ જગ ॥ પૃથિવિ હાલ કલ્લોલ થઇ તવ, ધરણીધર તિહાં કંપ્યોરે ॥ જગ૦ ॥ ૫ ॥ જિનનું બળ દેખીને સુરપતિ, ભક્તિ કરીને ખમાવેરે ॥ જગ૦ ॥ ચાર વૃષભનાં રૂપ ધરીને, જિનવરને નવરાવે રે ॥ જગ૦ ॥ ૬ ॥ અમૃત અંગુઠે થાપીને, માતા પાસે મેલે રે ॥ જગ ॥ દેવ સહુ નંદીસર જાયે, આવતાં પાતક ઠેલે રે ॥ જગ ॥૦ ૭ ॥ હવે પ્રભાતે સિદ્ધારથ રાજા, અતિ ઘણું ઉચ્છવ મંડાવે રે ॥ જગ ॥ ચકલે ચકલે નાચ કરાવે, જગતના દાણ છંડાવે રે ॥ જગ ॥ ૮ ॥ બારમે દિવસે સજ્જન સંતોષી, નામ દીધું મર્દ્ધમાન રે ॥ જગ ॥ અનુક્રમે વધતા આઠ વરષના, હુઆ શ્રી ભગવાનરે ॥ જગ૦ ॥ એક દિન પ્રભુજી રમવા ચાલ્યા, તેવ તેવડા સંઘાતી રે ॥ જગ ॥ ઇંદ્ર મુખે પ્રશંસા નિસુણી, આવ્યો સુર મિથ્યાતીરે ॥ જગ૦ ॥૧૦॥ ભજાગરૂપે ઝાડે વળગ્યો, પ્રભુજીએ નાંખ્યો ઝાલીરે ॥ જગ ॥ તાડ સમાન વળી રૂપજ કીધું, મુઠીએ નાંખ્યો ઉછાળીરે ॥ જગ૦ ॥ ૧૧ ॥ ચરણે નમીને ખમાવે તે સુર, નામ ધરે મહાવીરરે ॥ જગ ॥ જેહવા તુમને ઇંદ્રે વખાણ્યા, તેહવા છો પ્રભુ ધીર રે ॥ જગ૦ ॥ ૧૨ ॥ માત પિતા નિશાળે ભણવા મૂકે બાળક જાણી રે, જગ૦ ઇંદ્ર આવી તિહાં પ્રશ્નજ પૂછે, પ્રભુ કહે અર્થ વખાણીરે ॥ જગ૦ ॥ ૧૩ ॥ જોવન વય જાણી પ્રભુ પરણ્યા, નારી જસોદા નામે રે ॥ જગ૦ ॥

અઠાવીશે વરષે પ્રભુનાં, માત પિતા સ્વર્ગ પામે રે ॥ જગ૦ ॥ ૧૪ ॥ ભાઇજીનો આગ્રહ જાણી, દોય વરસ ઘર વાસી રે ॥ જગ૦ ॥ તે હવે લોકાંતિક સુર બોલે, પ્રભુ કહો ધર્મ પ્રકાશી રે ॥ જગ૦ ૧૫ ॥

## ઢાલ ૪ થી.

પ્રભુ આપે વરસી દાન ભલું રવિ ઉગતે ॥ જિનવરજી. એક કોડીને આઠ લાખ સોનૈયા, દિન પ્રત્યે ॥ જિન૦ ॥ માર્ગશીર્ષ વદિ દશમી ઉત્તરાયોગે મન ધરી ॥ જિન ॥ ભાઇજીની અનુમતિ માગીને દીક્ષા વરી ॥ જિન ॥ ૧ ॥ તેહ દિવસ થકી ચઉનાણી, પ્રભુજી થયા ॥ જિન૦ ॥ સાધિક એક વરસ તે ચીવરધારી પ્રભુ રહ્યા ॥ જિન ॥ પછી દીધું બંભણને બે વાર ખંડો ખંડે કરી ॥ જિન ॥ પ્રભુ વિહાર કરે એકાકી અભિગ્રહ ચિત્ત ધરી ॥ જિન ॥ ૨ ॥ સાડા બાર વર્ષમાં ઘોર પરિસહ જે સહ્યા ॥ જિન ॥ શૂલપાણિને સંગમ દેવ ગોશાળાના કહ્યા ॥ જિન૦ ॥ ચંડકોશીને ગોવાળે ખીર રાંધી પગ ઉપરે ॥ જિન કાને ખીલા ખોસ્યા તે દુષ્ટ સહુ પ્રભુ ઉદ્ધરે ॥ જિન૦ ૩ ॥ લેઇ અડદના બાકળા, ચંદન બાળાને તારિયાં. જિન૦ પ્રભુ પર ઉપકારી સુખ દુઃખ સમ ધારીયા. જિન૦ છ માસી બે ને નવ ચોમાસી કહીયેરે. જિન૦ અઢી માસ ત્રિમાસ દોઢમાસ એ બે બે લહીયે રે જિન૦ ॥ ૪ ॥ અટ કીધા બે બે માસ પ્રભુ સોહામણા, જિન૦ બાર માસને પખ બહોંતેર તે રળીયામણા. જિન૦ છઠ બસે ઓગણત્રીશ, બાર અઠમ વખાણીયે. જિન૦ ભદ્રાદિક પ્રતિમા દિન બે ચોદિશિ

જાણીએ. જિન ॥ ૫ ॥ સાડાબાર વરસ તપ કીધાં વિણુ પાણીયે ॥ જિન૦ પારણાં ત્રણુસે ઓગણુ પંચાશ તે જાણીયે ॥ જિન ॥ તવ કર્મ ખપાવી ધ્યાન શુકલ મન ધ્યાવતા. જિન૦ વૈશાખ શુદિ દશમી ઉત્તરાયોગે સોહાવતા જિન ॥ ૬ ॥ શાલિવૃક્ષ તલે પ્રભુ પામ્યા કેવળ જ્ઞાન રે, જિન૦ લોકાલોક તણાં પ્રકાશી થયા પ્રભુ જાણુ રે. જિન૦ ઇંદ્રભૂતિ પ્રમુખ પ્રતિબોધી ગણુધર કીધરે; જિન૦ સંઘ સ્થાપના કરીને ધર્મની દેશના દીધરે. જિન ॥૭॥ ચૌદ સહસ ભલા અણુગાર પ્રભુને શોભતા જિન૦ વલી સાધવી સહસ છત્રીશ કહી નિર્લોભતા જિન૦ ઓગણુસાઠ સહસ એકલાખ તે શ્રાવક સંપદા, જિ૦ તિન લાખને સહસ અઢાર તે શ્રાવિકા સમુદા જિન૦ ॥ ૮ ॥ ચૌદ પૂર્વધારી ત્રણુશે સંખ્યા જાણીયે. જિન તેરશે ઓહિનાણી સાતશે કેવલી વખાણીયેં. જિન૦ લબ્ધિધારી સાતશેં વિપુલમતિ વલી પાંચશેં, જિન૦ વળી ચારશેં વાદી તે પ્રભુજી પાસે વસે. જિ૦ ॥ ૯ ॥ શિષ્ય સાતસેં ને વળી ચૌદશેં સાધવી સિદ્ધ થયા. જિન૦ એ પ્રભુજીનો પરિવાર કહેતાં મન ગહગહ્યાં. જિન. પ્રભુજીયે ત્રીશ વરસ ઘરવાસે ભોગવ્યાં. જિન. છદમસ્થ પણામાં બાર વરસ તે ભોગવ્યાં જિન૦ ॥ ૧૦ ॥ ત્રીશ વરસ કેવળ, બેહેંતાલીશ વરસ સંયમપણું, જિન૦ સંપૂરણુ બહોંત્તેરે વરસ આયુ શ્રીવીરતણું. જિન૦ દીવાળી દિવસે સ્વાતી નક્ષત્ર સોહંકરૂ૦ જિન૦ મધ્યરાતે મુક્તિ પહોતા પ્રભુજી મનોહરૂ, જિન ॥ ૧૧ ॥ એ પાંચ કલ્યાણિક ચોવીશમાં જિનવર તણા. જિન. તે ભણુતાં સુણુતાં હરખ હોયે મનમાં ઘણા જિન૦ જિનશાસન નાયક ત્રિશલા-

સુત ચિત્ત રંજણો જિન૦ ભવિયણને શિવસુખકારી ભવો-ભય ભંજણો જિન૦ ॥ ૧૨ ॥ કળશ—જયશ્રી વિર જિનવર સંઘ સુખકર, શુણ્યો અતિ ઉત્સુક ધરી ॥ સંવત સત્તર એક્યાશીયે, સૂરત ચોમાસું કરી. શ્રી સહજ સુંદર તણો સેવક, ભક્તિ શું એણીપરે કહે; પ્રભુજી શું પૂરણ પ્રેમ પામ્યો, નિત્યલાભ વંછિત લહે ॥ ૧૩ ॥ ઇતિ.

# अथ—मोटा आसंबीआ (कच्छ) ना देरासर जिन स्तवन.

શ્રી સુપાર્શ્વ જિણંદનેરે લાલ, વંદન લહી શુભ ભાવ; સર્જન ચાલોરે ! પરમાત્મ પદ્રીના ધણીરે લાલ, નાસે સર્વ વિભાવ. સર્જન૦ ૧ મુર્તિ મોહન મન વશેરે લાલ, ઉપશમ ભાવ પ્રધાન સ૦ સમપરિણામે સેવતારે લાલ, નાસે દુઃકૃત ધ્યાન, સ. ૨. અરિહંત પૂજી આત્મારે લાલ, તેહીજ પામે પાર; સ. અંતર ઘટજ્યોતિ જૂવેરે લાલ, પાવે સિદ્ધિ સિદ્ધિરૂપ. સ. ૩. મોટા આસંબીઆમાં સ્થુણ્યારે લાલ, કચ્છ સુદેશ મુઝાર; સ. સપ્તમ જિનવર શોભતારે લાલ, ઉતારે ભવપાર; સ. ૪. આકૃતિ જોતાં ઉપશમેરે લાલ. પાતકી ભાવ પ્રવાહ, સ. સ્મરણ કરતાં સાહેબારે લાલ, શીતળ અંતર દાહ સ. ૫. અડસઠ સાલ ઓગણીસ સેંરે લાલ, ત્યાંહિજ રહી ચઉમાસ. સ. જિનધર્મ ઉદ્યોતમાં રે લાલ, સૂર્યશશી શુભવાસ. સ. શ્રી સુપાર્શ્વ જિણંદને વંદનારે લાલ. ૬. ઇતિ.

# ॥ अथ जीवा पांत्रीशी. ॥

મોહ મિથ્યાતકી નિંદમેં, જીવા સુતો કાળ અનંત; ભવ ભવ માંહે ભટકીઓ, જીવા તે સાંભળ વરતાંત. જીવા તુંતો ભૂલોરે, પ્રાણી એમ રડીઓરે સંસાર૦ ॥ ૧ ॥ અનંતા જન હોવે કેવલી, જીવા ઉત્કૃષ્ટા જ્ઞાની અગાધ; ઇણ ભવનું લેખો લીએ, જીવા તારી ન કહે કો આદ. જીવા૦ ૨. પૃથ્વી પાણી અગ્નીમાં, જીવા ચઉથી વાઉ કાય; એકેકી કાયા મધ્યે, જીવા કાલ અસંખ્યાતો જાય. જીવા. ૩. પાંચમી કાયે વિણસઈ, જીવા સાધારણ પ્રત્યેક; સાધારણમાં વસ્યો, જીવા તે વિવરો તું દેખ. જીવા૦ ૪. સોહી અગ્ર નીગોદમેં, જીવા શ્રેણી અસંખ્યાતી જાણ; અસંખ્યાતા પ્રતર કહ્યા, જીવા ગોલા અસંખ્યાતા જાણ. જીવા૦ ૫. એકૂકા ગોલા મધ્યે, જીવા અસંખ્યાતા શરીર; એક શરીરમાં જીવડા, જીવા અનંતા કહ્યા મહાવીર. જીવા૦ ૬. તિણ માંહેથી નીકળી, જીવા મોક્ષ જાએ નિરધાર; એક શરીર ખાલી ન હુઓ, જીવા ન હોશે અનંતે કાલ. જીવા૦ ૭. એક અભવીને સંગે, જીવા ભવી અનંતા હોય; વળી વિશેષે તેહના, જીવા જનમ મરણ તું જોય. જીવા. ૮. દોય ઘડી કાચી મધ્યે, જીવા પાંસઠ સહસસેં પાંચ; છત્રીશ અધિકા જાણીએ, જીવા જનમ મરણની ખાંચ, જીવા૦ ૯. છેદન ભેદન વેદના, જીવા નરકે સહી બહુવાર; તીણ થકી નિગોદમેં, જીવા અનંત ગુણી તું જાણ. જીવા. ૧૦. એકેંદ્રી માંહેથી નિકળી, જીવા બે ઇંદ્રિ માંહે જાય; તવ પુનાહી તેહની, જીવા અનંત ગુણી કહેવાય. જીવા૦ ૧૧. એમ ત્રેંદ્રી, ચોરંદ્રી, જીવા હોએ હોએ

લાખ જાત; દુઃખ દીઠાં સંસારમાં, જીવા સુણતાં અચરજ વાત. જીવા૦ ૧૨. જલચર થળચર ખેચરૂ, જીવા ઉરપુરી ભુજપુરી જાણુ; તાપ સીત તરષા સહી, જીવા દુઃખ મટાવણ કોણુ. જીવા૦ ૧૩. ઇમ રડવડતો જીવડો, જીવા પાચ્યો નર અવતાર; ગિરભાવાસનાં દુઃખ સહ્યાં, જીવા તે જાણુ જગનાથ! જીવા૦ ૧૪. મસ્તક તો હેઠો હોવે, જીવા ઉપર હોવે પાય; આંખ આડી હોય મુઠીઓ, જીવા રહ્યો વિષ્ટા ઘરમાંહે. જીવા૦ ૧૫. બાપવીર્ય રૂદ્ર માતાનો, જીવા એ તેં લીધો આહાર; ભુલી ગયો જનમ્યા પછી, જીવા સેવે વિષય વિકાર. જીવા૦ ૧૬. ઉંડુ કોડ સોઇ તાતી કરી, જીવા ચાંપે રૂરૂ માંહે; આઠગુણી હોવે વેદના, જીવા ગીરભાવાસે થાય. જીવા૦ ૧૭. જન્મ સમય કોડી ગણી, જીવા મરતાં કોડા કોડ; જન્મ મરણ દુઃખ દોયની, જીવા એ લાગી મોટી ખોડ. જીવા૦ ૧૮. દેશ અનાર્યે જો ઉપન્યો જીવા ઇંદ્રી હાણી થાય; આયુષ્ય ઓછો હોવે, જીવા ધર્મ કીધો કેમ જાય. જીવા૦ ॥ ૧૯ ॥ કદાચિત નરભવ પામીયો, જીવા ઉત્તમ કુળ અવતાર; દેહ નિરોગી પામીઓ, જીવા એળે ગયો અવતાર. ॥ ૨૦ ॥ ઠગ ફાંસીગર ચોરટા, જીવા ધીવર કંસાઇ જાત; જન્મીને મુઓ નહીં, જીવા એ ન રહી કોઇ જાત. જીવા૦ ॥ ૨૧ ॥ ચૌદ રાજ લોકમેં, જીવા જન્મ મરણનો જોર; વાલાગ્ર માત્ર ભૂમિકા, જીવા ઠાલી ન રાખી ઠોર. જીવા૦ ॥ ૨૨ ॥ એહિજ જીવ રાજા હુવો, જીવા હસ્તી બાંધ્યા બાર; કબહીક કર્મને વશે, જીવા ન મળ્યો અન્ન આધાર. જીવા. ॥ ૨૩ ॥ એમ સંસાર ભમતાં થકાં, જીવા પામ્યો સામગ્રી સાર; આદર દે છકાયને, જીવા

જાયે જન્મારો હાર. જીવા. ૨૪ ખોટા દેવજ પૂજીઆ, જીવા લાગ્યો કુગુરૂ કો પાસ; ખોટો ધર્મ આદર્યો, જીવા લાગી મિથ્યાત્વની વાસ. જીવા. ૨૫. કબહીક તો નરકે ગયો, જીવા કબહીક હુઓ દેવ; પુણ્ય પાપના ફળ થકી; જીવા ચિહું ગતિ કીધો ફેર જીવા. ૨૬. ઓઘાને વળી મોહપત્તી જીવા મેરૂ સમા ઢગ કીધ, સાચી શ્રદ્ધા બાહેરો, જીવા એકે ન કાર્ય સિદ્ધ. જીવા. ૨૭. ચાર જ્ઞાનથી પડયા પછી જીવા નરક સાતમી જાય; ચઉદ પૂરવના ભણ્યા જીવા પડે નિગોદમાંહે. જીવા. ૨૮. ભગવંત ધર્મ પામ્યા પછી જીવા કરણી ન જાએ ફોક; કદાચિત પડવાઇ હોયે જીવા અરધા પુદ્ગલમાં મોક્ષ. જીવા. ૨૯. સૂક્ષ્મને બાદર પણે, જીવા મેલી વર્ગણા સાત; એક પુદ્ગલ પ્રાવર્તનની, જીવા ઝીણી ગણી છે વાત. જીવા. ૩૦. પાપ આલોયણ આપણાં, જીવા આશ્રવ બારાં રોક; જાએ અરધાં પુદ્ગલ મધ્યે, જીવા અનંત ચોવીશી મોક્ષ. જીવા. ૩૧ અનંતા જીવ મોક્ષે ગયા, જીવા ટાલી આતમ દોષ; નવી ગયા નવી જાયસે, જીવા ભારી કર્મી મોક્ષ. જીવા. ૩૨ એવા ભાવ સુણી કરી, જીવા શ્રદ્ધા આણી નાંએ; જિન આંચ્યો તિમહિંજ ગયો; જીવા લાખ ચોરાશી માંહે. જીવા. ૩૩. કોઇક ઉત્તમ ચિંતવ્યો, જીવા જાણી અથિર સંસાર; સાચો મારગ સરધીને, જીવા પોતા મોક્ષ મોઝાર. જીવા. ૩૪. દાન શીયળ તપ ભાવના, જીવા ઘણું રાખો પ્રેમ; કોડ કલ્યાણ છે તેહનાં, જીવા રૂષી જેમલ કહે એમ. જીવા. ૩૫. ઇતિ. ॥

---

# अथ गर्वनी सझ्झाय.

ગરવ મ કરશોરે ગાત્રનું, આખર એહ અસારરે, રાખ્યો કોઈનોરે નવિ રહે, કર્મ કરે કીરતારરે. ગર્વ૦ ૧. સડણ પડન વિધ્વંસણિ, જેહવો માટીનો ભંડરે; ખિણમાં વાજેરે ખોખરો, તે કિમ રહેસે અખંડરે. ગર્વ૦ ૨, મોને પૂછી પૂછી જીમતો, પાન ચૂટી ચૂટી બીટરે; તે નર બંધાણા જાલમાં, કાગડા ચિરકે છે વિઠરે, ગર્વ૦ ૩. મોં મરડે મોજો કરે, કામનીસું કરતો કલોલરે, તે નર પડયારે કષ્ટમાં, મોહમાયા ને છોડરે, ગર્વ૦ ૪. ચિહું દિશ ખેલતો હેજમાં, નરનારી લાખ કોડરે; તે જઇ સૂતા શ્મસાનમાં, સઘળી માયાને છોડરે, ગર્વ૦ ૫. કોડ ઉપાય સોં કીજીયેં તોપણ નવિ રખાયરે; સર્જન મેળાવોરે તેહનો, કીધો અગ્નીસું દાહરે. ગર્વ૦ ૬. જરા કુમર જંગળ વસે, વનમાં ખેલે શિકારરે; હરિપગ પદ્મને પેખીને, મૃગની ભ્રાંતિ તેણી વારરે. ગર્વ૦ ૭ કૃષ્ણ સરીખોરે રાજવી, બલભદ્ર સરીખો ભાઇરે; જંગલમાં જઈ તે જુઓ, તાકી નાંખ્યો છે તીરરે. ગર્વ૦ ૮. સહસ બત્રીસ અંતેઉરી, ગોપી સોળ હજારરે; તરસે તરફડે ત્રીકમો, નહી કોઈ પાણી પાનાર રે. ગર્વ૦ ૯. કોટી શલા ઉંચી કરી, ગિરધારી ધરાવતો નામરે; વેઠો નથાવાણો તીહાં થકી, જુઓ જુઓ કર્મના કામરે. ગર્વ૦ ૧૦, જણતાં કિણે નવી જાણીઓ, મરતાં નઇ કોઈ રોનારરે; મહા અટવીમાં એકલો, પડિયો પાડ ચોકારરે. ગર્વ૦ ૧૧. ગજ ઉપરે બેસીને ગાજતો હતો

નગારાની ઠોરરે; વાસુદેવ વનમાંરે એકલો, જાણીયેં વન ફેરો રોજરે. ગર્વં૦ ૧૨. છબિલો છત્ર ધરાવતો, ફિરાવતો ચિહું દિસે ફોજરે; હો હર હોલા તીહાં ઘુઘવે, સાવજ કરે છે સોરરે. ગર્વં૦ ૧૩. તીર નાખ્યો તીહાં તાણીને, પગ તલે વલ ભારીરે; પગ ભેદી તીર નીસર્યો, જઇ પડિઉં તે દૂરરે, ગર્વં૦ ૧૪. આપ બલે ઉઠી કહે, હું છું કૃષ્ણ નરેશરે; કિણ મુઝ બાણેરે વીધીઉં, એવો કોણ પાપીષ્ટરે, ગર્વં૦ ૧૫. શબ્દ કૃષ્ણનો રે સાંભળી, વિલખાણો જરા કુમારરે; હું છું વસુદેવ બેટડો, રહું છું વન મુઝારરે. ગર્વં૦ ૧૬. કૃષ્ણ રક્ષણને કારણે, વરસ ગયા મુઝ બારરે; પણ નવી દીઠારે. માનવી, આજ લગે નિરધારરે. ગર્વં. ૧૭ દુષ્ટ કર્મ તણા ઉદયે, ઇહાં તમે આવ્યા વળી આજરે. મુઝને હુત્યારે આપવા, પણ વળી લગાડવા લાજરે. ગર્વં૦ ૧૮. કૃષ્ણ કહે ઉરો આવ બંધવા, જે કારણ સેવ્યો છે વનરે; તે કૃષ્ણને તેં મારીઓ, ન મટે શ્રી નેમના વચનરે. ગર્વં૦ ૧૯. આંખે આંસુડાં નાંખતાં, આવ્યો કૃષ્ણને પાસરે; તબ મોરારી ઈમ બોલીયા, લેઇ અંકુશ ઉલાસરે. ગર્વં૦૨૦ એ નીસાની પાંડવને આલજે, ઈહાથી ભાગીજા દૂરરે; બળભદ્ર આવસે તો મારશે, ઉપજશે બહુ ઉદ્વેગરે, ગર્વં૦ ૨૧. આ સમયેં કેમ જાઉં વેગળો, જો તમે મોકલો મુરારીરે; ફરી ફરી મોં સામો જોવતો, આંખે આંસુ જલધારરે. ગર્વં૦ ૨૨. દુષ્ટ કર્મ જેણે કર્યાં, એકશો ત્રેવીસમી ઢાલરે; ઉદય રતન કહે એહની, આગળ વાત રસાલરે. ગર્વં૦ ૨૩ ॥ ઈતી.

# अथ वैराग्य पच्चीशी.

માતાને ઉદરે ઉપનો, નવ માસ રહ્યો ગુપ્ત છાંનો; પછે જનમ્યો ત્યારે માતા હુલરાવે, પૂણ્ય કરો ધર્મ જીવ સાથ આવે. ૧. પાલી પોસી મોટો કીધો, માત તાત જાણે કારજ સીધો; વય યોવન જાણી પરણાવે. પૂણ્ય૦ ૨. જીવ જાણે છે રે મારી આથી પોથી, એતો પડયો રેસે તારૂં કોઇ નથી; કરણી વિના જીવ ગોથા ખાવે, પૂણ્ય૦ ૩. પૂણ્ય યોગે તું નરભવ પામ્યો, જ્યારે જનમ્યો ત્યારે તું શું લાવ્યો ? આવ્યો તું એક એકલો જાવે. પૂણ્ય૦ ૪. પરદેશી પ્રદેશથી આવ્યો, મેરો ધન મેરો ધન કરીને ધાયો, અંત-કાળે તુઝ સાથે કાંઇ નાવે. પૂણ્ય૦ ૫. સંસારની માયા મમતા ખોટી, એક પ્રિત રાખો પ્રભુશું મોટી, જેમ ગર-ભાવાસમાં ફિર નાવે. પૂણ્ય૦ ૬. કેઇ તરીયા જીવ કેઈ તરસે, સાલીભદ્ર ધનો મુનિ મોક્ષ વરસે, છતી રીદ્ધી સિદ્ધિ ત્યાગી કહેતાં પાર નાવે. પૂણ્ય૦ ૭. મદ આઠ છોડો તુમે અહંકારી, સુણી સમજો ધર્મના વેપારી, સોધી પૂણ્ય તણો કરો સદ્ભાવે. પૂણ્ય૦ ૮. કોડી ધ્વજ લખપતી કઈ થયા, રાણા રાજીઆ કેઇ વઇ ગયા, રામ રાવણ રાજ સમ કોણ આવે. પૂણ્ય૦ ૯. પરનારી પુરૂષ પ્રીત નવી કરીયેં, વિષયા સુખ દુખ એ પરિહરીયેં, શીયલ ચિંતામણી નરનારી યશ પાવે. પૂણ્ય૦ ૧૦. માત તાત સગા બાંધવ ભાઈ, સાસુ સસરો કોઇ ન સગાઇ, પછે પડીશ જીવ તું પસ્તાઈ. પૂણ્ય૦ ૧૧. મેડી મંદિર મ્હોલને માળીયો, ઘરે ઝરાસ ઘોડાને વાડીયો, આખર અસ્થિર એ કહાવે. પૂણ્ય૦ ૧૨. ભાગ્ય મરણ

તણો જીવને મોટો, જાણુ જાણુ સુજાણુ સંસાર ખોટો, આજી-વિકાર્થે તું ધન કમાવે. પૂણ્ય૦ ૧૩. માયાને વશ ખોટું બોલે, પણ પૂણ્યની વાત કોઈ નવિ તોલે, સુજાણુ હોય તેને સમજ આવે. પૂણ્ય૦ ૧૪. દીઠે મારગ ન્યાયે ચાલો, બળવંત થઇ ક્રોધને ટાળો, પંચ ઈંદ્રિને તું જીપાવે. પૂણ્ય૦ ૧૫. દાન દીજીયેં ને શીલ પાલીજેં, તપ આદરીયેં ને ભાવ ભાવીજેં, જીવ દયા વળી નિત્ય પાળીજેં. પૂણ્ય. ૧૬. હસતાં હસતાં કર્મ બંધાયે તે તો રોવંતા નવી છુટાયે, બોલ વિચારીને પછી બોલીજે. પૂણ્ય૦ ૧૭. મારૂં મારૂં કહેતાં સું હીંડો, એક પ્રીત પ્રભુજી સું માંડો, વાણી મીઠી જેહને સુહાવે. પૂણ્ય૦ ૧૮. દિન દિન તેડો આવે જોઇલો, ચેત ચેત મૂંઢ તું કાં થયો ઘેલો, દધિ કંઠે વૃક્ષ કેતાં ઠેરાવે. પૂણ્ય૦ ૧૯ કાચા કુંભ તણી પરેં એ કાયા, અસ્થિર બાજીને કુડી માયા, બાદલ છાયા સમ કહાવે. પૂણ્ય૦ ૨૦. દેવ અરિહંતને સુસાધ ગુરૂ, સ્મરણ કરો એહ નવકાર તણો, મયણાં ધ્યાને ઉંબર રોગ જાવે. પૂણ્ય. ૨૧. દિન રાતની સાઠ ઘડી જાણો, તેમાં ચાર ઘડી ધરમની આણો, છપન્ન ઘડી ધંધો કમાવો. પૂણ્ય૦ ૨૨. અંતર આત્મા સો સૌ સાંભળસે, જેહની પોખ તે તેવીજ લુણસે, બીજ ધર્મ તણાં જો પોખાવે, પૂણ્ય. ૨૩. સંવત અઢાર ચમોત્તરે સહી, વૈરાગ્ય પચીસી (કચ્છ) હાલાપુર મેં કહી, જિહાં જૈન ધર્મ સૌ દીપાવે. પૂણ્ય૦ ૨૪. તજ લાભનો શિષ્ય એણી પરે ભાખે, ભાઈ ધર્મની વાત જો ચિત્ત રાખે, મેઘ લાભ કહે હેતે ભાવે. પૂણ્ય૦ ૨૫. ઇતિ.

# ક્ષમા છત્રીશીની સજ્ઝાય.

આદર જીવ ક્ષમા ગુણુ આદર, મ કરીશ રાગને દ્વેષજી; સમતાયે શિવ સુખ પામીજે, ક્રોધે કુગતિ વિશેષજી. આદર૦ ૧. સમતા સંયમ સાર સુણીજે, બૃહત્ કલ્પની શાખજી; ક્રોધે ક્રોડ પૂરવનું સંયમ, બાળીને કરે રાખજી. આ૦ ૨. કોણુ કોણુ જીવ તર્યા ઉપશમથી, સાંભળ તું દ્રષ્ટાંતજી; કોણુ કોણુ જીવ ભમ્યા ભવ માંહે, ક્રોધ તણે વિરતંતજી. આ૦ ૩ સોમલ સસરે શીશ પ્રજાળ્યું, બાંધી માટીની પાળજી; ગજસકુમાર ક્ષમા મન ધરતો, મુગ્તી ગયો તતકાળજી. આ૦ ૪. કૂળવાળુઓ સાધુ કહાતો, કીધો ક્રોધ અપારજી; કોણિકની ગણિકા વશ પડીઓ, રડવડિયો સંસારજી. આ૦ ૫. સોવન કરી કરી અતિ વેદન, વાધ્રશું વિંટયું શીશજી; મેતારજ ઋષિ મુક્તેં પહોતા, ઉપશમ એહ જગીશજી. આ. ૬. કુરૂડ બુરૂડ બે સાધુ કહાતા, રહ્યા કુણુાલા ખાળજી; ક્રોધ કરી તે કુગતી પહોતા, જન્મ ગમાયો આળજી. આ૦ ૭. કર્મ ખમાવી મુક્તે પહોતા, ખંધક સૂરિના શિષ્યજી; પાલક પાપીયેં ઘાણી પીલ્યા, નાણી મનમાં રીસજી. આ૦ ૮. અચ્યંકારી નારી અતિચૂકી, તોડયો પીયુશું નેહજી; બબ્બર કુળ સહ્યાં દુઃખ બહોળાં, ક્રોધ તણાં ફળ એહજી. આ. ૯ વાઘણે સર્વ શરીર વલુર્યું, તતક્ષણુ છોડયા પ્રાણુજી; સાધુ સુકોસળ શિવ સુખ પામ્યા, એહ ક્ષમા ગુણુ ખાણુજી. આ૦ ૧૦. કુણુ ચંડાળ કહીજે બિહુમેં, નિરતિ નહી કહે દેવજી; ઋષિ ચંડાળ કહીજે વઢતો; ટાળો વેઢની ટેવજી. આ૦ ૧૧. સાતમી નરક ગયો તે બ્રહ્મદત્ત, કાઢી બ્રાહ્મણે આંખજી; ક્રોધતણાં ફળ કડુઆં જાણી, રાગ દ્વેષ ઘો નાંખજી. આ૦ ૧૨. ખંધક

રૂષિની ખાલ ઉતારી, સહ્યો પરિસહ જેણુજી; ગર્ભવાસના દુઃખથી છૂટયો, સબળ ક્ષમા ગુણુ તેણુજી. આ૦ ૧૩. ક્રોધ કરી ખંધક આચારજ, હુઓ અગ્નિકુમારજી; દંડક નૃપનો દેશ પ્રજાળ્યો, ભમશે ભવ મઝારજી. આ૦ ૧૪. ચંડ રૂદ્ર આચારજ ચલતાં, મસ્તક કીધ પ્રહારજી; ક્ષમા કરંતાં કેવળ પામ્યો, નવ દિક્ષીત અણુગારજી. આ૦ ૧૫. પાંચ વાર રૂષિને સંતાપ્યો, આણી મનમાં દ્વેષજી; પંચ ભવ સીમ દહ્યો નંદનાદિક, ક્રોધ તણું ફળ દેખજી. આ૦ ૧૬. સાગરચંદ્રનું શીશ પ્રજાલ્યું, નિશિ નભસેન નરિંદજી; સમતા ભાવધરી સુર લોકે, પહોતો પરમાનંદજી. આ૦ ૧૭. ચંદના ગુરૂણીએ ઘણું નિભંછી, ધિગ ધિગ તુજ અવતારજી; મૃગાવતી કેવળસિદ્ધિ પામી, એહ ક્ષમા અધિકારજી. આ૦ ૧૮. શાંબ પ્રદ્યુમ્ન કુમાર સંતાપ્યો, કૃષ્ણ દ્વૈપાયન સાહજી; ક્રોધ કરી તપનું ફળ હાર્યો, કીધો દ્વારિકા દાહજી, આ૦ ૧૯. ભરતને મારણ મૂઠી ઉપાડી, બાહુબળી બળવંતજી; ઉપશમ રસ મનમાહેં આણી, સંયમ લે મતિમંદજી. આ૦ ૨૦ કાઉસગમાં ચડયો અતિ ક્રોધે, પ્રસન્નચંદ્ર રૂષિરાયજી; સાતમી નરક તણું દળ મેલ્યાં, કડુઆ તેણુ કષાયજી. આ૦ ૨૧. આહાર માંહે ક્રોધે રૂષિ થૂક્યાં, આણ્યો અમૃત ભાવજી; કૂરગડુએ કેવળ પામ્યું, ક્ષમા તણે પરભાવજી. આ૦ ૨૨. પાર્શ્વનાથને ઉપસર્ગ કીધા, કમઠ ભવાંકર ધીઠજી; નરક તિર્યંચતણું દુઃખ લાગ્યાં, ક્રોધ તણું ફળ દીઠજી. આ૦ ૨૩. ક્ષમાવંત દમદંત મુનીશ્વર, વનમાં રહ્યા કાઉસગજી; કૌરવ કટક હણ્યો ઇંટાળે, તોડયા કર્મના વગજી. આ૦ ૨૪. સજ્યા પાળક કાને તરૂઓ, નાંખ્યો ક્રોધ

હારજી; બેહુ કાને ખીલા ઠોકાણા, નવી છૂટયા મહાવીરજી. આ૦ ૨૫ ચાર હત્યાનો કારક હુતો, દ્રઢપ્રહારી અતિરેકજી; ક્ષમા કરીને મુગતેં પહોતો, ઉપસર્ગ સહ્યા અનેકજી. આ૦ ૨૬. પહોર માંહે ઉપજતો હાર્યો, ક્રોધ કેવળ નાણજી; દેખી શ્રી દમસાર મુનીસર, સૂત્ર ગુણ્યો ઉઠણજી. આ૦ ૨૭. સીંહ ગુફાવાસી રૂષિ કીધો, સ્થુળભદ્ર ઉપર કોપજી; વેશ્યા વચન ગયો નેપાળે, કીધો સંયમ લોપજી. આ૦ ૨૮. ચંદ્રાવતંસક કાઉસગ રહીયો, ક્ષમા તણો ભંડારજી; દાસી તેલ ભર્યો નિશિ દીવો, સુર પદ્દી લહે સારજી. આ૦ ૨૯. એમ અનેક તર્યાં ત્રિભુવનમેં, ક્ષમા ગુણે ભવિ જીવજી; ક્રોધ કરી કુગતેં તે પ્હોતા, પાડંતા મુખ રીવજી. આ૦ ૩૦. વિષ હળાહળ કહીયે વિરૂઓ, તે મારે એક વારજી; પણ કષાય અનંતી વેળા, આપે મરણ અપારજી. આ૦ ક્રોધ કરંતાં તપ જપ કીધાં, ન પડે કાંઇ ઠામજી; આપ તપે પરને સંતાપે, ક્રોધ શું કેહો કામજી. આ૦ ૩૨. ક્ષમા કરંતાં ખરચ ન લાગે, ભાંગે ક્રોડ કલેશજી; અરિહંત દેવ આરાધક થાયે, વ્યાપે સુજસ પ્રદેશજી. આ૦ ૩૩. નગર માંહે નાગોર નગીનો, જિહાં જિનવર પ્રસાદજી; શ્રાવક લોક વસે અતિ સુખીયા, ધર્મ તણે પરસાદજી. આ૦ ૩૪. ક્ષમા છત્રીશી ખાંતે કીધી, આતમ પર ઉપગારજી; સાંભળતાં શ્રાવક પણ સમજ્યા, ઉપશમ ધર્યો અપારજી. આ૦ ૩૫. જુગ પ્રધાન જિણચંદ્ર સૂરિશ્વર, સકળચંદ્ર તસુ શિષ્યજી; સમય સુંદર તસુ શિષ્ય ભણે એમ, ચતુર્વિધ સંઘ જગીશજી. આ. ૩૬. ઇતિ.

---

# अथ श्री चंदनबालानुं त्रीढाळियुं.

## ઢાલ ૧ લી.

શ્રી સરસતિના રે પય પ્રણમી કરી, થુણશું ચંદન બાલાજી, જેણે વીરનો રે અભિગ્રહ પુરીઓ; લાધી મંગળ માળાજી, દાન ઉલટધરી ભવિયણ દીજીએ. ૧. જેમ લહિયે જગ માનોજી, સ્વર્ગતણાં સુખ સ્હેજે પામીયે, નાસે દુર્ગતિ થાનોજી. દાન૦ ૨ નયરી કોસંબી રાજ્ય તિહાં કરે, નામે સંતાનિક જાણુંજી; મૃગાવતી રાણીરે સહિયર તેહની, નંદી નામે વખાણુંજી. દાન૦ ૩. શેઠ ધનાવો રે તિણ નગરી વસે, ધનવંતમાં શિરદારોજી; મુળા નામે ઘરણી જાણીએ, રૂપે રતિ અવતારોજી. દાન૦ ૪. એણે અવસર શ્રી વીર જિણેશ્વર, કરતા ઉગ્ર વિહારોજી; પોસ વદ પડવેરે, અભિગ્રહ મન ધરી, આવ્યા તિણ પુર સારોજી. દાન૦ ૫. રાજસુતા હોય મસ્તક ક્ષુર કરી, કીધા ત્રણ ઉપવાસોજી; પગમાં બેડીરે રોતી દુઃખભરે, રહેતી પર ઘર વાસોજી. દાન૦ ૬ ખરે રે બપોરે બેઠી ઉમરે, એક પગ બાહેર એક માંહેજી; સુપડાને ખુણે રે અડદના બાકળા, મુજને આપે ઉચ્છાંહેજી. દાન૦ ૭. એહવું ધારીરે મનમાંહે પ્રભુ, ફરતા આહારને કાજેજી; એક દિન આવ્યારે નંદીના ઘરે, ઈર્યાસમિતિ બિરાજેજી, દાન૦ ૮. તવ સા દેખી રે મન હર્ષિત થઇ, મોદક લેઇ સારોજી; વોહરાવે પણ પ્રભુજી નવિ લીયે, ફીરી ગયા તેણી વારોજી. દાન૦ ૯. નંદી જઇનેરે સહિયરને કહે, શ્રી વીર જિનેશ્વર આવ્યાજી; ભિક્ષા કાજે રે પણ લેતા નથી, મનમાં અભિ-

ગ્રહ લાવ્યાજી. હાન૦ ૧૦ તેહનાં વચન સુણી નિજ નિયરમાં, ઘણારે ઉપાય કરાવેજી; એક નારી તિહાં મોદક લેઇ કરી, એક જણી ગીતજ ગાવેજી. હાન૦ ૧૧. એક નારી શૃંગાર સોહામણા, એક જણી બાળક લેઈજી; એક જણી મુકે રે વેણુજ મોકલી, નાટક એક કરેઈજી. હાન૦ ૧૨. એણી પરે રામા રે રમણી રંગ ભરી. આણી હરખ અપારોજી; વોહરાવે બહુ ભાવ ભક્તિ કરી, તો પણ ન લીયે આહારોજી. હાન. ૧૩. ધન્ય ધન્ય પ્રભુજી વીર જિનેશ્વરૂ, તુમ ગુણનાં નહી પારોજી; દુસ્કર પરિસહ ચિત્તમાં આદરિયો, એહ અભિગ્રહ સારોજી. હાન૦ ૧૪. એણિ પરે ફિરતાં રે માસ પંચજ થયા, ઉપર દિન પચવીશોજી; અભિગ્રહ સરિખોરે જોગ મળે નહીં, વિચરે શ્રી જગદીશોજી; હાન૦ ૧૫.

## ઢાલ ૨ જી.

તેણે અવસર તિણાં જાણિયે. રાય સંતાનિક આવ્યો રે; ચંપા નગરીની ઉપરે, સેના ચતુરંગ દળ લાવ્યો રે. તેણે અવસર તિહાં જાણીયે. ૧. દધિવાહન નબળો થયો, સેના સઘળી નાઠીરે; ધારણી ધુઆ વસુમતી, બાંધ પડયા થઇ માઠીરે, તેણે૦ ૨. મારગમાં જાતાં થકાં; સુભટને પુછે રાણીરે; શું કરશો અમને તમે, કરશું ઘરણી ગુણ ખાણીરે. તેણે૦ ૩. તેહ વચન શ્રવણે સુણી, સતીય શિરોમણી તામરે; તતક્ષણુ પ્રાણુ તજયા સહી, જોજયો કર્મના કામરે. તેણે. ૪. વસુમતી કુમરી લેઇ કરી; આવ્યો નિજ ઘરમાંહીરે, કોપ કરી ઘરણી તિહાં, દેખી કુમરી ઉત્સાહીરે. તેણે. ૫. પ્રાતઃ સમય ગયો વેચવા, કુમરિને

નિરધારોરે; વેશ્યા પૂછે મૂળ તેહનો, કહે શત પંચ દિનારોરે તેણે. ૬. એહવે તિહાં કણે આવિયો, શેઠ ધનાવો નામરે; તે કહે કુમરી લેશું અમે, ખાસાં આપીશ દામરે; તેણે. ૭. શેઠ વેશ્યા ઝગડે તિહાં, માંહો માંહે વિવાદોરે; ચક્રે-શ્વરી સાન્નીધ કરી, વેશ્યા ઉતાર્યો નાદોરે. તેણે૦ ૮. વેશ્યા-થી મુકાવીને, શેઠ તેડી ઘર આવેરે; મનમાં અતિ હર્ષિત થકો, પુત્રી કહીને બોલાવેરે. તેણે૦ ૯. કુમરી રૂપે રૂયડી શેઠ તણું મન મોહેરે; અભિનવ જાણે સરસ્વતી, કળા ચોસઠ સોહેરે. તેણે૦ ૧૦ કામકાજ ઘરનાં કરે, બોલે અમૃત વાણીરે; ચંદન બાલા તેહનું, નામ દીધું ગુણ જાણીરે. તેણે. ૧૧. ચંદનબાળા એક દિને, શેઠ તણા પગ ધોવે રે; વેણી ઉપાડી શેઠજી, મુળા બેઠી જોવેરે. તેણે૦ ૧૨. તે દેખીને ચિંતવે, મુળા મન સંદેહરે; શેઠજી રૂપે મોહિયા, કરશે ઘરણી એહરે. તેણે૦ ૧૩. મનમાં ક્રોધ કરી ઘણો, નાવીને તેડાવીરે; મસ્તક ભદ્ર કરાવ્યું, પગમાં બેડી જડાવીરે. તેણે૦ ૧૪. ઓરડામાંહિ ઘાલીને તાળું દઇને જાવેરે; મુળા મન હર્ષિત થઈ, બીજે દિને શેઠ આવેરે. તેણે. ૧૫. શેઠ પૂછે કુમરિ કિહાં, ઘરણીને તિણ કાળે રે; તે કહે હું જાણું નહીં, એમ તે ઉત્તર આલેરે. તેણે૦ ૧૬. એમ ફરતાં દિન ત્રણ થયા, તોહી ન જાણે વાતરે; પાડોસણ એક ડોકરી, સઘળી કહી તેણે વાતરે. તેણે૦ ૧૭. કાઢી બહાર ઉઘાડીને, ઉમરા વચ્ચે બેસારીરે; આપ્યા અડદના બાકળા, સુપડામાંહે તિણ વારીરે. તેણે૦ ૧૮. શેઠ લુહાર તેડણ ગયો, કુમરી ભાવના ભાવેરે; ઇણ અવસર વોહરાવિયે, જો કોઇ સાધુજી આવેરે. તેણે૦ ૧૯.

## ઢાલ ૩ જી.

એણે અવસર શ્રી વીર જિનેશ્વર, જંગમ સુરતરૂ આયા; અતિ ભાવે તે ચંદન બાળા, વંદે શ્રી જિન સુખ કાયા, આઘા આમ પધારો પુજ્ય, અમ ઘર વોહરણ વેળા. ૧. આજ અકાળે આંબો મોરચો, મેહ અમીરસ વુઠયા; કર્મ તણા ભય સર્વે નાઠા, અમને જિનવર તુઠયા; આઘા આમ પધારો વીર, મુજને પાવન કીજે. ૨. એમ કહીને અડદના બાકળા, જિનજીને વોહરાવે, યોગ્ય જાણીને પ્રભુજી વોહરે, અભિગ્રહ પુરણ થાવે; આઘા. ૩. બેડી ટળીને ઝાંઝર હુઆ, મસ્તક વેણી રૂડી; દેવ કરે તિહાં વૃષ્ટિ સોવનની, સાડી બારહ કોડી. આઘા. ૪. વાત નગરમાં સઘળે વ્યાપી, ધન લેવા નૃપ આવે; મુળાને પણ ખબર થઈ છે, તે પણ તિહાં કણે જાવે. આઘા, ૫. શાસન દેવી સાનિધ્ય કરવા, બોલે અમૃત વાણી; ચંદનબાલાનું છે એ ધન, સાંભળ ગુણમણિ ખાણી. આઘા. ૬. ચંદનબાળા સંયમ લેશે તવ એ ધન ખરચાસે; રાજાને એણીપરે સમજાવે, મનમાં ધરી ઉલ્લાસે. આઘા. ૭. શેઠ ધનાવો કુમરી તેડી, ધન લઈ ઘર આવે; સુખ સમાધે તિહાં કણે રહેતાં, મનમાં હર્ષ ન માવે. આઘા. ૮. હવે તેણે કાળે વીરજીણંદજી, હુઆ કેવળ નાણી; ચંદનબાળા વાત સુણીને, હૈડામાં હરખાણી. આઘા. ૯. વીર કને જઇ દીક્ષા લીધી, તતક્ષણ કર્મ ખપાવ્યા, ચંદનબાળા ગુણહ વિશાળા; શિવમંદિર સિધાવ્યા. આઘા. ૧૦ એહવું જાણી રૂડા પ્રાણી, કરજો શિયળ જતના. શિયળ થકી શિવસંપદ લહીયેં, શિયળે રૂપ

રતના. આધા. ૧૧ નયન વસુ સંયમને ભેદે, સંવત સુરત મઝારે, વદિ અષાઢ તણી છઠ દિવસે, ગુણગાયા રવિવારે. આધા. ૧૨. શ્રી વિદ્યાસાગર સુરિ શિરોમણી, અચળ ગચ્છ સોહાયા; મહિયલ મહિમા અધિક બિરાજે, દિન દિન તેજ સવાયા. આધા. ૧૩ વાચક સહજ સુંદરનો સેવક; હરખ ધરી ચિત્ત આણી; શિળ ભલીપરે પાળો ભવિયણ, કહે નિત્ય લાભ એ વાણી. આધા. ૧૪. ઇતિ. સંપુર્ણ.

---

## अथ नारकीनुं छढाळियुं.

### ઢાલ ૧ લી.

વર્દ્ધમાન જિમ વિનવું સાહિબ સાહસ ધીરોજી; તુમ દરિસણ વિણ હું ભમ્યો, ચઉગતિમાં વડવીરોજી. પ્રભુ નરકતણાં દુઃખ દોહિલાં. ૧. મેં સહ્યાં કાળ અનંતોજી, સોર કિયાં નવ કો સુણે, એક વિના ભગવંતોજી પ્રભુ. ૨. પાપ કરીને પ્રાણીયો, પહોતો નરક મઝારોજી. કઠિન કુભાષા સાંભળી નયણ શ્રવણ દુઃખકારોજી. પ્રભુ૦ ૩. શીતળ યોનીયે ઉપજે, રહેવું વળી તે ઠામોજી; જાનું પ્રમાણ રૂધિરના, કીચ કહ્યાં બહુ તામોજી. પ્રભુ૦ ૪. તવ મન માંહિ ચિંતવે, જઇએ કિણી દિશિ નાસોજી; પરવશ પડીયો પ્રાણીઓ, કરતો કોડિ વિખાસોજી. પ્રભુ૦ ૫ ચંદ્ર નહી સૂરજ નહી, ઘોર ઘટા અંધારોજી. સ્થાનક અતિ અસુહામણો, ફરસ જિસો ખુર ધારોજી. પ્રભુ૦ ૬. નવો નરકમાં ઉપજે, જાણે અસુર નિવારોજી. કોપ કરે આવે તિહાં, હાથે ધરિ હથિયારોજી.

પ્રભુ૦ ૭ કરે કાતરણી દેહની, કરતા ખંડો ખંડજી; રીવ કરે તિહાં કણે બહુ, પામે દુઃખ પ્રચંડજી. પ્રભુ૦ ૮

## ઢાલ ૨ જી.

ભાંજે કાયા ભાંજતોરે; મારે કુંચા રે માંય; ઉંધે માથે અગનિ દિયેરે, ઉંચા બાંધે પાયોરે. જીનજી સાંભળો કડુઆં કર્મ વિપાકોરે, પ્રભુજી સાંભળો. ૧. આવે વૈતરણી તટે રે, જળમાં નાંખેરે પાસ; કરીએ કુહાડે તરૂપરે રે, છેદે અધિક ઉલ્લાસોરે. જીનજી૦ ૨. ઉંચો જોજન પાંચશેરે, ઉછાળે આકાશ; શ્વાન રૂપે કરડે તિહાં રે, શ્રુગ જિમ પાડે પાસોરે. જીનજી૦ ૩. પંદરે ભેદે શૂળ મળીરે, કરવત દિયેરે કપાળ; આરોપે શૂળી શિરેરે, ભાંજે જિમ તરૂડાળોરે. જીનજી૦ ૪. બોળે તાતા તેલમાંરે, તળી કરી કાઢેરે તાન; વળી ભોભરમાં ખેપવેરે, વિરૂઆ તાસ વિરામોરે. જીનજી. ૫. ખાલ ઉતારે તેહનીરે, અભક્ષ સદા દે આહાર; બહુ અરડાટો પાડતાંરે. તનુ વીચ ઘાલે ખારોરે. જીનજી૦ ૬.

## ઢાલ ૩ જી.

તાપ કહી તિહાં ભુમિકારે, વન સુશીતલ જાણુ; આવી બેસે તરૂવર છાંયરે, પડતાં ભાંજે પ્રાણુ. ચતુર મન રાચ જો રે. ૧. વિરૂઆ વિષય વિલાસ; સુખ થોડાં દુઃખ ઘણાં જેહથીરે, લઇયે નરક નિવાસ. ચતુર૦ ૨. કુંભીમાં પાક કરે તસ દેહનોરે, તિલ જિમ ઘાણીમાંય; પીલી પીલી રસ કાઢે તેહનોરે, મ્હેર ના આવે ત્યાંય. ચતુર૦ ૩ નાઠા જાણે ત્રીજી નરક લગેરે, મન ધરતાં ભય ભ્રાંત; પુઠે પરમાધામી

સુર પુલેરે, જેહવા કાળ કૃતાંત. ચતુર૦ દાંત વચ્ચે હિયે દશ આંગળીરે, ફરી ફરી લાગે પાય; વેદન સ્હેતાં કાળ ગયો ઘણો રે, હવે મુજ સહ્યો ન જાય. ચતુર૦ ૫. જ્યાં જાય ત્યાં ઉઠે મારવારે, કોઇ ન પૂછે સાર; દુઃખ ભર સોર કરે ઘણોરે, નિપટ હેયે નિરધાર. ચતુર૦ ૬.

## ઢાલ ૪ થી.

પરમાધામી સુર કહે, સાંભળો તુમે ભાઈ; કહેશો દોષ અમારડો, નિજ દેખો કમાઈ; પરમાધામી. ૧. પાપ તુમે કીધાં ઘણાં, બહુ જીવ વિણાશા; પીડ ન જાણી પરતણી, કુડાં મુખે ભાંખ્યા. પરમાધામી૦ ૨. ચોરી લાવ્યા ધન પારકાં, સેવી પરનારી; આરંભ કીધાં અતિ ઘણાં, પરીગ્રહ નવી મારી. પરમાધામી૦ ૩ માત પિતા ગુરૂ ઓળવ્યા, કીધો ક્રોધ અપાર, માન માયા લોભ મન ધર્યો, મતિહીન ગમાર. પરમાખીમી૦ ૪. નિશિ ભોજન કીધાં ઘણાં, બહુ જીવ હિયા માર; ભક્ષાભક્ષ ઘણાં ભાખ્યાં, પાતકનો નહીં પાર. પરમાધામી૦ ૫

## ઢાલ ૫ મી.

એમ કહી સુર વેદનાએ, વર [1]ઉદીરે ત્યાંહિતો; શિલા કંટાળા વજ્ર તણાએ, તિહાં પછાડે સાહિતો. ૧. સયભવદન કીડા ભરેએ, જીભ કરે શતખંડતો; એ ફળ નિશિ ભોજન તણાંએ, જાણો પાપ અખંડતો. ૨. તરસ વશે તરઓ તાતો, મુખમાં રેડે તામતો; અગની વરણી પુતળીએ, સ્પર્શ કરાવે જામતો૦ ૩ ભિનુંને અતિ આકરૂં એ, આણે

[1] પ્રગત કરે.

લાતું નીર તો, તે ઘાલે તસ આંખમાંએ, કાનમાં ભરેય [2]કથીરતો૦ ૪ કાળો અખિન બીહામણો એ, [3]હુંડક જે સંસ્થાન તો; દીશે દીન હયામણો એ, વળીયે સંહારે પ્રાણ તો૦ ૫.

### ઢાલ ૬ ઠી.

ઈણિપરે બહુ વેદન સહી, ચિત્ત ચેતોરે; વસતાં નરક મઝારરે, ચતુર ચિત્ત ચેતોરે; જ્ઞાન વિના જાણે નહિં, ચિત્ત૦ કહેતાં ન આવે પાર. ચતુર૦ ૧. દશ દ્રષ્ટાંતે દોહેલો, ચિત્ત૦ લાધ્યો નરભવ સાર; પામી એળે મહારજો, ચિત્ત૦ કરજો એહ વિચાર. ચતુર૦ ૨. સૂધો સંયમ આદરો, ચિત્ત૦ ટાળો વિષયવિકાર. ચતુર. પાંચે ઈંદ્રિય વશ કરો. ચિત્ત૦ જિમ હાથે છુટકબાર. ચતુર૦ ૩. નિંદ્રા વિકથા પરિહરો, ચિત૦ આરાધો જિન ધર્મ; ચતુર૦ સમકિત રત્ન હૈયે ધરો. ચિત્ત૦ ભાંજે મિથ્યા ભર્મ, ચતુર૦ ૪. વિર જિણંદ પસાઊલે, ચિત્ત૦ અહિપુર નગર મઝાર; ચતુર૦ સ્તવન રચ્યું રળીયામણું, ચિત્ત૦ પરમ કૃપાળ ઉદાર. ચતુર૦ ૫. ઈતિ.

---

## अथ श्री चित्त अने ब्रह्मदत्तनी सज्झाय.

ચિત્ત કહે બ્રહ્મરાયને, કહ્યુ દિલમાં આણોજી, પુરવ ભવની પ્રીતડી, તે તો મુજથી મ તોડો હો. બાંધવ બોલ માનો હો. કતિયારીનો સૂત્ર જયું, ત્રૂટે તસું જોડે હો. બાંધવ૦ ૧. દેશ દશાર્ણનો રાજીઓ, ભવે પહેલે દાસોજી; બીજે ભવ કાળિંજરે, આપણ મૃગ વનવાસોજી હો. બાં૦

---

૨ હલકી ધાતુ. ૩ હલકી સ્થીતિનું શરીર.

૨. ત્રીજે ભવ ગંગા નદી, આપણે બેહુ હંસ હતાજી; ચોથે ભવ ચંડાળને ઘેર જન્મ્યા પૂતા હો. બં૦ ૩. ચિત્ત સંભુતિ બેહુ જણા, સબહી ગુણ પુરાજી; જગ સહુ તિહાં મોહિ રહ્યું, ધરણીધર સુરા હો. બં૦ ૪. વિપ્રો અણખ કરે ઘણી, રાજાને ભરમાવેજી; દેશવટો તિહાંથી દિયો, ગયા મરવાને ભાવે હો. બં૦ ૫ પર્વત ઉપર મુનિ મળ્યા, પગે પડયા ધાઇજી; અકામ મરણ મુનિ ભાંખ્યો, ધર્મ દેશના સુણાઈ હો. બં૦ ૬. ધર્મ સુણી ઘર છોડીયો, આપણે બેહુ સંયમ લીધો હો; નીયાણો તેં આદર્યો, કર્મ ભુંડા તેં કીધો હો. બં૦ ૭. નારી રત્નને નિરખતાં; તપનો ફળ હાર્યોજી; મેં તુને વાર્યો ઘણો, તેં કાંઇ ન વિચાર્યો. બં૦ ૮. પાકયો ક્ષેત્ર જયું વેચાયો, શીરામણ સાટેજી; ખેતારીની પરેં ઝુરશો, કહું છું હું તે માટે હો. બં૦ ૯ પદ્મગુલ્મ વિમાનમાં, ભવ પાંચમો કીધોજી; તિહાંથી ચવિને ઉપન્યો, કંપિલપુર પ્રસિદ્ધે હો. બં૦ ૧૦ ચક્રવૃત્તિ પદવી તેં લહી, સબહી અહંકારજી; કીધાનાં ફળ પામીયો, ત્હારી કરણી સારી હો. બં૦ ૧૧. પુરિમંતાળે હું ઉપન્યો, શ્રાવક તે આચારીજી; સયંમ મારગ આદર્યો, મેં નારી નિવારી હો. બં૦ ૧૨. મેં પણ રિદ્ધિ લીધી, બહુ વિધ પ્રકારેજી; શુભ માનવ ભવ પામીને, કોણ મૂરખ હારે હો. બંધવ૦ ૧૩. ઇણ સંસારમાં રાચીયા, વિષયા રસનાં લોભેજી; તારણ નાવ લણી પરેં, ધર્મ કોઇ ન તોલે હો. બં૦ ૧૪. ચિત્ત કહે બ્રહ્મદત્તને, કહુ હિતમાં આણોજી; આ અવસર છે દોહિલો, ધર્મ મારગ આણો હો. બં. ૧૫ નિયાંણું કરી સુખ લહ્યાં, માનવ ભવ દેહાંજી; ઇણ કારણથી જાણજે, ત્હારા નરકમાં ડેરા હો. બં૦

૧૬ છઠે ભવે જુજુઆ, આપણુ બે ભાઈજી; હવે મળવું છે દોહલું, જિમ પર્વત રાઇ હો. બં૦ ૧૭. સાધુ કહે સુણો રાયજી, અબ આ રીદ્ધિ ત્યાગોજી; આ અવસર છે પરવડો, સયંમ મારગ લાધો હો. બં૦ ૧૮. રાય કહે સુણો સાધુજી, કછુ અવર બતાવોજી; આ રિદ્ધિ તો છુટે નહીં, મુઝ હોવે પસ્તાવો, હો. બં. ૧૯ ચિત્ત કહે બ્રહ્મરાયને, ત્હારી ભવ સ્થિતિ નાઇજી; મારા વાર્યા નહિ વળો, ત્હારાં કર્મ સખાઇહો. બં૦ ૨૦ ચિત્તે વચન કહ્યાં ઘણાં, નિજ મનને રાગેજી; ભારે કરમી જીવડો, કહો કિણિ પરે જાગે હો. બં૦ ૨૧ ચિત્ત મુનિ તિહાંથી વળ્યા, કઠિણ કર્મને ધોતાજી; જ્ઞાન લહી મુગતે ગયા, ચકી સાતમે ન્હોતા હો. બં૦ ૨૨ મન વચ કાયાયેં કરી, જે કોઇ જૈન ધર્મ કરશેજી; ટાળી કર્મ પરંપરા, તે શિવપુરી વરશે હો. બં૦ ૨૩ ઉત્તરાધ્યયનને તેરમે, એહી અર્થ વખાણ્યાજી; રૂપ મુનિ સુપસાયથી, જયેષ્ટમલ્લજીયેં જાણ્યા હો. બંધવ૦ ૨૪. ઇતિ.

---

## अथ श्री जीवदयानी सज्जाय.

ચતુર નર, જીવ દયા ધર્મ સાર; જેથી પામીએ ભવનો પાર. ચતુર નર, જીવ દયા ધર્મ સાર. ૧ ગજ ભવે સસલો ઉગાર્યો રે, કરૂણા આણી અપાર; શ્રેણિકને ઘેર ઉપન્યોરે, અંગજ મેઘ કુમાર. ચ૦ ૨ વીર વાંદી વાણી સુણીરે, લીધો સંયમ ભાર; વિજય વિમાને ઉપન્યોરે, સિધશે મહા વિદેહ મઝાર. ચ૦ ૩ નેમી પ્રભુ ગયા પરણવારે, સુણિ પશુડાંનો પોકાર; પશુડાંની કરૂણા ઉપનીરે, તજ્યા રાજીમતી નાર.

ચ૦ ૪. શરણે પારેવો ઉગારીયોરે, દયાનિધિ મેઘરથ રાય; શાંતિનાથ ચક્રી થયારે, દયા તણે સુપસાય. ચ૦ ૫ માસ ખમણને પારણેરે, ધર્મ રૂચી અણગાર; કીડીયોની કરૂણા ઉપનીરે, કીધો કડવા તુંબાનો આહાર. ચ૦ ૬ સર્વાર્થ સિદ્ધમાં ઉપન્યારે, સિધ્યા વિદેહ મોઝાર; ધર્મ ઘોષના શિષ્ય થયારે, શુભ દયા તણાજ પસાય. ચ૦ ૭ અર્જુન માલી જાણજો રે, લીધો સંયમ ભાર; કર્મ છ માસે ક્ષય કરીરે; પ્હોતા મુગ્તિ મઝાર. ચ૦ ૮ દેવકીનંદન સોહામણારે, નામે તે ગજસુકુમાર; ખિખ ખિખતી સઘડી સહીરે, આણી દયારે અપાર. ચ૦ ૯. એ ધર્મ છે સુરતરૂ સમોરે, જેહની શીતળ છાંય; સેવક જન નિત સેવજોરે, એહ છે મુક્તિનો નાવ. ચ૦ ૧૦ ઇતિ. સંપૂર્ણ.

---

## अथ श्री कर्म पच्चीशीनी सज्जाय.

દેવ દાનવ તિર્થંકર ગણધર, હરિ હર નર વર સબળા; કર્મ સંયોગે સુખદુઃખ પામ્યા, સબળા હુઆ મહાનિર્બળારે પ્રાણી, કર્મ સમો નહીં કોય; કીધાં ધર્મ વિના ભોગવિયાં, છૂટકબારો ન હોય રે પ્રાણી, કર્મસમો નહી કોય૦ ૧. આદીશ્વરને અંતરાય વિટંબ્યો, વર્ષ દિવસ રહ્યા ભૂખે; વીરને બાર વરસ દુઃખ દીધું, ઉપન્યા બ્રાહ્મણી કૂખે રે પ્રાણી૦ ૨. સાઠ સહસ સુત સગરચક્રીના, શરા એક દીન મૂઆ; સગર હુઓ વિણપુત્રે દુઃખીયો, કર્મ તણાં ફળ એવાં રે પ્રાણી૦ ૩. બત્રીશ સહસ દેશોનો રાણો, ચક્રી સનત કુમાર; સોળ રોગ શરીરે ઉપન્યા, કર્મ કિયો તસ

ખુવાર રે પ્રાણી૦ ૪. સુભુમ નામે આઠમો ચક્રી, કર્મે સાયરમાં નાંખ્યો; સોળ સહસ્ર ઉભાં યક્ષે દીઠો, પણ તિણુ કોણે ન રાખ્યો રે પ્રાણી૦ ૫. બ્રહ્મદત્ત નામે બારમો ચક્રી, કર્મે કીધો તો અંધો; એમ જાંણી પ્રાણી વિણુ કામે, કોઇ મત બાંધો કર્મ રે પ્રાણી ૬. વીશ ભુજા દશ મસ્તક કહેવાતા, રાવણને લક્ષમણે માર્યો; એકલ રાવણે જગ સૌ જીત્યો, (પણ) કર્મથી તે પણ હાર્યો રે પ્રાણી૦ ૭ શ્રી રામ લક્ષમણ મહા બળવંતા, વળી સત્યવંતા શ્રી સીતા; બાર વરસ લગે રહ્યાં વનવાસી; વીતક તસ બહુ વિત્યાં રે પ્રાણી૦ ૮ છપ્પનક્રોડ જાદવનો રાણો, કૃષ્ણજી મહાબળી જાણી; અટવી કોશંબીમાં એકલડો હતો, વળવળતો વિણુ પાણી રે પ્રાણી૦ ૯ પાંચે પાંડવો મહા જુઆરા, હારી સતી દ્રૌપતી રાણી; બાર બાર વરસ વન દુઃખ દીઠાં, ભમિયા દુઃખે ભારી રે પ્રાણી૦ ૧૦ સતીય શિરોમણી દ્રૌપતી કહીયે, પાંચે પાંડવની રાણી, સુકમાળિકા ભવે બાંધ્યું નિયાણું, પામી પાંચ ભરતાર રે પ્રાણી૦ ૧૧ કર્મે હલકો કીધો હરિશ્ચંદ્રને, વ્હેચાણી તારા મહારાણી; બાર વરસ લગે માથે આણ્યું, ડુંભ (ચાંડાલ) તણે ઘર પાણી રે. પ્રાણી. ૧૨ દધિવાહન રાજાની કુંવરી, ચાવી (પ્રસિદ્ધ) ચંદન બાળા, ચોપદની (પશુઓની) પરે ચૌટે વેચાણી, કર્મતણા એ ચાળા રે પ્રાણી૦ ૧૩ સમકિત ધારી શ્રેણિક રાજા, બેટે બાંધ્યો મુસ્કે; ધર્મી નરપતિ કર્મે દબાણા, કર્મથી જોર ન કિસ્કે રે પ્રાણી૦ ૧૪ ઈશ્વર દેવને પાર્વતી રાણી, કર્તા પુરૂષ કહેવાયા; અહોનિશ શ્મશાને વાસો, ભિક્ષા ભોજન ખાયા રે પ્રાણી૦ ૧૫ સહસ કિરણ સૂરજ પ્રતાપી, રાત દિવસ રહે ભમતા, સોળ

કળા શશિ હરજગ જાચો, દિન દિન જાય ઘટતો રે પ્રાણી૦ ૧૬ નળરાજા પણ જુવટે રમતાં, અરથ ગરથ રાજ્ય હાર્યો; બાર વરસ લગેં વન દુઃખ દીઠાં, તેને પણ કર્મ ભમાડયો રે પ્રાણી૦ ૧૭ સુદર્શનને શૂળીયે દીધો, મુંજરાયે માગી ભીખ; તમસ ગુફા મુખ કોણિક બળિયો, માની કોઈની ન શીખરે પ્રાણી૦ ૧૮ ગજમુનીના શિર ઉપર સઘડી, સાગરદત્ત બળ્યું શિશ; મેતારજ વાધરે વિંટાણા, ક્ષણુ ન આણી રીશ રે પ્રાણી૦ ૧૯ પાંચસે સાધુ ઘાંણીમાં પીલ્યા, રોષ ન આણ્યો લગાર; પૂરવ કર્મે ઢંઢણ રૂષિને, છ માસ ન મળ્યો આહાર રે પ્રાણી૦ ૨૦ ચૌદ પૂરવધર કર્મતણે વશ, પડયા નિગોદ મઝાર; આર્દ્ર કુમાર અને નિંદિષણે, ફરિ વાશો ઘરબાર રે પ્રાણી૦ ૨૧ કળાવતીના કર છેદાણા, સુભદ્રા પામી કલંક; મહાબળ મુનિનું ગાત્ર પ્રજાળ્યું, કર્મતણા એ વંક રે પ્રાણી૦ ૧૨ દ્રોપદી હેતે પદ્મનાભનું, ફેડયું કૃષ્ણે ઠામ; વીરને કાને ખીલા ઠોકાણા, પગે રાંધી ખીર તામ રે. પ્રાણી૦ ૨૩ કર્મથી નાઠા જાય પાતાળે, પેસે અગ્ની મઝાર; મેરૂ શિખર ઉપર ચઢે પણ, કર્મ ન મૂકે લગાર રે પ્રાણી૦ ૨૪ એવાં કર્મ જીત્યાં નર નારી, તે પ્હોતાં શિવ ઠાય; પ્રભાતે ઉઠી નિત્ય નિત્ય વંદો, ભક્તિથી તેહના પાય રે પ્રાણી૦ ૨૫ એમ અનેક નર ખંડયા કર્મે, ભલ ભલેરા જે સાજ; રૂપી હરષ કરજોડીને કહે, નમો નમો કર્મ મહારાજ રે પ્રાણી૦ ૨૬ ઇતિ સંપૂર્ણ.

# अथ मन भमरानी सज्जाय.

ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો ? ભમ્યો દિવસને રાત; માયાનો બાંધ્યો પ્રાણીયો, ભમે પરિમળ જાત. ભૂલ્યો૦ ૧ કુંભ કાચો કાયા કારમી, તેહનાં કરો રે જતન; વિણસતાં વાર લાગે નહી, નિર્મલ રાખો આ મન્ન. ભૂલ્યો૦ ૨. કોના છોરૂ કોના વાછરૂ, કોનાં માત ને બાપ; અંતે નકી જવું એકલું, સાથે પૂણ્યને પાપ.-(અથવા પ્રેમ, જ્ઞાન અને અનુભવ એ ત્રણે વસ્તુઓજ આ ભવમાં તથા પ્રત્યેક ભવમાં સ્થાયી સાથે રહે છે.) ભૂલ્યો૦ ૩ જીવને આશા ડુંગર જેવડી, મરવું પગલાં હેઠ; ધન સંચી સંચી કાંઈ કરો, કરો હવની વેઠ. ભૂલ્યો૦ ૪ ધંધો કરી ધન મેળવ્યું, લાખો ને વળી ક્રોડ, મરણની વેળા માનવી, લીધો દોરો પણ છોડ. ભૂલ્યો૦ ૫ મૂરખ કહે ધન માહરૂં, ધોખે ધાન્ય ન ખાય; વસ્ત્ર વિના દેહ પોઢશે, લખપતિ લાકડા માંય. ભૂલ્યો૦ ૬ ભવ સાગર દુઃખ જળ ભર્યો, તરવો છે પેલે પાર; વચમાં ભય સબળો થયો, કર્મ લોભને મોહ. ભૂલ્યો૦ ૭ લખપતિ કહેવાતા તે ગયા, ગયા અગણિત લાખ; ગર્વ કરી ગોખે બેસતા, સર્વ થયા બળી રાખ. ભૂલ્યો૦ ૮ ધમણ ધખંતી કયીની ચીહ જોઇ, બુજ ગઇ તે લાલ અંગાર; એરણનો હથોડા મટયો, ઉઠ ચાલ્યો જેમ લોહાર. ભૂલ્યો૦ ૯ ઉવટ (ઉંધે માર્ગે) મારગ ચાલતાં, જાવું પેલે રે પાર; આગળ ત્યાં હાટ ન વાણીયો, સબળું લેજો એ સાર. ભૂલ્યો૦ ૧૦ પરદેશી પરદેશમેં, કુણશું કરોરે સ્નેહ; આયા કાગળ ઉઠ ચલ્યા, ન ગણે આંધીને મોહ. ભૂલ્યો૦ ૧૧ કેઇ ચાલ્યા કેઈ ચાલશે,

કેઈ ચાલણહાર; કેઇ બેટા બુઢા બાપડા, કેઇ જાય નર્ક મઝાર. ભૂલ્યો. ૧૨. જે ઘેર નોબત વાગતી, થતાં અનેક રાગ; ખંડેર થઇ તે ખાલી થયાં, બેસવા લાગે ત્યાં કાગ. ભૂલ્યો૦ ૧૩. ભમરો આવ્યો કમળમાં, લેવા પરિમળ ફુલ; કમળની સુગંધે માંહિ રહ્યો, જિમ આથમતે સુર. ભૂલ્યો૦ ૧૪. રાતનો ભૂલ્યોરે માનવી, તે દિવસ માર્ગે આય; પણ દિવસનો ભૂલ્યો જે માનવી, તે ફીર ફીર ભવ ભટકાય ભુ· લ્યો૦ ૧૫ સદગુરૂ કહે તે વસ્તુ વ્હોરિયેં, જે કંઈ આવે સાથ; આપણો લાભ ઉગારીયેં, લેખું પરમાત્મને હાથ. ભૂલ્યો. ૧૬. ઇતિ સંપૂર્ણ.

---

## अथ श्री सोळ सतीओनी सज्जाय.

સરસતિ માતા પ્રણમું સદા, તું તુઠી આપે સંપદા; સોળ સતીજીનાં લીજે નામ, જિમ મન વાંચ્છિત સીજે કામ૦ ૧ બ્રાહ્મી સુંદરી સુળસા સતી, જપતાં પાતક ન રહે રતી; કોશલ્યા કુંતિ સતિ સાર, પ્રભાવતી નામે જય જયકાર. ૨ ભગવતી શીળવતી ભય હરે, સુખ સંપતિ પદ્માવતી કરે; દ્રૌપદી પાંડવ ઘરણી જેહ, શિયળ અખંડ વખાણું તેહ. ચુલા દમયંતિ દુઃખ હરે, શિવા દેવી નિત્ય સાનિધ્ય કરે; ચંદનબાળા ચઢતી કળા, વીરપાત્ર દીધા બાકુળા. ૪ રાજીમતી નવી પરણ્યા નેમ, તોય રાખ્યો અખંડ પ્રેમ; સીતાતણું શિયળ જગ જયો, અગ્નિ ટળીને પાણી થયો. ૫ ધન્ય ધન્ય સતી સુભદ્રા ધીર, કાચે તાંતણે ચાલણી નીર; ચંપાપોળ ઉઘાડી ચંગ, મૃગાવતી પ્રણમું મનરંગ. ૬ પ્રભાત

ઉઠી સતી જપિયે સોળ, જેમ લહીયેં રીદ્ધિ સિદ્ધિ ઘૃત ગોળ; શ્રી વિનય વિજય વાચક સુપસાય, રૂપવિજય ભાવે ગુણ ગાય. ૭ ઇતિ.

---

## अथ सद्भक्त्या देवलोके चैत्य वंदन.

સદ્ભકત્યા દેવલોકે રવિ શશિભવને વ્યંતરાણાં નિકાયે, નક્ષત્રાણાં નિવાસે ગ્રહગણ પટલે તારકાણાં વિમાને; પાતાલે પન્નગેંદ્ર સ્ફુટ મણિ કિરણ ધ્વસ્તસાંદ્રાંધકારે, શ્રીમત્તીર્થંકરાણાં પ્રતિદિવસમહં તત્ર ચૈત્યાનિ વંદે૦ ૧ વતાઢચે મેરૂ શૃંગે રૂચક ગિરિવરે કુંડલે હસ્તિદંતે, વખ્ખારે કૂટ નંદીશ્વર કનકગિરૌ નૈષધે નીલવંતે; ચિત્રે શૈલે વિચિત્રે યમક ગિરિવરે ચક્રવાલે હિમાદ્રૌ. શ્રીમત્તી૦ ૨ શ્રી શૈલે વિંધ્ય શૃંગે વિમલ ગિરિવરે હ્યર્બુદે પાવકે વા, સમ્મેતે તારકે વા કુલ ગિરિશિખરેષ્ટાપદે સ્વર્ણશૈલે; સહ્યાદ્રૌ વૈજયંતે વિપુલ ગિરિવરે ગુર્જરે રોહણાદ્રૌ. શ્રીમત્તી૦ ૩ આઘાટે મેદપાટે ક્ષિતિતટમુકુટે ચિત્રકૂટે ત્રિકૂટે, લાટે નાટે ચ ઘાટે વિટપિઘનતટે દેવકૂટે વિરાટે; કર્ણાટે હેમકૂટે વિકટ તરકટે ચક્રકૂટે ચ ભોટે, શ્રીમત્તી૦ ૪ શ્રીમાલે માલવે વા મલયિની નિષધે મેખલે પિચ્છલેવા, નેપાલે નાહલે વા કુવલય તિલકે સિંહલે કેરલે વા; ડાહાલે કોશલે વા વિગલિતસલિલે જંગલે વા તમાલે, શ્રીમત્તી૦ ૫. અંગે વંગે કલિંગે સુગત જન પદે સત્પ્રયોગે તિલંગે, ગૌડે ચૌડે મુરંડે વરતરદ્રવિડે ઉદ્રિયાણે ચ પુંદ્રે; આદ્રે માદ્રે પુલિંદ્રે દ્રવિડ કુવલયે કાન્ય કુબ્જે સુરાષ્ટ્રે. શ્રીમત્તી૦ ૬ ચંપાયાં ચંદ્રમુખ્યાં ગજપુર મથુરા પત્તને ચોજ્જયિન્યાં,

કોશાંબ્યાં કોશલાયાં કનકપુરવરે દેવગિર્યાં ચ કાશ્યાં; નાશિ-કયે રાજગેહે દશપુર નગરે ભદ્દિલે તામ્રલિપ્ત્યાં. શ્રીમત્તી० ૭ સ્વર્ગે મર્ત્યેંતરિક્ષે ગિરિશિખરદ્રહે સ્વર્ણદીનીરતીરે, શૈલાગ્રે નાગલોકે જલનિધિપુલિને ભુરૂહાણાં નિકુંજે; ગ્રામે રણ્યે વને વા સ્થલજલ વિષમે દુર્ગ મધ્યે ત્રિસંધ્યં, શ્રીમત્તી० ૮ શ્રીમ-ન્મેરૌ કુલાદ્રૌ રૂચક નગવરે શાલ્મલૌ જંબુવૃક્ષે, ચોજન્યે ચૈત્યનંદે રતિ કર રૂચકે કૌંડલે માનુષાંકે; ઈક્ષુકારે જિનાદ્રૌ દધિમુખ ચ ગિરૌ વ્યંતરે સ્વર્ગલોકે, જ્યોતિર્લોકે ભવંતિ ત્રિભુવન વલયે યાનિ ચૈત્યાલયાનિ. શ્રીમત્તી० ૯ ઈત્થં શ્રી જૈન ચૈત્ય સ્તવનમનુદિનં યે પઠંતિ પ્રવીણાઃ. પ્રોદ્યત્કલ્યાણ હેતું કલિમલહરણં ભક્તિભાજસ્ત્રિસંધ્યં; તેષાં શ્રી તીર્થ-યાત્રાફલમતુલમલં જાયતે માનવાનાં કાર્યાણાં સિદ્ધિ રૂચ્ચૈઃ પ્રમુદિતમનસાં ચિત્તમાનંદકારિ. શ્રીમત્તીર્થ० ૧૦ ઇતિ० ॥

---

## ॥ श्री गौतम स्वामीनो रास ॥

" પ્રથમ ભાષા " વીર જિણેસર ચરણ કમલ, કમલા કયવાસો, પણમવિ પભણિ સું સામિ સાલ, ગોયમ ગુરૂ રાસો. મણ તણું વયણ એકંત કરવી, નિસુણો લો ભવિયાં, જિમ નિવસે તુહ્મ દેહ ગેહ, ગુણ ગણ ગહગહિયા. ॥ ૧ ॥ જંબુદીવ સિરિ ભરહખિત્ત, ખોણીતલ મંડણ, મગધદેશ સેણિય નરેશ, રિઉદલ બલ ખંડણ. ધણુવર ગુબ્બર ગામ નામ જિહાં ગુણ ગણસજ્જા, વિપ્પ વસે વસુભૂઈ તત્થ, જસુ પુહવી ભજ્જા. ॥ ૨ ॥ તાણુપુત સિરિ ઇંદભૂઇ, ભુવલય પસિદ્ધો, ચઉદહ વિદ્યા વિવિહ રૂપ નારીરસ લુદ્ધો, વિનય

વિવેક વિચાર સાર, ગુણ ગણહ મનોહાર, સાત હાથ સુપ્રમાણ દેહ, રૂપે રંભાવર. ॥ ૩ ॥ નયણ વયણ કર ચરણ જિણવિ, પંકજ જલ પાડિય, તેજેં તારાચંદ સૂર, આકાશ ભમાડિય. રૂવે મયણ અનંગ, કરવી મેલ્હિઓ નિરધારીય, ધીરમે મેરૂ ગંભીર સિંધુ, ચંગમ ચયચાડીય. ॥ ૪ ॥ પેખવિ નિરૂવમ રૂવજાસ, જિણ જંપે કિંચિય; એકાકી કીલ ભીત ઇથ્થ, ગુણ મેલ્હા સંચિય. અહવા નિશ્ચે પુવ્વજમ, જિણવર ઈણ અંચિય, રંભા પઉમા ગઉરી ગંગા, રતિહા વિધિ વંચીય. ॥ ૫ ॥ નહિં બુધ નહિં ગુરૂ કવિ ન કોઈ, જસુ આગલ રહિઓ, પંચસયા ગુણ પાત્ર છાત્ર, હિંડે પરવરિઓ, કરે નિરંતર યજ્ઞ કર્મ, મિથ્યામતિ મોહિય, ઈણ છલ હોસે ચરમ નાણ, દંસણ વિસોહિય. ॥ ૬ ॥ " વસ્તુછંદ " જંબૂદીવહ જંબૂદીવહ ભરહ વાસંમિ, ખોણિતલ મંડણો, મગધ દેસ સેણીય નરેસર, ધણવર ગુબ્બર ગામ તિહાં, વિપ્પ વસે વસુભૂઇ સુંદર, તસુ ભજ્જા પુહવી સયલ, ગુણ ગણ રૂવ નિહાણ, તાણ પુત્ત વિજ્જાનિલઓ, ગોયમ અતિહિ સુજાણ. ॥ ૭ ॥ " દ્વિતીય ભાષા " ચરમ જિણેસર કેવલ નાણી, ચઉવિહ સંઘ પઇઠા જાણી, પાવાપુરી સામી સંપત્તો, ચઉવિહ દેવ નિકાયે જુત્તો. ॥ ૮ ॥ દેવે સમવસરણ તિહાં કીજે, જિણ દીઠે મિથ્યા મતિ ખીજે; ત્રિભુવન ગુરૂ સિંહાસન બઈઠા, તતક્ષણ મોહ દિગંતે પઈઠા. ॥ ૯ ॥ ક્રોધ માન માયા મદ પૂરા, જાયે નાઠા જિમ દિન ચોરા; દેવ દુંદુહિ આકાશે વાજી, ધરમ નરેસર આવિઓ ગાજી, ॥ ૧૦ ॥ કુસુમવૃષ્ટિ વિરચે તિહાં દેવા, ચોસઠ ઇંદ્ર જસુ માગે સેવા, ચામર છત્ર સિરોવરિ સોહે,

રૂપે જિણુવર જગ સહુ મોહે. ॥ ૧૧ ॥ ઉવસમ રસ ભર ભરી વસંતા, જોજન વાણિ વખાણુ કરંતા; જાણુવિ વર્દ્ધમાણુ જિણુ પાયા, સુરનર કિંન્નર આવે રાયા. ॥ ૧૨ ॥ કાંતિ સમૂહે ઝલહલ કંતા, ગયણુ વિમાણે રણુ રણુ કંતા; પેખવિ ઈંદભૂઇ મન ચિંતે, સુર આવે અમ્હ જગન હોવંતે. ॥ ૧૩ ॥ તીર તરંડક જેમ તે વહતા, સમવસરણુ પહોતા ગહગહતા; તો અભિમાને ગોયમ જંપે, ઇણુ અવસરે કોપે તણુ કંપે. ॥ ૧૪ ॥ મૂઢ લોક અજાણિઓ બોલે સુર જાણુંતા ઇમ કાંઇ ડોલે; મૂ આગલ કોઇ જાણુ ભણિજે, મેરૂ અવર કેમ ઉપમા દીજે. ॥ ૧૫ ॥ "વસ્તુછંદ" વીર જિણુવર વીર જિણુવર નાણુ સંપન્ન, પાવાપુરિ સુરમહિય પત્તનાહ સંસાર તારણુ, તિહિં દેવેહિં નિમ્મવિય સમવસરણુ બહુ સુખ્ખ કારણુ, જિણુવર જગ ઉજ્જોય કરે તેજે કરિ દિનકાર, સિંહાસણુ સામિય ઠવિઓ, હુઓ સુજય જયકાર. ॥ ૧૬ ॥ "તૃતીય ભાષા" તવ ચઢિઓ ઘણુમાણુ ગજે, ઈંદભૂઇ ભૂયદેવતો, હુંકારો કરી સંચરિઓ, કવણુ સુજિનવર દેવ તો. ॥ ૧૭ ॥ જોજન ભૂમિ સમોસરણુ, પેખવી પ્રથમારંભ તો, દહદિસિ દેખે વિબુધ વધૂ, આવંતિ સુરરંભ તો. ॥ ૧૮ ॥ મણિમય તોરણુ દંડ ધજ, કોસીસે નવ ઘાટ તો, વયર વિવર્જિત જંતુગણુ, પ્રાતિહારજ આઠ તો ॥ ૧૯ ॥ સુરનર કિન્નર અસુરવર, ઇંદ્ર ઈંદ્રાણિ રાય તો; ચિત્ત ચમક્કિય ચિંતવે એ, સેવંતા પ્રભુપાય તો. ॥ ૨૦ ॥ સહસકીરણુ સમ વીર જિણુ, પેખવી રૂપ વિશાલતો, એહ અસંભવ સંભવ એ, સાચો એ ઇંદ્રજાલ તો ॥ ૨૧ ॥ તવ બોલાવે ત્રિજગ ગુરૂ, ઇંદભૂઈ નામેણુ

તો, શ્રીમુખ સંશય સામી સવે, ફેડે વેદ પયણુ તો ॥૨૨॥ માન મેલિ મદ ઠેલી કરે, ભકતે નામે શીસ તો, પંચસયાસું વ્રત લિયોએ, ગોયમ પહિલો શીસ તો ॥ ૨૩ ॥ બંધવ સંજમ સુણુવિ કરે, અગ્નિભૂઇ આવેઇતો, નામ લેઈ આભાસ કરે તંપુણ પ્રતિબોધેઇ તો. ॥ ૨૪ ॥ ઇણિ અનુક્રમે ગણ હરરયણુ, થાપ્યા વીર ઈગ્યારતો, તો ઉપદેશે ભૂવન ગુરૂ, સંયમ શું વ્રત બાર તો. ॥ ૨૫ ॥ બિહું ઉપવાસે પારણું એ, આપણુપે વિહરંત તો, ગોયમ સંગમ જગ સયલ, જય જયકાર કરંતતો. ॥ ૨૬ ॥ "વસ્તુ છંદ" ઇંદભૂઇ ઇંદભૂઇ ચઢિય બહુમાન, હુંકારો કરી સંચરીયો, સમવસરણુ પુહતો તુરંતતો, ઇહ સંશય સામી સવે, ચરમ નાહ ફેડે ફુરંતતો, બોધ બીજ સજ્ઝાય મને, ગોયમ ભવહ વિરત્ત, દિખ લેઈ સિખ્ખા સહિય, ગણુહર પય સંપત્ત ॥૨૭॥ "ચતુર્થ ભાષા" આજ હુઓ સુવિહાણુ, આજ પચેલિમાં પુન્ન ભરો, દીઠા ગોયમ સામિ, જો નિયનયણે અમિય ઝરો. ॥ ૨૮ ॥ સિરિ ગોયમ ગણુધાર, પંચસયા મુનિ પરવરિય, ભૂમિય કરય વિહાર, ભવિયાં જન પડિબોહ કરે. ॥ ૨૯ ॥ સમવસરણુ મઝાર, જે જે સંશય ઉપજે એ, તે તે પર ઉપ-કાર, કારણુ પૂછે મુનિ પવરો. ॥ ૩૦ ॥ જિહાં જિહાં દીજે દિખ્ખ, તિહાં તિહાં કેવલ ઉપજે એ, આપ કન્હે અણુ હુંત, ગોયમ દીજે દાન ઈમ. ॥ ૩૧ ॥ ગુરૂ ઉપર ગુરૂભત્તિ, સામિ ગોયમ ઉપનિય, ઇણુ છલ કેવલ નાણુ, રાગજ રાખે રંગ ભરે. ॥ ૩૨ ॥ જો અષ્ટાપદ શૈલ, વંદે ચઢિ ચઉવિસ જિણુ; આતમ લબ્ધિ વસેણુ, ચરમ શરીરી સોઇ મુનિ. ॥ ૩૩ ॥ ઇઅ દેસણુ નિસુણેઈ, ગોયમ ગણુહર સંચલિયો;

તાપસ પન્નરસ એણ, તો મુનિ દીઠો આવતોએ. ॥ ૩૪ ॥ તવ સોસિય નિય અંગ; અમ્હ શક્તિ નવિ ઉપજેએ; કિમ ચઢસે દઢકાય, ગજ જિમ દિસે ગાજતોએ. ॥ ૩૫ ॥ ગિરૂઓ એ અભિમાન, તાપસ જો મન ચિંતવે એ; તો મુનિ ચઢિઓ વેગ, આલંબવિ દિનકર કિરણ. ॥ ૩૬ ॥ કંચણમણિ નિપ્પન્ન, દંડ કલસ ધજ વડ સહિય; પેખવી પરમાનંદ, જિણહર ભરહેસર મહિઅ. ॥ ૩૭ ॥ નિય નિય કાય પ્રમાણ, ચિહું દિશિ સંઠિઅ જિણહબિંબ, પણ મવિ મન ઉલ્લાસ ગોયમ ગણહર તિહાં વસિય. ॥ ૩૮ ॥ વયર સામીનો જીવ, તિર્યક જંભક દેવ તિહાં, પ્રતિબોધે પુંડરિક, કંડરીક અધ્યયન ભણી. ॥ ૩૯ ॥ વલતા ગોયમસામી, સવિ તાપસ પ્રતિબોધ કરે, લેઇ આપણે સાથ, ચાલે જિમ જુથાધિપતિ. ॥ ૪૦ ॥ ખીરખંડ ઘૃત આણી, અમિઅ વુઠ અંગુઠ ઠવે, ગોયમ એકણ પાત્ર, કરાવે પારણું સવે. ॥ ૪૧ ॥ પંચસયા શુભ ભાવ, ઉજ્જલ ભરીઓ ખીરમીસે, સાચા ગુરૂ સંજોગ, કવલ તે કેવલરૂપ હુઆ. ॥ ૪૨ ॥ પંચસયા જિણનાહ, સમવસરણ પ્રાકાર ત્રય, પેખવિ કેવલ નાણ, ઉપન્નો ઉજ્જોય કરે. ॥ ૪૩ ॥ જાણે જિણહ પિયૂષ, ગાજંતિ ઘણ મેઘ જિમ, જિનવાણી નિસુણેઇ, નાણી હુઆ પંચસયા. ॥ ૪૪ ॥ "વસ્તુછંદ" ઈણે અનુક્રમે ઈણે અનુક્રમે નાણ સંપન્ન, પન્નરહસય પરવરિય હરિય દુરિય જિણનાહ વંદે, જાણવિ જગગુરૂ વયણ, તિહ નાણ અપ્પાણનિંદે, ચરમ જિણેસર ઇમ ભણે, ગોયમ મ કરિસ ખેઉ, છેહ જઇ આપણ સહિ, હોસું તુલ્લા બેઉ. ॥ ૪૫ ॥ "પંચમ ભાશા" સામીઓ એ વીર જિણંદ, પુનિમચંદ જિમ

ઉલ્લસિય, વિહરિઓ એ ભરહવાસમ્મિ, વરિસ બહુત્તર સંવસિય, ઠવતો એ કણુય પઉમેવ, પાય કમલ સંઘે સહિય, આવિઓ એ નયણાનંદ, નયર પાવાપુરિ સુર મહિય. ॥૪૬॥ પેખિઓ એ ગોયમ સામી, દેવસર્મા પ્રતિબોધ કરે, આપણુ એ ત્રિસલાદેવી, નંદન પહોતો પરમપએ, વલતો એ દેવ આકાસ, પેખવિ જાણિય જિણુ સમે એ, તો મુનિએ મન વિખવાદ, નાદ ભેદ જિમ ઉપનો એ. ॥ ૪૭ ॥ કૂણુ સમો એ સામીય દેખ, આપ કન્હે હું ટાલિઓ એ, જાણતો એ તિહુઅણુનાહ, લોક વિવહાર ન પાલિઓ એ, અતિ ભલું એ કીધલું સામિ, જાણીઉં કેવલ માગસે એ, ચિતવિઉં એ બાલક જેમ, અહવા કેડે લાગસે એ. ॥ ॥ ૪૮ ॥ હું કિમ એ વીર જિણુંદ, ભકતે ભોલો ભોલવિઓ એ, આપણો એ અવિહલ નેહ, નાહ ન સંપે સાચવ્યો એ, સાચો એ એહ વીતરાગ, નેહ ન જેણે લાલિઓ એ, ઈણુ સમે એ ગોયમ ચિત્ત, રાગ વૈરાગે વાલિઓ એ. ॥ ૪૯ ॥ આવતો એ જો ઉલટ, રહેતો રાગે સાહિઓ એ, કેવલ એ નાણુ ઉપન્ન, ગોયમ સેહેજે ઉમાહિઓએ, ત્રિભૂવન એ જય જયકાર, કેવલ મહિમા સુર કરે એ, ગણુધરૂ એ કરય વખાણુ, ભવિ-યણુ ભવ ઈમ નિસ્તરે એ. ॥ ૫૦ ॥ "વસ્તુછંદ" પઢમ ગણુહર પઢમ ગણુહર વરસ પંચાસ, ગિહવાસે સંવસિય તીસ વરિસ સંજમ વિભૂસિય, સિરિકેવલ નાણુ પુણુ બાર વરિસ તિહુયણુ નમંસિય, રાયગિહિ નયરિ ઠવિઅ બાણુવઈ વરિસાઓ, સામિ ગોયમગુણુ નિલો, હોસે શિવપુર ઠાઓ. ॥ ૫૧ ॥ "ષષ્ઠ ભાષા" જિમ સહકારે કોયલ ટહુકે, જિમ કુસુમવને પરિમલ બહકે, જિમ ચંદન સુગંધ નિધિ, જિમ

ગંગાજલ લહેરે હલકે, જિમ કણુયાચલ તેજે ઝલકે, તિમ ગોયમ સૌભાગ્યનિધિ. ॥ ૫૨ ॥ જિમ માન સરોવર નિવસે હંસા, જિમ સુરવર સિરિ કણુયવતંસા, જિમ મહુયર રાજીવવની, જિમ રયણાયર રયણે વિલસે, જિમ અંબર તારાગણુ વિકસે, તિમ ગોયમ ગુણુકેલિવની. ॥ ૫૩ ॥ પૂનિમનિસિ જિમ સસિહર સોહે, સુરતરૂ મહિમા જિમ જગમોહે, પૂરવ દિંસિ જિમ સહસ કરો, પંચાનન જિમ ગિરિવર રાજે, નરવઈ ઘર જિમ મયગલ ગાજે, તિમ જિનશાસન મુનિપવરો. ॥ ૫૪ ॥ જિમ સુરતરૂવર સોહે શાખા, જિમ ઉત્તમ મુખ મધુરી ભાખા, જિમ વન કેતકી મહમહે એ, જિમ ભૂમિપતિ ભૂયબલ ચમકે, જિમ જિનમંદિર ઘંટા રણુકે, તિમ ગોયમલબ્ધિહિ ગહગહે એ. ॥ ૫૫ ॥ ચિંતામણિ કર ચઢિઓ આજ, સુરતરૂ સારે વંછિત કાજ, કામ કુંભ સવિ વશ હૂઆએ, કામગવી પૂરે મનકામીય, અષ્ટ મહાસિદ્ધિ આવે ધામીય, સામીય ગોયમ અનુસરો એ. ॥ ૫૬ ॥ પણુવઅખર પહેલો પભણીજે, માયા બીજ શ્રવણુ નિસુણીજે, શ્રીમતી શોભા સંભવે એ, દેવહ ધુરિ અરિહંત નમીજે, વિનય પહુ ઉવજ્ઝાય થુણીજે, ઈણુ મંત્રે ગોયમ નમો એ. ॥ ૫૭ ॥ પુર પુરવસતાં કાંઈ કરીજે, દેશ દેશાંતર કાંઈ ભમીજે, કવણુ કાજ આયાસ કરો, પ્રહ ઉઠી ગોયમ સમરીજે, કાજ સુમંગલ તતખણુ સીજે, નવનિધિ વિલસે તાસ ઘરે. ॥ ૫૮ ॥ ચઉદહસય બારોત્તર વરસે, ગોયમ ગણુહર કેવલ દિવસે, “ ખંભનયર સિરિ પાસ પસાયે” કિયું કવિત ઉપગાર કરો, આદે મંગલ એહ પભણીજે, પરવ મહોચ્છવ પહેલો કીજે, રિદ્ધિ વૃદ્ધિ કલ્યાણુ

કરો. ॥ ૫૯ ॥ ધન્ય માતા જિણે ઉયરે ધરિયા. ધન્ય પિતા જિણે કુલ અવતરિયા, ધન્ય સહગુરૂ જિણે દિખિખયાએ, વિનય વંત વિદ્યા ભંડાર, જસગુણ પુહવી ન લાભે પાર, વડ જિમ શાખા વિસ્તરો એ. ॥ ૬૦ ॥ ગૌતમસામીનો રાસ ભણીજે, ચઉવિહ સંઘ રલિયાત કીજે, સકલ સંઘ આણંદ કરો, કુંકુમચંદન છડો દેવરાવો, માણેક મોતીના ચોક પુરાવો, રયણ સિંહાસણ બેસણોએ. ॥ ૬૧ ॥ તિહાં બેસી ગુરૂદેશના દેસે, ભવિક જીવના કાજ સરેશે. ઉદયવંત મુનિ ઇમ ભણે એ ગૌતમસ્વામીતણો એ રાસ, ભણતાં સુણતાં લીલ વિલાસ, સાસય સુખનિધિ સંપજે એ. ॥૬૨॥ એહ રાસ જે ભણે ભણાવે, વર મંગલ લચ્છિ ઘર આવે, મનવંચ્છિત આશા ફલે એ. ॥ ૬૩ ॥

ઇતિ સંપૂર્ણ.



## वृद्धिविजयजी कृत दशवैकालीकनी

# सझाय.

### પ્રથમ અધ્યયનની સઝાય.

સુગ્રીવ નયર સોહામણુંજી—એ દેશી.

શ્રી ગુરૂપદ પંકજ નમીજી, વલિ ધરી ધર્મની બુદ્ધિ, સાધુ ક્રિયા ગુણ ભાંખશુંજી, કરવા સમકિત શુદ્ધિ, મુનીશ્વર ધર્મ સયલ સુખકાર, તુમ્હે પાલો નિરતિચાર મુનીશ્વર, ધર્મ સયલ સુખકાર. ॥ ૧ ॥ એ આંકણી૦ ॥ જીવદયા સંયમ તણોજી, ધર્મ એ મંગલ રૂપ, જેહના મનમાં નિત્ય વસેજી, તસ નમે સુર નર ભૂપ. મુ૦ ધ૦ ॥ ૨ ॥ ન કરે કુસુમ કિલામણાજી, વિચરતો જિમ તરૂ વૃંદ, સંતોષે વળિ આતમાજી, મધુકર ગ્રહિ મકરંદ. મુ૦ ધ૦ ॥ ૩ ॥ તેણિ પરેં મુનિ ઘરઘર ભમીજી, લેતો શુદ્ધ આહાર, ન કરે બાધા કોઇનેજી દિયે પિંડને આધાર. મુ૦ ધ૦ ॥ ૪ ॥ પહિલે દશ વૈકાલિકેજી, અધ્યયને અધિકાર, ભાંખ્યો તે આરાધતાંજી, વૃદ્ધિ વિજય જયકાર. મુ૦ ધ૦ ॥ ૫ ॥ ઇતિ૦

### બીજા અધ્યયનની સઝાય.

શીલ સોહામણું પાલીયેં—એ દેશી,

નમવા નેમિજિણંદને, રાજુલ રૂડી નારરે, શીલ સુરંગી સંચરે, ગોરી ગઢ ગિરનારરે. ॥ ૧ ॥ શીખ સુહામણી મન ધરો—એ આંકણી૦ તુમેં નિરૂપમ નિર્ગંથરે, સવિ અભિલાષ તજી કરી, પાલો સંયમ પંથરે. શી૦ ॥૨॥

પાઉસ ભીની પદ્મિની, ગઈ તે ગુફા માંહિ તેમ રે; ચતુરા ચીર નિચોવતી, દીઠી ઋષિ રહનેમરે. શી૦ ॥ ૩ ॥ ચિત્ત ચલે ચારિત્રિયો, વયણ વદે તવ એમરે; સુખ ભોગવીયેં સુંદરી, આપણે પૂરણ પ્રેમ રે; શી૦ ॥ ૪ ॥ તવ રાયજાદી એમ ભણે, ભૂંડા એમ શું ભાંખે રે; વયણ વિરૂદ્ધ એ બોલતાં, કાંઈ કુલ લાજ ન રાખે રે. શી૦ ॥ ૫ ॥ હું પુત્રી ઉગ્રસેનની, અને તું યાદવ કુલ જાયો રે; એ નિર્મલ કુલ આપણાં, તો કેમ અકારજ થાયો રે. શી૦ ॥ ૬ ॥ ચિત્ત ચલાવી એણિપરેં, નિરખીશ જો તું નારીરે; તો પવનાહત તરૂપરે, થાઈશ અથિર નિરધારી રે. શી૦ ॥ ૭ ॥ ભોગ ભલા જે પરહર્યા, તે વલી વાંછે જેહ રે, વમન ભક્ષી કૂતર સમો કહીયેં કુકર્મી તેહ રે. શી૦ ॥ ૮ ॥ સરપ અંધક કુલ તણા, કરે અગ્નિ પ્રવેશ રે; પણ વમિયું વિષ નવિ લિયે, જુઓ જાતિ વિશેષ રે. શી૦ ॥ ૯ ॥ તિમ ઉત્તમ કુલ ઉપના, છોડી ભોગ સંજોગ રે; ફરિ તેહને વાંછે નહિં, હુવે જો પ્રાણ વિયોગ રે. શી૦ ॥ ૧૦ ॥ ચારિત્ર કિમ પાલી શકે, જો નવિ જાયે અભિલાષ રે; સીદાતો સંકલપથી, પગ પગ ઇમ જિન ભાંખે રે. શી૦ ॥ ૧૧ ॥ જો કણ કંચન કામિની, ઇચ્છતા અને ભોગવતા રે; ત્યાગી ન કહીયેં તેહને, જો મનમેં શ્રી જોગવતા રે. શી૦ ॥ ૧૨ ॥ ભોગ સંયોગ ભલાલહિ, પરહરે જેહ નિરીહ રે; ત્યાગી તેહજ ભાંખીયો, તસપદ નમું નિશદીહ રે. શી૦ ॥ ૧૩ ॥ એમ ઉપદેશને અંકુશેં, મયગલ પરેં મુનિરાજો રે; સંયમ મારગ સ્થિર કર્યો, સાર્યું-વંછિત કાજો રે. શી૦ ॥ ૧૪ ॥ એ બીજા અધ્યયનમાં

ગુરૂહિત શીખ પયાસે રે; લાભવિજય કવિરાયનો, વૃદ્ધિ વિજય એમ ભાસે રે શી૦ ॥ ૧૫ ॥ ઇતિ.

## ત્રીજા અધ્યયનની સઝાય.

### પંચ મહાવ્રત પાલીયેં,—એ દેશી.

આધાકર્મી આહાર ન લીજિયેં, નિશિ ભોજન નવિ કરીયેં; રાજપિંડને સઝાતરનો, પિંડ વલી પરિહરિયેં કે. ॥ ૧ ॥ મુનિવર એ મારગ અનુસરિયેં, જિમ ભવ જલ નિધિ તરિયેં; મુનિ૦ એ૦ એ આંકણી૦ સાહામો આણ્યો આહાર ન લીજેં, નિત્ય પિંડ નવિ આહરીયેં; શી ઇચ્છા એમ પૂછી આપે, તેહ નવિ અંગી કરિયેં કે. મુ૦ ॥ ૨ ॥ કંદમૂલ ફૂલ બીજ પ્રમુખવલી લવણાદિક સચિત્ત; વર્જે તિમ વલી નવિ રાખીજેં, તેહ સન્નિધિ નિમિત્ત કે. મુ૦ ॥ ૩ ॥ ઉવટણું પીઠી પરહરિયેં, સ્નાન કદા નવિ કરીયેં; ગંધ વિલેપન નવિ આચરિયેં; અંગ કુસુમ નવિ ધરિયેં કે. મુ૦ ॥ ૪ ॥ ગૃહસ્થનું ભાજન નવિ વાવરિયેં, પરહેરિયેં વલી આભરણ; છાયા કારણ છત્ર ન ધરિયેં, ધરે ન ઉપાનહ ચરણ કે. મુ૦ ॥ ૫ ॥ દાતણ ન કરે દર્પણ ન ધરે, દેખે નવિ નિજરૂપ; તેલ ચોપડીયેને કાકસી ન કીજેં, દીજે ન વસ્ત્રે ધૂપ કે. મુ૦ ॥ ૬ ॥ માંચી પલંગ નવિ બેસીજે, કિજેં ન વિંજણે વાય; ગૃહસ્થ ગેહ નવિ બેસીજે, વિણુ કારણ સમુદાય કે. મુ૦ ॥ ૭ ॥ વમન વિરેચન ચિકિત્સા, અગ્નિ આરંભ નવિ કીજેં, સોગઠાં શેત્રંજ પ્રમુખ જે ક્રીડા, તે પણ સવિ વરજી જેં. મુ૦ ॥ ૮ ॥ પાંચ ઇંદ્રિય નિજ વશ આણી, પંચાશ્રવ પચ્ચખ્ખીજેં; પંચ સમિતિ ત્રણ

ગુપ્તિ ધરીને, છક્કાય રક્ષા તે કીજે કે. મુ૦ ॥ ૯ ॥ ઉનાલે આતાપના લીજે, શીયાલે શીત સહીયેં; શાંત દાંત થઇ પરિસહ સહેવા, સ્થિર વરસાલે રહિયેં કે. મુ૦ ॥ ૧૦ ॥ ઇમ દુક્કર કરણી બહુ કરતાં, ધરતાં ભાવ ઉદાસી; કર્મ ખપાવી કેઇ હુઆ, શિવરમણી શું વિલાસી કે. મુ૦ ॥૧૧॥ દશ વૈકાલિક ત્રીજે અધ્યયનેં, ભાંખ્યો એહ આચાર; લાભવિજય ગુરૂ ચરણ પસાયેં, વૃદ્ધિવિજય જયકાર કે. મુ૦ ॥ ૧૨ ॥ ઇતિ.

## ચોથા અધ્યયનની સઝાય.

સુણ સુણ પ્રાણી, વાણી જિન તણી.—એ દેશી.

સ્વામી સુધર્મારે કહે જંબુ પ્રત્યે, સુણ સુણ તું ગુણખાણિ; સરસ સુધારસ હુંતી મીઠડી, વીર જિણેસર વાણી. સ્વા૦ એ આંકણી૦ ॥ ૧ ॥ સૂક્ષ્મ બાદર ત્રસ થાવર વલી, જીવ વિરાહણ ટાલ; મન વચ કાયારે, ત્રિવિધે સ્થિર કરી, પહિલું વ્રત સુવિચાર. સ્વા૦ ॥ ૨ ॥ ક્રોધ લોભ ભય હાસ્યેં કરી, મિથ્યા મ ભાંખોરે વયણ, ત્રિકરણ શુદ્ધેં વ્રત આરાધજે, બીજું દીવસ ને રયણ. સ્વા૦ ॥ ૩ ॥ ગામ નગર વનમાંહે વિચરંતાં, સચિત્ત અચિત્ત તૃણમાત્ર, કાંઈ અદીધાં મત અંગીકરો, ત્રીજું વ્રત ગુણ પાત્ર. સ્વા૦ ॥ ૪ ॥ સુર નર તિર્યંચ યોનિ સંબંધિયાં, મૈથુન કરી પરિહાર; ત્રિવિધે ત્રિવિધે તું નિત્ય પાલજે, ચોથું વ્રત સુખકાર. સ્વા૦ ॥ ૫ ॥ ધન કણ કંચન વસ્તુ પ્રમુખ વલી, સર્વ અચિત્ત સચિત્ત, પરિગ્રહ મૂર્ચ્છા રે તેહની પરહરી, ધરી વ્રત પંચમ ચિત્ત. સ્વા૦ ॥ ૬ ॥ પંચ મહાવ્રત એ-

જીપરેં પાલજો, ટાલજો ભોજન રાતિ; પાપ સ્થાનક સઘલાં પરહરિ, ધરજો સમતા સવિ ભાંતિ. સ્વા૦ ॥ ૭ પુઢવી પાણી વાયુ વનસ્પતિ, અગ્નિ એ થાવર પંચ; બિતિ ચઉ પંચિંદ્રિ જલચર થલચરા, ખચરા ત્રસ એ પંચ. સ્વા૦ ॥ ૮ ॥ એ છક્કાય નીવારો વિરાધના, જયણા કરિ સવિ વાણિ; વિણુ જયણારે જીવ વિરાધના, ભાંખે તિહુઅણ ભાણ. સ્વા૦ ॥ ૯ ॥ જયણા પૂર્વક બોલતાં, બેસતાં, કરતા આહાર વિહાર; પાપ કર્મ બંધ કહિયે નવિ હુવે, કહે જિન જગ-દાધાર. સ્વા૦ ॥ ૧૦ ॥ જીવ અજીવ પહિલાં ઓલખી, જિમ જયણા તસ હોય; જ્ઞાન વિના નવિ જીવ દયા પલે, ટલે નવિ આરંભ કોય. સ્વા૦ ॥ ૧૧ ॥ જાણપણાથી સંવર સંપજે, સંવરે કર્મ ખપાય, કર્મ ક્ષયથી રે કેવલ ઉપજે, કેવલી મુક્તિ લહેય. સ્વા૦ ॥ ૧૨ ॥ દશવૈકાલિક ચઉથા-ધ્યયનમાં, અર્થ પ્રકાશ્યો રે એહ; શ્રી ગુરૂ લાભવિજય પદ સેવતાં, વૃદ્ધિવિજય લહે તેહ. સ્વા૦ ॥ ૧૩ ॥ ઈતિ.

## પાંચમા અધ્યયનની સઝાય.

### વીર વખાણી રાણી ચેલણા. એ દેશી.

સુઝતા આહરની ખપ કરોજી, સાધુજી સમય સંભાલ; સંયમ શુદ્ધ કરવા ભણી જી, એષણા દૂષણ ટાલ. સુઝ૦ ॥ ૧ ॥ પ્રથમ સઝાયેં પોરિસી કરી જી, અણુસરી વલી ઉપયોગ; પાત્ર પડિલેહણ આચરોજી, આદરી ગુરૂ અણુ-યોગ. સુ૦ ॥ ૨ ॥ ઠાર ધૂંઅર વરસાતનાજી, જીવ વિરા-હણ ટાલ; પગ પગ ઇર્યા શોધતાંજી, હરિ કાયાદિક બાલ. સુ૦ ॥ ૩ ॥ ગેહ ગણિકા તણાં પરિહરોજી. જિહાં ગયા

ચલ ચિત્ત હોય; હિંસક કુલ પણ તેમ તજો જી, પાપ તિહાં પ્રત્યક્ષ જોય. સુ૦ ॥ ૪ ॥ નિજ હાથે બાર ઉઘાડીને જી, પેસીયેં નવિ ઘર માંહિ; બાલ પશુ ભિક્ષુક પ્રમુખને સંઘટ્ટે, જઇયેં નહિં ઘરમાંહિ. સુ૦ ॥ ૫ ॥ જલ ફુલ જલણ કણ લૂણશું જી, ભેટતાં જે દિયે દાન; તે કલ્પે નહિં સાધુને જી, વરજવું અન્નને પાન. સુ૦ ॥ ૬ ॥ સ્તન અંતરાય બાલક પ્રત્યેં જી, કરીને રડતો ઠવેય; દાન દિયે તો ઉલટ ભરી જી, તોહિ પણ સાધુ વરજેય. સુ૦ ॥ ૭ ॥ ગર્ભવતી વલી જો દિયે જી, તેહ પણ અકલ્પ હોય; માલ નિશરણી પ્રમુખે ચઢી જી, આણિ દીયે કલ્પે ન સોય. સુ૦ ॥ ૮ ॥ મૂલ્ય આણ્યું પણ મત લીયો જી, મત લીયો કરી અંતરાય; વિહરતાં થંભ ખંભાદિકે જી, ન અડો થિર ઠવો પાય. સુ૦ ॥ ૯ ॥ એણીપરેં દોષ સર્વે છાંડતાં જી, પામીયેં આહાર જો શુદ્ધ, તો લહિયેં દેહ ધારણ ભણી જી, અણલહે તો તપ વૃદ્ધિ. સુ૦ ॥ ૧૦ ॥ વચણ લજ્જા તૃષા ભક્ષના જી, પરિસહથી સ્થિર ચિત્ત; ગુરૂ પાંસે ઇરિયાવહી પડિક્કમી જી, નિમંત્રી સાધુને નિત્ય. સુ૦ ॥ ૧૧ ॥ શુદ્ધ એકાંત ઠામેં જઈ જી, પડિક્કમી ઇરિયાવહી સાર; ભોયણ દોષ સવિ છાંડિને જી, સ્થિર થઈ કરવો આહાર. સુ૦ ॥ ૧૨ ॥ દશવૈકાલિકે પાંચમેંજી, અધ્યયને કહ્યો એ આચાર; તે ગુરૂ લાભવિજય સેવતાં જી, વૃદ્ધિવિજય જયકાર. સુ૦ ॥ ૧૩ ॥ ઇતિ.

## છઠા અધ્યયનની સઝાય.

મમ કરો માયા કાયા કારમી—એ દેશી.

ગણધર સુધર્મ એમ ઉપદિસે, સાંભલો મુનિવર વૃંદ

રે, સ્થનાક અઢાર એ ઓલખો, જેહ છે પાપના કંદ રે. ગ૦ ॥ ૧ ॥ પ્રથમ હિંસા તિહાં છાંડિયે, જુઠ નવિ ભાંખિયે વયણુ રે, તૃણુ પણુ અદત્ત નવિ લીજીયે, તજીયે મેહુણુ સયણુ રે. ગ૦ ॥ ૨ ॥ પરિગ્રહ મૂચ્છા પરિહરો, નવિ કરો ભોયણુ રાતિ રે, છંડો છક્કાય વિરાધના, ભેદ સમજી સહુ ભાંતિ રે. ગ૦ ॥ ૩ ॥ અકલ્પ આહાર નવિ લીજીયે, ઉપજે દોષ જે માંહિ રે, ધાતુનાં પાત્ર મત વાવરો, ગૃહી તણા મુનિવર પ્રાહી રે. ગ૦ ॥ ૪ ॥ ગાદીયે માંચીયે ન બેસીયે, વારિયે શય્યા પલંગ રે, રાત રહિયે નવિ તે સ્થલે, જિહાં હોવે નારિ પ્રસંગ રે. ગ૦ ॥ ૫ ॥ સ્નાન મજ્જન નવિ કીજીયે, જિણે હુવે મન તણો ક્ષોભ રે, તેહ શણુગાર વલી પરિહરો, દંત નખ કેશ તણી શોભ રે. ગ૦ ॥ ૬ ॥ છઠે અધ્યયને એમ પ્રકાશીયો, દશ વૈકાલિક એહ રે, લાભવિજય ગુરૂ સેવતાં, વૃદ્ધિવિજય લહ્યો તેહ રે. ગ૦ ॥ ૭ ॥ ઇતિ.

## સાતમા અધ્યયનની સઝાય.

### કપૂર હુવે અતિ ઉજલો રે—એ દેશી.

સાચું વયણુ જે ભાંખીયે રે, સાચી ભાષા તેહ, સચ્ચામોસા તે કહિયે રે, સાચું મૂષા હોય જેહરે. ॥ ૧ ॥ સાધુજી કરજો ભાષા શુદ્ધ, કરી નિર્મલ નિજ બુદ્ધિ રે. સા૦ ક૦ એ આંકણી. કેવલ જુઠ જિહાં હોવે રે, તેહ અસચ્ચા જાણુ, સાચું નહી જુઠું નહીં રે, અસત્યા અમૂષા ઠાણુ રે. સા૦ ક૦ ॥ ૨ ॥ એ ચારે માંહે કહી રે, પહેલી ભાષા હોય, સંયમધારી બોલવી રે, વચન વિચારી જોય રે. સા૦

ક૦ ॥ ૩ ॥ કઠિન વયણુ નવિ ભાંખિયેં રે, તુકારો રે કાર, કોઈના મર્મ ન બોલીયેં રે. સાચા પણ નિર્ધાર રે. સા૦ ક૦ ॥ ૪ ॥ ચોરને ચોર ન ભાંખિયેં રે, કાણાને ન કહે કાણુ, કહીયેં ન અંધો અંધને રે, સાચું કઠિન એ જાણ રે. સા૦ ક૦ ॥ ૫ ॥ જેહથી અનરથ ઉપજે રે, પરને પીડા થાય, સાચું વયણુ તે ભાંખતાં રે, લાભથી ત્રોટો જાય રે. સા૦ ક૦ ॥ ૬ ॥ ધર્મ સહિત હિત કારીયા રે, ગર્વ રહિત સમતોલ, થોડલા તે પણ મીઠડા રે, બોલ વિચારી બોલ રે. સા૦ ક૦ ॥ ૭ ॥ એમ સવિ ગુણ અંગી કરી રે, પરહરિ દોષ અશેષ, બોલતાં સાધુનેં હુવે નહિં રે, કર્મનો બંધ લવલેશ રે. સા૦ ક૦ ॥ ૮ ॥ દશ વૈકાલિક સાતમે રે, અધ્યયને એ વિચાર, લાભવિજય ગુરૂથી લહે રે, વૃદ્ધિ-વિજય જયકાર રે. સા૦ ક૦ ॥ ૯ ॥

## આઠમા અધ્યયનની સઝાય.

### રામ સીતાને ધીજ કરાવે—એ દેશી

કહે શ્રી ગુરૂ સાંભલો ચેલા રે, આચારજ એ પુન્યના વેલા રે, છક્કાય વિરાહણ ટાલો રે, ચિત્ત ચોખે ચારિત્ર પાલો રે. ॥ ૧ ॥ પુઢવી પાષાણ ન ભેદો રે, ફળફુલ પત્રાદિ ન છેદો રે, બીજ કૂંપલ વન મત ફરજો રે, જીવ વિરાધનથી ડરજો રે. ॥ ૨ ॥ વલી અગ્નિ મ ભેટશો ભાઇરે, પીજો પાણી ઊનું સદાઈરે, મત વાવરો કાચું પાણી રે, એહવી છે શ્રી વીરની વાણીરે. ॥ હિમ ધૂઅર વડ ઉંબરાં રે, ફુલ કુંથુઆ કીડી નગરાં રે, નીલ ફુલહરી અંકુરા રે, ઇંડાલ એ આઠે પૂરા રે. ॥ ૪ ॥ સ્નેહાદિક ભેદેં જાણી રે, મત

હણજો સુક્ષ્મ પ્રાણી રે, પડિલેહી સવિ વાવરજો રે, ઉપક-રણે પ્રમાદ મ કરજો રે. ॥ ૫ ॥ જયણાયેં ડગલાં ભરજો રે, વાટે ચાલતાં વાત મ કરજો રે, મત જ્યોતિષ નિમિત્ત પ્રકાસો રે, નિરખો મત નાચ તમાસો રે. ॥ ૬ ॥ દીઠું અણદીઠું કરજો રે, પાપ વ્યસન ન શ્રવણે ધરજો રે, અણ-સૂજતો આહાર તજજો રે, રાતે સન્નિધ સવિ વરજો રે. ॥ ૭ ॥ બાવીસ પરિસહ સહેજો રે, દેહ દુઃખે ફલ સદહજો રે, અણપામે કાર્પણ્ય મ કરજો રે, તપ શ્રુતનો મદ નવિ ધરજો રે. ॥ ૮ ॥ સ્તુતિ ગતિ સમતા ગ્રહેજો રે, દેશકાલ જોઇને રહેજો રે, ગૃહસ્થ શું જાતિ સગાઇ રે, મત કાઢજો મુનિવર કાંઇ રે. ॥ ૯ ॥ ન રમાડો ગૃહસ્થના બાલ રે, કરો ક્રિયાની સંભાલ રે, યંત્ર મંત્ર ઓષધનો ભામો રે. મત કરજો કુગતિ કામો રે. ॥ ૧૦ ॥ ક્રોધે પ્રીતિ પૂરવલી જાય રે, વલી માને વિનય પલાય રે, માયા મિત્રાઇ નસાડે રે, સવિ ગુણ તે લોભ નસાડે રે. ॥ ૧૧ ॥ તે માટેં કષાય એ ચાર રે, અનુક્રમે દમજો અણગાર રે, ઉપશમ શું કેવલ ભાવે રે, સરલાઇ સંતોષ સભાવેં રે. ॥ ૧૨ ॥ બ્રહ્મચારીને જાણજો નારી રે, જેસી પોપટને માંજારી રે, તેણે પરિહરો તસ પરસંગ રે, નવવાડ ધરો વલિ ચંગ રે. ॥ ૧૩ ॥ રસ લોલુપ થઇ મત પોષોરે, નિજકાય તપ કરીને શોષો રે, જાણો અથિર પુદ્ગલ પિંડ રે, મત પાલજો પંચ અખંડ રે ॥ ૧૪ ॥ કહિયું દશવૈકાલિકેં એમ રે, અધ્યયને આઠમે તેમ રે, ગુરૂ લાભવિજયથી જાણી રે, બુધ વૃદ્ધિવિજય મન આણી રે. ॥ ૧૫ ॥ ઇતિ.

## નવમા અધ્યયનની સજ્ઝાય.

શેત્રુંજે જઇયેં લાલન શેત્રુંજે જઇયેં,–એ દેશી.

વિનય કરે જો ચેલા, વિનય કરે જો, શ્રી ગુરૂ આણા શિર ધરે જો. ચેલા૦ શી૦ એ આંકણી૦ ક્રોધી માનીને પરમાદી; વિનય ન શીખે વલી વિષવાદી. ચે૦ વ૦ ॥ ૧ ॥ વિનય રહિત આશાતનાં કરતાં, બહુ ભવ ભટકે દુર્ગતિ ફરતાં; ચે૦ દુ૦ અગ્નિ સર્પ વિષ જિમ નવિ મારે, ગુરૂ આસાયણ તેથી અધિક પ્રકારેં. ચે૦ અ૦ ॥ ૨ ॥ અવિનયેં ફસિયો બહુલ સંસારી, અવિનયી મુક્તિનો નહિં અધિકારી; ચે૦ ન૦ કોહ્યા કાનની કૂતરી જેમ, હાંકી કાઢે અવિનયી તેમ. ચે૦ અ૦ ॥ ૩ ॥ વિનય શ્રુત તપ વલી આચાર, કહિયેં સમાધિનાં ઠામ એ ચાર; ચે૦ ઠા૦ વલી ચાર ચાર ભેદ એકેક, સમજો ગુરૂ મુખથી સવિવેક; ચે૦ થી૦ ॥૪॥ તે ચારેમાં વિનય છે પહેલો, ધર્મ વિનય વિણ ભાંખે તે ઘેલો; ચે૦ ભાં૦ મૂલ થકી જેમ શાખા કહિયેં, ધર્મ ક્રિયા તિમ વિનયથી લહિયે. ચે૦ વિ૦ ॥ ૫ ॥ ગુરૂ માન વિનયથી લહે સો સાર; જ્ઞાન ક્રિયા તપ જે આચાર; ચે૦ જે૦ ગરથ પખેં જિમ ન હોયે હાટ, વિણુ ગુરૂ વિનય તેમ ધર્મની વાટ. ચે૦ ધ૦ ॥ ૬ ॥ ગુરૂ નાન્હો ગુરૂ મોટો કહિયેં. રાજા પરેં તસ આણા વહિયે; ચે૦ આ૦ અલ્પશ્રુત પણ બહુ શ્રુત જાણો, શાસ્ર સિદ્ધાંતે તેહ મનાણો ચે૦ તેહ૦ ॥ ૭ ॥ જેમ શશી ગ્રહ ગણે વિરાજે, મુનિ પરિવારમાં તેમ ગુરૂ ગાજે; ચે૦ તે૦ ગુરૂથી અલગા મત રહો ભાઇ, ગુરૂ સેવ્યે લહે શો ગૌરવાઇ. ચે૦ શો૦ ॥ ૮ ॥ ગુરૂ વિનયે ગીતારથ થાશો, વંછિત સવિ સુખ લખમી કમાશો; ચે૦

લ૦ શાંત દાંત વિનયી લજ્જાલુ, તપ જપ ક્રિયાવંત દયાલું. ચે૦ વં૦ ॥ ૯ ॥ ગુરૂ કુલ વાસી વસતો શિષ્ય, પુજનીય હોયે વિસવાવીશ; ચે૦ વિ૦ દશવૈકાલિક નવમેં અધ્યયનેં, અર્થ એ ભાંખ્યો કેવલી વયણેં. ચે૦ કે૦ ઇણીપરેં લાભવિજય ગુરૂ સેવી, વૃદ્ધિવિજય સ્થિર લખમી લહેવી. ચે૦ લે૦ ॥ ૧૦ ॥ ઈતિ.

## દશમા અધ્યયનની સઝાય.

### તે તરીયા ભાઇ તે તરીયા--એ દેશી.

તે મુનિવંદો તે મુનિવંદો, ઉપશમ રસનો કંદો રે, નિર્મલ જ્ઞાનક્રિયાનો ચંદો, તપ તેજેં જેહવો દિણંદો રે. તે૦ ॥૧॥ એ આંકણી. પંચાશ્રવનો કરિ પરિહાર, પંચ મહાવ્રત ધારો રે, ષટ્ જીવ તણો આધાર, કરતો ઉગ્ર વિહારો રે. તે૦ ॥ ૨ ॥ પંચ સમિતિ ત્રણ ગુપ્તિ આરાધે, ધર્મ ધ્યાન નિરાબાધ રે; પંચમ ગતિનો મારગ સાધે, શુભ ગુણ તો ઇમ વાધે રે. ॥ ૩ ॥ ક્રયવિક્રય ન કરે વ્યાપાર, નિર્મમ નિરહંકાર રે, ચારિત્ર પાલે નિરતિચારેં ચાલતો ખડ્ગની ધાર રે. તે૦ ॥ ૪ ॥ ભોગ ને રોગ કરી જે જાણે, આપે પુન્ય વખાણો રે, તપ શ્રુતનો મદ નવિ આણે, ગોપવી અંગ ઠેકાણે રે. તે૦ ॥ ૫ ॥ છાંડી ધન કણ કંચન ગેહ, થઇ નિઃસ્નેહી નિરીહરે, ખેહ સમાણી જાણી દેહ, નવિ પોસે પાપે જેહ રે. તે૦ ॥ ૬ ॥ દોષ રહિત આહાર જે પામે, જે લુખે પરિણામેં રે, લે તો દેહનું સુખ નવિ કામે, જાગતો આઠેઇ જામે રે. તે૦ ॥ ૭ ॥ રસના રસ રસીયો નવિ થાવે, નિર્લોભી નિર્માય રે, સહે પરિસહ સ્થિર કરી કાયા, અવિ-

ચલ જિમ ગિરિરાય રે. તે૦ ॥ ૮ ॥ રાતે કાઉસ્સગ્ગ કરી સમશાને, જો તિહાં પરિસહ જાણે રે, તો નવિ ચૂકે તે હવે ટાણે, ભય મનમાં નવિ આણે રે. તે૦ ॥ ૯ ॥ કોઇ ઉપર ન ધરે ક્રોધ, દિયે સહુને પ્રતિબોધ રે, કર્મ આઠ ઝંપવા જોધ, કરતો સંયમ શોધ રે. તે૦ ॥ ૧૦ ॥ દશવૈકાલિક દશમાધ્યયને, એમ ભાંખ્યો આચાર રે, તે ગુરૂ લાભવિજયથી પામે, વૃદ્ધિવિજય જયકાર રે. તે૦ ॥ ૧૧ ॥ ઇતિ.

## ઇગ્યારમા અધ્યયનની સઝાય.

નમો રે નમો શ્રી શત્રુંજય ગિરિવર—એ દેશી.

સાધુજી સંયમ સૂધો પાલો, વ્રત દૂષણ સવિ ટાલો રે, દશ વૈકાલિક સૂત્ર સાંભલો, મુનિવરમારગ અજુવાલો રે. સા૦ સ૦ ॥ ૧॥ એ આંકણી. રોગાંતિક પરિસહ સંકટ પરસંગે પણ ધાર રે, ચારિત્રથી મત ચૂકો પ્રાણી, ઇમ ભાંખે જિનસાર રે. સા૦ સ૦ ॥ ૨ ॥ ભ્રષ્ટાચારી મૂંડો કહાવે, ઇહ ભવ પરભવ હાર રે, નરક નિગોદ તણાં દુઃખ પામે, ભમતો બહુ સંસારે. સા૦ સ૦ ॥ ૩ ॥ ચિત્ત ચોખે ચારિત્ર આરાધે, ઉપશમ નીર અગાધ રે, ઝીલે સુંદર સમતા દરિયે, તે સુખ સંપત્તિ સાધે રે. સા૦ સ૦ ॥ ૪ ॥ કામધેનું ચિંતામણિ સરિખું, ચારિત્ર ચિત્તમે આણો રે, ઇહભવ પરભવ સુખ દાયક એ સમ, અવર ન કાંઇ જાણો રે. સા૦ સ૦ ॥ ૫ ॥ સિજંભવ સૂરિયે રચીયાં, દશ અધ્યયન રસાલાં રે, મનક પૂત્ર હેતેં તે ભણતાં, લહિયેં મંગલ માલારે. સા૦ સ૦ ॥ ૬ ॥ શ્રી વિજયપ્રભ સૂરિને રાજ્યેં, બુધ લાભવિજયને શિષ્યેંરે, વૃદ્ધિવિજય વિબુધ આચાર એ ગાયો। સકલ જગીશેં રે. સા૦ સ૦ ॥ ૭ ॥

ઇતિ દશ વૈકાલીક સઝાયો સંપૂર્ણ.

# श्री त्रिषष्ठि शलाका पुरुषनो छंद.

## ચોપાઇની દેશી.

પ્રહસમે પ્રણમું સરસતી માય, વલી સદ્ગુરૂને લાગું પાય; ત્રેસઠ સલાકાના કહું નામ, જપંતા શીઝે કામ. ॥૧॥ પ્રથમ ચોવીશ તીર્થંકર જાણુ, તેહ તણાં હું કરીશ વખાણુ; રિષભ, અજિતનેં સંભવ સ્વામ, ચોથા અભિનંદન અભિરામ. ॥ ૨ ॥ સુમતિ પદ્મ પ્રભુ પૂરે આસ, સુપાર્શ્વ ચંદ્રપ્રભ દે સુખવાસ; સુવિધિ શીતલને શ્રેયાંસનાથ, એહ છે સાચા શિવપુર સાથ ॥ ૩ ॥ વાસુપુજ્ય જિન વિમલ અનંત; ધર્મ શાંતિ કુંથું અરિહંત; અરમલ્લિ મુનિ સુવ્રત સ્વામ, એહથી લહિયેં મુક્તિ સુ ઠામ. ॥ ૪ ॥ નમીનાથને નેમીસરદેવ, જસ સુરનર નિત સારે સેવ; પાર્શ્વનાથ મહાવીર પ્રસિદ્ધ, તૂઠા આપે અવિચલ રિધ, ॥ ૫ ॥ હવે નામ ચક્રવર્ત્તિ તણાં, બાર ચક્રી જે શાસ્ત્રે ભણ્યા; પહિલો ચક્રી ભરત નરેશ, સુખે સાધ્યા જિણે ષટ ખંડ દેસ. ॥ ૬ ॥ બીજો સાગર નામે ભૂપાલ, ત્રીજો મઘવરાવ સુવીસાલ; ચોથા કહિયેં સનત કુમાર; દેવ પદવી પામ્યા છે સાર. ॥ ૭ ॥ શાંતિ કુંથુ અર ત્રિને રાય, તિર્થંકર પણ પદ કહિવાય; સુભુમ આઠમો, ચક્રી થયો, અતી લોભે તે નરકે ગયો. ॥ ૮ ॥ મહા પદ્મરાય બુદ્ધિ નિધાન, હરીષેણ દશમો રાજાન; ઈગ્યારમોં જય નામ નરેશ, બારમો બ્રહ્મદત્ત ચક્રેશ. ॥ ૯ ॥ એ બારે ચક્રીસર કહ્યા, સૂત્ર સિદ્ધાંત થકી એ લહ્યા; હવે વાસુદેવ કહું નવનામ, ત્રિન ખંડ જિણે જીત્યા ઠામ. ॥ ૧૦ ॥ વીર જીવ પ્રથમ

ત્રિપૃષ્ઠ, બીજો નૃપ જાણો દ્વિપૃષ્ઠ; સ્વયંભૂ પુરૂષોત્તમ મહા-રાય, પુરૂષસીંહ પુંડરીકરાય. ॥ ૧૧ ॥ દત્ત નારાયણ કૃષ્ણ નરેશ, એહ નવ હવે બલદેવ વિશેષ; અચલ વિજય ભદ્ર સુપ્રભ ભૂપ, સુદર્શન આનંદ નંદન રૂપ. ॥ ૧૨ ॥ પદ્મરામ એ નવ બલદેવ, પ્રતિ શત્રુ નવ પ્રતિ વાસુદેવ; અશ્વગ્રીવ તારક રાજેંદ્ર, મેરક મધુનિશુંભ બલેંદ્ર. ॥ ૧૩ ॥ પ્રલ્હાદને રાવણ જરાસંધ, જીત્યા ચક્ર બલે સત્ય સંધ; ત્રેસઠ સંખ્યા પદવી કહી, માતા ઇકસઠ ગ્રંથે લહી. ॥ ૧૪ ॥ પિતા બાવન નેં સાઠ શરીર, ઓગણ સાઠ જીવ મહાધીર; પંચ વર્ણ તીર્થંકર જાણ, ચક્રી સોવનવાન વખાણ. ॥ ૧૫ ॥ વાસુદેવ નવ સામલવાંન, ઉજવલ તનુ બલદેવ પ્રધાન; તિર્થંકર મુક્તિ પદ વર્યાં, આ ચક્રી સાથે સંચર્યાં. ॥ ૧૬ ॥ બલદેવ આઠ તેહને સાથ, શિવપદ લીધો હાથોહાથ; મઘવ સનત કુમાર સુરલોક, ત્રીજે સુર સેવે ગતસોક, ॥ ૧૭ ॥ નવમો બલદેવ બ્રહ્મ નિવાસ, વાસુદેવ સહુ અધગતિ વાસ; અષ્ટમ બારમ ચક્રી સાથ, પ્રતિ વાસુદેવ સમા નર નાથ. ॥ ૧૮ ॥ સુરવર સુખસાતા ભોગવી, નરક દુઃખ વ્યથા અનુભવી; અનુક્રમેં કર્મ સૈન્ય જયકરી, નર વર ચતુરંગી સુખવરી. ॥ ૧૯ ॥ સદ્ગુરૂ જોગે ક્ષાયક ભાવ, દર્શન જ્ઞાન ભવોદધી નાવ, આરોહી શિવ મંદીર વસેં, અનંત ચતુષ્ટય તવ ઉલ્લસેં. ॥ ૨૦ ॥ લહિ સે અક્ષય પદ નિરવાણ, સિદ્ધ સવે મુઝ દો કલ્યાણ, ઉત્તમ નામ જપો નરનાર, સરૂપચંદ્ર લહે જય જયકાર. ॥ ૨૧ ॥ ઇંતિ.

સમાપ્ત.

# ॥ श्री बृहत्शांति स्तोत्रम् ॥

ભો ભો ભવ્યાઃ ! શૃણુત વચનં પ્રસ્તુતં સર્વમેતદ્ યે યાત્રાયાં ત્રિભુવનગુરોરાર્હતા ! ભક્તિભાજઃ; તેષાં શાંતિર્ભવતુ ભવતામર્હદાદિપ્રભાવા–દારોગ્યશ્રીધૃતિમતિકરી ક્લેશવિધ્વંસહેતુઃ ॥ ૧ ॥

ભો ! ભો ! ભવ્યલોકા ! ઇહ હિ ભરતૈરાવતવિદેહસંભવાનાં સમસ્તતીર્થકૃતાં જન્મન્યાસનપ્રકમ્પાનન્તરમવધિના વિજ્ઞાય, સૌધર્માધિપતિઃ સુઘોષાઘણ્ટાચાલનાનન્તરં સકલસુરાસુરેન્દ્રૈઃ સહ સમાગત્ય, સવિનયમર્હદ્ભટ્ટારકં ગૃહીત્વા, ગત્વા કનકાદ્રિશૃંગે, વિહિતજન્માભિષેકઃ શાન્તિમુદ્ઘોષયતિ યથા, તતોઽહં કૃતાનુકારમિતિ કૃત્વા, મહાજનો યેન ગતઃ સ પન્થા ઇતિ ભવ્યજનૈઃ સહ સમેત્ય, સ્નાત્રપીઠે સ્નાત્રં વિધાય, શાન્તિમુદ્ઘોષયામિ, તત્પૂજાયાત્રાસ્નાત્રાદિમહોત્સવાનન્તરમિતિ કૃત્વા કર્ણં દત્વા નિશમ્યતાં નિશમ્યતાં સ્વાહા ॥

ૐ પુણ્યાહં પુણ્યાહં પ્રીયંતાં પ્રીયંતાં ભગવન્તોઽર્હન્તઃ સર્વજ્ઞાઃ સર્વદર્શિનસ્ત્રિલોકનાથાસ્ત્રિલોકમહિતાસ્ત્રિલોકપૂજ્યાસ્ત્રિલોકેશ્વરાસ્ત્રિલોકોદ્યોતકરાઃ ॥

ૐ ઋષભ–અજિત–સંભવ–અભિનન્દન–સુમતિ–પદ્મપ્રભ–સુપાર્શ્વ–ચન્દ્રપ્રભ–સુવિધિ–શીતલ–શ્રેયાંસ–વાસુપૂજ્ય–વિમલ–અનન્ત–ધર્મ–શાંતિ–કુંથુ–અર–મલ્લિ–મુનિસુવ્રત–નમિ–નેમિ–પાર્શ્વ–વર્દ્ધમાનાન્તા જિનાઃ શાંતાઃ શાન્તિકરા ભવંતુ

સ્વાહા ॥ ॐ મુનયો મુનિપ્રવરા રિપુવિજયદુર્ભિક્ષકાન્તારેષુ દુર્ગમાર્ગેષુ રક્ષન્તુ વો નિત્યં સ્વાહા ॥

ॐ હ્રીઁ શ્રીઁ ધૃતિ–મતિ–કીર્ત્તિ–કાંતિ–બુદ્ધિ–લક્ષ્મી–મેધા–વિદ્યાસાધન–પ્રવેશ–નિવેશનેષુ સુગૃહીતનામાનો જયંતુ તે જિનેંદ્રાઃ ॥

ॐ રોહિણી–પ્રજ્ઞપ્તિ–વજ્રશૃંખલા–વજ્રાંકુશી–અપ્રતિચક્રા–પુરૂષદત્તા–કાલી–મહાકાલી–ગૌરી–ગાંધારી– સર્વાસ્ત્રા મહાજ્વાલા–માનવી––વૈરૂટયા––અચ્છુપ્તા–માનસી–મહામાનસી ષોડશ વિદ્યાદેવ્યો રક્ષંતુ વો નિત્યં સ્વાહા ॥

ॐ આચાર્યોપાધ્યાયપ્રભૃતિચાતુર્વર્ણ્યસ્ય શ્રી શ્રમણસંઘસ્ય શાન્તિર્ભવતુ તુષ્ટિર્ભવતુ પુષ્ટિર્ભવતુ ॥

ॐ ગ્રહાશ્ચન્દ્રસૂર્યાંગારકબુધબૃહસ્પતિશુક્રશનૈશ્ચરરાહુકેતુસહિતાઃ સલોકપાલાઃ સોમયમવરૂણકુબેરવાસવાદિત્યસ્કંદવિનાયકોપેતા યે ચાન્યેઽપિ ગ્રામનગરક્ષેત્રદેવતાદયસ્તે સર્વે પ્રીયંતાં પ્રીયંતાં અક્ષીણકોશકોષ્ઠાગારા નરપતયશ્ચ ભવન્તુ સ્વાહા ॥

ॐ પુત્ર–મિત્ર–ભ્રાતૃ–કલત્ર–સુહૃત્–સ્વજન–સંબન્ધિ–બંધુવર્ગસહિતા નિત્યં ચામોદપ્રમોદકારિણઃ, અસ્મિઁશ્ચ ભૂમણ્ડલાયતનનિવાસિ–સાધુસાધ્વીશ્રાવકશ્રાવિકાણાં રોગોપસર્ગવ્યાધિદુઃખદુર્ભિક્ષદૌર્મનસ્યોપશમનાય શાંતિર્ભવતુ ॥

ॐ તુષ્ટિપુષ્ટિઋદ્ધિવૃદ્ધિમાંગલ્યોત્સવાઃ ॥ સદા પ્રાદુર્ભૂતાનિ પાપાનિ શામ્યન્તુ દુરિતાનિ, શત્રવઃ પરાઙ્મુખા ભવન્તુ સ્વાહા ॥

શ્રીમતે શાન્તિનાથાય, નમઃ શાન્તિવિધાયિને, ત્રૈલોક્ય-સ્યામરાધીશ-મુકુટાભ્યર્ચિતાંઘ્રયે ॥ ૧ ॥

શાન્તિઃ શાન્તિકરઃ શ્રીમાન્ શાન્તિં દિશતુ મે ગુરુઃ; શાન્તિરેવ સદા તેષાં યેષાં શાન્તિર્ગૃહે ગૃહે ॥૨॥

ઉન્મૃષ્ટરિષ્ટ દુષ્ટગ્રહગતિદુઃસ્વપ્નદુર્નિમિત્તાદિ સમ્પાદિતહિતસંપન્નામગ્રહણં જયતિ શાન્તેઃ ॥૩॥

શ્રીસંઘજગજ્જનપદ રાજાધિપરાજસન્નિવેશાનાં; ગોષ્ઠિકપુરમુખ્યાણાં, વ્યાહરણૈર્વ્યાહરેચ્છાન્તિમ્ ॥ ૪ ॥

શ્રીશ્રમણસંઘસ્ય શાન્તિર્ભવતુ, શ્રી જનપદાનાં શાન્તિર્ભવતુ, શ્રીરાજાધિપાનાં શાન્તિર્ભવતુ, શ્રીરાજસન્નિવેશાનાં શાન્તિર્ભવતુ, શ્રીગોષ્ઠિકાનાં શાન્તિર્ભવતુ, શ્રીપૌરમુખ્યાણાં શાન્તિર્ભવતુ, શ્રીપૌરજનસ્ય શાન્તિર્ભવતુ.

શ્રીબ્રહ્મલોકસ્ય શાંતિર્ભવતુ, ૐ સ્વાહા ૐ સ્વાહા ૐ શ્રીપાર્શ્વનાથાય સ્વાહા ॥

એષા શાન્તિઃ પ્રતિષ્ઠાયાત્રાસ્નાત્રાદ્યવસાનેષુ શાન્તિકલશં ગૃહીત્વા, કુંકુમચન્દનકર્પૂરાગુરૂધૂપવાસકુસુમાંજલિસમેતઃ, સ્નાત્રચતુષ્કિકાયાં શ્રીસંઘસમેતઃ, શુચિશુચિવપુઃ પુષ્પવસ્ત્રચન્દનાભરણાલંકૃતઃ, પુષ્પમાલાં કણ્ઠે કૃત્વા, શાન્તિમુદ્ઘોષયિત્વા શાન્તિપાનીયં મસ્તકે દાતવ્યમિતિ ॥

નૃત્યન્તિ નૃત્યં મણિપુષ્પવર્ષં, સૃજન્તિ ગાયન્તિ ચ મંગલાનિ; સ્તોત્રાણિ ગોત્રાણિ પઠન્તિ મન્ત્રાન્, કલ્યાણભાજો હિ જિનાભિષેકે ॥ ૧ ॥

શિવમસ્તુ સર્વજગતઃ, પરહિતનિરતા ભવન્તુ ભૂત-ગણાઃ; દોષાઃ પ્રયાન્તુ નાશં, સર્વત્ર સુખીભવંતુ લોકાઃ ॥૨॥

અહં તિત્થયરમાયા, સિવાદેવી તુમ્હ નયરનિવાસિની અમ્હ સિવં તુમ્હ સિવં, અસિવોવસમં સિવં ભવતુ સ્વાહા ॥ ૩ ॥

ઉપસર્ગાઃ ક્ષયં યાન્તિ, છિદ્યન્તે વિઘ્નવલ્લયઃ; મન પ્રસન્નતામેતિ, પૂજ્યમાને જિનેશ્વરે ॥ ૪ ॥

સર્વમંગલમાંગલ્યં, સર્વકલ્યાણકારણં; પ્રધાનં સર્વ ધર્માણાં, જૈનં જયતિ શાસનમ્ ॥ ૫ ॥

ઇતિ શ્રીબૃહચ્છાન્તિસ્તવઃ સંપૂર્ણઃ



# ॥ अथ श्री जीवविचार. ॥

## ( अर्थ सहित. )

### ॥ मूळ गाथाओ ॥

भुवणपईवं वीरं, नमिऊण भणामि अबुहबोहत्थं ॥
जीवसरूवं किंचि वि, जह भणियं पुव्वसूरीहिं ॥ १ ॥
जीवा मुत्ता संसा, रिणो य तस थावरा य संसारी ॥
पुढवी जल जलण वाऊ, वणस्सई थावरा नेया ॥ २ ॥
फलिह मणि रयण विद्रुम, हिंगुल हरियाल मणसिल रसिंदा ॥
कणगाइ धाउ सेढी, वन्निय अरणेट्टय पलेवा ॥ ३ ॥
अब्भय तूरी ऊसं, मट्टी पाहाण जाइओ णेगा ॥
सोवीरंजण लूणा इ, पुढवि भेयाइ इच्चाई ॥ ४ ॥
भोमंतरिक्खमुदगं, ओसाहिमकरग हरितणू महिया ॥
हुंति घणोदहिमाइ, भेआ णेगाय आउस्स ॥ ५ ॥
इंगाल जाल मुम्मुर, उक्कासणि कणग विज्जुमाईया ॥
अगणिजियाणं भेया, नायव्वा निउणबुद्धीए ॥ ६ ॥

ભુવણ પઇવં વીરં—ત્રણ ભુવનમાં દીવાસમાન શ્રી વીરપ્રભુને.

નમિઊણ ભણામિ અબુહ બોહત્થં—નમસ્કાર કરીને કહું છું. અજ્ઞાની જીવોને બોધ ( જાણવા ) ને અર્થે ( શું ? )

જીવસરૂવંકિંચિવિ,—જીવનું કિંચિત્ સ્વરૂપ.

**જહ ભણિયં પૂવ્વ સૂરીહિં ॥ ૧ ॥**—જેમ પૂર્વના આચાર્યોએ કહ્યું છે તેમ.

**જીવા મુત્તા સંસા,**—જીવો મુક્તિના અને સંસારીના એ બે પ્રકારે છે.

**રિણોય તસ થાવરાય સંસારી**—ત્રસ અને થાવર એ બે સંસારીના ભેદ છે.

**પુઢવી જલ જલણ વાઉ,**—પૃથ્વિકાય, અપ્‌કાય, તેઉકાય, વાઉકાય,

**વણસ્સઈ થાવર નેયા ॥ ૨ ॥** (અને) વનસ્પતિકાય, એ પાંચ થાવર જાણવા.

**ફલિહ મણિ રયણ વિદ્દૂમ**—સ્ફટિકરત્ન, મણિ, રત્ન, પરવાળાં,

**હિંગુલ હરિયાલ મણુસીલ રસિંદા**—હિંગલોક,હડતાલ, મનશીળ, પારો,

**કણગાઈ ધાઉસેઢી**—સોનું આદિ સાત ( સોનું, રૂપુ, તાંબુ, સીસું, કલાઇ, જસત, લોઢું ) ધાતુ, ખડી,

**વન્નિય અરણેટ્ટય પલેવા ॥ ૩ ॥**—રમચી, અરણેટ્ટો અને પારેવો પાષાણ.

**અબ્ભય તૂરીઊસં,**—અબરખ, તેજંતુરી ( લોઢાની અંદર નાંખવાથી ( સોનું થાય ) ઉસ.

**મટ્ટી પાહાણ જાઇઓ ણેગા**—માટી અને પથ્થરની અનેક જાતિઓ.

**સોવીરંજણ લૂણાઇ**—આંજવાનો સુરમો, મીઠું, સીંધવ, વગેરે.

**પુઢવી ભેયાઇ ઇચ્ચાઇ ॥ ૪ ॥**—ઇત્યાદિ પૃથ્વીકાયના ભેદો.

**ભોમંતરિક્ખમુદગં,**—પૃથ્વિનું (કુવા વગેરેનું) આકાશનું (વરસાદનું) પાણી,

**ઓસાહિમ કરગ હરિતણુ મહિઆ**—ઠારનું, બરફનું, કરાનું, લીલા ઘાસપરનું, તથા ધુવરનું,

**હુંતિ ઘણોદહિમાઈ, ભેયા ણેગાય આઉસ્સ ॥ ૫ ॥**—ઘનોદધિ, વિગેરેનું પાણી; ઇત્યાદિ અપકાયના અનેક ભેદો છે.

**ઇંગાલ જાલ મુમ્મુર,**—અંગારાનો અગ્નિ, જ્વાલાનો, ભરસાડ ( ઉની રાખોડી ) નો.

**ઉક્કાસણિ કણગ વિજ્જુમાઈયા**—ઉલ્કાપાતનો, વજ્રનો કણીઆનો, વિજળીનો, વગેરે.

**અગણિ જિયાણં ભેયા,**—અગ્નિકાય જીવોના ભેદ.

**નાયવ્વા નિઉણ બુદ્ધિએ ॥ ૬ ॥**—નિપુણ (ડાહી) બુદ્ધિએ જાણવા.

## ॥ मूळ गाथाओ ॥

उब्भामग उक्कलिआ, मंडलिमह (मुह) सुद्ध गुंजवाया य ॥
घण तणु वायाईया, भेया खलु वाउकायस्स ॥ ७ ॥
साहारण पत्तेआ, वणसइजीवा दुहासुए भणिया ॥
जेसिमणंताणं तणु, एगा साहारणा तेऊ ॥ ८ ॥
कंदा अंकुर किसलय, पणगा सेवाल भूमिफोडा य ॥
अल्लयतिय गज्जर मो, त्थ वत्थुला थेग पल्लंका ॥ ९ ॥
कोमलफलं च सव्वं, गूढसिराइं सिणाइपत्ताइं ॥
थोहरि कुंआरि गुग्गुलि, गलोयपमुहाय छिन्नरुहा ॥ १० ॥
इच्चाइणो अणेगे, हवंति भेया अणंतकायाणं ॥
तेसिं परिजाणणत्थं, लक्खणमेयं सुए भणियं ॥ ११ ॥

**ઉબ્ભામગ ઉક્કલિઆ**—ઉદ્‌ભ્રામક ( ઉચો ચડે તે ) વાયુ, **ઉક્કલિઆ** ( નીચે પડે તે ) ઉત્કળિત વાયુ.

**મંડલિમહ સુદ્ધ ગુંજવાયાય**—મંડલિક ( વંટોળીઓ ) વાયુ, મહાવાયુ, શુદ્ધવાયુ, ( ઝીણો ઝીણો વાય તે ) ગુંજારવ કરતો વાયુ, વળી

**ઘણ તણુ વાયાઈયા**--ઘનવાત અને તનવાત આદિ ( જેને આધારે નરક દેવલોકાદિ રહ્યા છે તે. )

**ભેયા ખલુ વાઉકાયસ્સ ॥ ૭ ॥**—એ પ્રમાણે નિશ્ચે વાઉકાયના ભેદો છે.

**સાહારણ પત્તેઆ**--સાધારણ, ( એક શરીરમાં અનંતા જીવવાળી ) અને પ્રત્યેક. ( એક શરીરમાં એક જીવવાળી. )

**વણસ્સઇ જીવા દુહા સુએ ભણિયા**--( એમ ) વનસ્પતિકાય જીવો બે પ્રકારે સૂત્રને વિષે કહ્યા તે.

**જેસિ મણંતાણં તણુ**—જે અનંત જીવોનું શરીર.

**એગા સાહારણા તેઉ ॥ ૮ ॥**—એક હોય તેવો સાધારણ વનસ્પતિકાય.

**કંદા અંકુર કિસલય**--કંદમૂળ, ( મૂળા, બટાટા, વગેરે, ) ફણગા, કુંપલો,

**પણુગા સેવાલ ભૂમિ ફોડાય**—પાંચવર્ણની શેવાલ, બિલાડીના ટોપ વગેરે.

**અલ્લયતિય ગજજર મોથ**—આર્દ્રકત્રિક, (લીલી હળદર, લીલુ આદુ લીલો કચૂરો ) ગાજર તથા મોથ ( એક જાતનું શાક ).

**વથ્થુલા થેગ પલ્લંકા ॥૯॥**–વથ્થુલો, થેગ, પલ્લંકા, (એ એક જાતનાં શાક છે.)

**કોમલ ફલંચ સવ્વં**—સર્વજાતિના કોમલ ફલ, જેમાં બીજ ન થયાં હોય.

**ગુઢ સિણુઈ સિરાઇ પત્તાઇં**—જેનો કણસલો, નસો, વગેરે છાનું હોય તે, તથા શણ વિગેરેનાં પાંદડાં એ અનંતકાય જાણવાં.

**થોહરિ કુંઆરિ ગુગ્ગુલિ**—થોરની જાત, કુંવર, ગુગલીવૃક્ષ.

**ગલોય પમૂહાય છિન્નરૂહા ॥ ૧૦ ॥**—ગલો પ્રમુખ જે છેદીને વાવવાથી ફરીને ઉગે તે.

**ઇચ્ચાઇણો અણેગે**—ઇત્યાદિ અનેક પ્રકારે.

**હુવંતિ ભેયા અણંતકાયાણં**—અનંતકાયના ભેદો છે.

**તેસિ પરિજાણણથ્થં**—તેમને વિશેષ જાણવાને અર્થે.

**લખ્ખણમેઅં સુએ ભણિ યં ॥ ૧૧ ॥**—આ લક્ષણ સૂત્રને વિષે કહ્યાં છે.

## ॥ मूळ गाथाओ ॥

गूढ सिरसंधिपव्वं, समभंगमहीरुगं च छिन्नरुहं ॥
साहारणं शरीरं, तव्विवरीयं च पत्तेयं ॥ १२ ॥

एगसरीरे एगो, जीवो जेसिं तु तेय पत्तेया ॥
फल फूल छालि कठा, मूलग पत्ताणि बीयाणि ॥ १३ ॥

पत्तेयं तरुमुत्तं, पंचविं पुढवाइणो सयललोए ॥
सुहुमा हवंति नियमा, अंतमुहुत्ताउ अदिस्सा ॥ १४ ॥

**संख कवड्डय गंडुल, जलोय चंदणग अलस लहगाई ॥**
**मेहरि किमि पूयरगा, बेइंदिय माइवाहाई ॥ १५ ॥**

**गोमी मंकण जूआ, पिपीलि उद्देहिया य मक्कोडा ॥**
**इल्लिय घयमिल्लीओ, सावय गोकीड जाईओ ॥ १६ ॥**

**गद्दहय चोर कीडा, गोमयकीडा य धन्नकीडा य ॥**
**कुंथु गोवालिय इलिया, तेइंदिय इंदगोवाई ॥ १७ ॥**

**ગૂઢસિર સંધિ પવ્વં**—જેનાં (સીર) કણુસલાં, સાંધા (નસો,) ગાંઠા, વગેરે છાનું હોય.

**સમભંગ મહીરૂગં ચ છિન્નરૂહં**—ભાંગવાથી જેના બે સરખા ભાગ થાય. તથા જેમાં તાંતણા હોય નહીં, તથા જે છેદીને વાવીએ તો ફરીને ઉગે.

**સાહારણં શરીરં**—તેને સાધારણ વનસ્પતિકાયનાં શરીર કહીએ.

**તવ્વિવરીઅં ચ પત્તેયં ॥ ૧૨ ॥**—તેથી વિપરીત લક્ષણવાળીને પ્રત્યેક વનસ્પતિકાય કહીએ.

**એગ શરીરે એગો**—એક શરીરને વિષે એક.

**જીવો જેસિં તુ તેય પત્તેયા**—જીવ જે (વૃક્ષ) ને હોય તેને પ્રત્યેકવનસ્પતિકાય કહીએ.

**ફલ ફૂલ છલ્લિ કઠ્ઠા**—ફળ, ફૂલ, છાલ, લાકડું,

**મૂગલપત્તાણિ બીયાણિ ॥ ૧૩ ॥**—મૂળ, (નીચેનું થડ) પાંદડાં, બીજ, એ પ્રત્યેકવનસ્પતિકાય છે.

**પત્તેય તરૂ મુત્તં**—એ પ્રત્યેકવનસ્પતિકાય મુકીને,

**પંચવિ પુઢવાઇણો સયલ લોએ**—પાંચે પૃથ્વિકાયાદિ સકલ (ચૌદરાજ્ય) લોકને વિષે,

**સુહુમા હવંતિ નિયમા**—નિશ્ચે કરી સૂક્ષ્મ હોય છે.

**અંતમુહુત્તાઉ અદિસા ॥ ૧૪ ॥**—અંતર્મુહુર્ત્તના આયુષ્યવાળા અને અદ્રશ્ય હોય છે.

**સંખ કવડ્ડય ગંડુલ**—શંખ, કોડા, ગંડોલા.

**જલોય ચંદણગ અલસ લહુગાઇ**—જલો, ચંદનક ( અરિઆ ), અલશીઆ, લાળીઆજીવ, ( વાશી રોટલા રોટલીમાં ઉત્પન્ન થાય છે તે ).

**મેહરિ કિમિ પૂઅરગા**—મેર, ( લાકડાના ) કીડા, કૃમિ, પોરા,

**બેઇંદિય માઇવાહાઈ ॥ ૧૫ ॥**—ચૂડેલ, વગેરે બેઇંદ્રિય જીવ જાણવા.

**ગોમી મંકણ જૂઆ**—કાનખજુરા, માંકણ, જૂઆ,

**પિપીલી ઉદ્દેહિયાય મક્કોડા**—કીડીઓ, ઉધેઇ, તથા મંકોડા,

**ઇલ્લિય ઘયમિલ્લિઓ**—ધાન્યની ઇયલ તથા ઘીમેલો,

**સાવય ગોકીડ જાઇઓ ॥ ૧૬ ॥**—સવા, ( વાળમાં ઉત્પન્ન થાય છે. ) ગોકીટક અથવા ચિચ્ચડી વગેરે.

**ગદ્દહય ચોરકીડા**—ઉત્તિંગા, વિષ્ટાના કીડા,

**ગોમય કીડાય ધન્નકીડાય**—છાણના કીડા, અનાજના કીડા, વળી

**કુંથુ ગોવાલિય ઇલિયા**—કુંથુઆ, ગોપાલિકા, એલો,

**તેઇંદિય ઇંદગોવાઈ ॥ ૧૭ ॥**—ઇંદ્રગોપ, આદિ તેઇંદ્રિ જીવો છે. ॥ ૧૭ ॥

## ॥ मूळ गाथाओ ॥

**चउरिंदिया य विच्छ, ढिंकुण भमरा य भमरिया तिड्डा ॥**
**मच्छिय डंसा मसगा, कंसारी कविलडोलाइ ॥ १८ ॥**
**पंचिंदिया य चउहा, नारय तिरिया मणुस्स देवा य ॥**
**नेरइया सत्तविहा, नायव्वा पुढवि भेएणं ॥ १९ ॥**
**जलयर थलयर खयरा, तिविहा पंचिंदिया तिरिक्खा य ॥**
**सुसुमार मच्छ कच्छव, गाहा मगरा य जलचारी ॥ २० ॥**
**चउपय उरपरिसप्पा, भुयपरिसप्पा य थलयरा तिविहा ॥**

**गोसप्प नउल पमुहा, बोधव्वा ते समासेणं ॥ २१ ॥**
**खयरा रोमयपक्खी, चम्मयपक्खी य पायडा चेव ॥**
**नरलोगाओ बाहिं, समुग्गपक्खी विययपक्खी ॥ २२ ॥**

**ચઉરિંદિયાય વિચ્છુ**—ચાર ઇંદ્રિવાળા જીવો આ છે, વિંછી.
**ઢિંકુણ ભમરાય ભમરિયા તિડ્ડા**—બગાઇ, ભમરા, ભમરી, તીડ.
**મચ્છિય ડંસા મસગા**—માખી, ડંસ, મચ્છર.
**કંસારી કવિલ ડોલાઇ ॥૧૮॥**—કંસારી, કપિલ, તથા ખડમાંકડી.

**પંચિંદિયાય ચઉહા**—પાંચ ઇંદ્રિવાળા જીવો ચાર પ્રકારે છે.
**નારય તિરિયા મણુસ્સ દેવા ય**—નારકી, તિર્યંચ, મનુષ્ય, અને દેવતા.
**નેરઇયા સત્તવિહા**—નારકી જીવો સાત પ્રકારે છે.
**નાયવ્વા પુઢવી ભેએણં ॥૧૯॥**—રત્નપ્રભાદિ પૃથ્વીને ભેદે જાણવા.
**જલચર થલચર ખયરા**—જલચર, થલચર, અને ખેચર.
**તિવિહા પંચિંદિયા તિરિખ્ખા ય**—તિર્યંચ પંચેદ્રિય જીવો ત્રણ પ્રકારે છે.
**સુસુમાર મચ્છ કચ્છવ**—સુસુમાર જાતિના જીવ, માછલાં, અને કાચબા.
**ગાહા મગરા ય જલચારી ॥૨૦॥**—ઝુડ, મગર, વગેરે જલચર જીવો છે.

**ચઉપય ઉરપરિસપ્પા**—ચાર પગવાળાં, પેટે (છાતીએ) ચાલનારા સર્પ.
**ભુયપરિસપ્પા ય થલયરા તિવિહા**—ભુજપરિસર્પ, એમ થલચર જીવોના ત્રણ પ્રકાર છે.
**ગો સપ્પ નઉલ પમુહા**—ગાય, સાપ, નોળ પ્રમુખ.
**બોધવ્વા તે સમાસેણં ॥૨૧॥**—તે સંક્ષેપથી જાણવા.
**ખયરા રોમય પખ્ખી**—ખેચર જીવો બે પ્રકારે છે. રૂવાંટાંની પાંખવાળાં. ( કાગડા, ચકલી, વગેરે )
**ચમ્મય પખ્ખીય પાયડા ચેવ**—ચામડાની પાંખવાળાં. ( વાગોળ, ચામાચીડીયાં, વગેરે ) નિશ્ચે પ્રસિદ્ધ છે.
**નરલોગાઓ બાહિં**—તે શિવાય મનુષ્યલોકની બાહાર.

**સમુગ્ગપખ્ખી વિયયપખ્ખી ॥ ૨૨ ॥**—સંકોચેલી પાંખવાળાં, અને વિસ્તારેલી પાંખવાળાં પક્ષી છે. ॥ ૨૨ ॥

## ॥ मूळ गाथाओ ॥

**सव्वे जल थल खयरा, सम्मुच्छिमा गब्भया दुहा हुंति ॥**
**कम्मा कम्मग (महिया) भूमी, अंतरदीवा मनुस्सा य ॥२३॥**
**दसहा भवणाहिवई, अट्ठविहा वाणमंतरा हुंति ॥**
**जोइसिया पंचविहा दुविहा वेमाणिया देवा ॥ २४ ॥**
**सिद्धा पनरस भेया, तिथ्थातिथ्थाइ सिद्धभेएणं ॥**
**एएसंखेवेणं, जीवविगप्पा समक्खाया ॥ २५ ॥**
**एएसिं जीवाणं, सरीर माउ ट्ठिई सकायंमि ॥**
**पाणा जोणि पमाणं, जेसिं जं अथ्थि तं भणिमो ॥ २६ ॥**
**अंगुल असंखभागो, सरीरमेगिंदियाण सव्वेसिं ॥**
**जोयण सहस्स महियं, नवरं पत्तेयरुक्खाणं ॥ २७ ॥**

**સવ્વે જલ થલ ખયરા**—સર્વ જલચર, થલચર, અને ખેચર.
**સમુચ્છિમા ગબ્ભયા દુહા હુંતિ**—સમુર્છિમ અને ગર્ભજ એ પ્રકારે છે.
**કમ્મા કમ્મગ ભૂમિ**—કર્મભૂમિના, અકર્મભૂમિના.
**અંતરદીવા મણુસ્સાય ॥૨૩॥**—અને અંતરદ્વીપના એ મનુષ્યના ભેદ.
**દસહા ભવણાહિવઇ**—દશપ્રકારે ભુવનપતિ દેવો છે.
**અટ્ઠવિહા વાણમંતરા હુંતિ**—આઠ પ્રકારે વાણવ્યંતર દેવો છે.
**જોઈસિયા પંચવિહા**—જ્યોતિષી દેવો પાંચ પ્રકારે છે.
**દુવિહા વેમાણિયા દેવા ॥૨૪॥**—બે પ્રકારે વૈમાનિક દેવો છે. ॥૨૪॥
**સિદ્ધા પન્નરસ ભેયા**—સિદ્ધના પંદર ભેદ છે.
**તિથ્થા તિથ્થાઇ સિદ્ધ ભેએણં**—તીર્થસિદ્ધ તથા અતીર્થસિદ્ધનાભેદેકરીને.

એએ સંખેવેણં—એ સર્વ સંક્ષેપથી,
જીવવિગપ્પા સમખ્ખાયા ॥૨૫॥—જીવના ભેદ રૂડે પ્રકારે કહ્યા.
એએસિં જીવાણં—એ જીવોનું,
શરીર આઉઠિઈ સકાયંમિ—શરીર, આયુષ, અને પોતાની કાયાને વિષે સ્થિતિ.
પાણાજોણિ પમાણં—પ્રાણ અને યોનીનું પ્રમાણ.
જેસિં જં અત્થિ તંભણિમો ॥ ૨૬ ॥—જેમનું જેટલું છે તેટલું કહીશું. ॥ ૨૬ ॥
અંગુલ અસંખ ભાગો—આંગળના અસંખ્યાતમાં ભાગનું.
શરીર મેગિંદિયાણ સવ્વેસિં—સર્વે એકેંદ્રિ જીવોનું શરીર હોય છે.
જોયણ સહસ્સ મહિયં—પરંતુ હજાર જોજનથી કાંઇક અધિક.
નવરં પત્તેય રૂખ્ખાણં ॥ ૨૭ ॥—પ્રત્યેક વનસ્પતિકાયનું શરીર હોય એટલી વિશેષતા છે. ॥ ૨૭ ॥

## ॥ मूळगाथाओ ॥

बारस जोयणं तिन्नेव, गाऊआ जोयणं च अणुकमसो ॥
बेइंदिय तेइंदिय, चउरिंदिय देह मुच्चत्तं ॥ २८ ॥
धणुसयपंच पमाणा, नेरइया सत्तमाइ पुढवीए ॥
तत्तो अद्धद्धूणा, नेया रयणप्पहा जाव ॥ २९ ॥
जोयण सहस्स माणा, मच्छा उरगा य गब्भया हुंति ॥
धणुह पुहुत्तं पक्खीसु, भुअचारी गाउअ पुहुत्तं ॥ ३० ॥
खयरा धणुहपुहुत्तं, भुयगा उरगा य जोयण पुहुत्तं ॥
गाउअ पुहुत्त मित्ता, समुच्छिमा चउपया भणिया ॥ ३१ ॥
छच्चेव गाउआइं, चउप्पया गब्भया मुणेयव्वा ॥
कोसतिगं च मणुस्सा, उक्कोस सरीरमाणेणं ॥ ३२ ॥

**બારસ જોયણ તિન્નેવ**—બાર જોજન ( ત્રણ ગાઉ ),
**ગાઉઆ જોયણં ચ અણુક્કમસો**—અને એક જોજનનું શરીર અનુક્રમે
**બેઇંદિય તેઇંદિય**—બેઇંદ્રિ, તેઇંદ્રિ.
**ચઉરિંદિય દેહ મુચ્ચતં ॥ ૨૮ ॥**—અને ચૌરિંદ્રિ જીવોનું દેહનું ઉંચ પણું જાણવું. ॥ ૨૮ ॥

**ધણુસય પંચ પ્રમાણા**—પાંચસેં ધનુષનું પ્રમાણ.
**નેરઇયા સત્તમાઇ પુઢવીએ**—સાતમી પૃથ્વિના નારકીઓનું હોય છે.
**તત્તો અદ્ધદ્ધૂણા**—તેથી અરધા અરધા ઓછા,
**નેયા રયણપ્પહા જાવ ॥ ૨૯ ॥**—યાવત્ રત્નપ્રભા પહેલી નારકી સુધી જાણવું. એટલે સાતમીનું ૫૦૦ ધનુષનું, છઠ્ઠીનું ૨૫૦, પાંચમી નું ૧૨૫, એ પ્રમાણે પહેલી સુધી જાણવું.
**જોયણ સહસ્સમાણા**—હજાર જોજનનું પ્રમાણ,
**મચ્છા ઉરગાય ગપ્ભયાહુંતિ**—ગર્ભજ, મચ્છ અને ઉરપરિસર્પનુંહોયછે.
**ધણુહ પુહુત્તં પખ્ખીસુ**—પક્ષીનું બેથી નવ ધનુષ્યનું શરીર પ્રમાણ ઉત્કૃષ્ટથી હોય છે.
**ભુયચારી ગાઉઅ પુહુત્તં ॥ ૩૦ ॥**—ભુજપરિસર્પના શરીરનું પ્રમાણ બેથી નવ ગાઉનું હોય છે.
**ખયરા ધણુહ પુહુત્તં**—(હવે સમૂર્છિમ જીવોનું કહે છે.) ખેચરનું બેથી નવ ધનુષ્યનું.
**ભુયગા ઉરગાય જોયણ પુહુત્તં**—ભુજપરિસર્પનું બેથી નવ ધનુષનું, અને ઉરપરિસર્પનું પ્રમાણ બેથી નવ જોજનનું હોય છે.
**ગાઉઅ પુહુત્તમિત્તા**—બેથી નવ ગાઉનું શરીર,
**સમુચ્છિમા ચઉપ્પયા ભણિયા ॥૩૧॥**—સમૂર્છિમ ચોપગાંનું હોય છે; એવી રીતે કહ્યું છે.
**છચ્ચેવ ગાઉ આઈ**—૭ ગાઉનું શરીર,
**ચઉપ્પયા ગપ્ભયા મુણેયવ્વા**—ગર્ભજ ચોપગાંનું મનાય છે.
**કોસ તિગં ચ મણુસ્સા**—મનુષ્યનું ત્રણ ગાઉનું,

ઉક્કોસ સરીરમાણેણં ॥ ૩૨ ॥—શરીરમાન ઉત્કૃષ્ટથી જાણવું.

## ॥ मूळगाथाओ ॥

इसाणंत सुराणं, रयणीओ सत्त हुंति उच्चतं ॥
दुग दुग दुग चउगेवि, ज्ज णुत्तरेइक्किकपरिहाणी ॥ ३३ ॥
बावीसा पुढवीए, सत्त य आउस्स तिन्नि वाउस्स ॥
वाससहस्सादस तरु, गणाण तेऊ तिरित्ताओ ॥ ३४ ॥
वासाणि बारसाऊ, बेइंदियाणं तेइंदियाणं तु ॥
अऊणापन्न दिणाइं, चउरिंदीणं तु छम्मासा ॥ ३५ ॥
सुरनेरइयाण ठिई, उक्कोसा सागराणि तित्तीसं ॥
चउपय तिरिय मणुस्सा, तिन्निय पलिओवमा हुंति ॥३६॥
जलयर उरभुअगाणं, परमाऊ होइ पुव्वकोडीओ ॥
पक्खीणं पुण भणिओ, असंख भागो य पलियस्स ॥३७॥

ઇસાણંત સુરાણં—ઇશાન દેવલોકના અંતસુધી (ભુવનપતિ, વ્યંતર, વાણવ્યંતર, જ્યોતિષી, સૌધર્મ અને ઇશાન ) દેવતાઓનું,

રયણિઓ સત્તાહુંતિ ઉચ્ચત્તં—ઉંચપણું સાત હાથનું હોય છે.

દુગ દુગ દુગ ચઉ ગેવી—ત્યાર પછી ત્રણ દુગે, એક ચોક્કે ગ્રૈવેયકે,

જજણુત્તરેઇક્કિક્ક પરિહાણિ ॥ ૩૩ ॥—અનુત્તર વિમાને એક એક હાથ ઓછા કરતાં જવું. એટલે ત્રીજા ચોથાનું એક દુગ, તેમની ઉંચાઇ ૭ હાથની, પાંચમા છઠ્ઠાનું એક દુગ, તેમની ઉંચાઇ પાંચ હાથની સાતમા આઠમાનું એક દુગ, તેમની ઉંચાઇ ચાર હાથની, તથા નવમા, દશમા, અગિઆરમા અને બારમાંનું એ ચારનું ચતુષ્ક, તેમની ઉંચાઇ ત્રણ હાથની ગ્રૈવેયકે બે હાથની, અને અનુત્તર વિમાને એક હાથનું શરીર જાણવું.

**બાવીસા પુઢવીએ**—પૃથ્વિકાય જીવોનું આયુષ બાવીસહજાર વર્ષનું હોયછે.
**સત્તય આઉસ્સ તિન્નિ વાઉસ્સ**—અપ્કાયનું સાત હજાર વર્ષનું, તથા
વાઉકાયનું ત્રણ હજાર વર્ષનું.
**વાસસહસ્સા દસતરૂ**—પ્રત્યેક વનસ્પતિકાયનું દશ હજાર વર્ષનું.
**ગણાણ તેઉ તિરિત્તાઉ ॥ ૩૪ ॥**—તથા તેઉકાયના સમુહનું આયુષ
ત્રણ અહોરાતનું હોય છે ॥ ૩૪ ॥

**વાસાણિ બારસાઉ**—બાર વરસનું આયુષ,
**બેઇંદિયાણં તેઇંદિયાણં તુ**—બેઇંદ્રિ જીવોનું હોય છે, તથા તેઇંદ્રિનું તો,
**અઉણાપન્નદિણાઇં**—ઓગણપચાસ દિવસનું હોય છે.
**ચઉરિંદિણં તુ છમ્માસા ॥ ૩૫ ॥** ચઉરિંદ્રી જીવોનું આયુષ ૭
માસનું હોય છે ॥ ૩૫ ॥

**સુરનેરઇયાણ ઠિઇ**—દેવતા અને નારકીની આયુસ્થિતિ,
**ઉક્કોસા સાગરાણી તિત્તીસ**—ઉત્કૃષ્ટથી તેત્રીસ સાગરોપમની હોય છે.
**ચઉપય તિરિય મણુસા**—ચોપગાં તિર્યંચ અને મનુષ્યનું
**તિન્નિય પલિઓવમા હુંતિ ॥ ૩૬ ॥** આયુષ ત્રણ પલ્યોપમનું છે.
**જલયર ઉર ભુયગાણં**—જલચર, ઉરપરિસર્પ, તથા ભુજપરિસર્પનું.
**પરમાઉ હોઇ પુવ્વ કોડિઓ**—ઉત્કૃષ્ટ આયુષ ક્રોડપૂર્વનું હોય છે.
**પખ્ખીણં પુણ ભણિઓ**—તેવીજ રીતે પક્ષીઓનું.
**અસંખભાગોય પલિયસ્સ ॥ ૩૭ ॥**—પલ્યોપમના અસંખ્યાતમા
ભાગનું કહ્યું છે. ॥ ૩૭ ॥

## ॥ मूळ गाथाओ ॥

**सव्वे सुहुमा साहा, रणा य सम्मुच्छिमा मणुस्सा य ॥**
**उक्कोस जहन्नेणं, अंतमुहुत्तं चियजियंति ॥ ३८ ॥**
**ओगाहणाउ माणं, एवं संखेवओ समक्खायं ॥**

जे पुण इत्थ विसेसा, विसेससुत्ताउ ते नेया ॥ ३९ ॥
एगिंदिया य सव्वे, असंख उस्सपिणी सकायम्मि ॥
उववज्जंति चयंति य, अणंतकाया अणंताओ ॥ ४० ॥
संखिज्ज समा विगला, सत्तट्ठ भवा पणिंदि तिरि मणुआ ॥
उववज्जंति सकाए, नारयदेवा य नो चेव ॥ ४१ ॥
दसहा जिआण पाणा, इंदि ऊसासआउ बल रूवा ॥
एगिंदिएसु चउरो, विगलेसु छ सत्त अट्ठेव ॥ ४२ ॥

**સવ્વે સુહુમા સાહા**—સર્વ સુક્ષ્મ, સાધારણ વનસ્પતિકાય,

**રણાય સમુચ્છિમા મણુસ્સયા**—તથા સમુર્છિમ મનુષ્ય,

**ચઉક્કોસજહન્નેણં**—ઉત્કષ્ટ (વધારેમાં વધારે) અને જઘન્યથી (ઓછામાં ઓછું)

**અંતમુહુત્તં ચિયજિયંતિ ॥ ૩૮ ॥**—અંતર્મુહુર્તમાત્ર જીવે છે. ॥ ૩૮ ॥

**ઓગાહણાઉ માણં**—અવગાહના ( ઉંચાઇ ) અને આયુષનું પ્રમાણ

**એવં સંખેવઓ સમખ્ખાયં**—એ પ્રકારે સંક્ષેપથી કહ્યું.

**જેપુણ ઇથ્થ વિશેષા**—એમાં જે કાંઇ વિશેષ છે

**વિશેષ સુત્તાઉ તે નેયા ॥ ૩૯ ॥**—તે વિશેષ સુત્રથકી જાણી લેવું.

**એગિંદિયાય સવ્વે**—સર્વ એકેંદ્રિ જીવો

**અસંખ ઉસ્સપ્પિણિ સકાયંમિ**—અસંખ્યાત ઉત્સર્પિણી, અવસર્પિણી સુધી પોતાની કાયાને વિશે

**ઉવવજ્જંતિ ચયંતિ ય**—ઉપજે છે, અને મરે છે.

**અણંતકાયા અણંતાઓ ॥ ૪૦ ॥**—તથા અનંતકાય જીવો અનંતી વખત ઉપજે છે અને મરે છે.

**સંખિજ્જ સમાવિગલા**—સંખ્યાતા સમય ( વર્ષ ) સુધી વિકલેંદ્રિ ( બેઇંદ્રિ, તેઇંદ્રિ, ચૌરેંદ્રિ )

**સત્તટ્ઠ ભવા પણિંદિ તિરિ મણુઆ**—તથા તિર્યંચપંચેદ્રિ અને મનુષ્ય સાત આઠ ભવ સુધી

**ઉવવજ્જંતિ સકાએ**—પોતાની કાયામાં ઉપજે છે

**નારય દેવાયં નો ચેવં ॥ ૪૧ ॥**—નારકી અને દેવા મરીને ફરીથી પોતાની કાયામાં ઉત્પન્ન થાય નહીં. એટલે નારકી મરીને નારકી ન થાય, અને દેવતા મરીને દેવતા ન થાય; તેમ નારકી મરીને દેવતા ન થાય અને દેવતા મરીને નારકી ન થાય.

**દસહા જિયાણ પાણા**—જીવને દસ પ્રકારના પ્રાણો છે:

**ઇંદિય ઉસાસ આઉ બલરૂવા**—ઇંદ્રિઓ (પાંચ), શ્વાસોશ્વાસ, આઉખું, ત્રણ બળ રૂપ. ( મન, વચન, કાયા, ) એમ દશ પ્રાણ છે.

**એગિંદિએસુ ચઉરો**—એકેંદ્રિયને ચાર.

**વિગલેસુ છ સત્ત અટ્ઠેવ ॥ ૪૨ ॥**—વિકલેંદ્રિને છ, સાત, ને આઠ.

## ॥ मूळ गाथाओ ॥

असन्निसन्नीपंचिं दिएसु नवदस कमेण बोधव्वा ॥
तेहिं सह विप्पओगो, जीवाणं भन्नए मरणं ॥ ४३ ॥
एवं अणोरपारे, संसारे सायरम्मि भीमंमि ॥
पत्तो अणंतखुत्तो, जीवेहिं अपत्तधम्मेहिं ॥ ४४ ॥
तह चउरासी लख्खा, संखा जोणीण होइ जीवाणं ॥
पुढवाईणं चउण्हं, पत्तेयं सत्त सत्तेव ॥ ४५ ॥
दस पत्तेय तरुणं, चउदस लख्खा हवंति इयरेसु ॥
विगलिंदिएसु दो दो, चउरो पंचिदि तिरियाणं ॥ ४६ ॥
चउरो चउरो नारय, सुरेसु मणुआण चउदस हवंति ॥
संपिंडिआउ सव्वे, चुलसी लख्खाउ जोणीणं ॥ ४७ ॥

**અસન્નિસન્નિ પંચિ**—અસન્નિપંચેંદ્રિ તથા સન્નિપંચેદ્રિને,

**દિએસુ નવદસ કમેણુ બોધવ્વા**—અનુક્રમે નવ ( અસન્નિને ) અને દશ ( સન્નિને ) પ્રાણુ હોય છે. (અસન્નિને મનબળ બાદ કરતાં નવ થાય ).

**તેહિં સહ વિપ્પઓગો**—તેનો જે વિયોગ થાય છે,

**જીવાણુ ભન્નએ મરણું ॥ ૪૩ ॥**—તે જીવને મરણ કહેવાય છે.

**એવં અણોરપારે**—એમ અપારવાર,

**સંસારે સાયરમ્મિ ભીમંમિ**—મહા ભયંકર સંસારસમુદ્રને વિષે,

**પત્તા અણુંત ખુત્તો**—અનંતવાર મરણુ પ્રાપ્ત થાય છે.

**જીવેહિં અપત્તધમ્મેહિં ॥ ૪૪ ॥** (કોને ? ) ધર્મ નહિ પામેલા જીવોને.

**તહ ચઉરાસીલખ્ખા**—તથા ચોરાશી લાખ

**સંખા જોણીણુ હોઇ જીવાણું**—યોનીની સંખ્યા જીવોને હોય છે.

**પુઢવાઇણું ચઉણ્હં**—પૃથ્વીકાયાદિ ચારની (પૃથ્વી, અપ્, તેઉ, અને વાઉ),

**પત્તેયં સત્ત સત્તેવ ॥૪૫॥**—પ્રત્યેક સાત લાખ યોની હોય છે.

**દસ પત્તેય તરૂણં**—પ્રત્યેક વનસ્પતિકાયની દશ લાખ યોની,

**ચઉદસ લખ્ખા હવંતિ ઇયરેસુ**—ઇતરની ( સાધારણ વનસ્પતિકાયની ) ચૌદ લાખ યોની હોય છે.

**વિગલિંદિએસુ દો દો**—વિકલેંદ્રિ પ્રત્યેકની બે બે લાખ હોય છે.

**ચઉરો પંચિંદિ તિરિયાણું ॥ ૪૬ ॥**—તિર્યંચપંચેંદ્રિની ચાર લાખ

**ચઉરો ચઉરો નારય**—ચાર લાખ નારકીની અને ચાર લાખ,

**સુરેસુ મણુઆણુ ચઉદશ હવંતિ**—દેવતાને હોય છે. અને મનુષ્યની ચૌદલાખ યોની હોય છે.

**સંપિડિયાઉ સવ્વે**—તે સર્વે એકઠી કરતાં,

**ચુલસી લખ્ખાઉ જોણીણું ॥૪૭॥**—ચોરાશી લાખ યોની થાય.

## ॥ मूळ गाथाओ ॥

सिद्धाणं नत्थि देहो, न आउ कम्मं न पाण जोणीओ ।
साइ अणंता तेसिं, ठिई जिणंदागमे भणिया ॥ ४८ ॥
काले अणाइनिहणे, जोणि गहणम्मि भीसणे इत्थ ॥
भमिया भमिहंति चिरं, जीवा जिणवयण मलहंता ॥ ४९ ॥
ता संपइ संपत्ते, मणुअत्ते दूलहे वि संमत्ते ॥
सिरि संतिसूरि सिठे, करेह भो उज्जमं धम्मे ॥ ५० ॥
एसो जीवविचारो, संखेवरुईण जाणणाहेऊ ॥
संखित्तो उद्धरिओ, रुद्दाओ सुयसमुद्दाओ ॥ ५१ ॥

**સિદ્ધાણં નત્થિ દેહો**—સિદ્ધને દેહ નથી.

**ન આઉ કમ્મં ન પાણ જોણીઓ**—આયુષ નથી, કર્મ નથી, પ્રાણ અને યોની પણ નથી

**સાઈ અણંતા તેસિં**—તેમની સાદિ અનંત સ્થિતિ

**ઠિઇ જિણંદાગમે ભણિઆ ॥૪૮॥** જિનેંદ્રના આગમને વિષે કહી છે.

**કાલે અણાઇ નિહણે**—અનાદિ નિધન ( જેનો આરંભ તથા નાશ નથી એવા ) કાળને વિષે.

**જોણિ ગહણમ્મિભીસણે ઇત્થ**—ચોરાશી લાખ યોનીએ કરી ગહન અને બિહામણા એવા આ સંસારને વિષે

**ભમિયા ભમિહંતિ ચિરં**—ઘણા કાળ સુધી ભમ્યા અને ભમશે;

**જીવા જીણવયણ મલહંતા ॥ ૪૯ ॥**—( કોણ ?) જિનવચનને નહીં પામેલા જીવો.

**તો સંપઇ સંપત્તે**—તે માટે હમણાં,

**મણુઅત્તે દુલ્લહે વિ સમ્મતે**—દુર્લભ એક મનુષ્યપણું, તેમાં પણ દુર્લભ એવું સમ્યકત્વ તે પામે છતે,

**સિરિ સંતિસૂરી સિટ્ઠે**—શ્રી શાંતિસુરી મહારાજે કહેલા અથવા જ્ઞાનાદિ લક્ષ્મિ તથા શાંતિએ કરી પૂજ્ય એવા તીર્થંકર તથા ગણધરોએ કરેલા ઉપદેશરૂપ

**કરેહ ભો ઉજ્જમં ધમ્મે ॥ ૫૦ ॥**—ધર્મને વિષે હે ભવ્યપ્રાણિઓ ! ઉદ્યમ કરો.

**એસો જીવ વિયારો**—એ જીવ વિચાર.

**સંખેવ રૂઇણ જાણણાહેઉ**—સંક્ષેપરૂચી એટલે થોડી બુદ્ધિવાળા જીવોને જાણવાને અર્થે.

**સંખિત્તો ઉદ્ધરિઓ**—સંક્ષેપથી ઉધર્યો છે.

**રૂદ્દાઓ સુય સમુદ્દાઓ ॥૫૧॥**—ઘણા વિસ્તારવાળા એવા શ્રુતસાગર વિષેથી.

## ॥ ઇતિ શ્રી જીવવિચાર મૂળ અને અર્થસહિત સમાપ્તમ્ ॥

---

# ॥ अथ श्री नवतत्त्व ॥

## (अर्थ सहित)

### ॥ अथ जीवतत्त्वम् ॥

### ॥ मूळ गाथाओ ॥

जीवोऽजीवा पुण्णं, पावाऽसव संवरो य निज्जरणा ॥
बंधो मुक्खो य तहा, नव तत्ता हुंति नायव्वा ॥ १ ॥

चउदस चउदस बाया, लीसा बासीय हुंति बायाला ॥
सत्तावन्नं बारस, चउ नव भेया कमेणेसिं ॥ २ ॥

एगविह दुविह तिविहा, चउव्विहा पंच छव्विहा जीवा ॥
चेयण तस इयरेहिं, वेय गई करण काएहिं ॥ ३ ॥

एगिंदिय सुहुमियरा, सन्नियर पणिंदिया य स बि ति चउ ॥
अपजत्ता पज्जत्ता, कमेण चउदस जियट्ठाणा ॥ ४ ॥

नाणं च दंसणं चेव, चरित्तं च तवो तहा ॥
वीरीयं उवओगो य, एयं जीवस्स लक्खणं ॥ ५ ॥

જીવાઽજીવા પુણ્ણં—(પ્રથમ નવ તત્ત્વોનાં નામ કહે છે.) પેહેલું જીવ-તત્ત્વ, બીજું અજીવતત્ત્વ, ત્રીજું પુન્યતત્ત્વ.

**પાવા સવ સંવરોય નિજ્જરણા**—ચોથું પાપતત્ત્વ, પાંચમું આશ્રવ તત્ત્વ, છઠ્ઠુ સંવરતત્ત્વ, સાતમું નિર્જરાતત્ત્વ.

**બંધો મુખ્ખો ય તહા**—આઠમું બંધતત્ત્વ, તેમજ નવમું મોક્ષતત્ત્વ.

**નવ તત્તા હુતિ નાયવ્વા ॥૧॥** નવ તત્ત્વો જાણવાયોગ્ય છે.

**ચઉદસ ચઉદસ બાયા**—ચૌદ, ચૌદ, બેતાલીસ.

**લીસા બાસીય હુતિ બાયાલા**—બ્યાશી, બેતાલીસ.

**સત્તાવનં બારસ**—સત્તાવન, બાર.

**ચઉ નવ ભેયા કમેણેસિં ॥૨॥**—ચાર અને નવ ભેદ અનુક્રમે જાણવા. તેમાં કેટલાક રૂપી છે, અને કેટલાક અરૂપી છે. અને કેટલાક હેય એટલે છોડવાયોગ્ય છે, કેટલાક જ્ઞેય એટલે જાણવા યોગ્ય છે. તથા કેટલાક ઉપાદેય એટલે આદરવાયોગ્ય છે. તે નિચે પ્રમાણે છે.

| અંક | તત્ત્વ | રૂપિભેદ | અરૂપિભેદ | હેયજ્ઞેયાદિ |
|---|---|---|---|---|
| ૧ | જીવ | ૧૪ | ૦ | જ્ઞેય. |
| ૨ | અજીવ | ૪ | ૧૦ | જ્ઞેય. |
| ૩ | પુણ્ય | ૪૨ | ૦ | ઉપાદેય. |
| ૪ | પાપ | ૮૨ | ૦ | હેય. |
| ૫ | આશ્રવ | ૪૨ | ૦ | હેય. |
| ૬ | સંવર | ૦ | ૫૭ | ઉપાદેય. |
| ૭ | નિર્જરા | ૦ | ૧૨ | ઉપાદેય. |
| ૮ | બંધ | ૪ | ૦ | હેય. |
| ૯ | મોક્ષ | ૦ | ૯ | ઉપાદેય. |

**એગવિહ દુવિહ તિવિહા**—એક વિધ, દ્વિવિધ, ત્રિવિધ.

**ચઉવિહા પંચ છવિહા જીવા**—ચતુર્વિધ, પંચવિધ, અને ષડ્વિધ એટલે છ પ્રકારે. એમ સર્વ જીવો છે. તે દરેક પ્રકાર અનુક્રમે કહેછે.

**ચેયણ તસ ઈયરેહિં**—( એક વિધ તે ) ચેતન, ( એટલે સર્વે જીવો ચેતના લક્ષણવાન છે તે એક વિધ, ) તેમ સર્વ જીવો ત્રસ અને ઇતર [ એટલે થાવર એ બે પ્રકારમાં પણ વહેંચી શકાય એ દ્વિવિધઃ]

**વેયગઇ કરણ કાએહિં ॥૩॥**—વેદ (સ્ત્રી, પુરૂષ, અને નપુંસકવેદ. એમ ત્રિવિધ ), ગતિ ( નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતા, એમ ચાર ગતિએ ચતુર્વિધ ) ઇંદ્રિય પાંચ, ( તે પંચવિધ ) કાય છ, (પૃથ્વિ, અપ, તેઉ, વાઉ, વનસ્પતિ, ત્રસ, એમ ) પડ્વિધ.

**એગિંદિય સુહમિયરા**—એકેંદ્રિના સૂક્ષ્મ અને બાદર, એ બે ભેદ.

**સન્નીયર પણિંદિયાય સબિ તિ ચઉ**—સન્નિ અને અસન્નિપંચેદ્રિ, ( એ બે ભેદ ) તેની સાથે બેઇંદ્રિ તેઇંદ્રિ, ચૌરિંદ્રિ મેળવતાં સાત ભેદ થયા, તે સાત.

**અપજત્તા પજજત્તા**—અપર્યાપ્તા ( સ્વયોગ્યપર્યાપ્તિ પૂરી કર્યાવિના મરણ પામે તે ) અને પર્યાપ્તા (સ્વયોગ્યપર્યાપ્તિ પૂરી કર્યા પછી મરે તે ).

**કમેણ ચઉદસ જિયટ્ઠાણા ॥૪॥**—એમ અનુક્રમે ચૌદ જીવનાં સ્થાન છે.

**નાણં ચ દંસણં ચેવ**—જ્ઞાન ( આઠ પ્રકારનું ) મતિ, શ્રુત,અવધિ, મનઃપર્યવ, અને કેવલ, એ પાંચ સમ્યકત્ત્વ આશ્રયીને કહ્યાં છે. અને મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, અને વિભંગજ્ઞાન, એ ત્રણ અજ્ઞાન મિથ્યાત્વાશ્રયી છે. વળી દર્શન (ચાર પ્રકારે.ચક્ષુ, અચક્ષુ, અવધિ અને કેવળ.)નિશ્ચે

**ચરિત્તં ચ તવો તહા**—ચારિત્ર (સામાયક, છેદોપસ્થાપનીય, પરિહાર વિશુદ્ધિ, સૂક્ષ્મ સંપરાય, યથાખ્યાત, દેશવિરતિ તથા અવિરતી એ સાત પ્રકારે ) તપ ( બે પ્રકારે દ્રવ્યથી અને ભાવથી ) તેમજ.

**વિરિયં ઉવઓગોય**—વીર્ય ( કરણ તથા લબ્ધિ એમ બે પ્રકારે ) અને ઉપયોગ (પાંચ જ્ઞાન, ત્રણ અજ્ઞાન, અને ચાર દર્શન એમ બાર પ્રકારે)

**એઅં જીવસ્સ લખ્ખણં ॥ ૫ ॥**—એ પ્રકારે જીવનું લક્ષણ જાણવું.

## ॥ मूळ गाथाओ ॥

आहार सरीरइंदिय, पज्जत्ती आण पाण भास मणे ॥
चउ पंच पंच छप्पिय, इग विगला सन्नी सन्नीणं ॥ ६ ॥
पणिंदिय त्तिबलू सा, साऊ दस पाण चउ छ सग अट्ठ ॥
इग दु ति चउरिंदीणं, असन्नि सन्नीण नव दस य ॥ ७ ॥

## ॥ अथ अजीवतत्त्वम् ॥

धम्मा ऽधम्मा ऽगासा, तिय तिय भेया तहेव अद्धा य ॥
खंधा देस पएसा, परमाणु अजीव चउदसहा ॥ ८ ॥
धम्माऽधम्मा पुग्गल, नह कालो पंच हुंति अज्जीवा ॥
चलणसहावो धम्मो, थिरसंठाणो अहम्मो य ॥ ९ ॥
अवगाहो आगासं, पुग्गल जीवाण पुग्गला चउहा ॥
खंधा देस पएसा, परमाणु चेव नायव्वा ॥ १० ॥

**આહાર શરીર ઇંદ્રિય**—આહાર (પર્યાપ્તિ) શરીર (પર્યાપ્તિ) ઇંદ્રિય [પર્યાપ્તિ]

**પજ્જત્તી આણપાણ ભાસમણે**—શ્વાસોશ્વાસ (પર્યાપ્તિ) ભાષા(પર્યાપ્તિ) અને મન (પર્યાપ્તિ) એ બધાને પર્યાપ્તિ શબ્દ જોડવો. એ છ પર્યાપ્તિ છે.

**ચઉ પંચ પંચ છપ્પિય**—તે ચાર, પાંચ, પાંચ અને છ અનુક્રમે.

**ઇગ વિગલા સન્નિ સન્નિણં**—એકેંદ્રિને ચાર વિગલેંદ્રિને, (બેઇંદ્રિ, તેઇંદ્રિને, ચૌરિંદ્રિને) પાંચ અસન્નિને (પાંચ) ને સન્નિને (છ) હોય છે.

**પણિંદિઅ ત્તિ બલુસા**—પાંચ ઇંદ્રિ, ત્રણ બળ, શ્વાસોશ્વાસ.

**સાઉ દસ પાણચઉ છ સગ અટ્ઠ**—આઉખું એ દશ પ્રાણ છે. તે ચાર, છ, સાત ને આઠ અનુક્રમે.

**ઇગ દુતિ ચઉરિંદીણું**—એકેંદ્રિને (ચાર) બેઇંદ્રિને (છ) તેઇંદ્રિને (સાત) ચૌરિંદ્રિને (આઠ) હોય છે.

**અસન્નિ સન્નીણ નવ દસય પાણા**—અસન્નિને નવ અને સન્નિને દશ પ્રાણછે.

## ॥ ઇતિ જીવતત્ત્વ. ॥

**ધમ્માઽધમ્માઽગાસા**—ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, અને આકાશાસ્તિકાય.

**તિય તિય ભેય તહેવ અદ્ધાય**—તે દરેકના ત્રણ ત્રણ ભેદ ગણતાં નવ તથા કાળનો એક મળી દશ ભેદ થાય.

**ખંધા દેશ પએસા**—ખંધ, દેશ, પ્રદેશ અને

**પરમાણુ અજીવ ચઉદસહા ॥૮॥**—પરમાણુ, એ ચારને પ્રથમના દશ સાથે મેળવતાં ચૌદ ભેદ થયા.

**ધમ્માઽધમ્મા પુગ્ગલ**—ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, ને પુદ્ગલાસ્તિકાય.

**નહ કાલો પંચ હુંતિ અજીવા**—આકાશાસ્તિકાય, અને કાલ એ પાંચ અજીવ છે, અને તેની સાથે જીવદ્રવ્ય ભેળવ્યાથી છ દ્રવ્ય કહેવાય છે.

**ચલણ સહાવો ધમ્મો**—ચલન સ્વભાવ ગુણ તે ધર્માસ્તિકાય.

**થિર સંઠાણો અહમ્મોય ॥૯॥**—સ્થિર રાખવાના સહજ ગુણવાળો અધર્માસ્તિકાય.

**અવગાહો આગાસં**—અવકાશસ્વભાવગુણ તે આકાશાસ્તિકાય.

**પુગ્ગલ જીવાણ પુગ્ગલા ચઉહા**—( તે અવકાશ પુદ્ગલ અને જીવને આપે છે) તે પુદ્ગલદ્રવ્ય ચાર પ્રકારે છે.

**ખંધા દેશ પએસા**—ખંધ, દેશ, અને પ્રદેશ.

**પરમાણુ ચેવ નાયવ્વા ॥૧૦॥**—તથા પરમાણુ, એ નિશ્ચય જાણવા.

## ॥ मूळ गाथाओ॥

**सद्दंधयार उज्जोय, पभा छाया तवेहिआ ॥**

**वण्ण गंध रसा फासा, पुग्गलाणं तु लक्खणं ॥ ११ ॥**

एगाकोडी सतसट्ठि, लक्खा सत्तहुत्तरी सहस्सा य ॥
दोयसया सोलहिया, आवलिया इग मुहुत्तम्मि ॥ १२ ॥
समयावली मुहुत्ता, दीहा पक्खा य मास वरिसा य ॥
भणिओ पलिआ सागर, उसप्पिणी सप्पिणी कालो ॥ १३ ॥
परिणामि जीव मुत्तं, सपएसा एग खित्त किरिआय ॥
निच्चं कारण कत्ता, सव्वगय इयर अप्पवेसे ॥ १४ ॥

## ॥ अथ पुण्यतत्वम् ॥

सा उच्चगोय मणु दुग, सुर दुग पंचिंदि जाइ पणदेहा ॥
आइ ति तणु णु वंगा, आइम संघयण संठाणा ॥ १५ ॥

**સદ્ંધયાર ઉજ્જોઅ**—શબ્દ, અંધકાર, પ્રકાશ.
**પભાછાયા તવેહિઆ**—જ્યોતિ, છાયા, આતપ.
**વન્ના ગંધરસા ફાસા**—વર્ણ ગંધ, રસ, સ્પર્શ.
**પુગ્ગલાણંતુ લખ્ખણં ॥૧૧॥**—એ પુદ્ગલોનું નિશ્ચયપણે લક્ષણ છે.
**એગા કોડી સતસટ્ઠિ**—એક ક્રોડ સડસઠ લાખ.
**લખ્ખાસત્તહુત્તારી સહસ્સાય**—સત્યોત્તર હજાર.
**દોયસયા સોલહિઆ**—બસોને સોલ ઉપર.
**આવલિયા ઇગમુહુત્તમિ ॥ ૧૨ ॥**—એટલી આવલીઓ એક મુહુર્તને વિષે થાય છે.
**સમયાવલી મુહુત્તા**—સમય (અસંખ્યાતા સમયની) આવલી, (૧૬૭૭૭૨૧૬) આવલીનું મુહુર્ત્ત.
**દીહા પખ્ખાય માસ વરિસાય**—(ત્રીસમુહુર્ત્તનો) દીવસ; (પંદરદીવસનું) પખવાડીયું, (બે પખવાડીયાનો) મહીનો (બાર મહીનાનું) વરસ.
**ભણિઓ પલિયા સાગર**—(એમ કહ્યું છે) તેમજ (અસંખ્યાતાવર્ષે) એક પલ્યોપમ (દશ કોડાકોડી પલ્યોપમે) સાગરોપમ.

**ઉસ્સપ્પિણી સપ્પિણી કાલો ॥૧૩॥**—( દશ કોડાકોડી સાગરોપમે ) એક ઉત્સર્પિણી. ( દશ કોડાકોડી સાગરોપમે ) અવસર્પિણી, એવા અનંત કાલચક્રે એક પુદ્ગલપરાવર્તન થાય.

**પરિણામિ જીવમુત્તં**—૭ દ્રવ્ય છે. (ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, કાલ ) ૭ દ્રવ્યમાં જીવ અને પુદ્ગલ એ બે પરિણામિ છે. બાકીનાં અપરિણામિ છે. જીવદ્રવ્ય જીવ છે, બાકીનાં અજીવ છે. પુદ્ગલદ્રવ્ય મૂર્તિમંત ( રૂપી ) છે, બાકીના અરૂપી છે,

**સપએસા એગખિત્તકિરિઆય**—કાલ સિવાય પાંચ દ્રવ્ય સપ્રદેશી છે, કાળ અપ્રદેશી છે. ધર્મ, અધર્મ, અને આકાશ, એ ત્રણ દ્રવ્ય એક છે. બીજા ત્રણ અનેક છે. આકાશ ક્ષેત્ર છે. બાકીના પાંચ ક્ષેત્રી છે. જીવ અને પુદ્ગલ સક્રિય છે, બાકીના ચાર અક્રિય છે.

**ણિચ્ચં કારણકત્તા**—૭ દ્રવ્યમાં ધર્મ, અધર્મ, આકાશ, અને કાલ, એ ચાર નિત્ય છે, બાકી અનિત્ય છે. જીવ સિવાય પાંચ કારણ છે. જીવ અકારણ છે. જીવ કર્તા છે, બાકીનાં પાંચ અકર્તા છે.

**સવ્વગય ઇયર અપ્પવેસે ॥૧૪॥**—૭માં આકાશ સર્વગત ( લોકાલોકમાં ) છે, બાકીના પાંચ લોકવ્યાપી છે. યદ્યપિ છએ દ્રવ્ય પરસ્પર તો ખીરનીર પરે અવગાઢ છે. તથાપિ પ્રવેશરહિત એટલે કોઇપણ દ્રવ્ય બીજા દ્રવ્યમાં તદ્રૂપપણે થતું નથી.

## ॥ ઇતિ અજીવતત્ત્વ ॥

**સા ઉચ્ચગોઅ મણુ દુગ**—(૧) શાતાવેદની, (૨) ઉંચ્ચગોત્ર, (૩–૪) મનુષ્યદ્વિક (મનુષ્યની ગતિ તથા મનુષ્યની અનુપુર્વિ.)

**સુરદુગ પંચેંદિ જાઇ પણ દેહા**—(૫–૬) સુરદ્વિક, ( ૭ ) પચેંદ્રિજાતિ ( ૮ થી ૧૨ ) પાંચદેહ, ( ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, અને કામર્ણ.)

**આઇતિ તણુણ ઉવંગા**—પ્રથમના ત્રણ શરીરને અંગોપાંગ હોય (૧૩ થી-૧૫) ઔદારિક અંગોપાંગ, વૈક્રિય અંગોપાંગ,આહારક અંગોપાંગ.

**આઇમ સંઘયણ સંઠાણા ॥૧૬॥**—પહેલું સંઘયણ અને (૧૭) મું પહેલું સંસ્થાન વજ્ર રૂષભ નારાચ સંઘયણ અને સમ ચતુરસ્ર સંસ્થાન.

## ॥ मूळ गाथाओ ॥

वण्णचउक्का गुरु लहु, परघा ऊसास आय वुज्जोयं ॥
सुभखगइ निमिण तस दस, सुर नर तिरियाउ तित्थयरं ॥१६॥
तस बायर पज्जत्तं, पत्तेयथिरं सुभं च सुभगं च ॥
सुस्सर आइज्ज जसं, तसाइ दसगं इमं होइ ॥ १७ ॥

## ॥ अथ पापतत्त्वम् ॥

नाणंतराय दसगं, नवबीये नीय साय मिच्छत्तं ॥
थावर दस नरयतिगं कसाय पणवीसतिरियदुगं ॥ १८ ॥
इग बि ति चउ जाईओ, कुखगइ उवघाय हुंति पावस्स ॥
अपसत्थं वण्ण चऊ, अपढम संघयण संठाणा ॥ १९ ॥
थावर सुहुम अपज्जं साहारण मथिर मसुभ दुभगाणि ॥
दुस्सर णाइज्ज जसं, थावरदसगं विवज्जत्थं ॥ २० ॥

**વણ્ણચઉક્કાગુરૂ લહુ**—( ૧૮ થી ૨૧ ) વર્ણ ચતુષ્ક, ( વર્ણ, ગંધ, રસ સ્પર્શ, એ ચાર સારાં હોય તે ) (૨૨) અગુરૂ લઘુ નામ કર્મ.

**પરઘા ઉસાસ આયવુજ્જોઅં**—(૨૩) પરાઘાત નામ કર્મ, (૨૪) શ્વાસોશ્વાસ નામ કર્મ, (૨૫) આતપ નામ કર્મ. (૨૬) ઉદ્યોતનામકર્મ

**સુભખગઇ નિમિણ તસદસ**—(૨૭) શુભ વિહાયોગતિ, (૨૮) નિર્માણ નામ કર્મ. (૨૯ થી ૩૮) ત્રશ દશક.

**સુરનર તિરિઆઉ તિથ્થયરં ॥૧૬॥** (૩૯) સુરાયુષ્ય રૂપ, (૪૦) નરાયુષ્ય રૂપ (૪૧) તિર્યંચાયુષ્યરૂપ, (૪૨) તીર્થંકર નામ કર્મ. એ બેતાલીસ પ્રકારે પુન્ય ભોગવાય છે.

**તસ બાયર પજત્તં**—હવે ત્રસદશક કહે છે (૧) ત્રસ નામ કર્મ, (૨) બાદર નામ કર્મ, (૩) પર્યાપ્તિ નામ કર્મ.

**પત્તેઅ થિરં સુભંચ સુભગંચ**—( ૪ ) પ્રત્યેક નામ કર્મ, (૫) સ્થિર નામ કર્મ, (૬) શુભ નામ કર્મ, (૭) સૌભાગ્ય નામ કર્મ,

**સુસ્સર આઇજ્જજસં** (૮) સુસ્વર નામ કર્મ, (૯) આદેય નામ કર્મ, [ ૧૦ ] યશ નામ કર્મ

**તસાઇ દસગં ઇમંહોઇ ॥૧૭॥**—એમ ત્રસદશક. (એ પુણ્યના ભેદમાંછે)

## ॥ ઇતિ પુણ્યતત્ત્વં ॥

**નાણંતરાયદસગં**—જ્ઞાનાંતરાય દશક. (૧) મતિ જ્ઞાનાવર્ણીય, (૨) શ્રુતજ્ઞાનાવર્ણીય, (૩) અવધિજ્ઞાનાવર્ણીય, (૪) મનઃપર્યવજ્ઞાનાવર્ણીય, (૫) કેવળજ્ઞાનાવર્ણીય, (૬) દાનાંત રાય,(૭) લાભાંતરાય, (૮) ભોગાંતરાય (૯) ઉપભોગાંતરાય, (૧૦) વીર્યાંતરાય.

**નવ બીએ નીઅ સાય મિચ્છત્તં**—બીજું દર્શનાવર્ણીય નવ પ્રકારે. (૧) ચક્ષુ દર્શનાવર્ણીય, (૨) અચક્ષુ દર્શનાવર્ણીય, (૩) અવધિ દશનાવર્ણીય, (૪) કેવલ દર્શનાવર્ણીય, (૫) નિદ્રારૂપ પાપકર્મ (૬) નિદ્રા નિદ્રારૂપ પાપ કર્મ, (૭) પ્રચલારૂપ, (૮) પ્રચલા પ્રચલારૂપ, (૯) થીણદ્ધીરૂપ. એ પ્રથમ દશ જ્ઞાનાંતરાયની જોડે મેળવતાં ૧૯ થયા, (૨૦) નીચ ગોત્ર. (૨૧) અશાતા વેદની (૨૨) મિથ્યાત્વ મોહનીય.

**થાવર દસ નરયતિગં**—(૨૩ થી ૩૨)થાવર દશકો. (૩૩ થી ૩૫)નર્કત્રીક.

**કસાયપણુવીસ તિરિયદુગં ॥૧૮॥**—(૩૬ થી ૬૦) પચીસ કષાય. (૬૧—૬૨) તિર્યંચ દ્વિક

**ઇગ બિ તિ ચઉ જાઈઓ**—(૬૩) એકેંદ્રિ જાતિ, (૬૪) બેઇંદ્રિ જાતિ. (૬૫) તે ઇંદ્રિ જાતિ. (૬૬) ચૌરિંદ્રિ જાતિ.

**કુખગઈ ઉવઘાય હુંતિ પાવસ્સ**—(૬૭) અશુભ વિહાયોગતિ. (૬૮) ઉપઘાત નામ કર્મ. એ પાપના ભેદ છે.

**અપસથ્થં વન્નચઉ**—(૬૯ થી ૭૨) અપ્રશસ્ત વર્ણચતુષ્ક.

**અપઢમ સંઘયણ સંઠાણા ॥૧૯॥**—(૭૩ થી ૭૭) પેહેલા વિના પાંચ સંઘયણ. (૧) રૂષભનારાચ સંઘયણ (૨) નારાચ સંઘયણ, ( ૩ ) અર્દ્ધનારાચ સંઘયણ, ( ૪ ) કીલિકા સંઘયણ, ( ૫ ) છેવઠું સંઘયણ, તથા ( ૭૮ થી ૮૨ ) પેહેલા વિના પાંચ સંસ્થાન, (૧) ન્યગ્રોધ પરિમંડલ સંસ્થાન, ( ૨ ) આદિ સંસ્થાન, (૩) વામન સંસ્થાન, (૪) કુબ્જ સંસ્થાન, (૫) હુંડક સંસ્થાન, એ પાપતત્ત્વના ૮૨ ભેદ છે.

**થાવર સુહુમ અપજ્જં**—હવે થાવર દશક કહે છે. (૧) સ્થાવર નામ કર્મ, (૨) સૂક્ષ્મ નામકર્મ, (૩) અપર્યાપ્ત નામકર્મ.

**સાહારણ મથિરં મસુભ દુભગાણિ**—(૪) સાધારણ નામકર્મ. (૫) અસ્થિર નામકર્મ, (૬) અશુભ નામકર્મ, (૭) દૌર્ભાગ્ય નામકર્મ.

**દુસ્સરણાઈજ્જજસં**—(૮) દુઃસ્વર નામકર્મ, (૯) અનાદેય નામકર્મ, (૧૦) અપયશ નામકર્મ.

**થાવરદસગં વિવજ્જથ્થં ॥૨૦॥**—એ સ્થાવર દશકો ત્રસ દશકથી વિપરિત જાણવો. ॥ ૨૦ ॥

## ॥ ઇતિ પાપતત્ત્વં. ॥

# ॥ अथ आश्रवतत्त्वम्

## ॥ मूळ गाथाओ ॥

इंदिअ कसाय अव्वय, जोगा पंच चउ पंच तिन्नी कमा ॥
किरिआओ पणवीसं, इमाउ ताओ अणुक्कमसो ॥ २१ ॥

काइय अहिगरणीआ, पाउसिआ पारितावणी किरिया ॥
पाणाइवायारंभिअ, परिग्गहिया मायवत्तीअ ॥ २२ ॥

मिच्छा दंसण वती, अपच्चखाणाय दिठ्ठि पुठ्ठिअ ॥
पाडुच्चिअ सामंतो, वणीअ नेसथ्थि साहथ्थी ॥ २३ ॥

आणवाणि विआरणिआ, अणभोगा अणवकंखपच्चइआ ॥
अन्नापओग समुदा, णपिज्ज दोसे रिआवहिआ ॥ २४ ॥

## ॥ अथ संवरतत्त्वम् ॥

समिई गुत्ति परीसह, जइधम्मो भावणा चरित्ताणि ॥
पण ति दुवीस दस बार, स पंचभेएहिं सगवन्ना ॥ २५ ॥

**ઈંદિઅ કસાય અવ્વય**—( જે માર્ગે કરી કર્મ આવે છે તેને આશ્રવ કહે છે, તે ૪૨ પ્રકારે છે ), ઈંદ્રિય, કષાય, અવ્રત.

**જોગા પંચ ચઉ પંચ તિન્નિકમા**—જોગ, એ અનુક્રમે પાંચ (ઈંદ્રિય) ચાર (કષાય), પાંચ (અવ્રત), અને ત્રણ (જોગ), એમ સત્તર થાય.

**કિરિઆઓ પણવીસં**—પચીસ ક્રિયાઓ મળી બેતાળીસ થયા.

**ઇમાઉ તાઓ અણુક્કમસો ॥ ૨૧ ॥**—તે પચીશ ક્રિયાઓ હવે કહેવાશે એમ અનુક્રમે સઘળી જાણવી. ॥૨૧॥

**કાઇઅ અહિગરણીયા**—૧ કાયિકી, ૨ અધિકરણીકી,

**પાઉસિયા પારિતાવણી કિરિયા**—૩ પાદ્વેષિકી, ૪ પારિતાપનિકીક્રિયા,

**પાણાઇ વાયા રંભીઅ**—૫ પાણાતિપાતિકી, ૬ આરંભિકી,

**પરિગ્ગહિયા માયવત્તીય ॥૨૨॥**—૭ પારિગ્રહીકી, ૮ માયાપ્રત્યયિકી,

**મિચ્છા દંસણવત્તી**—મિથ્યાદર્શન પ્રત્યયિકી,

**અપચ્ચખ્ખાણદિટ્ઠિ પુટ્ઠીઅ**—૧૦ અપ્રત્યાખ્યાનિકી, ૧૧ દષ્ટિકી, ૧૨ સ્પૃષ્ટિકી.

**પાડુચ્ચિઅ સામંતો**—૧૩ પ્રાતિત્યકી, ૧૪ સામંતોપનીપાતિકી.

**વણ્ણીઅ નેસથ્થિ સાહથ્થિ ॥૨૩॥**—૧૫ નૈશસ્ત્રિકી, ૧૬ સ્વહસ્તિકી,

**આણવિણ વિઆરણિયા**—૧૭ આનયનિકી, ૧૮ વિદારણિકી,

**અણભોગા અણવ કંખ પચ્ચઇઆ**—૧૯ અનાભોગિકી, ૨૦ અનવકાંક્ષ પ્રત્યયિકી,

**અન્નાપઓગ સમુદા**—બીજી ૨૧ પ્રાયોગિકી, ૨૨ સમુદાનકી.

**ણ પિજ્જ, દોસેરિઆવહિઆ ॥૨૪॥**—૨૫, પ્રેમિકી, ૨૪ દ્વેષિકી, ૨૫ ઇર્યાપથિકી.

## ॥ ઇતિ આશ્રવતત્ત્વં ॥

**સમિઈ ગુત્તિ પરિસહ**—સમિતિ, ગુપ્તિ, પરિસહ,

**જઇ ધમ્મો ભાવણા ચરિત્તાણિ**—યતિધર્મ, ભાવના અને ચારિત્ર,

**પણ તિ દુવીસ દસ બાર**—પાંચ, ત્રણ, બાવીસ, દસ, બાર,

**પંચ ભેએહિં સગવન્ના ॥૨૫॥**—અને પાંચ, એમ સત્તાવન ભેદે કરી સંવરતત્ત્વ જાણવું.

## ॥ मूळ गाथाओ ॥

इरिया भासेसणा दाणे, उच्चारे समिई सुअ ॥
मणगुत्ति वयगुत्ति, कायगुत्ति तहेव य ॥ २६ ॥
खुहा पिवासा सी उण्हं, दंसा चेला रइ त्थिओ ॥
चरिआ निसिहिया सिज्जा, अक्कोस वह जायणा ॥ २७ ॥
अलाभ रोम तण फासा, मल सक्कार परीसहा ॥
पन्नाअन्नाण सम्मत्तं, इअ बावीस परीसहा ॥ २८ ॥
खंती मद्दव अज्जव, मुत्ती तव संजमे अ बोधव्वे ॥
सच्चं सोअं आकिं, चणं च बंभं च जइधम्मो ॥ २९ ॥
पढममणिच्च मसरणं, संसारो एगया य अन्नत्तं ॥
असुइत्तं आसव सं, वरो अ तह निज्जरा नवमी ॥ ३० ॥

**ઇરિયા ભાસેસણા દાણે**—ઈર્યાસમિતિ, ભાષાસમિતિ, એષણાસમિતિ, આદાનભંડનિક્ષેપણાસમિતિ,

**ઉચ્ચારે સમિઈ સુઅ**—પારિષ્ઠાપનિકાસમિતિ,એ ભલી પરિવૃતિ લક્ષણજાણવી

**મણગુત્તિ વયગુતિ**—હવે મનગુપ્તિ, વચનગુપ્તિ,

**કાયગુત્તિ તહેવય ॥૨૬॥**—તેમજ ત્રીજી કાયગુપ્તિ.

**ખુહા પીવાસાસીઉણ્હં**—(હવે બાવીસ પરિસહ કહે છે.) (૧) ક્ષુધાપરિસહ, (૨) પીપાસાપરિસહ, (૩) શીત પરિસહ, (૪) ઉષ્ણપરિસહ,

**દંસા ચેલા રઇથિઓ**—(૫) ડંશપરિસહ, (૬) અચેલપરિસહ, (૭) અરતિપરિસહ, (૮) સ્ત્રી પરિસહ,

**ચરિઆ નિસિહિયા સિજ્જા**—(૯) ચર્યાપરિસહ, (૧૦) નૈષેધિકીપરિસહ (૧૧) શય્યાપરિસહ,

**અક્કોસ વહ જાયણા ॥૨૭॥**—(૧૨) આક્રોશપરિસહ, (૧૩) વધ પરિસહ, ૧૪ યાચના પરિસહ.

**અલાભ રોગતણા ફાસા**—(૧૫) અલાભપરિસહ, (૧૬) રોગપરિસહ. (૧૭) તૃણફાસપરિસહ.

**મલસક્કાર પરિસહા**—(૧૮) મલપરિસહ, (૧૯) સત્કાર પરિસહ,

**પન્ના અન્નાણ સમ્મત્તં**—(૨૦) પ્રજ્ઞાપરિસહ, (૨૧) અજ્ઞાનપરિસહ. (૨૨) સમ્યકત્વપરિસહ.

**ઇઅ બાવીસ પરિસહા ॥૨૮॥**—એ પ્રકારે બાવીસ પરિસહ જાણવા.

**ખંતી મદ્દવ અજ્જવ**—(૧) ક્ષમાધર્મ, (૨)માર્દવધર્મ, (૩) આર્જવધર્મ

**મુત્તી તવ સંજમેઅ બોધવ્વે**—(૪)મુક્તિધર્મ,(૫)તપોધર્મ,(૬)સંયમધર્મ,

**સચ્ચં સોઅં અકિં**—(૭)સત્યધર્મ, (૮) શૌચધર્મ, (૯) અકિંચનધર્મ,

**ચણંચ બંભંચ જઇ ધમ્મો ॥૨૯॥**—(૧૦) બ્રહ્મચર્યધર્મ, એમ દશ પ્રકારે યતિધર્મ જાણવો.

**પઢમ મણિચ્ચમસરણં**—પહેલી અનિત્યભાવના, બીજી અશરણભાવના,

**સંસારો એગયાય અણત્તં**—ત્રીજી સંસારભાવના, ચોથી એકત્વભાવના પાંચમી અન્યત્વભાવના.

**અસુઇત્તં આસવ સં**—છઠ્ઠી અશુચિત્વભાવના, સાતમી આશ્રવભાવના,

**વરોઅતહ નિજ્જરા નવમી** ॥ ૩૦ ॥—આઠમી સંવરભાવના, તેમજ નવમી નિર્જરાભાવના.

## ॥ मूळ गाथाओ ॥

**लोगसहावो बोही, दूलहा धम्मस्स साहगा अरिहा ॥**
**एआओ भावणाओ भावेअव्वा पयत्तेणं ॥ ३१ ॥**
**सामाइ अत्थ पढमं, छेओवट्ठावणं भवे बीअं ॥**
**परिहारविसुद्धीअं, सुहुमं तह संपरायं च ॥ ३२ ॥**

तत्तोअ अहक्खायं, खायं सव्वम्मि जीवलोगम्मि ॥
जं चरिऊण सुविहिआ, वच्चंति अयरामरं ठाणं ॥ ३३ ॥

## ॥ अथनिर्ज्जरातत्वम् ॥

अणसण मूणोअरिआ, वित्तीसंखेवणं रसच्चाओ ॥
काय किलेसो संली, णआय बज्झोतवो होइ ॥ ३४ ॥
पायच्छित्तं विणओ, वेयावच्चं तहेव सज्झाओ ॥
झाणं उस्सग्गो विअ, अभिंतरओ तवो होइ ॥ ३५ ॥
बारसविहं तवो नि, ज्जराय बंधो चउविगप्पो अ ।
पयई ठिइ अणुभाग, पएस भेएहिं नायव्वो ॥ ३६ ॥

**લોગસહાવો બોહિ**—દશમી લોકસ્વભાવભાવના, અગીઆરમી બોધિદુર્લભ-ભાવના.

**દુલ્લહા ધમ્મસ્સ સાહુગા અરિહા**—ધર્મના સાધક અરિહંતાદિ તે પામવા દુર્લભ છે, એવું જે ભાવવું તે ધર્મની ભાવના.

**એઆઓ ભાવણાઓ**—એ ઉપર કહેલી બાર ભાવનાઓ

**ભાવેઅવ્વા પયત્તેણં ॥૩૧॥**—ઉદ્યમે કરીને (પ્રમાદરહિત) ભાવવી.

**સામાઇ અત્થ પઢમં**—અહીંયા પહેલું સામાયિક ચરિત્ર છે.

**છેઓવઠ્ઠાવણં ભવે બીઅં**—બીજું છેદોપસ્થાપનીય ચારિત્ર છે.

**પરિહાર વિસુદ્ધિઅં**—ત્રીજું પરિહારવિશુદ્ધિ ચારિત્ર,

**સુહુમં તહ સંપરાયંચ ॥૩૨॥**—ચોથું સૂક્ષ્મસંપરાય ચારિત્ર.

**તત્તો અ અહખ્ખાયં**—તે પછી પાંચમુ યથાખ્યાત ચારિત્ર,

**ખાયં સવ્વંમિ જીવ લોગમ્મિ**—એ ચારિત્ર સર્વ જીવલોકને વિષે પ્રખ્યાત છે.

જં ચરિઊણ સુવિહિઆ—(શાથી ?) જે આચરીને સુવિહિત સાધુઓ
વચ્ચંતિ અયરામરં ઠાણં ॥૩૩॥—અજરામર સ્થાનકપ્રત્યે પામે છે.

## ॥ ઇતિ સંવરતત્ત્વં. ॥

અણુસણ મૂણોઅરિયા, વિત્તિ સંખેવણં રસચ્ચાઓ ॥ કાય કિ-
લેસો સલી, ણયાય બજ્જોતવો હોઇ ॥૩૪॥ પાયચ્છિત્તં
વિણઓ, વેયાવચ્ચં તહેવ સજ્જાઓ ॥ ઝાણં ઉસ્સગ્ગોવિઅ,
અભ્ભિંતરઓ તવો હોઇ ॥ ૩૫ ॥

( આ ગાથાના અર્થ પાછળ આવી ગયા છે. )

બારસ વિહં તવો નિ—બાર પ્રકારનું તપ નિર્જરાને અર્થે છે, અથવા
નિર્જરાતત્વ બાર પ્રકારના તપના ભેદે કરીને કહ્યું છે.
જ્જરાય બંધો ચઉ વિગપ્પોઅ—બધતત્વ ચાર ભેદે છે.
પયઇઠિઇ અણુભાગો—પ્રકૃતિ, સ્થિતિ. અનુભાગ (રસ),
પએસ ભેએહિં નાયવ્વો ॥૩૩॥—અને પ્રદેશના ભેદે કરી જાણવું.

## ॥ ઇતિ નિર્જ્જરાતત્ત્વં. ॥

## ॥ अथ बंधतत्त्वम्. ॥

## ॥ मूळ गाथाओ ॥

पयइ सहावोवुत्तो, ठिई कालावहारणं ॥
अणुभागो रसो णेओ, पएसो दलसंचओ ॥ ३७ ॥
पड पडिहार सि मज्ज, हडचित्तकुलाल भंडगारीणं ॥
जह एएसिं भावा, कम्माणविज्जाण तह भावा ॥ ३८ ॥
इह नाण दंसणावर, ण वेय मोहाउ नाम गोआणि ॥
विग्घं च पण नवदु अठ्ठवीसचउ तिसय दू पण विहं ॥ ३९ ॥

**नाणे अ दंसणावरणे, वेअणिए चेव अंतराए अ ॥**
**तीसं कोडाकोडी, अयराणं ठिई अ उक्कोसा ॥ ४० ॥**
**सित्तरि कोडाकोडी, मोहणिए वीस नाम गोएसु ॥**
**तित्तीसं अयराइं, आउ ठ्ठिइ बंध उक्कोसा ॥ ४१ ॥**

**પયઇ સહાવો વુત્તો**—( બંધતત્ત્વ કહે છે. ) બંધના ચાર ભેદ છે. (૧) પ્રકૃતિ તે કર્મનો સ્વભાવ.

**ઠિઇ કાલાવહારણં**—(૨) સ્થિતિ એટલે કાલનું માન.

**અણુભાગો રસો નેઓ**—(૩) અનુભાગ તે રસ જાણવો.

**પએસો દલસંચઓ ॥ ૩૭ ॥**—(૪) પ્રદેશ તે દલનો સંચય.

## ઉપરના ભેદ દૃષ્ટાંત આપી સમજાવે છે.

જેમ એક લાડુ સુંઠ પ્રમુખ પદાર્થ નાંખીને બનાવ્યો છે, તો તે વાયુનું હરણ કરે; તેમ કોઇ કર્મનો સ્વભાવ જ્ઞાનનું આવરણ કરે, કોઇ દર્શનનું આવરણ કરે, તે કર્મનો પ્રકૃતિબંધ કહેવાય. હવે તે લાડુ દશ દિવસ સુધી પંદર દિવસ સુધી રહે અને પછી બગડી જાય, તેમ કોઇ કર્મ અમુક મુદત સુધી રહે તે સ્થિતિબંધ કહેવાય. વળી લાડુમાં કોઇ કડવો હોય છે, કોઇ તીખો હોય છે, કોઇ એક ઠાણીઓ હોય છે, તેમ કોઇ કર્મનું સારૂં ફળ હોય, કોઇનું અશુભ હોય, કોઇનું તિવ્ર હોય, તેમ અનુભાગબંધ તે કર્મના રસરૂપ જાણવો. તથા કોઈ લાડુમાં પ્રદેશ થોડા હોય, કોઈમાં વધારે હોય, એટલે કોઈ મોટો હોય, કોઇ નાનો હોય, તેમ કોઇ કર્મનાં પુદ્‌ગલ થોડાં હોય, કોઈનાં વધારે હોય, તે પ્રદેશબંધ જાણવો.

**પડ પડિહાર સિ મજ્જ**—પાટા જેવું ( જ્ઞાનાવરણીય કર્મ છે. ) એટલે જેમ આંખે પાટો હોય તેથી કાંઈ જોઇ શકાય નહીં, તેમ જ્ઞાના-વર્ણીયના ઉદયથી જ્ઞાન થાય નહીં. પોળિયા જેવું ( દર્શનાવરણીય કર્મ છે. ) એટલે કોઇને રાજાનું દર્શન કરવું હોય, પણ પોળિયો

જવા ન દે, તેમ જીવનો સ્વભાવ સર્વ વસ્તુ દેખવાનો છે છતાં, દર્શનાવરણી કર્મના ઉદયથી તે ન દેખે. તરવારની ધાર જેવું ( વેદનીયકર્મ છે ) એટલે મદથી લેપાયલી તરવારની ધાર ચાટતાં પ્રથમ મધને લીધે મીઠાશ ઉપજે, પરંતુ જ્યારે જીભ કપાય ત્યારે દુઃખ થાય; તેમ શાતાવેદનીયનો ઉદય મધ ચાટવા જેવો છે, અને અશાતા વેદનીયનો ઉદય તરવારની ધાર ચાટવા જેવો છે. મદિરાની છાકસમાન (મોહનીયકર્મ છે.) એટલે મદિરા પીનારા માણસને પોતાના હિત અહિતની માલમ ન પડે, તેમ મોહનીયકર્મના વશથી જીવ ધર્માધર્મને ન જાણે.

**હડચિત્ત કુલાલ ભંડગારીણું**—હેડ આયુકર્મ છે. સમાન (હેડમાં પડેલો પ્રાણિ રાજાના હુકમવિના નિકળી શકે નહીં, તેમ આયુકર્મથી જીવ તે ગતિમાંથી નિકળી શકે નહીં.) ચિતારા સમાન નામકર્મ છે. (ચિતારો જેમ નાના પ્રકારનાં ચિત્ર ચિતરે, તેમ નામકર્મથી જીવ પણ અનેક પ્રકારનાં રૂપ કરે). કુંભાર સમાન ગોત્રકર્મ છે (કુંભાર જેમ ઘીનો ઘડો બનાવે તે પૂજનીય કહેવાય અને મદિરાદિકનો બનાવે તે નિંદનીય થાય, તેમ જીવપણ તે કર્મના ઉદયથી ઉચ્ચ ગોત્રમાં ઉપજે, નીચ ગોત્રમાં ઉપજે. ભંડારી સમાન અંતરાયકર્મ છે. (એટલે રાજા કોઇને દાન દેવરાવે, પણ ભંડારી વિપરીત થકો ન આપે,) તેમ તે કર્મના ઉદયથી જીવ દાન વગેરે કરી શકે નહીં.

**જહ એએસિંભાવા**—જેમ એ આઠ વસ્તુનો સ્વભાવ છે.
**કમ્માણવિજાણ તહ ભાવા ॥ ૩૮** ॥—તેમ એ આઠે કર્મની પણ સમજ તથા સ્વભાવ છે.

**ઇહ નાણ દંસણા વરણ**—એમ, જ્ઞાનવરણી, દર્શનાવરણી.
**વેય મોહાઉ નામ ગોઆણિ**—વેદનીય, મોહનીય, આયુ, નામ, તથા ગોત્ર.
**વિગ્ઘં ચ પણ નવદુ**—અને અંતરાય; એ આઠે કર્મની પ્રકૃતિ અનુક્રમે પાંચ નવ, બે.

**અટ્ઠવીસ ચઉ તિસય દુપણવિહં ॥ ૩૯ ॥**—અઠ્ઠાવીસ, ચાર, એકસો ત્રણ, બે, અને પાંચ, એમ કર્મની પ્રકૃતિ ૧૫૮ પ્રકારે જાણવી.

**નાણેઅ દંસણાવરણે**—જ્ઞાનાવર્ણીય, દર્શનાવર્ણીય.

**વેઅણિએ ચેવ અંતરાએઅ**—વેદનીય, અને નિશ્ચે અંતરાયની

**તીસં કોડાકોડી**—ત્રીસ ક્રોડાક્રોડી

**અયરાણં ઠિઇઅ ઉક્કોસા ॥૪૦॥**—સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ જાણવી.

**સિત્તરિ કોડાકોડી**—સીત્તેર ક્રોડાક્રોડી સાગરોપમ.

**મોહણીએ વીસ નામ ગોએસુ**—મોહનીકર્મની સ્થિતિ જાણવી. તથા નામકર્મની અને ગોત્રકર્મની વીશ ક્રોડાક્રોડી સાગરોપમ સ્થિતિ છે.

**તિત્તીસં અયરાઇં**—તેત્રીસ સાગરોપમ.

**આઉટ્ઠિઇબંધ ઉક્કોસા ॥ ૪૧ ॥**—આયુઃકર્મની સ્થિતિનો બંધ ઉત્કૃષ્ટો જાણવો. ॥ ૪૧ ॥

## ॥ मूळ गाथाओ ॥

**बारस मुहुत्तं जहन्ना, वेयणिए अट्ठ नाम गोएसु ॥**
**सेसाणंतमुहुत्तं, एयं बंध ठिई माणं ॥ ४२ ॥**

## ॥ अथ मोक्षतत्त्वम् ॥

**संतपय परूवणया, दव्वपमाणं च खित्तफुसणाय ॥**
**कालो अ अंतर भागो, भावेअप्पा बहु चेव ॥ ४३ ॥**

**संतं सुद्ध पयत्ता, विज्जंतं खकुसुमं व न असंतं ॥**
**मुक्खत्ति पयं तस्सउ, परूवणा मग्गणाईहिं ॥ ४४ ॥**

गइ इंदीअ काये, जोए वेए कसाय नाणे य ॥
संजम दंसण लेसा, भव सम्मे सन्नि आहारे ॥ ४५ ॥
नरगइ पणिंदि तसभव, सन्नि अहक्खाय खइअसम्मत्ते ॥
मुक्खोणाहार केवल, दंसण नाणे न सेसेसु ॥ ४६ ॥

**બારસ મુહુત્ત જહન્ના**—બાર મુહુર્ત્તની જઘન્ય સ્થિતિ
**વેયણિએ અટ્ઠનામ ગોએસુ**—વેદની કર્મની છે. અને નામ તથા ગોત્ર કર્મની આઠ મુહુર્ત્તની જઘંન્ય સ્થિતિ.

**સેસાણંતમુહુત્તં**—બાકીનાની (પાંચ કર્મની જઘન્ય સ્થિતિ) અંતર્મુહુર્ત્તની.
**એયં બંધ ઠ્ઠિઇ માણં ॥ ૪૨ ॥**—એ કર્મબંધની સ્થિતિનું માન કહ્યું.

## ॥ ઇતિ બંધતત્ત્વં. ॥

**સંતપય પરૂવણયા**—છતા પદની પ્રરૂપણાદ્વાર

**દવ્વ પમાણં ચ ખિત્ત ફુસણાય**—દ્રવ્ય પ્રમાણદ્વારવાળી ક્ષેત્રદ્વાર, સ્પર્શના દ્વાર.

**કાલોઅ અંતરભાગો**—કાલનું દ્વાર, અંતરદ્વાર, ભાગદ્વાર,

**ભાવે અપ્પા બહુ ચેવ ॥ ૪૩ ॥**—ભાવદ્વાર, અલ્પ બહુત્ત્વદ્વાર, નિશ્ચે એ નવ દ્વાર મોક્ષતત્ત્વના જાણવા.

**સંતં સુદ્ધ પયત્તા**—શુદ્ધપદપણા માટે મોક્ષપદ છતું છે.

**વિજ્જંતં ખં કુસુમંવ્વ ન અસંતં**—વિદ્યમાન છે, પણ આકાશના ફુલની પેઠે અછતું નથી.

**મુખ્ખત્તિ પયં તસ્સઉ**—“ મોક્ષ ઇતિ પદં ” તે મોક્ષપદ તેની

**પરૂવણા મગ્ગણાઇહિં ॥ ૪૪ ॥**—પ્રરૂપણા તે માર્ગણાદ્વારે કરી જાણવી. એ નવ દ્વારમાં પહેલા સત્પદ પ્રરૂપણાદ્વારની મૂળ ચૌદ માર્ગણા છે, અને ઉત્તર માર્ગણા બાસઠ છે. તે કહે છે.

**ગઇ ઇંદીઅ કાએ**—ગતિ માર્ગણા, ( તે ચાર ગતિ. ) ઇંદ્રિય માર્ગણા, ( તે એકેંદ્રિ વગેરે પાંચ, ) અને કાય માર્ગણા, (પૃથ્વિ અપ્, તેઉ, વાઉ, વનસ્પતિ અને ત્રસ, એ છ. )

**જોએ વેયે કસાય નાણેય**—યોગ માર્ગણા, (તે મન, વચન, કાયા, એ ત્રણ પ્રકારે. ) વેદ માર્ગણા, ( તે સ્ત્રી, પુરૂષ, નપુંશક, એ ત્રણ પ્રકારે. ) કષાય માર્ગણા, (તે ચાર કષાય.) જ્ઞાન માર્ગણા, (તે આઠ. પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન. )

**સંજમ દંસણ લેસા**—સંયમ માર્ગણા, ( તે સામાયક, છેદોપસ્થાપનીય, યથાખ્યાત, સૂક્ષ્મસંપરાય, પરિહારવિશુદ્ધિ, દેશવિરતિ અને અવિરતિ. એમ સાત પ્રકારે.) દર્શન માર્ગણા, (ચાર દર્શન.) લેશ્યા માર્ગણા, ( તે કૃષ્ણ, નીલ, કાપોત, તેજો, પદ્મ, શુકલ, એ છ પ્રકારે.)

**ભવસમ્મેસન્નિ આહારે ॥ ૪૫ ॥**—ભવસિદ્ધાદિ માર્ગણા, ( ભવસિદ્ધિ બે પ્રકારે. ) સમ્યકત્વમાર્ગણા, ( ઔપશમિક, સાસ્વાદન, ક્ષાયોપશમિક, ક્ષાયિક, મિશ્ર અને મિથ્યાત્વ. ) સંનિ માર્ગણા, (તે સન્નિ અને અસન્નિ બે પ્રકારે. ) ચૌદમી આહારમાર્ગણા, (આહારી અને અણાહારી. ) એ ચૌદ માર્ગણાની ઉત્તર બાસઠ માર્ગણા જાણવી.

**નરગઇ પણિંદિ તસ ભવ**—એ માર્ગણામાંથી જે માર્ગણાના જે ભેદમાંથી મોક્ષે ગયા છે તે કહે છે. ( ગતિ માર્ગણમાંથી ) મનુષ્ય ગતિવાળા, ( ઇંદ્રિય માર્ગણામાંથી ) પંચેંદ્રિ જીવો, (કાય માર્ગણામાંથી ) ત્રસકાય જીવો, ( ભવ માર્ગણામાંથી ) ભવસિદ્ધિક જીવો.

**સન્નિ અહખ્ખાય ખઇયસમ્મતે**—( સન્નિ માર્ગણામાંથી ) સંનિ, (ચારિત્ર માર્ગણામાંથી ) યથાખ્યાત ચારિત્રવાળા, (સમ્યક્ત્વ માર્ગણામાંથી) ક્ષાયિક સમ્યકત્વવાળા.

**મુખ્ખોણાહાર કેવળ**—( આહાર માર્ગણામાંથી ) અણાહારી, ( જ્ઞાન માર્ગણામાંથી ) કેવળજ્ઞાનવાળા.

દંસણનાણેન સેસેસુ ॥ ૪૬ ॥—(દર્શન માર્ગણામાંથી) કેવળદર્શનવાળા મોક્ષે ગયા છે, અને બાકીની ચાર માર્ગણામાંથી ( એટલે કષાય, વેદ, યોગ અને લેશ્યા ) કોઈ મોક્ષે ગયા નથી.

## ॥ मूळ गाथाओ ॥

दव्वपमाणे सिद्धा, जीव दव्वाणि हुंति णंताणि ॥
लोगस्स असंखिज्जे, भागे इक्को य सव्वे वि ॥ ४७ ॥
फुसणा अहिआ कालो, इगसिद्ध पडुच्च साइओणंतो ॥
पडिवाया भावाओ, सिद्धाणं अंतरं नथ्थि ॥ ४८ ॥
सव्व जियाण मणंते, भागे तेतेसिं दंसणं नाणं ॥
खइए भावे परिणा, मि एअ पुण होइ जीवत्तं ॥ ४९ ॥
थोवा नपुंस सिद्धा, थी नर सिद्धा कमेण संखगुणा ॥
इअ मुख्ख तत्तमेअं, नव तत्ता लेसओ भणिआ ॥ ५० ॥
जीवाइ नव पयथ्थे, जो जाणइ तस्स होइ सम्मत्तं ॥
भावेण सद्दहंतो, अयाणमाणेवि सम्मत्तं ॥ ५१ ॥

દવ્વપમાણે સિદ્ધા—દ્રવ્ય પ્રમાણદ્વારે વિચરતાં સિદ્ધના જીવો.

જીવદવ્વાણિ હુંતિણંતાણી—જીવદ્રવ્ય છે. એટલે સિદ્ધના અનંત દ્રવ્ય છે.

લોગસ્સ અસંખિજ્જે——( હવે ત્રીજું ક્ષેત્રદ્વાર તેની અપેક્ષાએ ) ચૌદ રાજ્યલોકના અસંખ્યાતમા ભાગે,

ભાગે ઇકકોય સવ્વેવિ ॥ ૪૭ ॥—એક સિદ્ધ પણ ત્યાં રહે છે, અને સર્વ સિદ્ધ પણ ત્યાં રહે છે.

ફુસણા અહિઆ કાલો—( સ્પર્શના દ્વારની અપેક્ષાએ) સિદ્ધના જીવોની સ્પર્શના અધિક છે, ( અને કાલદ્વારની અપેક્ષાએ ) કાળ કેટલો હોય તે કહે છે.

**ઇગસિદ્ધ પડુચ્ચ સાઇઓણંતા**—એક સિદ્ધને આશ્રિ સાદિ અનંતો કાલ હોય, એટલે જીવ મોક્ષે ગયો તેવારે તેની આદિ થઇ, અને
**પડિવાયાભાવાઓ**—ફરી ત્યાંથી પડવાનો અભાવ છે, માટે અનંત છે.
**સિદ્ધાણં અંતરં નત્થિ ॥ ૪૮ ॥**—( હવે અંતરદ્વાર કહે છે. ) એટલે સિદ્ધના જીવોને ત્યાંથી પાછું પડવાનો અભાવ છે; માટે સિદ્ધના જીવોને અંતર નથી. એટલે એક પદવી પામ્યા પછી જતી રહે, અને પાછી ફરીને પ્રાપ્ત થાય તેને અંતર કહે છે, તે અંતર સિદ્ધના જીવોને નથી; કારણ કે ફરી તેમને ત્યાંથી ચવવું નથી.

**સવ્વ જિયાણમણંતે**—સર્વ (સંસારી) જીવોને અનંતમે ભાગે,
**ભાવે તે તેસિં દંસણં નાણં**—તે સિદ્ધના જીવ છે, એ ભાગદ્વાર કહ્યું. હવે ભાવદ્વાર કહે છે. તે સિદ્ધના જીવોનાં કેવલદર્શન અને કેવલજ્ઞાન
**ખઇએ ભાવે પરિણા**—ક્ષાયિકભાવે વર્તે છે, અને પારિણામિકભાવે એ વલી
**મિ એઅ પુણ હોઇ જીવત્તં ॥ ૪૯ ॥**—જીવિતપણું હોય.
**થોવા નપુંસસિદ્ધા**—સૌથી થોડા નપુંસક સિદ્ધ થયા છે જન્મથી નપું-સકને તો ચારિત્ર પ્રાપ્ત ન થાય, પરંતુ જે પાછળથી નપુંસક થયા હોય તેવા ઉત્કૃષ્ટા એક સમયમાં દશ મોક્ષ જાય. તેનાથી
**ત્થી નર સિદ્ધાકમેણ સંખગુણા**—સ્ત્રી, પુરૂષ મોક્ષે ગયા, તે અનુક્રમે સંખ્યાતગુણા જાણવા.

**ઇઅ મુખ્ખ તત્ત મેઅં**—એ નવમું મોક્ષતત્ત્વ કહ્યું. એ જીવાદિક
**નવ તત્તા લેસઓ ભણિઆ ॥ ૫૦ ॥** નવતત્ત્વ સંક્ષેપે કરી કહ્યા.
**જીવાઇ નવ પયત્થે**—એ જીવાદિક નવ પદાર્થ
**જો જાણઇ તસ્સ હોઇ સમ્મત્તં**—તેને જે પ્રાણી જાણે છે, તે પ્રાણિને સમ્યકત્વ હોય.

**ભાવેણ સદ્દહંતો**—તે નવતત્ત્વને વિષે ભાવે કરીને જે સદ્દહણા (શ્રદ્ધા) રાખે,
**અયાણ માણેવિ સમ્મત્તં ॥ ૫૧ ॥**—તે (નવતત્ત્વથી) અજાણ હોય તોપણ તેને સમ્યકત્વ છે એમ જાણવું.

## ॥ मूळ गाथाओ ॥

सव्वाइं जिणेसर भा, सिआइं वयणाई नन्नहा हुंति ॥
इअ बुद्धी जस्स मणे, सम्मत्त निच्चळं तस्स ॥ ५२ ॥

अंतो मुहुत्तमित्तं, पि फासिअं हुज्ज जेहिं सम्मत्तं ॥
तेसिं अवड्डपुग्गल, परिअट्टो चेव संसारो ॥ ५३ ॥

उस्सप्पिणी अणंता, पुग्गल परिअट्टओ मुणेअव्वो ॥
तेणंताती अद्धा, अणागयद्धा अणंतगुणा ॥ ५४ ॥

जिण अजिण तिथ्थ तिथ्था, गिहि अन्नसलिंग थी नर नपुंसा॥
पत्तेअ सयंबुद्धा, बुद्धबोहिय सिद्धणिक्काय ॥ ५५ ॥

जिणसिद्धा अरिहंता, अजिण सिद्धा य पुंडरिया पमुहा ॥
गणहारि तिथ्थ सिद्धा, अतिथ्थसिद्धा य मरुदेवी ॥ ५६ ॥

गिहिलिंग सिद्ध भरहो, वल्कलचीरीय अन्न लिंगम्मि ॥
साहु सलिंग सिद्धा, थी सिद्धा चंदणा पमुहा ॥ ५७ ॥

पुं सिद्धा गोयमाई, गांगेयपमुहा नपुंसया सिद्धा ॥
पत्तेय सयंबुद्धा, भणिया करकंडु कविलाइ ॥ ५८ ॥

तह बुद्धबोहिगुरुबो, हिया इग समय एग सिद्धा य ॥
इग समएवि अणेगा, सिद्धा ते णेगसिद्धाय ॥ ५९ ॥

जइआइ होइ पुच्छा, जिणाण मग्गंमि उतरं तइया ॥
इक्कस निग्गोयस्स, अणंत भागो य सिद्धिगओ ॥ ६० ॥

**સવ્વાઇ જિણેસર ભા**—સર્વે જિનેશ્વર દેવે
**સિઆઇ વયણાઈ નન્નહા હુંતિ**—ભાખ્યાં જે વચનો તે અન્યથા ન હોય.
**ઇઅ બુદ્ધિ જસ્સ મણે**—એવી બુદ્ધિ જેના મનને વિષે હોય.
**સમ્મત્તં નિચ્ચલં તસ્સ ॥ ૫૨ ॥**—તેને સમ્યક્ત્વ નિશ્ચલ છે એમ જાણવું.
**અંતો મુહુત્ત મિત્તં**—એક અંતર્મુહુર્ત્ત માત્ર પણ
**પિ ફાસિઅં હુજ્જ જેહિં સમ્મત્તં**—જેને સમકિત ફરસ્યું હોય,
**તેસિં અવડ્ઢ પુગ્ગલ**—તે જીવોને અર્દ્ધ પુદ્‌ગલપરાવર્ત.
**પરિઅટ્ટો ચેવ સંસારો ॥ ૫૩ ॥**—સંસાર નિશ્ચે બાકી રહે છે.
**ઉસ્સપ્પિણી અણંતા**—અનંતી ઉત્સર્પિણી કાલ જ્યારે જાય ત્યારે
**પુગ્ગલ પરિઅટ્ટઓ મુણેઅવ્વો**—એક પુદ્‌ગલપરાવર્ત્ત જાણવો;
**તેણં તાતીઅદ્ધા**—તેવા અનંતા પુદ્‌ગલપરાવર્ત અતીતકાલે ગયા,
**અણાગયદ્ધા અણંતગુણા ॥ ૫૪ ॥**—અને અનંતગુણા અનાગતકાલે જશે.
**જિણ અજિણતિત્થ તિત્થા**—જિન સિદ્ધ, અજિન સિદ્ધ, તિર્થ સિદ્ધ, અતિર્થ સિદ્ધ.
**ગિહિ અન્ન સલિંગ થી નર નપુંસા**—ગૃહસ્થલિંગ સિદ્ધ, અન્યલિંગ સિદ્ધ, સ્વલિંગ સિદ્ધ, સ્ત્રીલિંગસિદ્ધ, પુરૂષલિંગ સિદ્ધ, નપુસકલિંગ સિદ્ધ.
**પત્તેય સયંબુદ્ધા**—પ્રત્યેક બુદ્ધ સિદ્ધ, સ્વયંબુદ્ધ સિદ્ધ.
**બુદ્ધ બોહિય સિદ્ધણિક્કાય ॥ ૫૫ ॥**—બુદ્ધબોધિત સિદ્ધ, એક સિદ્ધ, અને અનેક સિદ્ધ, એમ સિદ્ધના પંદર ભેદ જાણવા.
**જિણસિદ્ધા અરિહંતા**——જિન સિદ્ધ તે અરિહંત ભગવાન જાણવા.
**અજિણ સિદ્ધાય પુંડરિઆ પમુહા**—અજિન સિદ્ધ તે પુંડરીક ગણધર પ્રમુખ જાણવા.
**ગણહારિ તિત્થસિદ્ધા**—સામાન્ય કેવલી એવા ગણધર તે તિર્થસિદ્ધ જાણવા.
**અતિત્થ સિદ્ધાય મરૂદેવિ ॥ ૫૬ ॥**—અતિર્થ સિદ્ધ તે મરૂદેવી માતા પ્રમુખ જાણવા.

**ગિહિલિંગ સિદ્ધા ભરહો**—ગૃહલિંગે સિદ્ધ થયા તે ભરત પ્રમુખ જાણવા.

**વલ્કલચીરીય અન્નલિંગમ્મિ**—વલ્કલચીરીયં આદિ તાપસને વેષે સિદ્ધ થયા તે અન્યલિંગે સિદ્ધ જાણવા.

**સાહુ સાલિગ સિદ્ધા**—સાધુને વેષે જે સિદ્ધ થયા તે સ્વલિંગે સિદ્ધ જાણવા.

**થી સિદ્ધા ચંદણાપમુહા ॥ ૫૭ ॥**—સ્ત્રીલિંગે સિદ્ધ થયા તે ચંદનબાલા પ્રમુખ જાણવા.

**પું સિદ્ધા ગોયમાઇ**—જે પુરૂષલિંગે સિદ્ધ થયા તે ગૌતમાદિ જાણવા.

**ગાંગેય પમુહ નપુંસયા સિદ્ધા**—ગાંગેય પ્રમુખ જે સિદ્ધ થયા તે નપું-સક લિંગે સિદ્ધ જાણવા.

**પત્તેય સયંબુદ્ધા**—પ્રત્યેકબુદ્ધ સિદ્ધ અને સ્વયંબુદ્ધ સિદ્ધ તે અનુક્રમે

**ભણિયા કરકંડુ કવિલાઇ ॥૫૮॥**—કરકંડુ તથા કપિલ આદે કહ્યા છે.

**તહ બુદ્ધ બોહિ ગુરૂબો**—તેમજ બુદ્ધબોધિત સિદ્ધ તે ગુરૂના

**હિયા એગ સમય ઇગ સિદ્ધાય**—ઉપદેશથી બોધ પામીને જે મોક્ષ ગયા તે, અને એક સમયને વિષે મહાવીરસ્વામિની પરે જે એકજ મોક્ષે જાય તેને એક સિદ્ધ કહીએ.

**ઇગ સમએવિ અણેગા**—એક સમયમાં જે અનેક

**સિદ્ધા તેણેગ સિદ્ધાય ॥ ૫૯ ॥**—સિધ્ધ થયા તે અનેક સિધ્ધ જાણવા.

**જઇ આઈ હોઇ પુચ્છા**—જ્યારે જ્યારે (જિનેશ્વર ભગવાનને)પૂછવામાં આવે છે.

**જિણાણ મગ્ગંમિ ઉત્તરં તઇયા**—ત્યારે ત્યારે જિનેશ્વરના માર્ગને વિષે, એજ ઉત્તર હોય છે કે,

**ઇક્કસ નિગ્ગોયસ્સ**—એક નિગોદનો

**અણંત ભાગોય સિદ્ધિ ગયો ॥ ૬૦ ॥**—અનંતમો ભાગ સિદ્ધિ ગયો છે.

## ॥ ઇતિ મોક્ષતત્વ. ॥

## ॥ ઇતિ શ્રી નવતત્ત્વ મૂળ અને અર્થસહિત સમાપ્તમ્ ॥

# ॥ अथ श्री दंडक ॥

## [ अर्थ सहित ]

### ॥ मूळ गाथाओ ॥

नमिउं चउवीसजिणे, तस्सुत्तवियारलेसदेसणओ ॥
दंडगपएहिं तेच्चिय, थोसामि सुणेह भो भव्वा ॥ १ ॥

नेरइआ असुराई, पुढवाइ बेइंदियादओ चेव ॥
गब्भय तिरिय मणुस्सा, वंतर जोइसिय वेमाणी ॥ २ ॥

संखित्तयरीउ इमा, सरीरमोगाहणा य संघयणा ॥
सन्ना संठाण कसाय, लेस इंदिय दु समुग्घाया ॥ ३ ॥

दिट्ठी दंसण नाणे, जोगुवओगो ववाय चवण ठिई ॥
पज्जत्ति किमाहारे, सन्नि गई आगई वेए ॥ ४ ॥

चउ गब्भ तिरिय वाउसु, मणुआणं पंच सेस ति सरीरा ॥
थावर चउगे दुहओ, अंगुलअसंखभाग तणु ॥ ५ ॥

**नमिउं चउवीसजिणे**—ચોવીશ જિનેશ્વરોને નમસ્કાર કરીને.

**तस्सुत्त वियार लेस देसणओ**—તેમના સૂત્રના વિચારને લેશમાત્ર કહેવાથી

**दंडग पएहिं ते च्चिय**—દંડકના પદે કરીને તે જિનેશ્વરોને નિશ્ચે

**थोसामि सुणेह भो भव्वा ॥ १ ॥**—હું સ્તવું છું. તે હે ભવ્યજનો ! તમે સાંભળો.

## હવે ચોવીસ દંડક કહે છે.

**નેરઇયા અસુરાઇ**—સાત નારકીનો એક, અસુરકુમારાદિ દશ ભુવનપતિના દશ મળી અગિયાર દંડક.

**પુઢવાઇ બેઈંદિયાદઓચેવ**—પૃથ્વિકાયાદિ પંચ સ્થાવરના પાંચ તથા બેઇંદ્રિ આદિ વિકલેંદ્રિના ત્રણ મળી. ૧૯.

**ગબ્ભય તિરિય મણુસ્સા**—ગર્ભજ તિર્યંચનો એક, તથા મનુષ્યનો એક.

**વંતર જોઇસિય વેમાણી**—વ્યંતરનો, જ્યોતીષિનો, તથા વૈમાનિકનો, એમ બધા મળી ચોવીસ દંડક.

## હવે ચોવીશ દ્વાર કહે છે.

**સંખિયત્તરીઉ ઇમા**—આ સંઘયણી સંક્ષેપમાત્ર છે.

**સરીર મોગાહણાય સંઘયણા**—(૧) શરીરદ્વાર. (૨) અવગાહના દ્વાર, ( ૩ ) સંઘયણદ્વાર.

**સંન્ના સંઠાણ કસાય**—(૪) સંજ્ઞાદ્વાર, (૫) સંસ્થાનદ્વાર, (૬) કષાયદ્વાર.

**લેસઇંદ્રિય દુસમુગ્ઘાયા** ॥ ૨ ॥—(૭) લેશ્યાદ્વાર, (૮) ઇંદ્રિયદ્વાર, (૯) તથા બે ભેદે સમુદ્ઘાતદ્વાર.

**દિઠ્ઠીદંસણનાણે**-(૧૦)દષ્ટિદ્વાર (૧૧)દર્શનદ્વાર(૧૨)જ્ઞાનદ્વાર(૧૩) અજ્ઞાનદ્વાર

**જોગુ વઓગોવવાય ચવણઠિઇ**--( ૧૪ ) યોગદ્વાર, ( ૧૫ ) ઉપયોગદ્વાર.

( ૧૬ ) ઉપપાતદ્વાર, (૧૭) ચ્યવનદ્વાર, ( ૧૮ ) સ્થિતિદ્વાર.

**પજ્જત્તિ કિમાહારે**—( ૧૯ ) પર્યાપ્તિદ્વાર, ( ૨૦ ) કિમાહારદ્વાર.

**સન્નિગઈ આગઈ વેયે**—( ૨૧ ) સંજ્ઞીદ્વાર, ( ૨૨ ) ગતિદ્વાર, ( ૨૩ ) આગતિદ્વાર, ( ૨૪ ) વેદદ્વાર.

## હવે એ ચોવીશદંડકમાં કયા કયા દંડકે કયું કયું દ્વાર હોય તે કહે છે.

**ચઉગબ્ભ તિરિય વાઉસુ**—ગર્ભજ, તિર્યંચ, અને વાઉકાયને (ઔદારિક, વૈક્રિય, તેજસ અને કાર્મણ) એ ચાર શરીર હોય છે.

**મણુઆણં પંચસેસ તિસરીરા**—( આહારક વધારતાં ) મનુષ્યને પાંચ શરીર હોય છે, અને બાકીના દંડકે ત્રણ શરીર હોય છે, તે આવી રીતે. નારકીનો ૧, તથા દેવતાના તેર દંડક મળી ચૌદ દંડકે વૈક્રિય, તેજસ, અને કાર્મણ. એ ત્રણ, અને વાઉકાય વિના ચાર સ્થાવર તથા વિકલેંદ્રિ એમ સાત દંડકે ઔદારિક, તેજસ, અને કાર્મણ, એ ત્રણ શરીર.

**થાવર ચઉગે દુહઓ**—( હવે બીજું અવગાહના દ્વાર કહે છે. ) વનસ્પતિકાય વિના ચાર સ્થાવરને ( જઘન્ય તથા ઉત્કૃષ્ટથી એમ ) બે પ્રકારે

**અંગુલ અસંખ ભાગતણુ ॥ ૫ ॥**—આંગળના અસંખ્યાતમા ભાગનું શરીર હોય છે.

## ॥ मूळ गाथाओ ॥

**सव्वेसिं पि जहन्ना, साहाविय अंगुलस्सं असंखं सो ॥**
**उक्कोस पणसय धणु, नेरइया सत्त हथ्थ सुरा ॥ ६ ॥**

**गप्भातिरि सहस्स जोयण, वणस्सई अहिय जोयण सहस्सं ॥**
**नर तेइंदि तिगाऊ, बेइंदिय जोयणे बार ॥ ७ ॥**

**जोयणमेगं चउरिं, दि देह मुच्चत्तणं सुए भणियं ॥**
**वेउव्विय देहं पुणं, अंगुलसंखं समारंभे ॥ ८ ॥**

देव नर अहिय लख्खं, तिरियाणं नवय जोयण सयाइं ॥
दुगुणं तु नारयाणं, भणियं वेउव्विय सरीरं ॥ ९ ॥

अंत मुहुत्तं निरये, मुहुत्त चत्तारि तिरिय मणुएसु ॥
देवेसु अद्धमासो, उक्कोस विउव्वणा कालो ॥ १० ॥

**સવ્વેસિંપિ જહન્ના**—(ચાર સ્થાવર વિના) બાકીના સર્વ દંડકે જઘન્યથી

**સાહાવિય અંગુલસ્સ અસંખંસો**—સ્વાભાવિક આંગળના અસંખ્યાતમા ભાગનું શરીર હોય છે.

**ઉક્કોસય પણસય ધણુ**—ઉત્કૃષ્ટથી પાંચસેં ધનુષ્યનું શરીર.

**નેરઇયા સત્તહથ્થ સુરા ॥ ૬ ॥**—નારકીનું હોય છે, અને દેવતાનું સાત હાથનું હોય છે.

**ગબ્ભતિરિ સહસ્સ જોયણ**—ગર્ભજતિર્યંચનું શરીર એક હજાર જોજન.

**વણસ્સઇ અહિય જોયણ સહસ્સં**—વનસ્પતિકાયનું શરીર એક હજાર જોજનથી અધિક હોય છે.

**નર તેઈંદિ તિ ગાઉ**—મનુષ્ય અને તેઇંદ્રિનું શરીર ત્રણ ગાઉનું હોય છે,

**બેઇંદિય જોયણે બાર ॥ ૭ ॥**—બેઇંદ્રિનું શરીર બાર જોજનનું હોય છે.

**જોયણમેગં ચઉરિંદિ**—એક જોજન ચઉરિંદ્રિના

**દેહમુચ્ચત્તણં સુએ ભણીઅં**—શરીરનું ઉંચપણું સૂત્રને વિષે કહ્યું છે.

**વેઉવ્વિય દેહંપુણ**—વળી વૈક્રિય શરીર

**અંગુલસખં સમારંભે ॥ ૮ ॥**—હમેશાં આરંભતી વખતે આગળનો સંખ્યાતમો ભાગ હોય છે.

**દેવનર અહિયલખ્ખં**—દેવતાનું વૈક્રિયશરીર લાખ જોજન, અને *મનુષ્યનું લાખ જોજનથી કાંઈક અધિક હોય છે.

---

* દેવતાના પગ ભોંય અડકતા નથી, તેથી મનુષ્યનું વૈક્રિયશરીર ચાર આંગળ વધારે હોય છે.

**તિરિયાણું નવય જોયણ સયાઈં**—તિર્યંચનું વૈક્રિયશરીર નવસેં ‹
**દુગુણું તુ નારયાણું**—નારકીનું પોતાના શરીરથી બમણું
**ભણિયં વેઉવ્વિય સરીરં ॥ ૯ ॥**—વૈક્રિયશરીર કહ્યું છે. તે વૈ

શરીર કેટલો કાળ રહે તે કહે છે.

**અંતમુહુત્તં નિરયે**—નારકીમાં અંતર્મુહુર્ત્ત
**મુહૂત્તચત્તારિ તિરિય મણુએસુ**—મનુષ્ય અને તિર્યંચમાં ચાર મુહુર્ત
**દેવેસુ અદ્ધમાસો**—દેવતામાં અર્ધો માસ.
**ઉક્કોસ વિઉવ્વણા કાલો ॥૧૦॥**—ઉત્કૃષ્ટથી વૈક્રિયશરીરનો કાળ હ

## ॥ मूळ गाथाओ ॥

थावर सुर नेरइया, असंघयणा य विगल छेवट्ठा ॥
संघयण छग्गं गप्भय, नर तिरिएसुवि मुणेयव्वं ॥ ११

सव्वेसिं चउ दह वा, सन्ना सव्वे सुरा य चउरंसा ॥
नर तिरिय छ संठाणा, हुंडा विगलिंदि नेरइया ॥ १२ ॥

नाणाविह धय सूई, बुब्बुह वण वाउ तेउ अप्काया ॥
पुढवी मसूर चंदा, कारा संठाणओ भणिया ॥ १३ ॥

सव्वे वि चउ कसाया, लेस छग्गं गप्भ तिरिय मणुएसु ॥
नारय तेऊ वाऊ, विगला वेमाणिय तिलेसा ॥ १४ ॥

जोइसिय तेउ लेसा, सेसा सव्वे वि हुंति चउलेसा ॥
इंदियदारं सुगमं, मणुआणं सत्त समुग्घाया ॥ १५ ॥

**થાવર સુર નેરઇઆ**—( હવે ૩ સંઘયણદ્વાર કહે છે. ) પાંચે સ્થાવર, દેવતા, અને નારકી, એ સર્વે.

**અસંઘયણાય વિગલ છેવઠ્ઠા**—સંઘયણરહિત છે. વિકલેંદ્રિને છેવઠ્ઠું ( સેવાર્ત્ત ) સંઘયણ હોય છે.

**સઘંયણ છગ્ગં ગબ્ભય**—છએ સંઘયણ*

**નરતિરિએસુવી મુણેયવ્વં ॥૧૧॥**—ગર્ભજ મનુષ્ય, અને તિર્યંચને જાણવાં.

**સવ્વેસિં ચઉદ્દહવા**—( હવે ૪ સંજ્ઞા દ્વાર કહે છે. ) સર્વે દંડકોને ચાર અથવા દશસંજ્ઞા હોય છે.

**સન્ના સવ્વે સુરાય ચઉરંસા**—(હવે ૫ મું સંસ્થાનદ્વાર કહે છે. ) સર્વે દેવતાઓને સમચતુરસ્ર સંસ્થાન હોય છે.

**નરતિરિય ૭ સંઠાણા**—મનુષ્ય અને તિર્યંચ ૭ સંસ્થાનવાળા છે.

**હુંડાવિગલિંદિ નેરઇયા ॥ ૧૨ ॥**—વિકલેંદ્રિ અને નારકી હુંડક સંસ્થાનવાળા છે.

**નાણાવિહ ધય સૂઇ**—નાના પ્રકારના સંસ્થાનવાળા ધજાના, સોયના.

**બુબ્બુય વણવાઉ તેઉ અપૂકાયા**—અને પરપોટાના સંસ્થાનવાળા અનુક્રમે વનસ્પતિકાય, વાઉકાય, તેઉકાય, અને અપકાય હોય છે.

**પુઢવી મસૂરચંદા**—પૃથ્વિકાય મસુરની દાળ અને ચંદ્રમાના

**કારા સંઠાણઓ ભણિયા ॥૧૩॥**—આકાર સંસ્થાનવાળા હોય છે.

**સવ્વેવિ ચઉકસાયા**—( હવે ૬ ઠું કષાયદ્વાર કહે છે. ) સર્વે જીવો ક્રોધ, માન, માયા, લોભવાળા હોય છે.

---

*(૧) વજ્રઋષભનારાચ, (૨) ઋષભનારાચ, (૩) નારાચ, (૪) અર્દ્ધનારાચ, (૫) કીલિકા, (૬) છેવઠ્ઠું. કૃષ્ણ, નીલ, કાપોત, તેજો, પદ્મ, શુકલ,

(૧) આહાર, (૨) ભય, (૩) મૈથુન, (૪) પરિગ્રહ, (૫) કામ, ( ૬ ) ક્રોધ, ( ૭ ) માન, ( ૮ ) માયા. ( ૯ ) લોભ, ( ૧૦ ) ઓઘ.

**લેસ છગ્ગં ગબ્ભ તિરિય મણુએસુ**—( હવે સાતમું લેશ્યાદ્વાર કહે છે. )
ગર્ભજ, તિર્યંચ, અને મનુષ્યને છએ લેશ્યા હોય છે.

**નારય તેઉવાઉ**—નારકી, તેઉકાય. અને વાઉકાય.

**વિગલા વેમાણિયતિ લેસા ॥ ૧૪ ॥**—તથા વિકલેંદ્રિ, અને વૈમાનિક ત્રણ લેશ્યાવાળા હોય છે. તેમાં વૈમાનિકને તેજો, પદ્મ, અને શુકલ લેશ્યા હોય છે. અને નારકી, તેઉકાય, વાઉકાય, અને વિગલેંદ્રિને કૃષ્ણ, નીલ, અને કાપોતલેશ્યા હોય છે.

**જોઇસિય તેઉ લેસા**—જ્યોતિષીને તેજોલેશ્યા હોય છે.

**સેસા સવ્વેવિ હુંતિ ચઉલેસા**—બાકીના સઘળા દંડક ચાર લેશ્યાવાળા હોય છે.

**ઇંદિયદારં સુગમં**—ઇંદ્રિયદ્વાર સુગમ છે ( ૮ મું ઇંદ્રિયદ્વાર કહે છે. )

**મણુઆણું સત્તસમુગ્ઘાયા ॥૧૫॥**—( હવે ૯ મું સમુદ્‌ઘાતદ્વાર કહે છે)
મનુષ્યને સાતે સમુદ્‌ઘાત હોય છે.

## ॥ मूळ गाथाओ ॥

**वेयण कसाय मरणे, वेउव्विय तेय एय आहारे ॥**
**केवलिय समुग्घाया, सत्त इमें हुंति सन्नीणं ॥ १६ ॥**

**एगिंदियाण केवलि, तेउआहारग विणा उ चत्तारि ॥**
**ते वेउव्विय वज्जा, विगला सन्नीण ते चेव ॥ १७ ॥**

**पण गब्भ तिरि सुरेसु, नारय वाऊसु चउर तिय सेसे ॥**
**विगल दुदिट्ठी थावर, मिच्छत्ती सेस तिय दिट्ठी ॥ १८ ॥**

**थावर बि ति सु अचक्खु, चउरिंदिसु तहुगं सुए भणियं ॥**
**मणुआ चउ दंसणिणो, सेसेसु तिगं तिगं भणियं ॥ १९ ॥**

**अन्नाण नाण तिय तिय, सुर तिरि निरए थिरे अनाण दुगं ॥**
**नाणान्नाण दु विगले, मणुए पण नाण तिअनाणा ॥ २० ॥**

**વેયણ કસાય મરણે**—વેદના, કષાય, મરણ.

**વેઉવ્વિય તેય એય આહારે**—વૈક્રિય, તેજસ, આહારક.

**કેવલિય સમુગ્ઘાયા**—અને કેવળી સમુદ્‌ઘાત.

**સત્ત ઇમે હુંતિ સન્નીણં ॥ ૧૬ ॥**—એમ સાતે સમુદ્‌ઘાત સન્નિમનુષ્યને હોય છે,

**એગિંદિયાણ કેવલિ**—એકેંદ્રિને કેવલી,

**તેઉ આહારગ વિણાઓ ચત્તારિ**—તેજસ, અને આહારક, એ ત્રણ વિના ચાર સમુદ્‌ઘાત ( એકેંદ્રિને ) હોય છે.

**તે વેઉવ્વિય વજ્જા**—તે ત્રણ તથા વૈક્રિય એ ચાર વર્જીને.

**વિગલા સન્નીણ તે ચેવ ॥ ૧૭ ॥**—ત્રણ સમુદ્‌ઘાત વિગલેંદ્રિ અને અસન્નીને હોય છે.

**પણ ગબ્ભ તિરિસુરેસુ**—ગર્ભજ, તિર્યંચ, અને દેવતાને પાંચ.

**નારયવાઉસુ ચઉર તિયસેસે**—નારકી અને વાઉકાયને વિષે ચાર, અને બાકીના દંડકે ત્રણ સમુદ્‌ઘાત હોય છે.

**વિગલદુ દિઠ્ઠી થાવર**—( હવે ૧૦ મું દષ્ટિદ્વાર કહે છે. ) વિકલેંદ્રિ બે *દષ્ટિવાળા હોય છે, અને સ્થાવરને.

**મિચ્છત્તિસેસ તિયદિઠ્ઠિ ॥ ૧૮ ॥**—મિથ્યાદષ્ટિ હોય છે. બાકીના દંડકે સમકિત, મિશ્ર અને મિથ્યાદષ્ટિ હોય છે.

---

* વિકલેંદ્રિ કેટલાક અપર્યાપ્ત અવસ્થાએ સમ્યક્‌દષ્ટિ હોય છે, તેથી સમકિત અને મિથ્યા એ બે દષ્ટિ વિકલેંદ્રિને હોય છે.

**થાવર બિ તિસુ અચક્ખુ**—( હવે ૧૧ મું દર્શનદ્વાર કહે છે. ) સ્થાવર, બેઇંદ્રિ, અને તેઇંદ્રિને અચક્ષુદર્શન હોય છે.

**ચઉરિંદિસુ તદ્દુગં સુએ ભણિઅં**—ચઉરિંદ્રિને તે બે ( ચક્ષુ તથા અચક્ષુ ) દર્શન સૂત્રને વિષે કહ્યું છે.

**મણુઆ ચઉ દંસણિણો**—મનુષ્યને ( ચક્ષુ, અચક્ષુ, અવધિ, અને કેવલ.) એ ચાર દર્શન હોય છે.

**સેસેસુ તિગં તિગં ભણિયં ॥ ૧૯ ॥** બાકીનાને વિષે ત્રણ ત્રણ દર્શન કહ્યાં છે.

**અન્નાણ નાણતિય તિય**—( હવે ૧૨ તથા ૧૩ મું જ્ઞાન તથા અજ્ઞાન-દ્વાર કહે છે. ) ત્રણ અજ્ઞાન અને ત્રણ *જ્ઞાન.

**સુર તિરિ નિરયે થિરે અન્નાણ દુગં**—દેવતા, તિર્યંચ, અને નારકીને હોય છે. સ્થાવરને ( મતિ તથા શ્રુત ) બે અજ્ઞાન હોય છે.

**નાણાન્નાણ દુવિગલે**—બે જ્ઞાન તથા બે અજ્ઞાન વિકલેંદ્રિને હોય છે.

**મણુએ પણનાણ તિ અન્નાણ ॥ ૨૦ ॥**—મનુષ્યને પાંચ જ્ઞાન, તથા ત્રણ અજ્ઞાન હોય છે.

## ॥ मूळ गाथाओ ॥

**इक्कारस सुर निरए, तिरिएसु तेर पन्नर मणुएसु ॥**
**विगले चउ पण वाए, जोगतियं थावरे होइ ॥ २१ ॥**

**उवओगा मणुएसु, बारस नव निरय तिरिय देवेसु ॥**
**विगलदुगे पण छक्कं, चउरिंदिसु थावरे तियगं ॥ २२ ॥**

---

* (૧) મતિઅજ્ઞાન, (૨) શ્રુતઅજ્ઞાન, (૩) વિભંગઅજ્ઞાન. (૧) મતિ જ્ઞાન, (૨) શ્રુતજ્ઞાન, (૩) અવધિજ્ઞાન, (૪) મનઃપર્યવજ્ઞાન, (૫) કેવલજ્ઞાન.

संखमसंखा समए, गब्भय तिरि विगल नारय सुराय ॥
मणुआ नियमा संखा, वणऽणंता थावर असंखा ॥ २३ ॥
असन्नि नर असंखा, जह उववाए तहेव चवणेवि ॥
बावीस सग ति दस वा, स सहस्स उक्किट्ठ पुढवाई ॥ २४ ॥
तिदिणग्गि तिपल्लाऊ, नर तिरि सुर निरय सागरतितीसा ॥
वंतर पल्लं जोइस, वरिस लक्खाहिअं पलिअं ॥ २६ ॥

ईक્કાર સુર નિરયે--(હવે ૧૪ મું યોગદ્વાર કહે છે.) દેવતા અને નારકીને અગિયાર યોગ હોય છે.

તિરિએસુ તેર પન્નર મણુએસુ—તિર્યંચને તેર, અને મનુષ્યને પંદર યોગ હોય છે.

વિગલે ચઉ પણુવાએ—વિગલેંદ્રિને ચાર, વાઉકાયને પાંચ,

જોગ તિયં થાવરે હોઇ ॥ ૨૧ ॥—અને થાવરને ત્રણ યોગ હોય છે.

ઉવઓગા મણુએસુ—(હવે ૧૫ મું ઉપયોગદ્વાર કહે છે) મનુષ્યને વિષે બાર ઉપયોગ.

બારસ નવ નિરય તિરય દેવેસુ—નારકી, તિર્યંચને, અને દેવતાને વિષે નવ,

વિગલ દુગે પણ છક્કં—બે વિકલેંદ્રિને પાંચ, અને ચઉરિંદ્રિને છ,

ચઉરિંદિસુ થાવરે તિયગં ॥ ૨૨ ॥—અને થાવરને ત્રણ ઉપયોગ હોય છે.

સંખમસંખા સમયે—(હવે ૧૬ મું તથા ૧૭ મું ઉત્પત્તિ અને ચ્યવનદ્વાર કહે છે.) એક સમયને વિષે સંખ્યાતા અને અસંખ્યાતા,

ગબ્ભયતિરિ વિગલ નારય સુરાય—ગર્ભજ, તિર્યંચ, વિકલેંદ્રિ, નારકી, અને દેવતા ઉત્પન્ન થાય છે.

મણુઆ નિયમા સંખા—મનુષ્યો નિશ્ચે સંખ્યાતા ઉત્પન્ન થાય છે.

**વણુઽઋુંતા થાવર અસંખા ॥ ૨૩ ॥**—વનસ્પતિકાય અનંતા, અને સ્થાવર અસંખ્યાતા ઉત્પન્ન થાય છે.

**અસન્ની નર અસંખા**—અસજ્ઞિ મનુષ્યો અસંખ્યાતા ઉત્પન્ન થાય છે.

**જહ ઉવવાએ તહેવ ચવણેવિ**—જેમ ઉપપાતદ્વાર તેમજ ચ્યવનદ્વાર પણ જાણવું.

**બાવીસ સગતિ દસ વા**—( હવે આયુષ્યદ્વાર કહે છે. ) બાવીસ હજાર, સાતહજાર, ત્રણ હજાર અને દસહજાર,

**સ સહસ્સ ઉક્કિટ્ઠ પુઢવાઇ ॥ ૨૪ ॥**—વરસનું આયુષ્ય ઉત્કૃષ્ટ પૃથ્વિકાયાદિ એટલે પૃથ્વિકાય, અપકાય, વાઉકાય, અને વનસ્પતિકાયનું અનુક્રમે હોય છે.

**તિ દિણગ્ગિ તિ પલ્લાઉ**—ત્રણ દિવસ અગ્નિકાયનું આયુષ્ય હોય છે, અને ત્રણ પલ્યોપમનું

**નર તિરિ સુર નિરય સાગર ત્તિતીસા**—મનુષ્ય અને તિર્યંચનું હોય છે, દેવતા અને નારકીનું ઉત્કૃષ્ટ આયુષ્ય તેત્રીસ સાગરોપમનું હોય છે.

**વંતર પલ્લં જોઇસ**—વ્યંતરનું એક પલ્યોપમ, અને જ્યોતિષીનું

**વરિસ લખ્ખાહિયં પલિયં ॥ ૨૫ ॥**—એક લાખ વર્ષ અધિક એક પલ્યોપમનું હોય છે.

## ॥ मूळ गाथाओ ॥

**असुराण अहिय अयरं, देसूण दु पल्लयं नवनिकाए ॥**
**बारस वासुण पण दिण, छम्मास उक्किट्ठ विगलाऊ ॥१६॥**

**पुढवाइ दस पयाणं, अंत मुहुत्तं जहन्न आउठिई ॥**
**दस सहस वरिस ठिइआ, भवणाहिव निरय वंतरिया ॥२७॥**

वेमाणिय जोइसिया, पल्ल तयट्ठंस आउआ हुंति ॥
सुर नर तिरि निरएसु, छ पज्जत्ती थावरे चउगं ॥ २८ ॥
विगले पंच पज्जत्ति, छद्दिसि आहार होइ सव्वेसिं ॥
पणगाइ पए भयणा, अह सण्णि तियं भणिस्सामि ॥ २९ ॥
चउविह सुर तिरिएसु, निरएसु य दीहकालिगी सण्णा ॥
विगले हेउवएसा, सण्णारहिया थिरा सव्वे ॥ ३० ॥

અસુરાણ અહિય અયરં—અસુરકુમારનિકાયનું આયુષ્ય એક સાગરોપમથી કાંઇક અધિક હોય છે.

દેસૂણ દુપલ્લયં નવનિકાયે—બાકીના નવનિકાયનું આયુષ્ય દેસેઊણું બે પલ્યોપમનું હોય છે.

બારસ વાસુણુપણુદિણ—બાર વરસ, ઓગણપચાસ દિવસ,

છમ્માસ ઉક્કિઠ વિગલાઉ ॥ ૨૬ ॥—અને છ માસનું ઉત્કૃષ્ટ આયુષ્ય અનુક્રમે વિકલેંદ્રિનું હોય છે.

પુઢવાઇ દસપયાણં—પૃથ્વિકાયાદિ દશપદોની (પાંચ સ્થાવર, ત્રણ વિકલેંદ્રિ, તિર્યંચ, અને મનુષ્ય.)

અંતમુહુત્તં જહન્ન આઉઠિઈ—જઘન્યથી આયુષ્યની સ્થીતિ અંતર્મુહુર્ત્તની હોય છે.

દસ સહસ વરસઠિઇઆ—દસહજાર વરસની આયુષ્યની સ્થીતિ જઘન્યથી

ભવણાહિવ નિરય વંતરીઆ ॥ ૨૭ ॥—ભવનપતિ, નારકી, અને વ્યંતરની હોય છે.

વેમાણિય જોઇસિયા—વૈમાનિક અને જ્યોતિષિનું જઘન્ય આયુષ્ય

પલ્લ તયઠ્ઠંસ આઉઆ હુંતિ—અનુક્રમે એક પલ્યોપમ તથા એક પલ્યોપમનો આઠમો ભાગ હોય છે.

સુરનર તિરિ નિરએસુ—( હવે પર્યાપ્તિદ્વાર કહે છે. ) દેવતા, મનુષ્ય તિર્યંચ અને નારકીને વિષે.

છપજ્જત્તિ થાવરે ચઉગં ॥ ૨૮ ॥—છ પર્યાપ્તિ હોય છે, તથા થાવરને ચાર પર્યાપ્તિ હોય છે.

વિગલે પંચ પજ્જત્તિ—વિકલેંદ્રિને પાંચ પર્યાપ્તિ હોય છે.

છદ્દિસિ આહાર હોઇ સવ્વેસિં—( હવે કિમાહાર દ્વાર કહે છે. ) સર્વ જીવોને છ દિશાનો આહાર હોય છે.

પણગાઈ પયે ભયણા—પૃથ્વિકાયાદિ પાંચ સ્થાવરના પદને વિષે ભજના છે, એટલે છએ દિશાનો આહાર હોયે ખરો અને ન પણ હોય.

અહસન્નિતિયં ભણિસ્સામિ ॥ ૨૯ ॥ હવે ત્રણ સંજ્ઞા કહીશ.

ચઉવિહ સુરતિરિએસુ—ચારે પ્રકારના દેવતા અને તિર્યંચને વિષે.

નિરએસુ દીહ કાલિગીસન્ના—તથા નારકીને વિષે દીર્ઘકાલીકી સંજ્ઞા હોય છે.

વિગલે હેઉવએસા—વિકલેંદ્રિને હિતોપદેશીકી સંજ્ઞા હોય છે.

સન્નારહિયા થિરા સવ્વે ॥ ૩૦ ॥--સર્વે સ્થાવરો સંજ્ઞારહિત હોય છે.

## ॥ मूळ गाथाओ ॥

मणुआण दीह कालिय, दिट्ठीवाओवएसिआ केवि ॥
पज्ज पण तिरि मणुअ च्चिय, चउविह देवेसु गच्छंति ॥ ३१ ॥
संखाउ पज्ज पणिंदि, तिरिय नरेसु तहेव पज्जत्ते ॥
भू दग पत्तेयवणे, एएसु च्चिय सुरागमणं ॥ ३२ ॥
पज्जत्त संख गप्भय, तिरिय नरा निरय सत्तगे जंति ॥
निरउवट्टा एएसु, उववज्जंति न सेसेसु ॥ ३३ ॥

पुढवी आउ वणस्सइ, मज्झे नारय विवज्जिया जीवा ॥
सव्वे उववज्जंति, नियानिय कम्माणुमाणेणं ॥ ३४ ॥
पुढवाइ दस पएसु पुढवी आऊ वणस्सई जंति ॥
पुढवाइ दस पएहिय, तेऊ वाऊसु उववाओ ॥ ३५ ॥

મણુઆણ દીહકાલિય—મનુષ્યને દીર્ઘકાલીકી સંજ્ઞા હોય છે.

દિઠ્ઠીવાઓ વએસિયા કેવિ—કેટલાક મનુષ્યને દષ્ટિવાદોપદેશીકી સંજ્ઞા પણ હોય છે.

( હવે ગતિ આગતિદ્વાર કહે છે. )

પજ્જપણ તિરિમણુઅચ્ચિય--પર્યાપ્તા, પંચેંદ્રિ, તિર્યંચ, અને મનુષ્ય, નિશ્ચે,

ચઉવિહ દેવેસુ ગચ્છંતિ ॥ ૩૧ ॥—ચાર પ્રકારના દેવતાને વિષે જાય છે.

સંખાઉ પજ્જ પણિંદિ--સંખ્યાતા આયુષ્યવાળા પર્યાપ્તા પંચેંદ્રિ.

તિરિય નરેસુ તહવે પજ્જત્તે—તિર્યંચ, અને મનુષ્યને વિષે, તેમજ પર્યાપ્તા

ભૂ દગ પત્તેયવણે—પૃથ્વિકાય, અપ્કાય, અને પ્રત્યેક વનસ્પતિકાય.

એએસુ ચ્ચિય સુરાગમણં ॥ ૩૨ ॥--એ પાંચને વિષે નિશ્ચે દેવતાનું આવવું ( ઉપજવું ) થાય છે.

પજ્જત્ત સંખ ગબ્ભય--પર્યાપ્તા સંખ્યાતા વર્ષના આયુષ્યવાળા ગર્ભજ તિર્યંચ

તિરિયનરા નિરય સત્તગે જંતિ—તથા મનુષ્ય સાતે નરકને વિષે ઉત્પન્ન થાય છે.

નિરયઉવટ્ટા એએસુ—અને એ નારકીને વિષેથી નિકળેલા જીવો

ઉવજ્જંતિ ન સેસેસુ ॥ ૩૩ ॥—એ બે શિવાય બાકીના દંડકને વિષે ઉપજતા નથી.

પુઢવી આઊવણસ્સઇ—પૃથ્વિકાય. અપ્કાય અને વનસ્પતિકાય.

મજ્ઝે નારય વિવજ્જિજયા જીવા—મધ્યે નારકી વર્જીને

સવ્વે ઉવવજ્જંતિ—બાકીના સર્વ જીવો ઉપજે છે.

નિય નિય કમ્માણુ માણેણં ॥ ૩૪ ॥—પોતપોતાના કર્મના અનુમાને

પુઢવાઇ દસપએસુ—*પૃથ્વિકાયાદિ દશ પદને વિષે.

પુઢવી આઉવણસ્સઇ જંતિ--પૃથ્વિકાય, અપકાય અને વનસ્પતિકાયના જીવો ઉપજે છે.

પુઢવાઈ દસપએહિય—અને પૃશ્વિકાયાદિ દશ પદને વિષેથી નિકળેલા જીવો

તેઉ વાઊસુ ઉવવાઓ ॥ ૩૫ ॥--તેઊકાય અને વાઉકાયને વિષે ઉત્પન્ન થાય છે.

## ॥ मूळ गाथाओ ॥

तेऊ वाऊ गमणं, पुढवी पमुहम्मि होइ पय नवगे ॥
पुढवाइ ठाणदसगा, विगलाइंतिय तहिं जंति ॥ ३६ ॥

गमणा गमणं गप्भय, तिरिआणं सयल जीव ठाणेसु ॥
सव्वथ्थ जंति मणुआ, तेऊ वाऊहिं नो जंति ॥ ३७ ॥

वेय तिय तिरि नरेसु, इथ्थी पुरिसो य चउविह सुरेसु ॥
थिर विगल नारएसु, नपुंस वेओ हवइ एगो ॥ ३८ ॥

पज्जमणु बायरग्गी, वेमाणिय भवण निरय वंतरिया ॥
जोइस चउ पण तिरिया, बेइंदि तेइंदि भूआऊ ॥ ३९ ॥

---

* પૃથ્વિકાય, અપ્કાય, તેઉકાય, વનસ્પતિકાય, બેઇંદ્રિ, તેઇંદ્રિ, ચૌઇંદ્રિ, મનુષ્ય, એ દશ પદ તેમાંથી મનુષ્ય બાદ કરતાં નવ.

वाऊ वणस्सई चिय, अहिया अहिया कमेणमेहुंति ॥
सव्वेवि इमे भावा, जिणा मए णंतसो पत्ता ॥ ४० ॥
संपइ तुम्ह भत्तस्स, दंडग पय भमण भग्ग हियस्स ॥
दंड तियविरयसुलहं, लहु मम दिंतु मुख्खपयं ॥ ४१ ॥
सिरि जिणहंस मुणीसर, रज्जे सिरि धवलचंदसीसेण ॥
गजसारेण लिहिया, एसा विण्णती अप्पहिया ॥ ४२ ॥

તેઉ વાઉ ગમણું—તેઉકાય અને વાઉકાયનું જવું

પુઢવી પમુહંમિ હોઈ પયનવગે—પૃથ્વિકાય પ્રમુખ નવપદને વિષે હોય છે.

પુઢવાઇ ઠાણ દસગો—પૃથ્વીકાયાદિ દસ થાનકના જીવો

વિગલાઈ તિય તહિંજંતિ ॥ ૩૬ ॥—ત્રણ વિકલેંદ્રિમાં ઉપજે છે. અને વિકલેંદ્રિના જીવો પૃથ્વીકાયાદિ દસ પદમાં જાય છે.

ગમણાગમણં ગબ્ભય, તિરિયાણં સયલ જીવ ઠાણેસુ—ગર્ભજ તિર્યંચનું જવું આવવું સર્વ દંડકોને વિષે જાય છે.

સવ્વથ્થ જંતિ મણુઆ—મનુષ્યો સર્વ દંડકોને વિષે જાય છે.

તેઉ વાઊહિં નો જંતિ ॥ ૩૭ ॥—પણ તેઉકાય અને વાઉકાયને વિષેથી મનુષ્યો ના થાય.

વેયતિય તિરિ નરેસુ—ત્રણ વેદ તિર્યંચ અને મનુષ્યને હોય.

ઇથ્થી પુરિસોય ચઉવિહ સુરેસુ—ચારે પ્રકારના દેવતાને વિષે સ્રીવેદ અને પુરૂવેદ હોય છે.

થિરવિગલ નારએસુ—પાંચ સ્થાવર વિકલેંદ્રિ, અને નારકીને વિષે,

નપુંસવેઓ હવઇ એગો ॥ ૩૮ ॥—એક નપુંસકવેદ હોય છે.

**પજ્જમણુ બાઇરગ્ગિ**—પર્યાપ્તા મનુષ્ય, બાદર, અગ્નિકાય.

**વેમાણિય ભવણુ નિરયા વંતરિય**—વૈમાનિકા, ભવનપતિ, નારકી, વ્યંતર.

**જોઇસ ચઉપણુ તિરિયા**—જ્યોતિષિ, ચઉરિંદ્રિ, પંચેંદ્રિ તિર્યંચ.

**બેઇંદિ તેઇંદિ ભૂ આઊ ॥ ૩૯ ॥**—બેઇંદ્રિ, તેઇંદ્રિ, પૃથ્વીકાય, અપ્કાય,

**વાઉ વણસ્સઇ ચિય**—વાઉકાય, અને વનસ્પતિ, એ સર્વે નિશ્ચે

**અહિયા અહિયા કમેણમે હુંતિ**—અનુક્રમે એકથી અધિક હોય છે

**સવ્વેવિ ઇમોભાવા**—એ સર્વે પણ ભાવો.

**જિણાઅએણંતસો પત્તા ॥ ૪૦ ॥**—હે જિનેશ્વર ! મેં અનંતિવાર પ્રાપ્ત કર્યા છે.

**સંપઇ તુમ્હ ભત્તસ્સ, દંડગ પયભમણ ભગ્ગ હિયયસ્સ**—હમણાં ચોવીસે દંડકના સ્થાનને વિશે ભમવાથી નિવૃત્ત થયું છે મન જેનું એવા તમારા ભક્ત એવા મને

**દંડતિય વિરય સુલહં**—મન, વચન, અને કાય, એ ત્રણ દંડના વિરામથી સુલભ એવું

**લહુ મમ દિંતુ મુક્ખપયં ॥ ૪૧ ॥**—મોક્ષ પદ ઝટ આપો.

**સિરિ જિણહંસ મુણીસર**—શ્રી જિનહંસ મુનિશ્વરના

**રજ્જે સિરિ ધવલચંદ સીસેણ**—રાજ્યને વિશે શ્રી ધવલચંદ મુનિના શિષ્ય

**ગજીસારેણ લિહિયા એસા વિન્નત્તિ અપ્પહિયા ॥ ૪૨ ॥**—ગજસાર મુનિએ આ વિજ્ઞપ્તિ પોતાના આત્માના હિતને અર્થે લખી.



# જીવના ૫૬૩ ભેદ.

## ૧૪ નારકીના ભેદ.

૭ પર્યાપ્તા ૭ અપર્યાપ્તા.

## ૪૮ તિર્યંચના ભેદ.

૨૮ પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, અને વાઉકાય. એ ચાર સૂક્ષ્મ અને ચાર બાદર=૮ તથા પ્રત્યેક વનસ્પતિકાય, સાધારણ વનસ્પતિકાય, અને સુક્ષ્મ વનસ્પતિકાય=૩ તથા બેઇંદ્રિ, તેઇંદ્રિ, અને ચૌરેંદ્રિ, એ ત્રણ મળી કુલ ૧૪ ચૌદ પર્યાપ્તા, અને અપર્યાપ્તા મળી ૨૮.

૨૦ જલચર, થલચર, ખેચર, ઉરપરિસર્પ, અને ભૂજપરિસર્પ, એ પાંચ ગર્ભજ અને પાંચ સમૂર્છિમ મળી દસ, એ દસ પર્યાપ્તા, અને દસ અપર્યાપ્તા=૨૦. એ રીતે અડતાલીશ ભેદ તિર્યંચના.

## ૩૦૩ મનુષ્યના ભેદ.

૧૫ કર્મભૂમિ, ૩૦ અકર્મભૂમિ, ૫૬ અંતરદ્વિપના મળી ૧૦૧, એ એકસો એક ગર્ભજ પર્યાપ્તા. એકસો એક ગર્ભજ અપર્યાપ્તા, અને એકસો એક સંમૂર્છિમ અપર્યાપ્તા મળી કુલ ૩૦૩.

## ૧૯૮ દેવતાના ભેદ.

### ૧૫ પરમાધામી.

૧ અંબ. ૨ અંબરસી. ૩ શ્યામ. ૪ સંબળ ૫ રૂદ્ર. ૬ ઉપરૂદ્ર. ૭ કાળ. ૮ મહાકાળ. ૯ અસિપત્ર. ૧૦ ધનુષ્ય. ૧૧ કુંભી. ૧૨ કાલુ. ૧૩ વૈતરણી. ૧૪ ખરસ્વર. ૧૫ મહાઘોષ.

૮ વ્યંતર. ( નામ આગળ આવી ગયાં છે. )

૮ વાણુવ્યંતર. ( નામ આગળ આવી ગયાં છે. )

૧૦ ભુવનપતિ. ( નામ આગળ આવી ગયાં છે. )

૧૦ તિર્યંગ્જૃંભક.

૧ અન્નજૃંભગા ૨ પાનજૃંભગા ૩ વસ્ત્રજૃંભગા ૪ લેણુજૃંભગા ૫ પુષ્પજૃંભગા ૬ ફલજૃંભગા ૭ પુષ્પજૃંભગા ૮ સયણુજૃંભગા ૯ વિદ્યાજૃંભગા ૧૦ અવિયતજૃંભગા.

૧૦ જ્યોતિષી.

૧ ચંદ્ર ૨ સૂર્ય ૩ ગ્રહ ૪ નક્ષત્ર ૫ તારા, એ પાંચ સ્થિર અને પાંચ ચર. જ્યોતિષી અઢી દ્વિપમાં જે છે તે ચર એટલે ફરતા છે અને અઢી દ્વિપ બહાર જે તે સ્થિર છે.

૯ લોકાંતિક.

૧ સારસ્વત ૨ આદિત્ય ૩ વન્હિ ૪ અરૂણ ૫ ગદતોય ૬ તુષિત ૭ અવ્યાબાધ ૮ આગ્નેય ૯ અરિષ્ટ.

૩ કિલ્બિષિયા.

૧ પહેલા અને બીજા દેવલોક નીચે. ૨ ત્રીજા અને ચોથા દેવલોક નીચે. ૩ પાંચમા અને છઠ્ઠા દેવલોક નિચે.

૧૨ કલ્પદેવલોક ( નામ આગળ આવી ગયાં છે. )

૯ ગ્રૈવેયક. ( નામ આગળ આવી ગયાં છે. )

૫ અનુત્તરવિમાન ( નામ આગળ આવી ગયાં છે. )

એ રીતે દેવતાના ૯૯ ભેદ પર્યાપ્તા, અને ૯૯ અપર્યાપ્તા મળી કુલ ૧૯૮ ભેદ.

નારકીના ૧૪, તિર્યંચના ૪૮, મનુષ્યના ૩૦૩, દેવતાના ૧૯૮, મળી કુલ ૫૬૩ ભેદ જીવના થાય.

### કયો જીવ કઈ નરકે જાય તે કહે છે.

સમૂર્છિમ તિર્યંચપંચેંદ્રિ પહેલી નારકી સુધી જાય, ભુજપરિસર્પ બીજી નારકી સુધી, ખેચર ત્રીજી નારકી સુધી, સિંહ પ્રમુખ ચોથી નારકી સુધી, ઉરપરિસર્પ પાંચમી નારકી સુધી, સ્ત્રી છટ્ઠી નારકી સુધી મનુષ્ય તથા મચ્છ સાતમી નારકી સુધી.

### કઈ નારકીનો જીવ કયાં આવી ઉપજે.

સાતમી નારકીનો નીકળ્યો જીવ ગર્ભજતિર્યંચમાં આવે, અને સમકિત પણ પામે. છટ્ઠી નારકીનો નીકળ્યો જીવ ગર્ભજતિર્યંચ અને ગર્ભજમનુષ્યમાં આવે, અને દેશવિરતિપણું પામે. પાંચમી નારકીનો નિકળ્યો જીવ ગર્ભજમનુષ્ય થાય અને સર્વવિરતીપણું પામે, પણ કેવળજ્ઞાન ન પામે. ચોથી નારકીનો નિકળ્યો જીવ ગર્ભજ મનુષ્ય થાય અને કેવળજ્ઞાન પામે, તો પામે, પરંતુ તિર્થંકર ન થાય. ત્રીજી નારકીનો નિકળ્યો જીવ ગર્ભજ મનુષ્ય થાય અને તિર્થંકર પણ થાય. બીજી નારકીનો નિકળ્યો જીવ મનુષ્ય થાય, તેમજ વાસુદેવ તથા બળદેવ પણ થાય. પણ ચક્રવર્તિ ન થાય. પહેલી નારકીનો નિકળ્યો જીવ ચક્રવર્ત્યાદિક સમસ્ત પદવી પામે.

## ॥ ઇતિ શ્રી દંડક મુળ અર્થ સહિત સમાપ્ત. ॥

---

# ॥ अथ श्री लघुसंघयणी ॥

## ( अर्थ सहित )

### ॥ मूळ गाथाओ ॥

नमिय जिणं सव्वन्नुं, जपपुज्जं जगगुरुं महावीरं ॥
जंबुद्दीव पयथ्थे, वुच्छं सुत्ता सपरहेऊं ॥ १ ॥

खंडा जोयण वासा, पव्वय कूडा य तिथ्थ सेढीओ ॥
विजय दह सलिलाओ, पिंडेसिं होइ संघयणी ॥ २ ॥

नउअ सयं खंडाणं, भरहपमाणेण भाइए लख्खे ॥
अहवा नउअसयं गुणं, भरह पमाणं हवइ लख्खं ॥ ३ ॥

अहविग खंडे भरहे, दो हिमवंते अ हेमवइ चउरो ॥
अठ्ठमहा हिमवंते, सोलस खंडाइ हरिवासे ॥ ४ ॥

बतीसं पुण निसढ्ढे, मिलिया तेसठ्ठि बीयपासे वि ॥
चउसठ्ठिओ विदेहे, तिरासि पिंडेइ नउअसयं ॥ ५ ॥

નમિય જિણં સવ્વન્નું, જગપૂજજં જગગુરૂં મહાવીરં—સર્વજ્ઞ ત્રણ જગતને પૂજ્ય, અને ત્રણ જગતના ગુરુ, એવા શ્રી મહાવીર સ્વામીને નમસ્કાર કરીને.

જંબુદ્વીપ પયથ્થે—જંબુદ્વિપના શાશ્વતા પદાર્થોને,

**वुच्छं सुत्ता सपरहेउ ॥ १ ॥**—સૂત્રના અનુસારે પોતાના અને પરના માટે કહીશું.

**खंडा जोयण वासा**—( ૧ ) ખાંડવા, ( ૨ ) જોજન, ( ૩ ) ક્ષેત્ર.

**पव्वय कुडाय तित्थ सेढीओ**—( ૪ ) પર્વત, ( ૫ ) કુટ, ( શિખર ) ( ૬ ) તીર્થ, ( ૭ ) શ્રેણીઓ.

**विजय द्दह सलिलाओ**—(૮) વિજય, (૯) દ્રહ, અને (૧૦) નદીઓ.

**पिंडेसिं होइ संघयणी ॥ २ ॥**—એ દસ દ્વારના સમૂહથી સંગ્રહણી થાય છે.

**णुउअ सयं खंडाणं**—એકશો નેવું ખાંડવા ( એક ખાંડવું ૫૨૬ જોજન ૬ કલાનું )

**भरह पमाणेण भाइए लक्खे**—ભરતક્ષેત્રના પ્રમાણે લાખ જોજનને ભાગીએ તો થાય.

**अहवा णुउयसय गुणं, भरह पमाणं हवइ लक्खं ॥ ३ ॥**—અથવા ભરતક્ષેત્રના પ્રમાણને ( ૫૨૬ જોજન ૬ કલાને ) એકસો નેવું ગણા કરીએ તો પણ લાખ જોજન થાય.

**अहविग खंडे भरहे**—અથવા એક ખાંડવાનું ભરતક્ષેત્ર.

**दो हिमवंते अ हेमवई चउरो**—બે ખાંડવાનો હિમવંત પર્વત, અને ચાર ખાંડવાનું હિમવંત ક્ષેત્ર.

**अट्ठ महा हिमवंते**—આઠ ખાંડવાનો મહા હિમવંત પર્વત.

**सोलस खंडाई हरिवासे ॥ ४ ॥** સોળ ખાંડવાનું હરિવર્ષ ક્ષેત્ર છે.

**बत्तीसं पुण निसढे**—વળી બત્રીસ ખાંડવાનો નિષધ પર્વત.

**मिलिया तेसट्ठि बीय पासेवि**—એ સર્વ મળીને ત્રેસઠ ખાંડવા થાય.

એવા બીજા પાસાને વિષે પણ *ત્રેસઠ ખાંડવા જાણવા.

**ચઉસટ્ઠિઓ વિદેહે**—તેમજ મહાવિદેહ ક્ષેત્રને વિષે ચોસઠ ખાંડવા છે.

**તિરાસિ પિંડેઇ ણઉયસયં ॥ ૫ ॥**—એ ત્રણે એકઠા કરતાં એકસો નેવું ખાંડવા થાય.

## ॥ मूळ गाथाओ ॥

**जोयण परिमाणाइं, सम चउरंसाइं इथ्य खंडाइं ॥**
**लख्खस्स य परिहीए, तप्पाय गुणेय हुंतेव ॥ ६ ॥**
**विख्खंभ वग्ग दहगुण, करणी वट्टस्स परिरओ होई ॥**
**विख्खंभ पाय गुणिओ, परिरओ तस्स गणियपयं ॥ ७ ॥**
**परिही तिलख्ख सोलस, सहस्स दोयसय सत्तवीस हिया ॥**
**कोस तिग अठ्ठावीसं, घणु सय तेरंगुलद्ध हियं ॥ ८ ॥**
**सत्तेवयकोडिसया, णउआ छप्पन्न सय सहस्साइं ॥**
**चउणउयं च सहस्सा, सयंदिवड्ढं च साहियं ॥ ९ ॥**
**गाउअ मेगं पनरस, धणुसया तह धणूणि पनरस्स ॥**
**सट्ठिं च अंगुलाइं, जंबुद्दीवस्स गणियपयं ॥ १० ॥**

**જોયણ પરિમાણાઈં, સમચઉરંસાઈં ઇથ્થ ખંડાઈં**—અહીંઆં સમચતુરસ્ર જોજનનાં પરિમાણે ખાંડવાં કરવાં, તે કેટલાં થાય તે કહે છે.

**લખ્ખસ્સ ય પરિહીએ**—એક લાખ જોજનના પરિધિને.

---

* ઐરવ્રત ક્ષેત્રનો ૧. શિખરીપર્વતના ૨. હિરણ્યવંતના ૪. રૂપીપર્વતના ૮. રમ્યક ક્ષેત્રના ૧૬. નીલવંત પર્વતના ૩૨. એ રીતે ત્રેસઠ ખાંડવા જાણવા.

**તપ્પાય ગુણેય હુંતેવ ॥૬॥**—તેના ચોથા ભાગે ગુણવાથી ગણિતપદ થાય.

**વિખ્ખંભ વગ્ગ દહ ગુણ**—પોહોળાઇના વર્ગને દશગુણા કરીને.

**કરણી વટ્ટસ્સ પરિરઓ હોઈ**—વર્ગમૂળ કાઢવાથી ગોળ પરિધિ થાય.

**વિખ્ખંભપાય ગુણિઓ**—પછી ( પરિધિને ) વિષ્કંભના ચોથા ભાગે ગુણીએ તો.

**પરિરઓ તસ્સગણિય પયં ॥ ૭ ॥**—તેનું ક્ષેત્રફળ થાય.

**પરિહા તિલખ્ખ સોલસ**—ત્રણ લાખ સોલ હજાર.

**સહસ્સ દોય સય સત્તવીસહિયા**—બસેં સત્તાવીસ જોજન.

**કોસ તિગ અટ્ઠાવીસં**—ત્રણ ગાઉ, એકસો અઠ્ઠાવીશ.

**ધણુસય તેરંગુલદ્ધહિઅં ॥ ૮ ॥**—ધનુષ્ય અને સાડાતેર આંગળ. એટલી જંબુદ્વીપની સર્વ પરિધિ થાય.

**સત્તેવય કોડિસયા**—સાતસો ને નેવું ક્રોડ.

**ણઉઆ છપ્પન્નસય સહસ્સાઈ**— છપ્પનસો હજાર. એટલે છપ્પન લાખ

**ચઉણઉયંચ સહસ્સા**—ચોરાણું હજાર.

**સયંદિવટ્ઠંચ સાહિયં**—એકસો પચાસ જોજન.

**ગાઉઅ મેગં પનરસ ॥ ૯ ॥**—એક ગાઉ.

**ધણુ સયા તહ ધણુણિ પનરસ્સ**—પંદરસો પંદર ધનુષ્ય.

**સટ્ઠિંચ અંગુલાઇ**—સાઠ આંગળ.

**જંબુદીવસ્સ ગણિય. પયં ॥૧૦॥**—એટલું જંબુદ્વિપનું ગણિત જાણવું.

## ॥ मूळ गाथाओ ॥

**भरहाई सत्त वासा, वियड्ढ चउ चउरतिंस वट्टियरे ॥**
**सोलस वख्खार गिरि, दो चित्त विचित्त दो जमगा ॥ ११ ॥**

दोसय कणय गिरीणं, चउ गयदंता य तह सुमेरू य ॥
छ वासहरा पिंडे, एगुणसत्तरि सया दुन्नी ॥ १२ ॥
सोलस वक्खारेसु, चउ चउ कूडा य हुंति पत्तेयं ॥
सोमणस गंधमायण, सत्त हुय रुप्पि महाहिमवे ॥ १३ ॥
चउतीस वियड्ढेसु, विज्जुप्पह निसढ निलवंतेसु ॥
तह मालवंत सुरगिरि, नव नव कूडाइं पत्तेयं ॥ १४ ॥
हिम सिहरिसु इक्कारस, इय इगसट्ठीगिरीसु कूडाणं ॥
एगत्ते सव्वधणं, सयचउरो सत्तसट्ठीयं ॥ १५ ॥

**ભરહાઇ સત્તવાસા**—*ભરતઆદિ સાત ક્ષેત્ર છે.

**વિયડ્ઢ ચઉ ચઉરિતિંસ વટ્ટિયરે**—ચાર વૈતાઢ્ય વાટલા ગોળ છે, અને ચોત્રીસ લાંબા છે.

**સોલસ વક્ખારગિરિ**—સોલ વખારા પર્વત છે.

**દો ચિત્ત વિચિત્ત દો જમગા ॥ ૧૧ ॥**—એક ચિત્ર, અને બીજો વિચિત્ર, એ બે, તથા એક જમગ, અને બીજો સમગ, એ બે પર્વત છે.

**દોસય કણય ગિરીણું**—બસેં કંચનગિરિ છે.

**ચઉગય દંતાય તહ સુમેરૂય**—ચાર ગજદંતા પર્વત તેમજ એક સુમેરૂ.

**છ વાસહરા પિંડે**—છ વર્ષધર પર્વત છે. એ સર્વ એકઠા કરતાં

**એગુણસત્તરિ સયાદુન્નિ ॥ ૧૨ ॥**—બસોને અગંનોતેર થાય છે.

**સોલસ વક્ખારેસુ**—સોલ વક્ખારા પર્વતને વિષે.

---

* (૧) ભરત, (૨) હિમવંત (૩) હરિવર્ષ, (૪) મહાવિદેહ, (૫) રમ્યક, (૬) હિરણ્યવંત, (૭) ઐરવત.

**ચઉ ચઉ કૂડાય હુન્તિ પત્તેયં**—દરેક ઉપર ચાર ચાર શિખર છે.

**સોમણુસ ગંધમાયણુ**—સોમનસ અને ગંધમાદન ઉપર સાતસાત શિખર છે.

**સત્તઠ્ઠય રૂપ્પિ મહાહિમવે ॥ ૧૩ ॥**—અને રૂપી, તથા મહા હિમવંત, એ બે ઉંપર આઠ આઠ શિખરો છે.

**ચઉતીસ વિયઠ્ઠેસુ**—ચોત્રીસ વૈતાઢ્ય પર્વત ઉપર.

**વિજ્જુપ્પહ નિસઢ નીલવંતેસુ**—વિદ્યુત્પ્રભ, તથા નિષધ, તથા નીલવંત,

**તહ માલવંત સુરગિરિ**—તથા માલવંત. એ ચાર ગજદંત ઉપર, તથા મેરૂ પર્વત;

**નવ નવ કુડાઈ પત્તેયં ॥ ૧૪ ॥**—એ દરેક ઉપર નવ નવ શિખરો છે.

**હિમ સિહરિસુ ઈક્કારસ**—હિમવંત અને શિખરીપર્વત ઉપર અગિઆર અગિઆર શિખરો છે.

**ઇય ઇગસઠ્ઠી ગિરીસુકૂડાણુ**—એ એકસઠ પર્વત ઉપર શિખરો,

**એગત્તે સવ્વધણું**—એકત્ર સર્વ મળીને,

**સય ચઉરો સત્તસઠ્ઠીયં ॥ ૧૫ ॥**—ચારસો સડસઠ શિખરો થાય છે.

## ॥ मूळ गाथाओ ॥

चउ सत्त अट्ठ नवगे, गारसकूडेहिं गुणह जहसंखं ।
सोलस दु दु गुणयालं, दुवेय सगसाठ्ठि सयचउरो ॥ १६ ॥
चउतीसं विजएसु, उसहकूडा अट्ठ मेरु जंबुंमि ॥
अट्ठय देवकुराइं, हरिकूड हरिस्सये सट्ठी ॥ १७ ॥
मागह वरदाम पभा, सं तित्थ विजयेसु एरवय भरहे ॥
चउतीसा तिहिं गुणिया, दुरुत्तरसयं तु तित्थाणं ॥ १८ ॥

**विज्जाहर अभिओगिय, सेढीओ दुन्नि दुन्नि वेअड्ढे ॥**
**इय चउगुण चउतीसा, छत्तीस सयं तु सेढीणं ॥ १९ ॥**
**चक्की जेअव्वाइं, विजयाइं इत्थ हुंति चउतीसा ॥**
**मह दह छप्पउमाई, कुरूसु दसगंति सोलसगं ॥ २० ॥**

**ચઉસત્ત અટ્ઠ નવગે**—ચાર, સાત, આઠ, નવ, અને

**ગારસ કુડેહિં ગુણહ જહસંખં**—અગિઆર, એટલા શિખરોની સંખ્યા કરીને અનુક્રમે.

**સોલસ દુ દુ ગુણયાલં**—સોલ, બે, બે, ઓગણચાલીસ, તથા

**દુવેય સગસટ્ઠિ સય ચઉરો ॥ ૧૬ ॥**—બે. એટલા પર્વતોને ગુણતાં સર્વ મળીને ચારસો સડસઠ શિખરો થાય છે. ૧૬×૪=૬૪, ૨×૭ =૧૪, ૨×૮=૧૬, ૩૯×૯=૩૫૧, ૨×૧૧=૨૨ એ સર્વ મળી ૬૪+૧૪+૧૬+૩૫૧+૨૨=૪૬૭ શિખરો થયા.

**ચઉતીસં વિજએસુ**—ચોત્રીસ વિજયને વિષે.

**ઉસહ કૂડા અટ્ઠ મેરૂ જંબુમ્મિ**—ઋષભ શિખર ચોત્રીસ છે. તથા મેરૂ અને જંબુવૃક્ષ ઉપર આઠ આઠ શીખરો હોય છે.

**અટ્ઠય દેવ કુરાઇં**—અને દેવકુરૂને વિષે આઠ શિખર છે.

**હરિકુડ હરિસ્સયે સટ્ઠી ॥ ૧૭ ॥**—તથા શાળિવૃક્ષ મધ્યેના હરિકૂટ અને હરિસહકૂટ એ બે મળી કુલ સાઠ ભૂમિ શિખર છે. એ પાંચમું કૂટદ્વાર કહ્યું.

**માગહ વરદામ પભા**—માગધ, વરદામ, અને પ્રભાસ.

**સંતિત્થ વિજયેસુ એરવય ભરહે**—એ ત્રણ ત્રણ તીર્થ બત્રીસવિજય તથા ભરત અને ઐરવત એ ચોત્રીસને વિષે છે.

**ચઉતીસા તિહિં ગુણિયા**—તેથી ચોત્રીસને ત્રણે ગુણતાં.

**દુરૂત્તર સયંતુ તિથ્થાણું ॥ ૧૮ ॥**—સર્વ મળી એકસો બે તીર્થ થાય.

**વિજ્જાહર અભિઓગીય**—વિદ્યાધર અને અભિયોગીક દેવતાઓની.

**સેઢીયો દુન્નિ દુન્નિ વેઅડ્ઢે**—બબે શ્રેણીઓ વૈતાઢ્ય પર્વત ઉપર છે.

**ઇય ચઉગુણ ચઉતિસા**—એટલે ચોત્રીસ વૈતાઢ્ય ઉપર ચોત્રીસને ચાર ગુણા કરતાં.

**છત્તીસ સયંતુ સેઢીણં ॥ ૧૯ ॥**—એકસો છત્રીસ શ્રેણીઓ થાય છે.

**ચક્કી જેયવ્વાઈ**—ચક્રવર્તીને જીતવાયોગ્ય.

**વિજયાઈ ઇત્થ હુંતિ ચઉતીસા**—અહીં ચોત્રીસ વિજયો છે.

**મહદ્દહ છ પ્પઉમાઈ**—તથા પદ્મ આદિ છ મોટા દ્રહ છે.

**કુરૂસુ દસગંતિ સોલસગં ॥ ૨૦ ॥**—કુરૂક્ષેત્રમાં દસ દ્રહ છે. એમ સર્વ સોળ દ્રહ છે. ॥ ૨૦ ॥

## ॥ मूळ गाथाओ ॥

गंगा सिंधू रत्ता, रत्त वई चउ नईओ पत्तेयं ॥
चउदसहिं, सहस्सेहिं, समग्ग वच्चंति जलहिंमि ॥ २१ ॥
एवं अभ्भितरिया, चउरो पुण अठ्ठवीस सहस्सेहिं ॥
पुणरवि छप्पन्नेहि, सहस्सेहिं जंति चउ सलिला ॥ २२ ॥
कुरुमज्झे चउरासी, सहस्साइं तहय विजय सोलसेसु ॥
बत्तीसाण नईणं, चउदस सहस्साइं पत्तेयं ॥ २३ ॥
चउदस सहस्स गुणिया, अडतिस नइओ विजय मज्झिल्ला ॥
सीओयाए निवडंति, तहय सीयाइ एमेव ॥ २४ ॥

**सीया सीओया वि य, बत्तीस सहस्स पंच लक्खेहिं ॥**
**सव्वे चउदस लक्खा, छप्पन्न सहस्स मेलविया ॥ २५ ॥**

**ગંગા સિંધુ રત્તા**—ગંગા, સિંધુ, અને રક્તા તથા

**રત્તવઈ ચઉનઇઓ પત્તેયં**—રક્તવતી, એ ચાર નદીઓ છે. તે પ્રત્યેક નદી

**ચઉદ્દસહિં સહસ્સેહિં**—ચૌદ હજાર નદીઓના પરિવારે છે.

**સમગ્ગ વચ્ચંતિ જલહિંમિ ॥ ૨૧ ॥**—એમ સમગ્ર છપ્પન્ન હજાર નદીઓ સમુદ્રમાં જાય છે.

**એવં અબ્ભિંતરિયા**—એવી રીતે અભ્યંતર (હિમવંત અને ઐરણ્યવત) એ ક્ષેત્રની.

**ચઉરોપુણ અટ્ઠવીસ સહસ્સેહિં**—(રોહિતા, રોહિતાંશા, રૂપકુલા અને સુવર્ણકુલા.) એ ચાર નદીઓ વળી પ્રત્યેક અઠ્ઠાવીસ હજારના પરિવાર સાથે સમુદ્રમાં જાય છે.

**પુણરવિ છપ્પન્નેહિં, સહસ્સેહિં જંતિ ચઉ સલીલા** ॥ ૨૨ ॥—વળી પણ હરિવર્ષ અને રમ્યક ક્ષેત્રની (હરિકાન્તા, હરિસલિલા, નરકાન્તા અને નારિકાન્તા.) એ ચાર નદીઓ પ્રત્યેક છપ્પન્નહજારના પરિવાર સાથે સમુદ્રમાં જાય છે.

**કુરૂમજ્જે ચઉરાસી**—દેવકુરૂ, ઉત્તરકુરૂમાં છ નદીઓનો સર્વ પરિવાર ચોરાશી હજારનો છે.

**સહસ્સાઈં તહવ વિજય સોલસેસુ**—તેમજ પશ્ચિમ મહાવિદેહના સોલ વિજય છે, તેમાં

**બત્તિસાણ નઇણં**—બત્રીસ નદીઓનો પરિવાર છે.

**ચઉદ્દસ સહસ્સાઈં પત્તેય ॥ ૨૩ ॥**—તે દરેકને ચૌદહજાર નદીઓનો પરિવાર છે.

**ચઉદ્દસ સહસ્સ ગુણિયા, અડતીસ નઇઓ વિજય મજ્જિલ્લા**—સોળ વિજય માંહેલી અડત્રીસ નદીઓને ચૌદહજારે ગુણતાં, ૫૩૨૦૦૦ નદીઓ થાય

**સીઓયાએ નિવડંતિ તહય સીયાઇ એમેવ ॥ ૨૪ ॥**—એટલી નદીઓ સીતા અને સીતોદામાં મળે છે.

**સીયા સીઓયાવિય**—સીતા અને સીતોદા એ બે નદીઓ પ્રત્યેક,

**બત્તીસ સહસ્સ પંચ લખ્ખેહિં**—પાંચ લાખ બત્રીસહજારના પરિવાર વાળી છે.

**સવ્વે ચઉદસ લખ્ખા, છપ્પન્ન સહસ્સ મેલવિયા ॥ ૨૫ ॥**—તે સર્વ એકઠી કરતાં ચૌદલાખ છપ્પન હજાર નદીઓ થાય.

## ॥ मूळ गाथाओ ॥

छज्जोयण सकोसे, गंगा सिंधूण विथ्थरो मूले ॥
दसगुणिओ पज्जंते, इय दु दु गुणणेण सेसाणं ॥ २६ ॥
जोयण सयमुच्चिट्ठा, कणयमया सिहरिचुल्ल हिमवंता ॥
रुप्पि महाहिमवंता, दुसुउच्चा रूप्प कणयमया ॥ २७ ॥
चत्तारि जोयण सए, उच्चिठ्ठो निसढ नीलवंतो य ॥
निसढो तवणिज्जमओ, वेरुलिओ नीलवंतो य ॥ २८ ॥
सव्वेवि पव्वयरा, समयखित्तम्मि मंदर विहुणा ॥
धरणितले मुवगाढा, उस्सेय चउथ्थ भायम्मि ॥ २९ ॥
खंडाइ गाहाहिं, दसहि दारेहिं जंबुदीवस्स ॥
संघयणी सम्मत्ता, रइया हरिभद्दसूरीहिं ॥ ३० ॥

**છજ્જોયણ સકોએ**–છ જોજન અને એક કોસનો એટલે સવા છ જોજનનો

**ગંગા સિંધૂણ વિથ્થરો મૂલે**—ગંગા અને સિંધુનો મૂળમાં વિસ્તાર છે

**દસગુણીઓ પજ્જંતે**–તેથી દશગણો વિસ્તાર (૬૨ા જોજન) છેડે છે

**ઇય દુદુ ગુણણેણસેસાણં ॥ ૨૬ ॥**––એ પ્રમાણે બીજી નદીઓનો તેથી બમણો બમણો વિસ્તાર જાણવો

**જોયણ સયમુચ્ચિટ્ઠા**—સો જોજન ઉંચા,

**કણુયમયા સિહરિ ચુલ્લ હિમવંતા**—સુવર્ણમય—શિખરિ અને લઘુ હિમવંત એ બે પર્વત ( ૧૦૦ જોજન ) ઉંચા છે.

**રૂપ્પિ મહા હિમવંતા**—(રૂપાનો) રૂપી અને (સુવર્ણનો) મહા હિમવંત પર્વત

**દુસુ ઉચ્ચા રૂપ્પ કણુયમયા ॥ ૨૭ ॥**—બસો જોજન ઉંચા છે, તેમાં રૂપી રૂપાનો છે અને મહા હિમવંત સોનાનો છે.

**ચત્તારિ જોયણુસએ**—ચારસો જોજન.

**ઉચ્ચિટ્ઠો નિસઢ નીલવંતો ય**—નૈષધ અને નીલવંત એ બે પર્વત ( ૪૦૦ જોજન ) ઉંચા છે.

**નિસઢો તવણિજ્જમઓ**—તેમાં નૈષધ તપાવેલા સોના સરખો.

**વેરૂલિઓ નિલવંતોય ॥ ૨૮ ॥**—અને નીલવંત લીલા રત્નના વર્ણના સરખા છે.

**સવ્વેવિ પવ્વયરા**—અઢી દ્વીપના પાંચ મેરૂ સિવાય જેટલા શાશ્વતા પર્વત છે.

**સમય ખિત્તંમિ મંદર વિહુણા**—તે સર્વ પર્વત સમયકાળક્ષેત્રને વિષે.

**ધરણિતલે મુવગાઢા**—પોતાના ઉંચપણાથી ચોથા ભાગ જેટલા પૃથ્વીતળમાં

**ઉસ્સેહ ચઉથ્થ ભાયંમિ ॥ ૨૯ ॥**—( ભૂમિમાં ) અવગાહ્યા છે અને પાંચ મેરૂ જે છે તેમાંનો જંબુદ્વિપનો મધ્ય મેરૂ ૧૦૦૦ જોજન જમીનમાં અને નવાણું હજાર જોજન ઉપર મળી એક લાખ જોજન છે અને બીજા ચાર મેરૂ એકહજાર જોજન ભૂમિમાં અને ત્યાશી હજાર જોજન ઉંચા છે.

**ખંડાઇ ગાહાહિં**—ખાંડવાદિકની ગાથાઓ કરીને.

**દસહિંદારેહિં જંબુદ્દીવસ્સ**—દસ દ્વારથી જંબુદ્વિપની

**સંઘયણી સમ્મત્તા**—સંગ્રહણી સમાપ્ત થઈ.

**રઇયા હરિભદ્દ સુરીહિં ॥ ૩૦ ॥**—તેની શ્રી હરિભદ્ર સૂરીયે રચના કરી.

## ઇતિ શ્રી સંગ્રહણી સૂત્ર સમાપ્ત.

# ॥ અથ શ્રી જીવવિચારના છૂટા બોલ ॥

૧ જીવના બે ભેદ છે.

૧ સંસારી, તે કર્મસહિત. ૨ મોક્ષના, તે કર્મરહિત.

૨ સંસારી જીવના બે ભેદ છે.

૧ થાવર, તે સ્થિર રહે તે. ૨ ત્રસ, તે હાલે ચાલે તે.

૩ થાવર જીવના પાંચ ભેદ છે.

૧ પૃથ્વિકાય, તે માટી પાષાણાદિક. ૨ અપકાય, તે પાણીના જીવ. ૩ તેઉકાય, તે અગ્નિના જીવ. ૪ વાઉકાય, તે વાયરાના જીવ. ૫ વનસ્પતિકાય, તે ઝાડપાલાદિકના જીવ.

૪ વનસ્પતિકાય જીવના બે ભેદ છે.

૧ પ્રત્યેક, તે એક શરીરને વિષે એક જીવ હોય તે. ૨ સાધારણ, તે એક શરીરને વિષે અનંતા જીવ હોય તે.

૫ ત્રસકાયના ચાર ભેદ છે.

૧ બેઇંદ્રીના. તે શરીર અને જીભવાળા. ૨ તેઇંદ્રીના, તે શરીર, જીભ, અને નાસીકાવાળા. ૩ ચૌરેંદ્રીના, તે શરીર, જીભ, નાસીકા અને ચક્ષુવાળા. ૪ પંચેદ્રીના, તે શરીર, જીભ, નાસીકા, ચક્ષુ, અને કાનવાળા.

૬ પચેંદ્રિ જીવના ચાર ભેદ છે.

૧ નારકી, ૨ તિર્યંચ, ૩ મનુષ્ય, ૪ દેવતા.

૭ નારકી સાત છે. તેના નામ તથા ગોત્ર.

૧ ઘમા—રત્નપ્રભા. ૨ વંશા—શર્કરાપ્રભા. ૩ સેલા—વાલુકા

પ્રભા ૪ અંજણુ—પંકપ્રભા. ૫ રિઠ્ઠા—ધુમપ્રભા. ૬ મઘા —તમ પ્રભા. ૭ માઘવતી—તમતમાપ્રભા.

૮ તિર્યંચપંચેદ્રીના ત્રણ ભેદ છે.

૧ જલચર—તે પાણીમાં રહેનારા પ્રાણીઓ. ૨ થલચર—તે. જમીન ઉપર ચાલનારા પ્રાણિઓ. ૩ ખેચર—તે આકાશમા ઉડનારા પ્રાણીઓ.

૯ મનુષ્યના ત્રણ ભેદ છે.

૧ કર્મભુમિક્ષેત્રના. ૨ અકર્મભૂમિક્ષેત્રના. ૩ અંતરદ્વિપક્ષેત્રના.

૧૦ કર્મભૂમિનાં ક્ષેત્ર ૧૫ છે, તેનાં નામ.

૫ ભરતક્ષેત્ર, ૫ ઐરવ્રતક્ષેત્ર, ૫ મહાવિદેહક્ષેત્ર.

૧૧ અકર્મભૂમિનાં ૩૦ ક્ષેત્ર છે, તેનાં નામ.

૫ હેમવંત, ૫ હિરણ્યવ્રત, ૫ રમ્યક, ૫ દેવકુરૂ, ૫ હરિવર્ષ, ૫ ઉત્તરકુરૂ.

૧૨ અંતરદ્વિપના ૫૬ ક્ષેત્ર છે, તે આ જંબુદ્વિપ મધ્યે હિમવંત અને શિખરિ એવા બે પર્વત છે, એ પર્વતો મધ્યેથી પૂર્વ અને પશ્ચિમે લવણસમુદ્રમાં આઠ ગજદંતા ( દાઢા ) નિકળ્યા છે, તે એક એક ગજદંતા ઉપર સાત સાત ક્ષેત્રો છે.

૧૩ દેવતાના ચાર ભેદ છે.

૧ ભુવનપતિના, ૨ વ્યંતરના, ૨ જયોતિષિના, ૪ વૈમાનિકના.

૧૪ ભુવનપતિ દેવતાના ૧૦ ભેદ છે.

૧ અસુરકુમાર નિકાય સ્થાનક, ૨ નાગકુમાર નિકાય, ૩ સુવર્ણકુમાર નિકાય. ૪ વિદ્યુતકુમાર નિકાય, ૫ અગ્નિકુમાર નિકાય, ૬ દ્વિપકુમાર નિકાય, ૭ ઉદધિકુમાર નિકાય. ૭ દિશિકુમાર નિકાય, ૯ પવનકુમાર નિકાય, ૧૦ સ્તનિતકુમાર નિકાય.

૧૫ વ્યંતર દેવતાના બે ભેદ છે,

૧ વ્યંતરના, ૨ વાણવ્યંતરના

૧૬ વ્યંતર દેવતાના આઠ ભેદ છે.

૧ પિશાચ. ૧ ભૂત. ૩ યક્ષ. ૪ રાક્ષસ. ૫ કિન્નર. ૬ કિંપુરૂષ. ૭ મહોરગ ૮ ગંધર્વ.

૧૭ વાણુવ્યંતરના આઠ ભેદ છે.

૧ અણુપન્ની નિકાય. ( સ્થાનક ). ૨ પણ પન્ની નિકાય.૩એસીવાદી નિકાય ૪ ભૂતવાદી નિકાય ૫ કંદિત નિકાય ૬ મહાકંદિત નિકાય. ૭ કોહંડ નિકાય. ૮ પતંગ નિકાય.

૧૮ જ્યોતિષી દેવતાના પાંચ ભેદ છે,

૧ ચંદ્ર. ૨ સૂર્ય. ગ્રહ ૪ નક્ષત્ર. ૫ તારા.

૧૯ વૈમાનિક દેવતાના બે ભેદ છે.

૧ કલ્પ, તે આચારવાળા. ૨ કલ્પાતીત, તે પોતે સ્વામિ છે.

૨૦ કલ્પ, તે બાર દેવલોકવાળા. તે દેવલોકનાં નામ.

૧ સુધર્મ દેવલોક. ૨ ઈશાન દેવલોક. ૩ સનત્કુમાર દેવલોક. ૪ માહેંદ્ર દેવલોક. ૫ બ્રહ્મ દેવલોક ૬ લાંતક દેવલોક ૭ મહાશુક્ર દેવલોક. ૮ સહસાર દેવલોક. ૯ આનંત દેવલોક. ૧૦ પ્રાણંતદેવલોક. ૧૧ આરણ દેવલોક. ૧૨ અચ્યુત દેવલોક.

૨૧ કલ્પાતીતના બે ભેદ.

૧ નવ ગ્રૈવેયકના ૨ પાંચ અનુત્તર વિમાનના

૨૨ નવ ગ્રૈવેયકનાં નામ.

૧ સુદર્શન. ૨ સુપ્રતિબંધ. ૩ મનોરમ. ૪ સર્વભદ્ર. ૫ વિશાળ. ૬ સુમનસ. ૭ સુમણસ. ૮ પ્રિયંકર. ૯ આદિત્ય.

૨૩ પાંચ અનુત્તર વિમાનનાં નામ.

૧ વિજય. ૨ વિજયંત ૩ જયંત. ૪ અપરાજિત. ૫ સર્વાર્થસિદ્ધ.

૨૪ મોક્ષના જીવના ૧૫ ભેદ છે.

૧ જિણ સિદ્ધા. ૨ અજિણ સિદ્ધા. ૩ તીર્થ સિદ્ધા ૪ અતીર્થ સિદ્ધા. ૫ ગૃહલિંગે સિદ્ધા. ૭ અન્યલિંગે સિદ્ધા. ૭ સ્વલિંગે સિદ્ધા. ૮ સ્ત્રીલિંગે સિદ્ધા. ૯ પુરૂષલિંગે સિદ્ધા. ૧૦ નપુંસકલિંગે સિદ્ધા. ૧૧ પ્રત્યેકબુદ્ધ સિદ્ધા. ૧૨ સ્વયંબુદ્ધસિદ્ધા. ૧૩ બોદ્ધ બોધિત સિદ્ધા. ૧૪ એક સિદ્ધા. ૧૫ અનેક સિદ્ધા.

એ પ્રકારે જીવનો વિચાર સંક્ષેપે જાણવો. હવે એ જીવોનું ઉત્કૃષ્ટું દેહમાન તથા ઉત્કૃષ્ટું આયુમાન નિચે પ્રમાણે ગણવું:—

૨૫ પૃથ્વિકાયનું.

શરીરનું ઉંચપણું—અંગુળના અસંખ્યાતમા ભાગનું.

આયુષ—બાવીસ હજાર વરસનું.

૨૬ અપ્‌કાયનું.

શરીરનું ઉંચપણું—અંગુળના અસંખ્યાતમા ભાગનું.

આયુષ—સાત હજાર વરસનું.

૨૭ તેઉકાયનું.

શરીરનું ઉંચપણું—અંગુળના અસંખ્યાતમા ભાગનું.

આયુષ ત્રણ અહોરાત્રનું.

૨૮ વાઉકાયનું.

શરીરનું ઉંચપણું—અંગુળના અસંખ્યાતમા ભાગનું.

આયુષ—ત્રણ હજાર વરસનું.

૨૯ સાધરણ વનસ્પતિકાયનું.
શરીર—અંગુળના અસંખ્યાતમા ભાગનું.
આયુષ—અંતરમુહૂર્તનું.

૩૦ પ્રત્યેક વનસ્પતિકાયનું.
શરીર—એક હજાર જોજન અધિક.
આયુષ—દશહજાર વરસનું.

૩૧ બેઇંદ્રી જીવનું.
શરીર—બાર જોજનનું.
આયુષ—બાર વરસનું.

૩૨ તેઇંદ્રી જીવનું.
શરીર—ત્રણ ગાઉનું.
આયુષ ૪૯ દિવસનું.

૩૩ ચૌરિંદ્રી જીવનું.
શરીર—ચાર ગાઉનું આયુષ—૭ માસનું.

૩૪ પહેલી નારકીના જીવોનું.
શરીર—૭ાા ધનુષ્ય ને ૬ અંગુલનું.
આયુષ—એક સાગરોપમનું.

૩૫ બીજી નારકીના જીવોનું.
શરીર—૧૫ાા ધનુષ્ય અને ૧૨ અંગુલનું.
આયુષ—૩ સાગરોપમનું.

૩૬ ત્રીજી નારકીના જીવોનું.
શરીર—૩૧ા ધનુષ્યનું. આયુષ—૭ સાગરોપમનું.

૩૭ ચોથી નારકીના જીવોનું.
શરીર—૬૨ાા ધનુષ્યનું આયુષ—૧૦ સાગરોપમનું.

૩૮ પાંચમી નારકીના જીવોનું.
શરીર—૧૨૫ ધનુષનું. આયુષ—૧૭ સાગરોપમનું.

૩૯ છઠ્ઠી નારકીના જીવોનું
શરીર—૨૫૦ ધનુષ્યનું આયુષ—૨૨ સાગરોપમનું.

૪૦ સાતમી નારકીના જીવોનું.
શરીર—૫૦૦ ધનુષ્યનું. આયુષ—૩૩ સાગરોપમનું.

૪૧ સમુર્છિમ જલચરનું.
શરીર—એક હજાર જોજનનું. આયુષ—ક્રોડ પૂરવનું.

૪૨ સમુર્છિમ થલચરનું.
શરીર—૨ થી ૯ જોજનનું. આયુષ—૮૪૦૦૦ વરસનું.

૪૩ સમુર્છિમ ખેચરનું.
શરીર—૨ થી ૯ ધનુષ્યનું. આયુષ—૭૨૦૦૦ વર્ષનું.

૪૪ ગર્ભજ જલચરનું.
શરીર—૧૦૦૦ જોજનનું. આયુષ—ક્રોડ પૂરવનું

૪૫ ગર્ભજ થલચરનું.
શરીર—૧૦૦૦ જોજનનું. આયુષ ૩ પલ્યોપમનું.

૪૬ ગર્ભજ ખેચરનું.
શરીર—૨ થી ૯ ધનુષ્યનું.
આયુષ—પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ.

૪૭ ગર્ભજ મનુષ્યનું.
શરીર—૩ ગાઉનું. આઊષ—૩ પલ્યોપમનું.

૪૮ સમુર્છિમ મનુષ્યનું.
શરીર-અંગુળના અસંખ્યાતમા ભાગનું.આયુષ-અંતર્મુહુર્ત્તનું.

૪૯ ભુવનપતિના દેવતાઓનું.
શરીર—સાત હાથનું. આયુષ—દેશે ઉણુ બે પલ્યોપમનું.

(નવનિકાયનું) અને અસુરકુમારનું એક સાગરોપમ અધિક.

૫૦ વ્યંતર દેવતાઓનું.

શરીર—સાત હાથનું. આયુષ-૧ પલ્યોપમનું.

૫૧ જયોતિષી દેવતાઓનું.

શરીર-૭ હાથનું આયુષની વિગત નિચે પ્રમાણે.

૧ ચંદ્રમાનું—એક પલ્યોપમ ને એક લાખ વરસ.

૨ સૂર્યનું—એક પલ્યોપમ ને એક હજાર વરસ.

૩ ગ્રહનું—એક પલ્યોપમ.

૪ નક્ષત્રનું—અર્ધ પલ્યોપમ.

૫ તારાનું—પલ્યોપમનો ચોથો ભાગ.

૫૨ સુધર્મ દેવલોકના દેવતાનું

શરીર—સાત હાથનું. આયુષ—બે સાગરોપમનું.

૫૩ ઇશાન દેવલોકના દેવતાનું.

શરીર—સાત હાથનું. આયુષ—બે સાગરોપમ અધિક.

૫૪ સનતકુમાર દેવલોકના દેવતાઓનું.

શરીર—૬ હાથનું, આયુષ—૭ સાગરોપમનું.

૫૫ માહેંદ્ર દેવલોકના દેવતાઓનું.

શરીર—૬ હાથનું. આયુષ—૭ સાગરોપમ અધિકનું

૫૬ બ્રહ્મ દેવલોકના દેવતાઓનું.

શરીર—૫ હાથનું. આયુષ—૧૦ સાગરોપમનું.

૫૭ લાંતક દેવલોકના દેવતાઓનું

શરીર—૫ હાથનું. આયુષ-૧૪ સાગરોપમનું.

૫૮ મહાશુક્ર દેવલોકના દેવતાઓનું,

શરીર—૪ હાથનું આયુષ—૧૭ સાગરોપમનું.

૯ સહુસાર દેવલોકના દેવતાઓનું.
શરીર—૪ હાથનું. આયુષ--૧૮ સાગરોપમનું.
૦ આણંદ દેવલોકના દેવતાઓનું.
શરીર-૩ હાથનું. આયુષ-૧૯ સાગરોમનું,
૧ પ્રાણંત દેવલોકના દેવતાઓનું.
શરીર-૩ હાથનું. આયુષ-૨૦ સાગરોપમનું.
૨ આરણ દેવલોકના દેવતાઓનું.
શરીર—૩ હાથનું. આયુષ—૨૧ સાગરોપમનું.
૩ અચ્યૂત દેવલોકના દેવતાઓનું.
શરીર—૩ હાથનું. આયુષ—૨૨ સાગરોપમનું.

૪ નવગ્રૈવેયકના દેવતાઓનું.

શરીર-૨ હાથનું. આયુષ નિચે પ્રમાણે છે.

૧. લીનું-૨૩ સાગરોપમનું ૨ જીનું-૨૪ સાગરોપમનું.
૩ જીનું-૨૫ સાગરોપમનું. ૪ થીનું—૨૬ સાગરોપમનું.
૫ મીનું—૨૭ સાગરોપમનું. ૬ ઠ્ઠીનું—૨૮ સાગરોપમનું.
૭ મીનું—૨૯ સાગરોપમનું. ૮ મીનું—૩૦ સાગરોપમનું.
૯ મીનું--૩૧ સાગરોપમનું.

૫ પાંચ અનુત્તર વિમાનના દેવતાઓનું,
શરીર—એક હાથનું. આયુષ—નિચે પ્રમાણે
પહેલા ચારેમાં ૩૧ થી ૩૩ સાગરોપમનું.
સર્વાર્થસિદ્ધમાં ૩૩ સાગરોપમનું.

૬ શ્રી મોક્ષના જીવને.
શરીર પણ નથી, અને આયુષ પણ નથી.

ઇતિ શ્રી જીવવિચારના છૂટા બોલ.

---

# ॥ અથ શ્રી નવતત્ત્વના છૂટા બોલ. ॥

૧ જીવતત્વ. ૨ અજીવતત્વ. ૩ પુન્યતત્વ.
૪ પાપતત્વ. ૫ આશ્રવતત્વ ૬ સંવરતત્વ.
૭ નિર્જરાતત્વ. ૮ બંધતત્વ. ૯ મોક્ષતત્વ.

૧ પ્રાણોને ધારે તે જીવ કહિએ, અથવા જ્ઞાનાદિક ચેતના લક્ષણસહિત તે જીવ. ૨ જ્ઞાનાદિક ચેતના લક્ષણરહિત તે અજીવ. ૩ કર્મની શુભ પ્રકૃતિ તે પુન્ય. ૪ કર્મની અશુભ પ્રકૃતિ તે પાપ. ૫ જે થકી કર્મ આવે તે આશ્રવ. ૬ જે થકી આવતાં કર્મ રોકાય તે સંવર. ૭ દેશથી કર્મનો ક્ષય તે નિર્જરા. ૮ જુનાં કર્મ સાથે નવાં કર્મનું મળવું તે બંધ. ૯ સર્વ કર્મનો ક્ષય તે મોક્ષ.

૧ લા જીવતત્વના ૧૪ ભેદ. ૨ જા અજીવતત્વતા ૧૪ ભેદ. ત્રીજાપુન્યતત્વના ૪૨ ભેદ. ૪ થા પાપતત્વના ૮૨ ભેદ. ૫ મા આશ્રવ તત્વના ૪૨ ભેદ ભેદ. ૬ ઠ્ઠા સંવરતત્વના ૫૭ ભેદ. ૭ મા નિર્જરાતત્વના ૧૨ ભેદ. ૮ મા બંધતત્વના ૪ ભેદ. ૯ મા મોક્ષ તત્વના ૯ ભેદ.

તે બધા નવે તત્વના સર્વે ભેદ ૨૭૬ થયા. તેમાં ૮૮ અરૂપી છે અને ૧૮ ભેદ રૂપી છે તેની વિગત નિચે પ્રમાણેઃ—

| અંક. | નામ. | રૂપીભેદ. | અરૂપીભેદ. | *હેય જ્ઞેયાદિ |
|---|---|---|---|---|
| ૧ | જીવ | ૧૪ | ૦ | જ્ઞેય |
| ૨ | અજીવ | ૪ | ૧૦ | જ્ઞેય |
| ૩ | પુન્ય | ૪૨ | ૦ | ઉપાદેય |
| ૪ | પાપ | ૮૨ | ૦ | હેય |
| ૫ | આશ્રવ | ૪૨ | ૦ | હેય |
| ૬ | સંવર | ૦ | ૫૭ | ઉપાદેય |
| ૭ | નિર્જરા | ૦ | ૧૨ | ઉપાદેય |
| ૮ | બંધ | ૪ | ૦ | હેય |
| ૯ | મોક્ષ | ૦ | ૯ | ઉપાદેય |

*હેય=છોડવાયોગ્ય. જ્ઞેય=જાણવાયોગ્ય. ઉપાદેય=આદરવાયોગ્ય.

# જીવની છ જાતિઓ છે.

એકવિધ—સર્વ જીવનો શ્રુતજ્ઞાનનો અનંતમો ભાગ ઉઘાડો છે, તેથી સચેતન એટલે ચેતના લક્ષણવાન છે; માટે એકવિધ જાણવો.

દ્વિવિધ—ત્રસ અને થાવર—ત્રસ એટલે ચલન શક્તિમાન હોય. તડકેથી છાયાએ આવે અને છાયાથી તડકે જાય, તથા ભય દેખી ત્રાસ પામે તેને ત્રસ કહીએ. સ્થાવર એટલે સ્થિરતાવાન જાણવા. એમ સર્વ જીવ દ્વિવિધ જાણવા.

ત્રિવિધ—વેદ ત્રણ છે. સ્રીવેદ, પુરૂષવેદ, ને નપુંસકવેદ. એમ સર્વ જીવ ત્રિવિધ જાણવા.

ચતુર્વિધ—ગતિ ચાર છે. દેવતા, મનુષ્ય, નારકી, ને તિર્યંચ. એમ સર્વ જીવ ચતુર્વિધ.

પંચવિધ—ઇંદ્રિય પાંચ છે; એકેંદ્રિય, બેરેંદ્રિય, તેરેંદ્રિય, ચૌરેંદ્રિય, પંચેંદ્રિય. એમ સર્વ જીવ પંચવિધ જાણવા:

ષડ્વિધ—કાય છ છે. પૃથ્વિકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય, ને ત્રસકાય. એમ સર્વ જીવ ષડ્વિધ જાણવા. એકેંદ્રિયના બે ભેદ સૂક્ષ્મ અને બાદર.પાંચ સ્થાવર એકેંદ્રિય છે.

સૂક્ષ્મ—એટલે ચૌદ રાજલોકમાં જે વ્યાપી રહ્યા છે, જે પર્વત પ્રમુખને ભેદીને જાય આવે, કોઇ વસ્તુથી છેદાય ભેદાય નહી, અગ્નિથી બળે નહીં એવા, ચર્મદૃષ્ટિથી અદૃશ્ય, મનુષ્યના ઉપયોગમાં ન આવે એવા, નિરતિશયી સૂક્ષ્મ, નામ કર્મોદયવંતને સૂક્ષ્મ કહે છે.

બાદર—જે નિયત સ્થાનવર્તી છે, પરંતુ કોઇ વસ્તુને છેદી ભેદી શકે નહીં, જે બીજી વસ્તુથી છેદાય ભેદાય, જેને અગ્નિ બાળી શકે, ચર્મદૃષ્ટીથી જોઈ શકાય, મનુષ્યાદિક સર્વ પ્રાણિના ઉપયોગમાં આવી શકે, એવા દ્રવ્ય, સાતિશયી બાદર નામ કર્મોદયવંતને बादर કહે છે.

હવે પંચેંદ્રિય (ત્વચા, જીભ, નાક, ચક્ષુ, ને કાનવાળા.) ના બે ભેદ છે, સન્નિ ને અસન્નિ.

સજ્ઞિ તે મનસંજ્ઞાસહિત. અસન્નિ તે મનસંજ્ઞારહિત. બેરેંદ્રિયનો એક, તેરેંદ્રિયનો એક, ચૌરેંદ્રિયનો એક, એ પ્રમાણે બધા મળી સાત ભેદ નિચે પ્રમાણે થયા.

૧ સૂક્ષ્મ એકેંદ્રિય. ૨ બાદર એકેંદ્રિય, ૩ બેરેંદ્રિય. ૪ તેરેંદ્રિય. ૫ ચૌરેંદ્રિય ૬ સન્નિ પંચેંદ્રિય. ૭ અસન્નિ પંચેંદ્રિય.

ઉપલા સાતે ભેદના જીવો બે પ્રકારે છે—

૭ પર્યાપ્તા, ૭ અપર્યાપ્તા, મળી જીવના ૧૪ ભેદ,

૧ પર્યાપ્તા—જેને કેટલી પર્યાપ્ત કહી છે, તેટલી પૂરી કીધા પછી મરણ પામે તે.

(પર્યાપ્તિ=આહારાદિક પુદ્ગલનો મેળાપ.)

૨ અપર્યાપ્તા—જેને જેટલી પર્યાપ્તિ કહી છે, તેટલી પૂરી કીધાવિના મરણ પામે તે.

આ ચૌદ ભેદ જીવતત્વના જાણવા.

હવે જીવનું લક્ષણ કહે છે.

જ્ઞાન—મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, કેવળજ્ઞાન. એપાંચ જ્ઞાન સમ્યકત્વ આશ્રયીને કહ્યાં છે. એની

સાથે મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, વિભંગઅજ્ઞાન, તે ત્રણ અજ્ઞાન મિથ્યાત્વ આશ્રયી છે. એ બધાં મળી આઠમાંનું ગમે તે એક અથવા અધિક જ્ઞાન જેને હોય.

દર્શન—ચક્ષુ, અચક્ષુ, અવધિ, અને કેવળ. એ ચાર દર્શનમાંનું એક અથવા આધિક જેને હોય.

ચારિત્ર—સામાયિક, છેદોપસ્થાપનીય, પરિહારવિશુદ્ધ, સૂક્ષ્મસંપરાય, યથાખ્યાત, દેશવિરતિ, અને અવિરતિ, એ સાત પ્રકારના ચારિત્રમાંનું કોઇ હોય,

તપ—બે પ્રકારે દ્રવ્ય અને ભાવ. તેમાંથી એક અથવા અધિક હોય.

વીર્ય—કારણ તથા બળ પરાક્રમરૂપ. એ બેમાંનું એક કે વધારે જેમાં હોય,

ઉપયોગ—પાંચ જ્ઞાન, ત્રણ અજ્ઞાન, ને ચાર દર્શન; એ બાર પ્રકારના સાકાર નિરાકારરૂપ ઉપયોગમાંનો કોઇપણ એક કે વધારે જેને હોય તેને જીવ કહીયે.

## એ ગુણ જીવવિના બીજામાં હોય નહીં. એ પ્રમાણે જીવનું લક્ષણ જાણવું.

હવે પર્યાપ્તા જીવોનું વર્ણન કરતાં છ પર્યાપ્તિનું સ્વરૂપ બતાવે છે.

પર્યાપ્તિ—પુદ્ગલના ઉપચયથી થયો જે પુદ્ગલ પરિણમન હેતુ શકિત વિશેષ તેને પર્યાપ્તિ કહે છે.

## પર્યાપ્તિના છ ભેદ.

૧ આહાર પર્યાપ્તિ—હરેક જીવને ભવાન્તરની ઉત્પત્તિ સમયે જે શક્તિવડે આહાર લેઇને તેને રસપણે પરિણમાવાની જે શકિત વિશેષ તે.

૨ શરીર પર્યાપ્તિ--પછી રસરૂપ પરિણામને રસ, રૂધિર, માંસ, મેદ, અસ્થિ, મજ્જા તથા વીર્ય એ સાત ધાતુપણે પરિણમાવીને શરીર બાંધવાની જે શકિત વિશેષ તે.

૩ ઇંદ્રિય પર્યાપ્તિ--સાત ધાતુપણે પરિણમાગ્યો જે રસ, તે જેને જેટલાં દ્રવ્ય ઇંદ્રિય જોઇયે, તેને તેટલા ઇંદ્રિયપણે પરિણમાવવાની જે શકિત વિશેષ તે. ઉપરની ત્રણ પર્યાપ્તિ પૂરી કર્યા વિના કોઇ જીવ મરે નહીં.

૪ શ્વાસોશ્વાસ પર્યાપ્તિ--ઉપરની ત્રણ પર્યાપ્તિ બાંધીને પછી શ્વાસોશ્વાસ યોગ્ય વર્ગણાનાં દલિક લઇ શ્વાસોશ્વાસપણે પરિણમાવીને અવલંબી મુકવાની જે શક્તિ વિશેષ તે.

૫ ભાષા પર્યાપ્તિ--ભાષા યોગ્ય પુદ્ગલ લઇ, ભાષાપણે પરિણમાવીને અવલંબી મુકવાની જે શકિત વિશેષ તે.

૬ મનઃપર્યાપ્તિ—મનોવર્ગણા યોગ્ય પુદ્ગલ લઇ, મનપણે પરિણમાવીને અવલંબી મુકવાની જે શક્તિ વિશેષ તે.

## અથ અજીવતત્વ.

અરૂપી અજીવના ૧૦ ભેદ. ને રૂપી અજીવના ૪ ભેદ. તેમાં અરૂપી અજીવના ૧૦ ભેદની વિગતઃ—

૧ ધર્માસ્તિકાય—ચલનસ્વભાવ ગુણવાળો. અસ્તિકાય—પ્રદેશનો સમૂહ. તેના ત્રણ ભેદ.

૧ ખંધ—આખો પદાર્થ.

૨ દેશ—ખંધની સાથે સંબંધવાળો તેનો કેટલોક ભાગ.

૩ પ્રદેશ—ભાગવાથી બીજો ભાગ થઇ શકે નહીં તે.

૨ અધર્માસ્તિકાય—સ્થિર રાખવાના સહજ ગુણવાળો તેના ત્રણ ભેદ—૧ ખંધ, ૨ દેશ, ૩ પ્રદેશ.

૩ આકાશાસ્તિકાય—એક જગ્યાથી બીજી જગ્યામાં જતાં જે અવકાશ આપે તે. તેના ત્રણ ભેદ.—૧ ખંધ, ૨ દેશ, ૩ પ્રદેશ.

૪ કાળનો ભેદ કાળ અથવા અદ્ધા એટલે કાળ કહીએ, એ દશ.

રૂપી એ જીવના ૪ ભેદની વિગત:—

૧ પુદ્‌ગલ ખંધ, ૨ દેશ, ૩ પ્રદેશ, ૪ પરમાણુ, (ખંધથી ભિન્ન થએલો નિર્વિભાજ્ય ભાગ).

ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય બન્ને વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, શબ્દ ને રૂપરહિત અસંખ્યાત પ્રદેશી ચૌદરાજલોક વ્યાપી છે, ને આકાશાસ્તિકાય લોકાલોકવ્યાપી, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, શબ્દ ને રૂપરહિત અનંતપ્રદેશી છે; પણ પુદ્‌ગલાસ્તિકાય વર્ણ, ગંધ રસ, સ્પર્શ શબ્દ, ને રૂપસહિત, સચિત, અચિત, ને મિશ્ર, ગમે તેવો શબ્દ, અંધકાર, પ્રકાશ, ચંદ્રમાની જ્યોતિ, છાયા, સૂર્યનો આતાપ, ઇત્યાદિ ગુણવાળો ચૌદરાજલોક વ્યાપક સંખ્યાત, અસંખ્યાત, ને અનંતપ્રદેશી પૂરણ ગલન છે.

ઇતિ અજીવતત્ત્વ.

## અથ પુણ્યતત્ત્વ.

પુણ્ય નવ પ્રકારે બંધાય છે, ને બેતાલીસ પ્રકારે ભોગવાય છે. તે કહે છે.

૧ સાધુ પ્રમુખને અન્ન દીધાથી, ૨ પાણી દીધાથી, ૩ રહેવાને સ્થાનક દેવાથી, ૪ સુવાને પાટ પ્રમુખ દેવાથી, ૫ પહેરવા અથવા ઓઢવાને વસ્ત્ર દીધાથી, ૬ તે વિશે મને કરી શુભ સંકલ્પ કર્યાથી, ૭ વચને કરી સ્તુત્યાદિક કર્યાથી, ૮ કાયાએ કરી સેવા કર્યાથી, ૯ હાથે કરી નમસ્કાર કર્યાથી.

( એ નવ પ્રકારે પુણ્ય બંધાય છે. )

હવે બેતાલીશ પ્રકારે જીવ પુણ્ય ભોગવે તે કહે છે,

૧ શાતાવેદની—જેના ઉદયે જીવ સુખ અનુભવે અથવા શાતા પામે તે,

૨ ઉચ્ચગોત્ર—ઉચ્ચ કુળમાં જન્મ ધારણ કરી લોકમાં પૂજા પ્રતિષ્ઠાદિક પામે તે.

૩ મનુષ્યની ગતિ—જેના ઉદયે મનુષ્યની ગતિ પામે તે,

૪ મનુષ્યની અનુપૂર્વી—જેના ઉદયે મનુષ્યની અનુપૂર્વી પામે તે. ત્રીજો ને ચોથો બે મનુષ્યદ્વિક કહીએ. અનુપૂર્વી તે ગત્યંતરમાં વાંકા જતા બળદના નાથની પેરે સીધો લેઇ જનાર.

૫ દેવગતિ
૬ દેવની અનુપૂર્વી } —આ બે જેના ઉદયે પામે તેને સુરદ્વિક કહીએ.

૭ પંચેંદ્રિ જાતિ—પંચેંદ્રિયપણું જેના ઉદયે પામીએ તે.

૮ ઔદારિક નામકર્મ—જેથી ઔદારિક શરીર યોગ્ય પુદ્ગલ ગ્રહણ કરીને તથા તેને શરીરપણે પરિણમાવીને જીવ પોતાના પ્રદેશની સાથે મેળવે તે. તે પ્રમાણે સર્વ શરીરને સમજવું.

૯ વૈક્રિય શરીર—જેથી વૈક્રિય શરીર યોગ્ય પુદ્ગલ ગ્રહણ કરી તથા તેને શરીરપણે પરિણમાવીને જીવ પોતાના પ્રદેશની સાથે મેળવે તે.

વૈક્રિય શરીરના બે ભેદ છે.

૧ ઔપપાતિક—દેવતાને તથા નારકીને હોય છે,

૨ લબ્ધિપ્રત્યયીક—તિર્યંચ તથા મનુષ્ય લબ્ધિવંતને હોય છે તે.

૧૦ આહારક શરીર—ચૌદ પૂર્વધર મુનિરાજ તીર્થંકરની રિદ્ધિ પ્રમુખ જોવાને અર્થે એક હાથ પ્રમાણ દેહ ધારણ કરે છે તે.

૧૧ તેજસ શરીર—આહારનું પચાવનાર તથા તેજોલેશ્યાનો હેતુ.

૧૨ કાર્મણ શરીર—કર્મના પરમાણુ આત્મપ્રદેશની સાથે મળ્યા છે તે.

૧૩ ઔદારિક અંગોપાંગ—શરીરના બે હાથ, બે ખભા, એક પીઠ, એક માથું, એક ઉદર, એક હૃદય, એ આઠ અંગ, અને આંગળાં પ્રમુખ ઉપાંગ.

૧૪ વૈક્રિય અંગોપાંગ.

૧૫ આહારક અંગોપાંગ—તેજસ અને કાર્મણ શરીરને અંગોપાંગ નથી.

૧૬ વજ્રઋષભ નારાચ સંઘયણ—વજ્ર=ખીલી, રિષભ=પાટો નારાચ=બે પાસા મર્કટબંધ, તેનાપર પાટો ને તે ઉપર ખીલી.

૧૭ સમચતુરસ્ર સંસ્થાન-જેના ઉદયથી પર્યંકાસન કરી બેઠા છતાં ચારે બાજુ સરખી આકૃતિ થાય, અને પોતાના એકસો આઠ અંગુલ પ્રમાણ દેહ ભરાય, તેની પ્રાપ્તિ તે સમચતુરસ્ર સંસ્થાન કહીએ.

૧૮ શુભવર્ણ—શ્વેત, રક્ત, પીતરૂપ.

૧૯ શુભગંધ-સારી ગંધરૂપ.

૨૦ શુભરસ-મીઠા કષાએલા રૂપ.

૨૧ શુભ સ્પર્શ-હળવો, સુંવાળો, ઉનો, ચોપડો.

૨૨ અગુરૂલઘુ નામકર્મ—જેના ઉદયથી મધ્યસ્થ વજનદાર શરીરની પ્રાપ્તિ થાય તે.

૨૩ પરાઘાત નામકર્મ—જેના ઉદયથી ગમે તેવા બળવાનને જીતવા સમર્થ થાય તે.

૨૪ શ્વાસોશ્વાસ નામકર્મ—જેના ઉદયથી સુખપૂર્વક શ્વાસોશ્વાસ લેઇ શકાય તે.

૨૫ આતાપ નામકર્મ—જેના ઉદયથી સૂર્યના બિંબની પેઠે પરને તાપ ઉત્પન્ન કરવાના હેતુરૂપ તેજોયુક્ત શરીરની પ્રાપ્તિ થાય તે.

૨૬ ઉદ્યોત નામકર્મ—જેના ઉદયથી ચંદ્રબિંબની પેઠે શીતળતાને ઉત્પન્ન કરવાના હેતુરૂપ તેજોયુક્ત શરીરની પ્રાપ્તિ થાય તે.

૨૭ શુભખગતિ—જેના ઉદયથી વૃષભ તથા હંસની પેઠે સારી ચલનશક્તિ પ્રાપ્ત થાય તે.

૨૮ નિર્માણ નામકર્મ—જેના ઉદયથી સુથારની પેઠે પોતાના અંગના સર્વ અવયવ યોગ્યસ્થળે ગોઠવવાની શક્તિ હોય તે.

૨૯ ૩૮ ત્રશદસક નામકર્મ—જેના ઉદયથી ત્રસાદિ દશ પ્રકૃતિની પ્રાપ્તિ થાય તે ત્રસાદિ દશ નિચે પ્રમાણેઃ-

૨૯ ત્રસ નામકર્મ—જેના ઉદયથી જીવને બેઇંદ્રિયાદિ શરીરની પ્રાપ્તિ થાય તે.

૩૦ બાદર નામકર્મ—જેના ઉદયથી બાદર દેખાય તેવા શરીરની પ્રાપ્તિ થાય તે.

૩૧ પર્યાપ્તિ નામકર્મ—જેના ઉદયથી આપ આપણી પર્યાપ્તિ પૂરી કરે તે.

૩૨ પ્રત્યેક નામકર્મ—જેના ઉદયથી ઐાદારિક વૈક્રિય પ્રમુખ ભિન્ન ભિન્ન શરીરની પ્રાપ્તિ થાય, પણ અનંતા જીવ વચ્ચે એક શરીર ન પામે.

૩૩ સ્થિર નામકર્મ—જેના ઉદયથી શરીરના દંતાદિક અવયવોને સ્થિરતાની પ્રાપ્તિ થાય તે.

૩૪ શુભ નામકર્મ—જેના ઉદયથી શરીરના સર્વ અવયવ સારા હોય અથવા નાભિના ઉપરનું શરીર સારૂં હોય તે.

૩૫ સોભાગ્ય નામકર્મ—જેના ઉદયથી સર્વ લોકને પ્રિય થાય તે.

૩૬ સુસ્વર નામકર્મ—જેના ઉદયથી વાણીમાં કોયલના જેવી મધુરતા આવે તે.

૩૭ આદેય નામકર્મ—જેના ઉદયથી લોકને વિષે માનનીય વચન થાય તે.

૩૮ યશો નામકર્મ-જેના ઉદયથી લોકને વિષે જશ કીર્તિ થાય તે.

૩૯ સુરાયુષ્યરૂપ—જેના ઉદયથી દેવતાના આયુષ્યની પ્રાપ્તિ થાય તે.

૪૦ નરાયુષ્યરૂપ—જેના ઉદયથી મનુષ્યના આયુષ્યની પ્રાપ્તિ થાય તે.

૪૧ તિર્યંચાયુષ્યરૂપ—જેના ઉદયથી તિર્યંચના આયુષ્યની પ્રાપ્તિ થાય તે.

૪૨ તીર્થંકર નામ કર્મ—જેના ઉદયથી ત્રિભુવનને પૂજ્યપણું પ્રાપ્ત થાય તે.

ઇતિ પુણ્યતત્ત્વ.

# અથ પાપતત્ત્વ

પાપતત્વનું વર્ણન કરતાં અઢાર પ્રકારે પાપ બંધાય છે, તથા બ્યાશી પ્રકારે ભોગવાય; તે કહે છેઃ—

પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન, પૈશુન્ય, રતિ, અરતિ, પરપરિવાદ, માયામૃષાવાદ, મિથ્યાત્વશલ્ય. એ અઢાર પ્રકારે પાપ બંધાય.

હવે બ્યાશી પ્રકારે પાપકર્મ ભોગવાય તે કહે છે.

૧ મતિજ્ઞાનાવરણીય—જેના ઉદયથી, પાંચ ઇંદ્રિય તથા મનો-દ્વારાએ નિયત વસ્તુનું જ્ઞાન થાય છે એવા મતિજ્ઞાનનું જે આચ્છાદન થાય તે.

૨ શ્રુતજ્ઞાનાવરણીય—જેના ઉદયથી, શાસ્ત્રાનુસારે જે જ્ઞાન થાય છે એવા શ્રુતજ્ઞાનનું જે આચ્છાદન થાય તે.

૩ અવધિજ્ઞાનાવરણીય-ઇંદ્રિયાદિકની અપેક્ષાવિના આત્મ દ્રવ્યને જે સાક્ષાત્ રૂપીદ્રવ્યને મર્યાદિત જાણવાનું જે જ્ઞાન તેવા અવધિજ્ઞાનનું જેના ઉદયથી આચ્છાદન થાય તે.

૪ મનઃપર્યવ જ્ઞાનાવરણીય-જેના ઉદયથી, સન્નિ પંચેંદ્રિયના મનોગતભાવ જાણવાનું જે જ્ઞાન થાય છે એવા મનઃપર્યવ જ્ઞાનનું જે આચ્છાદન થાય તે.

૫ કેવળજ્ઞાનાવરણીય-જેના ઉદયથી, પૂર્વોક્ત ચાર જ્ઞાનરહિત જે એકલું નિરાવરણ જ્ઞાન હોય એવા કેવળજ્ઞાનનું જે આચ્છાદન થાય તે

(એ રીતે પાંચ પ્રકારના જ્ઞાનને જે આચ્છાદન કરે તે જ્ઞાનાવરણીય પાપકર્મ કહીએ.)

૬ દાનાંતરાય-જેના ઉદયથી પોતાના ઘરમાં દેવાયોગ્ય વસ્તુ છતાં તથા દાનનું ફળ જાણતાં છતાં પણ આપી શકાય નહીં તે.

૭ લાભાંતરાય—જેના ઉદયથી દાતાર છતાં, દાતારના ઘરમાં વસ્તુ છતાં, માગનાર ડાહ્યો છતાં પણ જે માગેલી વસ્તુ ન મળે તે.

૮-૯ ભોગોપભોગાંતરાય-જેના ઉદયથી, પોતે જુવાન છતાં, સુરૂપ છતાં તથા ભોગોપભોગ વસ્તુની પ્રાપ્તિ થયા છતાં પણ તે ભોગવાઈ ન શકાય તે.

૧૦ વીર્યાંતરાય—જેના ઉદયથી, પોતે જુવાન, રોગરહિત, તથા બળવાન છતાં પણ જેથી પોતાની શક્તિ ફેરવાઇ શકાય નહી તે.

( એવી રીતે પાંચ પ્રકારે જે આડું આવે તેને અંતરાય કર્મ કહીએ. )

હવે દર્શનાવરણીય કર્મના નવ ભેદ છે. તેમાં ચાર ભેદ દર્શનના ( સામાન્ય ઉપયોગના ) છે, ને પાંચ નિદ્રાના છે. તે કહે છે.

૧૧ ચક્ષુ દર્શનાવરણીય—જેના ઉદયથી, આંખે કરી જે રૂપનું સામાન્ય પણે ગ્રહણ થાય એવા ચક્ષુદર્શનનું જે આચ્છાદન થાય તે.

૧૨ અચક્ષુ દર્શનાવરણીય-જેના ઉદયથી, ચક્ષુવિના ચાર ઇંદ્રિય તથા મને કરી પોતપોતાના વિષયનું જે સામાન્યપણે ગ્રહણ થાય એવા અચક્ષુદર્શનનું જે આચ્છાદન થાય તે.

૧૩ અવધિ દર્શનાવરણીય-જેના ઉદયથી, સામાન્યપણે જે રૂપી દ્રવ્યનું મર્યાદાપણે ગ્રહણ થાય છે એવા અવધિદર્શનનું જે આચ્છાદન થાય તે.

૧૪ કેવળ દર્શનાવરણીય-જેના ઉદયથી, સમસ્ત વસ્તુનું જે સામાન્યપણે દેખવું થાય છે, એવા કેવળદર્શનનું જે આચ્છાદન થાય તે.

૧૫ નિદ્રારૂપ—જેના ઉદયથી, નિદ્રાવસ્થા થઈ પછી સુખ પૂર્વક જાગૃત અવસ્થાની પ્રાપ્તિ થાય તે.

૧૬ નિદ્રા, નિદ્રારૂપ-જેના ઉદયથી, નિદ્રાવસ્થા થઇ ગયા પછી દુઃખરૂપ જાગૃત અવસ્થાની પ્રાપ્તિ થાય તે.

૧૭ પ્રચલારૂપ-જેના ઉદયથી બેસતાં તથા ઉઠતાં નિદ્રા આવ્યા કરે તે.

૧૮ પ્રચલા પ્રચલારૂપ-જેના ઉદયથી હરતાં ફરતાં પણ નિદ્રા આવે તે.

૧૯ થીણધ્ધીરૂપ-જેના ઉદયથી દિવસનું ચિંતવેલું કામ રાત્રિને વિષે નિદ્રાસમયે તે જાગૃતની પેઠે થાય તે. (નિદ્રા સમયે પ્રાણી વાસુદેવના અર્ધબળયુક્ત હોય છે, તે જીવ નરક ગામી જાણવો.)

૨૦ નિચ ગોત્રરૂપ-જેના ઉદયથી પોતે રૂપવાન તથા ધનવાન છતાં નિચકુળને વિષે ઉત્પન્ન થાય તે.

૨૧ અશાતા વેદની-જેના ઉદયથી દુઃખનો અનુભવ થાય તે.

૨૨ મિથ્યાત્વ મોહનીય-જના ઉદયથી વીતરાગના વચનની વિપરીત સદ્દહણા થાય તે.

૨૩ થી ૩૨ સ્થાવરદશક-જેના ઉદયથી સ્થાવરદશકની પ્રાપ્તિ થાય તે.

સ્થાવરદશકની વિગતઃ—

૨૩ સ્થાવર નામ—જેના ઉદયથી સ્થાવરપણું પ્રાપ્ત થાય,

તેથી જો તાપાદિકે પીડાય તો પણ ત્યાંથી ખસી શકાય નહીં તે.

૨૪ સૂક્ષ્મનામ—જેના ઉદયે અદ્રશ્ય એવા સર્વ લોકમાં વ્યાપી રહેલા સૂક્ષ્મપણાની પ્રાપ્તિ થાય તે, પૃથિવ્યાદિક પાંચજ જાણવા.

૨૫ અપર્યાપ્તનામ—જેના ઉદયથી સ્વયોગ પર્યાપ્તિ પૂરી કર્યાં વિના જે મરણ પામે તે.

૨૬ સાધારણ નામ—જેના ઉદયથી અનંત જીવ વચ્ચે એક ઔદારિક શરીરની પ્રાપ્તિ થાય એવી નિગોદઅવસ્થા તે.

૨૭ અસ્થિર નામ—જેના ઉદયથી શરીરમાં દંતાદિક અવયવ અસ્થિર હોય તે.

૨૮ અશુભનામ—જેના ઉદયથી નાભિની નીચેના અંગનો ભાગ સારો ન હોય, પાદાદિકના સ્પર્શે આગલો રોષ કરે તે.

૨૯ દૌર્ભાગ્યનામ—જેના ઉદયથી સર્વ લોકને અળખામણો લાગે તે.

૩૦ દુઃસ્વરનામ-જેના ઉદયથી કાનને અપ્રિય લાગે એવો કાગડાના સ્વર જેવો સ્વર આવે તે.

૩૧ અનાદેય નામ-જેના ઉદયથી લોકને વિષે તેનું બોલવું કોઈ માન્ય કરે નહીં તે.

૩૨ અયશનામ-જેના ઉદયથી લોકમાં અપકીર્તિ થાય પણ કોઇ યશ બોલે નહી તે. (એ સ્થાવરદશક થયું, તે પુણ્યતત્ત્વના ત્રસદશકથી વિપરીતાર્થે જાણી લેવું.)

૩૩ થી ૩૫ નરકત્રિક—જેના ઉદયથી નરકનું આઉખું, નરકની ગતિ, અને નરકની અનુપૂર્વી પામીએ તે. સામાન્યથી ૧૬ કષાય, નવ નોકષાય, એમ પચ્ચીસ કષાય છે. તે નિચે પ્રમાણે.

અનંતાનુબંધિના ચાર ભેદ.

૩૬ થી ૩૯ જેના ઉદયથી અનંત સંસાર બંધાય તેવા ક્રોધ, માન,માયા, અને લોભ. એ ચાર જાવજીવલગી કાયમ રહે, સમ્યકત્વ આવવા ન દે, ને છેવટે નરકમાં પહોંચાડે. તેમાં ક્રોધ પર્વતની લીંટી જેવો છે, માન પાષાણના થાંભલા જેવું છે, માયા વંશના મૂળ જેવી છે, લોભ કીર્મીજના રંગ જેવો છે.

અપ્રત્યાખ્યાનીયના ચાર ભેદ.

૪૦ થી ૪૩ જેના ઉદયથી થોડું પ્રત્યાખ્યાન પણ ન પામે તેવા ક્રોધ, માન, માયા, લોભ, એક વર્ષ સુધી કાયમ રહે છે. દેશવિરતિપણું આવવા ન દે, અંતે તિર્યંચની ગતિ આપે. તે ક્રોધ સુકાએલા તળાવની રેખા જેવો છે, માન હાડકાના થાંભલા જેવું છે, માયા મેંઢાના શીંગડા જેવી છે, લોભ નગરના ખાળના કાદવના રંગ જેવો છે.

૪૪ થી ૪૭ પ્રત્યાખ્યાનીય—જેના ઉદયથી સર્વવિરતિરૂપ પ્રત્યાખ્યાનને આચ્છાદન થાય, તેના ચાર ભેદ. ક્રોધ, માન, માયા, લોભ, એ ચાર માસ ટકે. સવ વિરતિરૂપ ચારિત્રનો ઘાત કરે. અંતે મનુષ્યની ગતિ અપાવે. એ ક્રોધ રેતીની લીંટી જેવો છે, માન કાષ્ટના થાંભલા જેવું છે, માયા બળદના મૂત્રની રેખા જેવી છે, અને લોભ ગાડાની મળીના રંગ જેવો છે.

૪૮ થી ૫૧ સંજ્વલન—જેના ઉદયથી ચારિત્ર ધારણ કરનાર થોડુંક દીપે. એના ક્રોધ, માન, માયા, ને લોભ; એ ચાર ભેદ છે. એ પંદર દીવસ રહે. યથાખ્યાત ચારિત્રને આવરણ કરે, ને દેવગતિ આપે છે. એ ક્રોધ પાણીની રેખા જેવો છે. માન નેતરના થાંભલા જેવું છે, માયા વાંસની છાલ જેવી છે, ને લોભ હળદરના રંગ જેવો છે. એવી રીતે ચાર ચાર ભેદ ૧૬ કષાયનું વર્ણન કર્યું. હવે નવ નોકષાયનું વર્ણન કરે છે. નોકષાય=જે કષાયને સહચારી હોય તે.

૫૨ થી ૫૭ હાસ્યષટ્ક—જેના ઉદયથી એક વસ્તુ નિમિતે, અને બીજું નિમિત્ત વિના, એમ બે પ્રકારે હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય તથા દુગંચ્છાની ઉત્પત્તિ થાય તે.

૫૮ પુરૂષવેદ—જેથી સ્ત્રી ભોગવવાની ઇચ્છા થાય તે. તૃણની અગ્નિ જેવો.

૫૯ સ્ત્રી વેદ-જેના ઉદયથી પુરૂષ ભોગવવાની ઇચ્છા થાય તે. બકરીની લીંડીઓના અગ્નિ જેવો.

૬૦ નપુંસક વેદ—જેના ઉદયથી સ્ત્રી, પુરૂષ, બન્ને ભોગવવાની ઇચ્છા થાય તે, નગરદાહ જેવો છે.

૬૧ થી ૬૨ તિર્યંચની ગતિ અને તિર્યંચની અનુપૂર્વી જેના ઉદયથી મળે તે.

૬૩ એકેંદ્રિય જાતિ—જેના ઉદયથી એકેંદ્રિય શરીરની પ્રાપ્ત થાય તે.

૬૪ બેઇંદ્રિય જાતિ—જેના ઉદયથી બેઇંદ્રિયનું શરીર મળે તે.

૬૫ તેઇંદ્રિય જાતિ—જેના ઉદયથી જુ, માકણ, આદિક જાતિનું શરીર મળે તે.

૬૬ ચઉરેંદ્રિય જાતિ—જેના ઉદયે ચૌરેંદ્રિયજાતિનું શરીર મળે તે.

૬૭ અશુભ વિહાયોગતિ—જેના ઉદયથી ઉંટ અથવા ગધેડાની પેઠે નરસી ગતિ મળે તે.

૬૮ ઉપઘાત નામ—જેના ઉદયથી પોતાના જીભ, દાંત, હુરસ, રસોળી, પ્રમુખ અવયવે કરી પોતેજ હણાય તે.

૬૯ થી ૭૨ અપ્રશસ્તવર્ણ ચતુષ્ક—અશુભવર્ણ=કાળો રંગ, નીલો રંગ, અશુભગંધ=ખરાબ ગંધ, અશુભરસ=તીખો, કડવો, અશુભફરસ=ભારે, ખરસટ, શીત, લુખો, જેવડે મળે તે.

૭૩ થી ૭૭ અપ્રથમ સંઘયણ—પહેલા વિના પાંચ સંઘયણની પ્રાપ્તિ હોય તે.

૭૩ રિષભનારાચ સંઘયણ—જેના બે પાસે મર્કટબંધ ઉપર પાટો હોય તે.

૭૪ નારાચ સંઘયણ—જેના બે પાસે કેવળ મર્કટબંધ હોય તે.

૭૫ અર્ધનારાચ સંઘયણ—જેને એક પાસે કેવળ મર્કટ-બંધ હોય તે.

૭૬ કીલિકા સંઘયણ—જ્યાં માંહોમાંહે હાડકાને એક ખીલીનો બંધ હોય તે.

૭૭ છેવઠ્ઠું સંઘયણ—ખીલીવિના માંહોમાંહે અમસ્તાં અડકી રહ્યાં હોય તે.

૭૮ થી ૮૨ અપ્રથમ સંસ્થાન—જેના ઉદયથી પહેલા વિના નિચેનાં પાંચ સંસ્થાનની પ્રાપ્તિ થાય તે.

૭૮ ન્યગ્રોધ પરિમંડળ સંસ્થાન—વડની માફક નાભિઉપર સુલક્ષણયુક્ત ને નાભિ નિચે નિર્લક્ષણવંત હોય તે.

૭૯ સાદિ સંસ્થાન—નાભિ નિચેનું અંગ સારૂં, પણ નાભિ ઉપરનું નરસું તે.

૮૦ વામન સંસ્થાન—ઉદર પ્રમુખ લક્ષણોપેત, ને હાથ, પગ, માથું, કટિ પ્રમુખ પ્રમાણરહિત હોય તે.

૮૧ કુબ્જ સંસ્થાન—હાથ, પગ, માથું, કટી, પ્રમુખ પ્રમાણોપેત અને ઉદર પ્રમુખ હીન હોય તે.

૮૨ હુંડક સંસ્થાન—સર્વ અવયવ અશુભ હોય તે.

( આ પ્રમાણે સર્વ મળી પાપતત્ત્વના બ્યાશી ભેદ થયા. )

ઇતિ પાપતત્ત્વ.

## અથ આશ્રવતત્ત્વ.

આશ્રવતત્ત્વના ૪૨ ભેદ છે, તે કહે છે. જેણે કરીને આત્માને વિષે કર્મોનું આવવું થાય તેને આશ્રવ કહીએ.

૧ થી ૫ પાંચ ઇંદ્રિ—૧ ફરસ ઇંદ્રિ, ૨ રસ ઇંદ્રિ, ૩ ઘ્રાણેંદ્રિ, ૪ ચક્ષુ ઇંદ્રિ, ૫ શ્રોત ઇંદ્રિ.

૬ થી ૯ ચાર કષાય—૬ ક્રોધ, ૭ માન, ૮ માયા, ૯ લોભ.

૧૦ થી ૧૪ પાંચ અવ્રત—૧૦ પ્રાણાતિપાત ( પ્રાણનો નાશ ), ૧૧ મૃષાવાદ (જુઠું), ૧૨ અદત્તાદાન ( ચોરી ), ૧૩ મૈથુન ( સ્ત્રી સેવન ). ૧૪ પરિગ્રહ ( વસ્તુનો સંગ્રહ ).

૧૫ થી ૧૭ ત્રણ યોગ.

૧૫ મનયોગ—શુભ અશુભની અંદર મનને જોડવુ તે.

૧૬ વચનયોગ—શુભ અશુભની અંદર વચનને જોડવું તે.

૧૭ કાયયોગ—શુભ અશુભની અંદર કાયાને જોડવી તે.

૧૮ થી ૪૨ પચીસ ક્રિયા.

૧૮ કાયિકીક્રિયા—કાયાને અજયણાએ પ્રવર્તાવતાં લાગે તે.

૧૯ અધિકરણિકીક્રિયા—ઘરના ઉપગરણાદિ અધિકરણે કરી જે જીવોનું હનન કરવું તે.

૨૦ પ્રદ્વેષિકીક્રિયા—જીવ અજીવ ઉપર દ્વેષનો વિચાર કરવો તે.

૨૧ પારિતાપનિકીયા—પોતાને તથા પરને જે પરિતાપ ઉપજાવવો તે.

૨૨ પ્રાણાતિપાતિકીક્રિયા—એકેંદ્રિયાદિ જીવને હણવો, હણાવવો તે.

૨૩ આરંભિકીક્રિયા—ખેતી પ્રમુખની જે ઉત્પત્તિ કરવી, કરાવવી તે.

૨૪ પરિગ્રહિકીક્રિયા—ધનધાન્યાદિક નવવિધ પરિગ્રહ મેળવતાં તથા તેની ઉપર મોહ કરતાં જે ક્રિયા લાગે તે.

૨૫ માયા પ્રત્યયિકીક્રિયા—માયાએ કરી બીજાને ઠગવું તે.

૨૬ મિથ્યાદર્શન પ્રત્યયિકીક્રિયા—જિનવચન અણસદ્દહતો થકો જે વિપરિત પ્રરૂપણા કરતાં લાગે તે.

૨૭ અપ્રત્યાખ્યાનિકીક્રિયા—અવિરતિયે કરી પચ્ચખાણ કીધાવિના જે સર્વ વસ્તુની ક્રિયા લાગે તે.

૨૮ દૃષ્ટિકીક્રિયા—કૌતુકે કરી અશ્વ પ્રમુખને જોવું તે.

૨૯ સ્પૃષ્ટિ અથવાપૃચ્છિનીક્રિયા—રાગને વશે કરી ને પુરૂષ, સ્ત્રી, ગાય, બળદ, વસ્ત્ર, પ્રમુખ સુકુમાર વસ્તુને સ્પર્શ કરવું તેથી જે ક્રિયા લાગે તે.

૩૦ પ્રાતિત્યકીક્રિયા—બીજાને ઘેર હસ્તિ, ઘોડા, વસ્ત્ર ભૂષણ, પ્રમુખ દેખી દ્વેષ કરે, જે એ વસ્તુ એની પાસે કેમ, એવું ચિંતવી કર્મબંધ કરે તે.

૩૧ સામંતોપનિપાતિકીક્રિયા—પોતાના ઘોડા પ્રમુખને જોવા આવેલા લોકોને પ્રશંસા કરતા જોઇને જે હર્ષ આણવો તે. અથવા દૂધ, દહી, ઘી, તેલનાં વાસણ ઉઘાડા મુકયા થકી તેમાં જે ત્રસજીવ આવી પડે તેથી જે લાગે તે.

૩૨ નૈસૃષ્ટિકીક્રિયા—જે પરોપદેશિત પાપમાં ઘણો કાળ પ્રવર્તે તે પાપની ભાવથી અનુમોદના કરે તે.

૩૩ સ્વહસ્તિકીક્રિયા—પોતાના હાથથી જે કરે તે.

૩૪ આજ્ઞાપનિકીક્રિયા—શ્રી અરિહંત ભગવાનની આજ્ઞા ઉલ્લંઘન કરી પોતાની બુદ્ધિથી જીવાજીવાદિ પદાર્થની પ્રરૂપણાદ્વારાએ જે ક્રિયા લાગે તે.

૩૫ વૈદારણિકીક્રિયા—બીજાનાં અછતાં માઠાં આચરણને પ્રકાશ કરી તેની પૂજાનો નાશ કરવો, તેથી ઉત્પન્ન થએલી જે ક્રિયા તે. કાંઈ સચિત વા અચિત ફલાદિક વિદારવાથી લાગે તે.

૩૬ અનાભોગિકીક્રિયા— આભોગ એટલે ઉપયોગ, તેથી જે વિપરીત તે અનાભોગ કહીએ; તેણે કરીને ઉપલક્ષિત જે ક્રિયા તે.

૩૭ અનવકાંક્ષા પ્રત્યયિકીક્રિયા—પોતાની તથા પરની જે અપેક્ષા કરવી તેનું નામ અવકાંક્ષા, 'તેથી જે વિપરીત તે અનવકાંક્ષા. તે જે છે પ્રત્યય કે૦ કારણ જેનું, એટલે

પરમેશ્વરે કહેલી જે કરવા યોગ્ય વિધિયો તેમાંની કોઇ કોઇ પોતાને તથા કોઇ પરને હિતકારી છે, તે વિધિમાં પ્રમાદના વશથી અનાદર કરવો તે અનવકાંક્ષા પ્રત્યયિકી ક્રિયા.

૩૮ પ્રયોગિકીક્રિયા—પ્રયોગ તે દોડવા ચાલવાદિ કાયાનો વ્યાપાર. હિંસાકારી કઠોર જૂઠાદિક બોલવું તે વચનનો વ્યાપાર, ત્રીજો પરાભિદ્રોહ, ઇર્ષ્યા, અભિમાનાદિ મનનો વ્યાપાર, તે ત્રણ કરવાં તે.

૩૯ સમુદાનક્રિયા—જેણે કરીને વિષય ગ્રહણ કરીએ તે સમાદાન ઇંદ્રિય છે, તેનો જે દેશથી અથવા સર્વથી ઉપઘાતરૂપ વ્યાપાર એટલે આદેશ દેઇને નિભાડાદિક કરાવે તે.

૪૦ પ્રેમપ્રત્યયિક્રિયા—માયા તથા લોભે કરી જે થાય તે.

૪૧ દ્વેષપ્રત્યયિકીક્રિયા—ક્રોધ તથા માને કરી જે થાય તે.

૪૨ ઇર્યાપથિકીક્રિયા—ચાલવાથી જે કિયા થાય તે.

એ માંહેલી કેટલીએક ક્રિયાઓ આપસમાં સરખી જણાય છે, તોપણ સરખી ન સમજવી.

ઇતિ આશ્રવતત્ત્વ.

## અથ સંવરતત્ત્વ.

સંવરતત્ત્વના સત્તાવન ભેદ છે. તેની વિગત નિચે પ્રમાણેઃ—

જેણે કરી નવાં કર્મો આવતાં રોકાય તે સંવર. તે બે ભેદ. એક દ્રવ્ય સંવર તે નવાં કર્મોનું રોકાણું, અને બીજું ભાવસંવર તે સમિતિ પ્રમુખપણે કરી પરિણામને પામ્યું જે શુદ્ધ ઉપયોગરૂપ દ્રવ્યપણું તેથી કર્મના રોધક આત્માના પરિણામ થાય તે. તેમાં પ્રથમ પાંચ સમિતિ.

૧ ઇર્યાસમિતિ—જવા આવવાને વિષે જયણાસહિત ઉપયોગ રાખવો તે

૨ ભાષાસમિતિ—બોલવામાં સમ્યકપ્રકારે ઉપયોગ રાખવો તે.

૩ એષણાસમિતિ—બેતાલીશ દોષરહિત આહારાદિકની ગવેષણા કરવી તે.

૪ આદાનનિક્ષેપણસમિતિ—બેસતાં, ઉઠતાં, લેતાં, ને મૂકતાં પુંજવા પ્રમાર્જવાનો ઉપયોગ રાખવો તે.

૫ પારિષ્ઠાપનિકાસમિતિ—મળમૂત્રાદિકને પરઠવતાં શુદ્ધ ભૂમિ જોવાનો ઉપયોગ કરવો તે.

૬ મનોગુપ્તિ— ( ગુપ્તિ=યોગને ગોપવવાં તે ) મનને ગોપવવું તે.

૭ વચનગુપ્તિ—વચનને ગોપવવું તે.

૮ કાયગુપ્તિ—કાયાને ગોપવવી તે.

( આ આઠ બોલ ચારિત્રનો નિર્વાહ કરવાને માતા સમાન છે, માટે તેને પ્રવચનમાતા કહે છે )

બાવીસ પરિસહ—( પરિસહ સર્વ પ્રકારે કર્મ નિર્જરાને અર્થે જે દુઃખ સહન કરવું તે. )

૯ ક્ષુધા પરિસહ—ભૂખથી ઉત્પન્ન થતી વેદના સહન કરવી તે.

૧૦ પીપાસા પરિસહ—તરસથી થતી વેદના સહન કરવી તે.

૧૧ શીત પરિસહ—ટાઢથી થતી વેદના સહન કરવી તે.

૧૨ ઉષ્ણ પરિસહ—તાપથી થતી આતાપના સહન કરવી તે.

૧૩ ડંસ પરિસહ-જુ, માંકડાદિકનો ડંશ સમભાવે સહન કરવો તે.

૧૪ અચેલક પરિસહ—જુનાં વસ્ત્રથી ખેદ ને નવાંથી હર્ષ ન પામે તે.

૧૫ અરતિપરિસહ—શીતાદિકના સંભવે કરી ઉત્પન્ન થતી અરતિ સહન કરવી તે.

૧૬ સ્ત્રી પરિસહ—સ્ત્રીઓનાં અંગોપાંગ તથા હાવભાવને દેખી પોતાના મનને સ્થિર રાખવું તે.

૧૭ ચર્ય્યાપરિસહ—આળસરહિત થઈ ગામોગામ વિહાર કરવો તે.

૧૮ નિષિદ્યકી પરિસહ—શુન્યઘર, સ્મશાનાદિકમાં કાઉસ્સગ્ગાદિ કરતાં સિંહાદિકનો ભય ઉપને ડરે નહિ તે.

૧૯ શય્યા પરિસહ—ચઢતાં ઉતરતાં ઉંચી, નિચી, શીત, ઉષ્ણ, સુકોમળ અથવા કઠણ ભૂમિ અથવા આસન પામી ઉદ્વેગ કરે નહીં, પણ સમ્યક્પરિણામે દુઃખ સહન કરે તે.

૨૦ આક્રોશ પરિસહ—ક્રોધનાં વચન સાંભળીને સાંખી રહેવાં તે.

૨૧ વધ પરિસહ—પાટુ, ચાબુક, તથા લાકડીના પ્રહારથી અથવા વધથી પણ લગારે રોષ ન આણતાં સમ પરિણામે સહન કરે તે.

૨૨ યાચના પરિસહ—ચક્રવર્ત્યાદિ સંજમ લઇને નીચ ઉંચ કુળે ભિક્ષા લેવા જતાં લજ્જા ન આણે તે.

૨૩ અલાભ પરિસહ—કાંઇ પણ ચીજની યાચના કરતાં, ગૃહસ્થને ત્યાં હુએ છતે તે ન આપે તો તે ઉદ્વેગ ન ધરે, અનિષ્ટ ચિંતવે નહીં, બોલે નહીં, પણ નકાર સમતાભાવે સહન કરે તે.

૨૪ રોગ પરિસહ—રોગની ઉત્પત્તિ થયે છતે અત્યંત વેદના થાય તો પણ આર્ત્તધ્યાન ન કરતાં સમ્યક્ પ્રકારે સહન કરે તે.

૨૫ તૃણફાસ પરિસહ—ડાભની શય્યાએ સુતાં તૃણના અગ્રભાગ ભોકાવાથી વેદના થાય તે સમ્યક્ પ્રકારે સહેવી તે.

૨૬ મલ પરિસહ—તૃણના સ્પર્શે પરસેવાના સંજોગે મેલ થાય ને દિલ ગંધાય તોપણ સ્નાનની ઇચ્છા ન કરે, અથવા હું આથી કયારે છુટીશ એવી ઇચ્છા ન કરે તે.

૨૭ સત્કાર પરિસહ—આદરસત્કાર મળવાથી ઉત્કર્ષ ન આણવો અને ન મળવાથી વિખવાદ ન પામવો તે.

૨૮ પ્રજ્ઞા પરિસહ—વિશેષે કરી શ્રુતનો જાણ હોય તેથી કોઇને પૂછયાનો ઉત્તર ઝટ દેવાની શક્તિ હોય તેથી બહુમાન થાય તે જય દેખી પોતે ગર્વ ન ધરે, અને તેના અભાવે ખેદ ન ધરે તે.

૨૯ અજ્ઞાન પરિસહ—શાસ્ત્રનું-વસ્તુનું તત્ત્વ શ્રુતજ્ઞાને જાણવું તે જેનામાં નથી તોપણ દીનતા ન દાખવતાં એમ વિચારે જે એતો મારે જ્ઞાનાવરણીયકર્મનો ઉદય છે તે ભોગવવાથી અથવા તપ અનુષ્ઠાનથી દુર થશે, એમ વિચારે પણ ઉદ્વેગ ન ધરે તે.

૩૦ સમ્યકત્વ પરિસહ—પૂર્વોક્ત અજ્ઞાનને લીધે શાસ્ત્રની ઝીણી વાતોમાં તથા દેવ, ગુરૂ, ધર્મની અસદ્દહણા કરવી નહીં તથા શાસ્ત્રમાં દેવતા ઇંદ્રાદિક સમ્યકદ્રષ્ટિ સાંભળીએ છીએ પણ તે સાંનિધ્યકારી થતા નથી માટે હશે કે નહીં હોય તેવો વ્હેમ નહીં આણવો; તથા અન્યમતિઓની રિદ્ધિ વૃધ્યાદિક ઉન્નતિ તથા તપશ્ચર્યાદિક કષ્ટ દેખી મૂઢ થવું નહી તે.

( ઉપરના બાવીશ પરિસહ સમભાવે સહેવા તે સંવર. )

હવે દશ પ્રકારે યતિધર્મ કહે છે.

૩૧ ક્ષમાધર્મ—ક્રોધનો જે અભાવ તે.

૩૨ માર્દવધર્મ—માનનો જે ત્યાગ તે.

૩૩ આર્યવધર્મ—કપટરહિતપણું તે.

૩૪ મુક્તિધર્મ—નિર્લોભતા તે.

૩૫ તપધર્મ—ઇચ્છાનો જે નિરોધ તે.

૩૬ સંજમધર્મ—પ્રાણાતિપાતાદિક પાંચનું જે વિરમણ, પાંચ ઈંદ્રિયોનો નિગ્રહ, ચાર કષાયનો જય, ત્રણ દંડની નિવૃત્તિ, એ સત્તર ભેદે સંજમધર્મ.

૩૭ સત્યધર્મ—સાચું બોલવું તે.

૩૮ શૌચધર્મ—બેતાળીશ દોષરહિત ભાત પાણી પ્રમુખ આહાર લેવો તે સર્વ દ્રવ્યથી શાચ, અને આત્માના જે શુદ્ધ

અધ્યવસાય કષાયાદિકે રહિત શુદ્ધ પરિણામની વૃદ્ધિ તે ભાવ શૌચ; અથવા મન, વચ, અને કાયા શુદ્ધ રાખવાં, સંયમને વિષે નિરતિચારપણું, તથા જીવ અદત્ત, સ્વામિ અદત્ત, ગુરૂ અદત્ત, અને તિર્થંકર અદત્ત, એ ચાર પ્રકારની ચોરીનો ત્યાગ કરવો તે.

૩૯ અકિંચનધર્મ—સમસ્ત પરિગ્રહ ત્યાગરૂપ મૂર્છારહિત થવું તે.

૪૦ બ્રહ્મચર્ય ધર્મ—નવ પ્રકારે ઔદારિક સંબંધી તથા નવ પ્રકારે વૈક્રિય સંબંધી મૈથુનનો ત્યાગ.

( ઉપર બતાવેલા દશ ગુણસહિત હોય તે યતિધર્મ જાણવો. )

હવે બાર ભાવનાનું વર્ણન ચાલે છે.

૪૧ અનિત્ય ભાવના—લક્ષ્મી, યૌવન, કુટુંબ, પરિવાર, તથા આઉખા પ્રમુખને વિષે જે અનિત્યતાની ભાવના ભાવવી એટલે સંસારના સર્વ પદાર્થ તે કુશના અગ્રભાગ ઉપર રહેલા પાણીના બિંદુની માફક અસ્થિર જાણવા તે.

૪૨ અશરણ ભાવના-સંસારમાં જન્મ, જરા, મરણના ભયથી રાખવાને એક ધર્મવિના બીજું કોઈ શરણ નથી, એવું જે ભાવવું તે.

૪૩ સંસાર ભાવના--માતા તે સ્ત્રી થાય, સ્ત્રી તે માતા થાય, પિતા તે પુત્ર થાય, પુત્ર તે પિતા થાય, ઇત્યાદિ આ જીવે સંસારના વિષે સર્વ ભાવનો અનુભવ કર્યો છે એવું જે ભાવવું તે.

૪૪ એકત્વ ભાવના—આ જીવ સંસારમાં એકલો આવ્યો છે ને એકલો જશે એવું ધારવું તે

૪૫ અન્યત્વ ભાવના—આત્મા જ્ઞાનસ્વરૂપ છે, અને શરીર જડ છે: માટે પરસ્પર ભિન્ન છે. આત્મા શરીર નથી, અને શરીર આત્મા નથી. આત્માથી શરીર તેમજ ધન તથા સ્વજનાદિક અન્ય છે, એવું ભાવવું તે.

૪૬ અશુચિ ભાવના—રસ, રૂધિર, માંસ, હાડકાં, વીર્ય પરૂ વિગેરેથી ભરેલું શરીર છે, તથા તેમાં પુરૂષ તથા સ્ત્રી આશ્રી નવ તથા બાર દ્વારો સદા વહ્યાં કરે છે, ને તે કોઈ દહાડો પવિત્ર થતું નથી, એવું ભાવવું તે.

૪૭ આશ્રવ ભાવના—ઇંદ્રિય પાંચ, કષાય ચાર, અવ્રત પાંચ પ્રાણાતિપાતાદિક, જોગ ત્રણ, ક્રિયા પચીસ, એ ભેદે કરીને કર્મ બંધાય છે; તથા દયા દાનાદિકે શુભ અને વિષય કષાયાદિકે અશુભ કર્મ બંધાય છે એવું જે ભાવવું તે.

૪૮ સંવર ભાવના—જે જે સંવર આદરવા થકી જે જે આશ્રવ રોકાય તે તે સંવરનું આદરવું અને આશ્રવનું રોકવું તે.

૪૯ નિર્જરા ભાવના—સંકીર્ણ સ્થાનકયોગે જેમ કેરી પાકે છે તે બાર પ્રકારના તપે કરી કર્મને પચાવવું. એટલે પૂર્વ-કૃત કર્મને નસાડવું તે રૂપ નિર્જરા સકામ તથા અકામ એ બે પ્રકારે છે, એવી જે ભાવના ભાવવી તે.

૫૦ લોકસ્વરૂપ ભાવના—કેડ ઉપર બે હાથ દઇને બન્ને પગ પસારીને ઉભેલા પુરૂષના જેવો જેનો સમઆકાર ષટ્દ્રવ્ય આત્મક છે. પૂર્વ પર્યાય વિણસે, નવા પર્યાય ઉત્પન્ન થાય, અને દ્રવ્યપણે નિશ્ચલ; એમ ઉત્પાદ, વ્યય, તથા ધ્રુવસ્વરૂપ ચૌદરાજલોક છે, જેનું નિચેનું તળીયું ઉંધા વળેલા ચપણિયા સરખું, મધ્યભાગ ઝાલર સરખો, ઉપરનો ભાગ મૃદંગ સરખો, એવો શાશ્વત છે, એમ જે લોકસ્વરૂપની ભાવના કરવી તે.

૫૧ બોધિદુર્લભ ભાવના—જીવને સંસારમાં ભમતા અનંતા પુદ્ગલપરાવર્તન થઇ ગયા, તેમાં અનંતતિવાર ચક્રવર્તી આદિની ઋદ્ધિ મળી તથા યથાપ્રવૃત્તિકરણને યોગે કરી અકામનિર્જરાવડે પુણ્યના પ્રયોગથી મનુષ્યભવ, આર્યદેશ,

નીરોગી શરીર,ધર્મ શ્રવણની જોગવાઈ પામ્યો તો પણ સમ્યકત્વ પામવું અતિ દુર્લભ છે, એવી જે ભાવના ભાવવી તે.

૫૨ ધર્મ ભાવના-આ દુસ્તર સંસાર સમુદ્રમાંથી તારવાને પ્રવહણ સમાન તે શ્રી જિનપ્રણીત દશ પ્રકારે ક્ષમાદિક શુદ્ધ ધર્મ તથા જ્ઞાન, દર્શન, ચારિત્ર, એ રત્નત્રયાત્મક ધર્મ પામવો દુર્લભ છે, તથા તે ધર્મના સાધક અરિહંતાદિક તે પણ આ સંસારમાં પામવા દુર્લભ છે, એવું ચિંતવવું તે.

( ઉપર કહેલી બાર ભાવના તથા દરેક વ્રતની પાંચ પાંચ એવી પાંચ મહાવ્રતની પચીસ તથા મૈત્રી, પ્રમોદ, કારુણ્ય, અને ઉપેક્ષા એ બધી ભાવના શુદ્ધ મને પ્રમાદરહિતપણે ભાવવી.

પાંચ પ્રકારે ચારિત્ર.

૫૩ સામાયક ચારિત્ર—રાગ દ્વેષરહિતપણાને વાસ્તે જવું તે. અથવા જ્ઞાન, દર્શન, ચારિત્રનો જ્યાં લાભ થાય તે. તે બે ભેદે. ૧ દેશ વિરતિ, ૨ સર્વ વિરતિ. ( સર્વ સાવદ્યયોગ ત્યાગરૂપ અને નિરવદ્યયોગ સેવનરૂપ. ) દેશે કરી શ્રાવકને, અને સર્વ કરી સાધુ મુનિરાજને હોય.

૫૪ છેદોપસ્થાપનીય—પૂર્વ પર્યાયનો છેદ કરવો અને આચાર્યે આપેલું પંચ મહાવ્રતરૂપપણું જે મહાવ્રતને વિષે હોય. તે બે ભેદે.

૧ સાતિચાર—મૂળગુણ ઘાતીને પ્રાયશ્ચિત રૂપ.

૨ નિરતિચાર—નવદિક્ષિત શિષ્યને છજીવણીયા અધ્યયન ભણ્યા પછી હોય. અથવા બીજા તીર્થ આશ્રયી હોય, તે જેમ શ્રી પાર્શ્વનાથસ્વામિના તિર્થથી વીરસ્વામિના તિર્થે આવી પંચ મહાવ્રતરૂપ ધર્મ આદરે તેને હોય.

૫૫ પરિહાર વિશુદ્ધિ ચારિત્ર—વિશેષ તપ કરવાથી કર્મની નિર્જરા જે ચારિત્રને વિષે હોય તે. તેના બે ભેદ છે.

૧ નિર્વિશ માનસિક—ચાર જણ વિવક્ષિત ચારિત્રના આ સેવક એ કલ્પમાં પ્રવર્ત્તતા હોય તેનું ચારિત્ર હોય તે.
૨ નિર્વિષ્ટકાયિક—ચાર જણ તેના અનુચારી હોય તેને હોય તે.

૫૬ સૂક્ષ્મ સંપરાય ચારિત્ર—સૂક્ષ્મ છે કષાય તે જેને વિષે તે. ઉપશમ શ્રેણીએ કર્મ ઉપશમાવતાં અને ક્ષપકશ્રેણીએ કર્મ ખપાવતાં હોય, ત્યાં નવમે ગુણઠાણે લોભના સંખ્યાતા ખંડ કરી તેને ઉપશમશ્રેણિવાળો જે હોય તે ઉપશમાવે, તથા ક્ષપકશ્રેણીવાળો હોય તે ખપાવે, તે સંખ્યાતા ખંડમાંહેલો જે વારે છેલ્લો એક ખંડ રહે તેના અસંખ્યાતા સૂક્ષ્મ ખંડ કરીને, દશમે ગુણઠાણે ઉપશમાવે અથવા ક્ષપક હોય તે ખપાવે. તે દશમા ગુણઠાણાનું નામ અને ચારિત્રનું નામ પણ સૂક્ષ્મ સંપરાય છે. તેના બે ભેદ. પહેલું વિશુદ્ધિ માનસિક, તે શ્રેણી ચઢતાને હોય. બીજું સંક્લિષ્ટ માનસિક, તે ઉપશમ શ્રેણીથી પડતાને હોય

૫૭ યથાખ્યાત ચારિત્ર—સર્વથા પ્રકારે કષાયરહિતપણું તે. તે બે ભેદ.

૧ છાદ્મસ્થિક—તે છદ્મસ્થ ઉપશમિકને અગ્યારમે ગુણઠાણે અને ક્ષપકને બારમે ગુણઠાણે હોય.
૨ કૈવલિક—તે કેવળીને તેરમે ને ચૌદમે ગુણઠાણે હોય. એ ચારિત્ર એવું છે જેથી મોક્ષસ્થાનક પામે. ॥ ઇતિ ॥

## અથ નિર્જરાતત્વ.

નિર્જરા બાર પ્રકારના તપવડે થાય છે. છ પ્રકારે બાહ્યતપ, અને છ પ્રકારે અભ્યંતર તપ છે.

### છ પ્રકારના બાહ્યતપ.

૧ અનશન—આહારનું ત્યાગ કરવું=ઉપવાસાદિક કરવું તે.
૨ ઉણોદરી—આહાર, વસ્ત્ર તથા રાગ દ્વેષની ઓછાશ કરવી તે

૩ વૃત્તિસંક્ષેપ—આજીવિકાનો દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવે સંક્ષેપ કરવો તે. તથા અભિગ્રહ કરવો, નિયમ ધારવા તે.

૪ રસત્યાગ—વિગયાદિકનો ત્યાગ કરવો.=આંબિલ, નિવી, પ્રમુખ કરવું તે.

૫ કાયકલેશ—લોચ, કાઉસ્સગ્ગ તથા ઉત્કટ આસને કરી કષ્ટ સહેવું તે.

૬ સંલિનતા—અંગોપાંગાદિકનું સંવરવું, ગોપન કરવું તે.

હવે છ પ્રકારે અભ્યંતરતપ કહે છે.

૧ પ્રાયશ્ચિત—કીધેલા અપરાધની શુદ્ધિ કરવી તે.

૨ વિનય—ગુણવંતની ભક્તિ કરવી તથા આશાતના ટાળવી તે.

૩ વૈયાવૃત્ય—આહારાદિક આણી આપવો. આચાર્યાદિકના કેડ પગાદિ ચાંપવા તે.

૪ સ્વાધ્યાય—ભણવું, ભણાવવું, સંદેહ દૂર કરવો, ભણેલું ફરી સંભારવું, અર્થ ચિંતવવો, ધર્મોપદેશ કરવો તે.

૫ ધ્યાન—આર્ત તથા રૌદ્રધ્યાનને નિવારવું, તથા ધર્મધ્યાન, તથા શુકલધ્યાનનું ધ્યાવવું તે

૬ કાયોત્સર્ગ—પરવસ્તુનો ત્યાગ કરવો, તથા કર્મના ક્ષય નિમિત્તે કાયોત્સર્ગ કરવો તે.

ઇતિ નિર્જરાતત્ત્વ.

## અથ બંધતત્ત્વ.

બંધતત્ત્વના ચાર ભેદ છે.

૧ પ્રકૃતિબંધ—કર્મનું સ્વભાવ પરિણમનરૂપ છે તે.

૨ સ્થિતિબંધ—કર્મનું કાળ પરિમાણરૂપ છે તે.

૩ અનુભાગબંધ—કર્મનું તીવ્ર મંદાદિ રસ પરિમાણરૂપ છે તે.

૪ પ્રદેશબંધ—કર્મનું પુદ્ગલના પ્રદેશ પરિમાણ રૂપ છે તે.

આ બાબત મોદકના દૃષ્ટાંતે કરી સમજવું. કર્મગ્રંથમાં જોવું.)

ઇતિ બંધતત્ત્વ.

# અથ મોક્ષતત્ત્વ.

## મોક્ષતત્ત્વના નવ ભેદ છે.

૧ સંતપદ પ્રરૂપણા દ્વાર—મોક્ષને વિષે છતાપદની પ્રરૂપણા તે.
૨ દ્રવ્ય પ્રમાણ દ્વાર—સિદ્ધના જીવ દ્રવ્ય કહેલા છે તે વિચારવું તે.
૧ ક્ષેત્રદ્વાર—સિદ્ધને અવગાહના ક્ષેત્ર કેટલું છે તે વિચારવું તે.
૪ સ્પર્શનાદ્વાર—કેટલા આકાશપ્રદેશને સિદ્ધના જીવ ફરસે એમ વિચારવું તે.
૫ કાળદ્વાર—સિદ્ધનો કાળ આદિ અનંત છે એમ કહેવુ ૯.
૬ અંતરદ્વાર—સિદ્ધને વિષે અંતર નથી એમ કહેવું તે.
૭ ભાગદ્વાર—સિદ્ધના જીવ સંસારી જીવના કેટલામે ભાગે છે એમ વિચારવું તે.
૮ ભાવદ્વાર—ક્ષાયિકાદિક પાંચ ભાવમાંથી સિદ્ધના જીવ કયા ભાવે છે એમ વિચારવું તે
૯ અલ્પ બહુત્વદ્વાર—સિદ્ધના પંદર ભેદમાંથી કયામાં થોડા જીવ અને કયામાં વધારે છે એમ વિચારવું તે.

હવે જે પંદર ભેદે સિદ્ધ થાય છે તે કહે છે.

૧ જિણસિદ્ધા—તિર્થંકર પદવી પામીને જે મોક્ષે ગયા તે.
૨ અજિણસિધ્ધા—સામાન્ય કેવળી થઇને મોક્ષે ગયા તે.
૨ તિર્થસિધ્ધા—તિર્થંકરને કેવળજ્ઞાન ઉપન્યા પછી જે મોક્ષે ગયા તે.
૪ અતિર્થસિધ્ધા—તિર્થંકરને કેવળજ્ઞાન ઉપન્યા પહેલાં જે મોક્ષે ગયા તે.
૫ ગૃહસ્થલિંગેસિધ્ધા—ગૃહસ્થના વેશે રહ્યા થકા મોક્ષે ગયા તે.
૬ અન્યલિંગેસિધ્ધા—જોગી, સંન્યાસી, તાપસ, વિગેરેના વેશે મોક્ષે ગયા તે.
૭ સ્વલિંગે સિદ્ધા—સાધુના વેશે મોક્ષે ગયા તે.

૮ સ્રીલિંગે સિદ્ધા—સ્રીવેદપણું પામીને મોક્ષે ગયા તે.

૯ પુરૂષલિંગે સિદ્ધા—પુરૂષવેદપણું પામી મોક્ષે ગયા તે.

૧૦ નપુંસકલિંગે સિદ્ધા—નપુંસકવેદપણું પામીને મોક્ષે ગયા તે.

૧૧ પ્રત્યેકબુદ્ધ સિદ્ધા—કોઇ પદાર્થ દેખીને પ્રતિબોધાયા થકા ચારિત્ર લેઇને મોક્ષે ગયા તે.

૧૨ સ્વયંબુદ્ધ સિદ્ધા—ગુરૂના ઉપદેશવિના પોતાની મેળે જાતિ સ્મરણાદિકે પ્રતિબોધ પામીને મોક્ષે ગયા તે.

૧૩ બોદ્ધબોધિત સિદ્ધા—ગુરૂનો ઉપદેશ સાંભળી વૈરાગ્ય પામીને મોક્ષે ગયા તે.

૧૪ એક સિદ્ધા—એક સમયને વિષે એકજ મોક્ષે ગયા તે.

૧૫ અનેક સિદ્ધા—એક સમયમાં ઘણા જીવ મોક્ષે ગયા તે.

ઇતિ મોક્ષતત્ત્વ.

ઉપર કહેલાં નવતત્ત્વ જે પ્રાણિ જાણે તેને સમકિત હોય, અને અપવાદે જો કે જીવાદિ નવતત્ત્વનો અજાણ હોય પણ તેને વિષે આસ્થા રાખે તોપણ તેને સમ્યક્ત્વ છે એમ સમજવું. સર્વે તીર્થંકરપ્રણીત વચન અન્યથા ન હોય એવી મતિ જેના મનમાં રહેલી હોય, તેને નિશ્ચય સમકિત છે. એક અંતર મૂહુર્ત(આશરે બે ઘડી) જે પુરૂષને સમકિત ફરસ્યું હોય, તેને અર્દ્ધ પુદ્ગલ પરાવર્ત સંસાર નક્કી બાકી રહ્યો એમ સમજવું. એતો ઘણીજ આશાતનાવંતને સમજવું; પણ શુદ્ધ સમકિતી તો કોઇ તેજ ભવે કોઈ ત્રિજે, કોઇ સાતમે, અને કોઇ તરતજ મોક્ષ પામે.

॥ ઇતિ નવતત્ત્વના છુટા બોલ સમાપ્ત ॥

॥ ઇતિ શ્રી જીવવિચાર, નવતત્ત્વ, દંડક, અને લઘુસંગ્રહણી મૂળ અને અર્થસહિત સમાપ્ત. ॥

## માર્ગાનુસારીના ૩૫ બોલ.

૧ ન્યાય સંપન્ન વિભવ—ન્યાયથી ધન મેળવવું-સ્વામિદ્રોહ, મિત્રદ્રોહ, વિશ્વાસીને ઠગવું, ચોરી કરવી, થાપણ ઓળવવી, વિગેરે નિંદવાયોગ્ય કામ ત્યાગ કરી ધન ઉપાર્જન કરવું.

૨ શિષ્ટાચાર પ્રશંસા—ઉત્તમ પુરૂષોના આચરણનાં વખાણ કરવાં.

૩ સરખા કુળાચારવાળા પણ અન્યગોત્રી સાથે વિવાહ કરવો.

૪ પાપના કામથી ડરવું.

૫ પ્રસિદ્ધ દેશાચાર પ્રમાણે વર્ત્તવું.

૬ કોઇનો અવર્ણવાદ બોલવો નહીં.

૭ જે ઘરમાં પેસવા નીકળવાના અનેક રસ્તા નથી, તથા જે ઘર અતિ ગુપ્ત અને અતિ પ્રગટ ન હોય અને પાડોશી સારા હોય તેવા ઘરમાં રહેવું.

૮ સારા આચરણવાળા પુરૂષોની સોબત કરવી.

૯ માતા તથા પિતાની પૂજા કરવી-તેમનો સર્વ રીતે વિનય સાચવવો, અને તેમને પ્રસન્ન રાખવાં.

૧૦ ઉપદ્રવવાળા સ્થાનકનો ત્યાગ કરવો-લડાઇ, દુકાળ, વિગેરે અડચણવાળાં ઠેકાણાં છોડવાં.

૧૧ નિંદિત કામમાં ન પ્રવર્ત્તવું-નિંદવાયોગ્ય કાર્ય ન કરવાં.

૧૨ આવક પ્રમાણે ખરચ રાખવું.

૧૩ ધનને અનુસરતો વેષ રાખવો—પેદાશ પ્રમાણે પોશાકી રાખવી.

૧૪ આઠ પ્રકારના બુદ્ધિના ગુણને સેવવા, તે આઠ ગુણનાં નામ ૧ શાસ્ત્ર સાંભળવાની ઇચ્છા, ૨ શાસ્ત્ર સાંભળવું, ૩ તેનો

અર્થ સમજવો, ૪ તે યાદ રાખવો. ૫ ઉહ તેમાં તર્ક કરવો, તે સામાન્ય જ્ઞાન. ૬ અપોહ–વિશેષ જ્ઞાન, ૭ ઉહાપોહથી સંદેહ ન રાખવો, ૮ તત્ત્વજ્ઞાન આ વસ્તુ આમજ છે, એવો નિશ્ચય કરવો.

૧૫ નિત્ય ધર્મને સાંભળવો, જેથી બુદ્ધિ નિર્મળ થાય.

૧૬ પહેલાં જમેલું ભોજન પચી જાય ત્યાર પછી નવું ભોજન કરવું.

૧૭ જ્યારે ખરી ભુખ લાગે ત્યારે ખાવું. પણ એકવાર ખાધા પછી તરતજ મીઠાઈ વિગેરે આવેલું જોઈ લાલચથી તે ઉપર ખાવું નહીં, કારણ કે અપચો થાય.

૧૮ ધર્મ, અર્થ, અને કામ એ ત્રણ વર્ગને સાધવા.

૧૯ અતિથી તથા ગરીબને અન્નપાનાદિ આપવું.

૨૦ નિરંતર અભિાનવેષરહિત રહેવું–કોઇને પરાભવ કરવાના પરિણામ કરી અનીતિથી કામનો આરંભ કરવો નહીં તે.

૨૧ ગુણિ પુરૂષોનો પક્ષપાત કરવો–તેમનું બહુમાન કરવું.

૨૨ નિષિદ્ધ દેશકાળનો ત્યાગ કરવો–રાજા તથા લોકોએ નિષેધ કરેલા દેશકાળમાં જવું નહિં.

૨૩ પોતાની શક્તિને અનુસરીને કામનો આરંભ કરવો.

૨૪ પોષણ કરવા યોગ્ય જેવાં માતા, પિતા, સ્ત્રી, પુત્રાદિકનું ભરણ પોષણ કરવું.

૨૫ વ્રતને વિષે રહેલા તથા જ્ઞાને કરી મોટા એવા પુરૂષોને પૂજવા.

૨૬ દીર્ઘદર્શી—જે કોઇ કામ કરે તેમાં લાંબી દૃષ્ટી ફેરવી તેનાં શુભાશુભ ફળનો તપાસ કરી ચાલવું.

૨૭ વિશેષજ્ઞ-દરેક વસ્તુનો તફાવત સમજી પોતાના આત્માના ગુણ દોષોની તપાસ કરવી.

૨૮ કૃતજ્ઞ ( કર્યા કામનો જાણ)-કરેલા ઉપકારને તથા અપકારને સમજવો.

૨૯ લોકપ્રિય-વિનયાદિ ગુણે કરી લોકપ્રિય થવું.

૩૦ લજ્જાળુ ( લાજવાળો )—લાજમર્યાદામાં રહેવું.

૩૧ દયાળુ-દયાભાવ રાખવો.

૩૨ સુંદર આકૃતિવાન-ક્રૂર આકૃતિનો ત્યાગ કરી શરીરનો સુંદર આકાર રાખવો.

૩૩ પરોપકાર-પરને ઉપકારી થવું.

૩૪ અંતરંગારિજિત-કામ, ક્રોધ, લોભ. માન, મદ, તથા હર્ષ, એ છ અંતરંગવેરીને જીતવા.

૩૫ વશીકૃતેંદ્રિયગ્રામ-ઈંદ્રિયોના સમૂહને વશ કરવા. ( સર્વે ઇંદ્રિયોને વશ કરવાનો અભ્યાસ કરવો.)

બાળજીવોને મોઢે કરવા સુગમ પડે માટે ઉપરના માર્ગાનુસારીના પાંત્રીસ બોલ સંક્ષેપથી લખ્યા છે. વિવરણ ગ્રંથાતરમાંથી જોઈ લેવું. ઇતિ.

## સમાપ્ત.

॥ શ્રી જિનેંદ્રાય નમઃ ॥

# લઘુ પ્રકરણ સંગ્રહ બાલાવબોધ.

## જીવ વિચાર બાલાવબોધ.

જીવના બે ભેદ—૧ સંસારી જીવ, ૨ મોક્ષના જીવ. સંસારી જીવના બે ભેદ—૧ ત્રસ જીવ, ૨ સ્થાવર જીવ. ત્રસ જીવના ચાર ભેદ—૧ બેઇંદ્રિય, ૨ તેઈંદ્રિય, ૩ ચૌરિંદ્રિય, ૪ પંચેંદ્રિય. સ્થાવરના પાંચ ભેદ—૧ પૃથ્વીકાય, ૨ અપ્કાય, ૩ તેઉકાય, ૪ વાઉકાય, ૫ વનસ્પતિકાય.

૧ પૃથ્વીકાયના ભેદ કહે છે. સ્ફટિકરત્ન, મણિરત્ન, પરવાલાં, હીંગલો, હરતાલ, મણસીલ, પારો, સોનું આદિ સાત ધાતુ તે-સોનું, રુપું, ત્રાંબું, લોહું, સીસું, જસત, કથીર, ખડી, માટી, હરમજી, પાષાણના કટકાની સાથે મળેલી ધોળી માટી, પલેવો પાષાણ, અબરખ, તુરી માટી, ખારો, માટીની જાત, પાષાણની જાત ઈત્યાદિ પૃથ્વીકાયના ભેદ જાણવા,

૨ અપ્કાયના ભેદ કહે છે. ભૂમિનું પાણી, વરસાદનું પાણી, ઠારનું પાણી, હિમનું પાણી, કરાનું પાણી, લીલી હરિકાયનું પાણી ઘનોદધિનું પાણી ઇત્યાદિ અપ્કાયના ભેદ જાણવા.

૩ તેઉકાયના ભેદ કહે છે. અંગારાનો અગ્નિ, જ્વાલાનો અગ્નિ, ભાઠાનો અગ્નિ, ઉલ્કાપાતનો અગ્નિ, વજ્રનો અગ્નિ, વીજ-ળીનો અગ્નિ; ઈત્યાદિ તેઉકાયના ભેદ જાણવા.

૪ વાઉકાયના ભેદ કહે છે. ઉદ્ભ્રામક વાયરો, ઉત્કલિક વાયરો, મંડલિક વાયરો, મોટો વાયરો, શુદ્ધ વાયરો, ગુંજારવ કરે તે વાયરો, ઘનવાત તથા તનવાત ઈત્યાદિ વાયુકાયના ભેદ જાણવા.

૫ વનસ્પતિકાયના ભેદ કહે છે. ૧ સાધારણ વનસ્પતિકાય, ૨ પ્રત્યેક વનસ્પતિકાય. તેમાં ૧ સાધારણ વનસ્પતિકાયના ભેદ કહે છે. સર્વ જાતના કંદ, સર્વ જાતના અંકુરા, સર્વ જાતના કુંપલ, પાંચ જાતની ફુગી, સેવાલ, ભૂમિફોડા, લીલું આદુ, લીલી હળદર ને લીલો કચુરો, ગાજર, મોથ, વથુલાની ભાજી, થેગ, સર્વ જાતના પાલા, કોમળ ફળ, સર્વ ગુપ્ત સિરા, સંધિ અને પર્વ જેના હોય તે, થોર, કુંવાર, ગુગળ, ગળો પ્રમુખ છેદ્યા થકી ઉગે તેને સાધારણ વનસ્પતિ કહીએ.

૨ પ્રત્યેક વનસ્પતિકાયના ભેદ કહે છે. એક શરીરમાં એક જીવ હોય તેને પ્રત્યેક વનસ્પતિ કહીએ. તે ફળ, ફૂલ, છાલ, કાષ્ટ, મૂળ પાન અને બીજ. એ સાત સ્થાનકે એક એક જીવ હોય, માટે પ્રત્યેક વનસ્પતિ કહીએ. એ પાંચ સ્થાવરના ભેદ કહ્યા.

બેઇંદ્રિયના ભેદ કહે છે. શંખ, કોડીઓ, ગંડોલા, જળો, ચંદનક એટલે સ્થાપનાચાર્ય, અળસીઆ, લાલીઆ, લાકડાના કીડા, કીરમીઆ, પૂરા, ઇત્યાદિ બેઈંદ્રિયના જીવ જાણવા.

તેઇંદ્રિયના ભેદ કહે છે. કાનખજુરા, માંકણ, જૂ, કીડી, ઉદેઇ, મંકોડા, ઇળ, ઘીમેલ, સાવા, ગીંગોડા, ગધઇઆ, છાણાના કીડા, વિષ્ટાના કીડા, ધનેરીઆ, કુંથુઆ, ગોપાલિક (મેહના મામા) ઇત્યાદિ તેઇંદ્રિયના ભેદ જાણવા.

ચૌરિંદ્રિયના ભેદ કહે છે. વીંછુ, ઢીંકુણ, ભમરા, ભમરી, તીડ, માખી, ડાંસ, મચ્છર, કંસારી, કરોળીઆ ઇત્યાદિ ચૌરિંદ્રિયના ભેદ જાણવા.

પંચેંદ્રિયના ચાર ભેદ કહે છે. ૧ નારકી, ૨ તિર્યંચ, ૩ મનુષ્ય, ૪ દેવતા.

નારકીના સાત ભેદ અને સાત ગોત્ર. તેનાં નામ કહે છે, રત્નપ્રભા, શર્કરાપ્રભા, વાલુકાપ્રભા, પંકપ્રભા, ધુમપ્રભા, તમઃ-પ્રભા, તમસ્તમ:પ્રભા.

નારકીના સાત નામ. ધમા, વંસા, સેલા, અંજણા, રિઠ્ઠા, મઘા, માઘવતી.

તિર્યંચના ત્રણ ભેદ. ૧ જલચર, ૨ થલચર, ૩ ખેચર.

૧ જલચરના પાંચ ભેદ કહે છે. ૧ સુસુમાર, ૨ મચ્છ, ૩ કાચબા, ૪ જલતંતુ, ૫ મગરમચ્છ.

૨ થલચરના ત્રણ ભેદ. ઉર:પરિસર્પ તે સર્પની જાત; ભુજ પરિસર્પ તે નોળીયા, ઉંદર પ્રમુખ; ચતુષ્પદ તે ગાયભેંસ પ્રમુખ.

૩ ખેચરના બે ભેદ, રોમજ પંખી, ચર્મજ પંખી તથા મનુષ્ય લોકની બહાર સમુદ્ગ પંખી અને વિતત પંખી.

મનુષ્યની મુખ્ય ત્રણ જાતિ છે, તે કર્મભૂમિ, અકર્મભૂમિ અને અંતરદ્વીપ; તેની ઉત્તરજાતિ (૧૦૧) તે એકસો ને એક મનુષ્ય ક્ષેત્ર જાણવાં, (૧૫) પંદર કર્મ ભૂમિ, (૩૦) ત્રીશઅકર્મ ભૂમિ, (૫૬) છપ્પન અંતર દ્વીપ.

પંદર કર્મ ભૂમિ કહે છે—પાંચ ભરત, પાંચ ઐરાવત, પાંચ મહાવિદેહ.

ત્રીશ અકર્મ ભૂમિ કહે છે- પાંચ હેમવંત ક્ષેત્ર, પાંચ હિરણ્યવંત, પાંચ હરિવર્ષ, પાંચ રમ્યક, પાંચ દેવકુરૂ ક્ષેત્ર અને પાંચ ઉત્તરકુરુ ક્ષેત્ર.

છપ્પન અંતરદ્વિપ કહે છે—ચુલહેમવંત પર્વત અને શિખરી પર્વત એ બે પર્વતની પૂર્વે અને પશ્ચિમે લવણસમુદ્રમાં બે બે દાઢાઓ નીકળી છે એટલે બંને પર્વતની બંને દિશિની આઠ દાઢાઓ થઇ તે એક એક દાઢા ઉપર સાત સાત દ્વિપ છે, એટલે આઠ દાઢા ઉપર છપ્પન અંતરદ્વીપ થયા. એ પ્રમાણે મનુષ્યના (૧૦૧) એકસો એક ભેદ જાણવા.

દેવતાના ચાર ભેદ કહે છે—૧ દસ ભવનપતિ, ૨ આઠ વ્યંતર તથા આઠ વાણવ્યંતર, ૩ પાંચ જ્યોતિષી, ૪ બે વૈમાનિક.

દશ ભવનપતિનાં નામ કહે છે—૧ અસુરકુમાર, ૨ નાગકુમાર, ૩ સુવર્ણકુમાર, ૪ વિદ્યુતકુમાર, ૫ અગ્નિકુમાર, ૬ દ્વીપકુમાર, ૭ ઉદધિકુમાર, ૮ દિશિકુમાર, ૯ વાયુકુમાર, ૧૦ સ્તનિતકુમાર.

આઠ વ્યંતરના ભેદ કહે છે—૧ પિશાચ, ૨ ભૂત, ૩ યક્ષ, ૪ રાક્ષસ, ૫ કિન્નર, ૬ કિંપુરૂષ, ૭ મહોરગ, ૮ ગંધર્વ.

આઠ વાણવ્યંતરના ભેદ-૧ અણપન્ની, ૨ પણપન્ની, ૩ ઋષિવાદી, ૪ ભૂતવાદી, ૫ કંદિત, ૬ મહાકંદિત, ૭ કોહંડ, ૮ પતંગ. જ્યોતિષીના પાંચ ભેદ કહે છે—૧ ચંદ્ર, ૨ સૂર્ય, ૩ ગ્રહ, ૪ નક્ષત્ર, ૫ તારા.

વૈમાનિકના બે ભેદ કહે છે-૧ કલ્પ, તે બાર દેવલોક, ૨ કલ્પાતીત, નવ ગ્રૈવેયેક અને પાંચ અનુત્તર વિમાન.

કલ્પ તે બાર દેવલોકનાં નામ કહે છે–૧ સૌધર્મ, ૨ ઈશાન, ૩ સનત્કુમાર ૪ માહેંદ્ર, ૫ બ્રહ્મ, ૬ લાંતક, ૭ શુક્ર, ૮ સહસ્રાર, ૯ આનંત, ૧૦ પ્રાણુત, ૧૧ આરણ્ ૧૨ અચ્યુત.

નવ ગ્રૈવેયકનાં નામ–૧ સુદર્શન, ૨ સુપ્રતિબધ્ધ, ૩ મનોરમ, ૪ સર્વતોભદ્ર, ૫ વિશાલ, ૬ સુમનસ, ૭ સૌમનસ, ૮ પ્રીતિકર, ૯ આદિત્ય.

પાંચ અનુત્તર વિમાનનાં નામ–૧ વિજય ૨ વૈજયંત, ૩ જયંત ૪ અપરાજિત, ૫ સર્વાર્થસિદ્ધ.

એ સંસારી જીવના ભેદ કહ્યા.

હવે સિદ્ધના પંદર ભેદ કહે છે—તીર્થસિદ્ધ, અતીર્થસિદ્ધ–ઈત્યાદિ સિદ્ધના પંદર ભેદ જાણવા.

એ જીવનું સ્વરૂપ કહ્યું.

હવે પાંચ દ્વારનાં નામ કહે છે—૧ શરીરનુંદ્વાર, ૨ આઉખાનીસ્થિતિનુંદ્વાર, ૩ પોતાની કાયામાં રહે તેનું દ્વાર, ૪ પ્રાણનું દ્વાર, ૫ યોનિનું દ્વાર.

૧ શરીરનું દ્વાર કહે છે–સર્વ એકેંદ્રિયનું શરીર અંગુલના અસંખ્યાતમાં ભાગ જેટલું હોય છે, પણ પ્રત્યેક વનસ્પતિનું શરીર એક હજાર યોજન કરતાં કંઈક અધિક હોય છે.

બે ઇંદ્રિયનું બાર યોજનનું શરીર, તેઇંદ્રિયનું ત્રણ ગાઉનું શરીર, અને ચૌરિંદ્રિયનું શરીર એક યોજનનું હોય છે.

સાતમી નારકીનું શરીર પાંચસો ધનુષ્યનું હોય, પછી અર્ધ અર્ધ ઓછું કરતાં પહેલી નારકીનું પોણાઆઠ ધનુષ્ય ને છ અંગુલનું શરીર જાણવું.

ગર્ભજ મચ્છ ને ઉરઃપરિસર્પનું શરીર એકહજાર યોજનનું જાણવું. પક્ષીનું ધનુષ્ય પૃથક્ત્વ એટલે બેથી નવ ધનુષ્યનું શરીર જાણવું. ભુજ પરિસર્પનું ગાઉ પૃથક્ત્વ શરીર જાણવું. એ શરીરનું માન ગર્ભજનું જાણવું.

સંમૂર્છિમનું શરીર માન કહે છે–ખેચર પંખીનું તથા ભુજપરિસર્પનું ધનુષ્ય પૃથક્ત્વ શરીર જાણવું, ઉરઃપરિસર્પનું યોજન પૃથક્ત્વ શરીર જાણવું. સંમૂર્છિમ ચતુષ્પદનું ગાઉ પૃથક્ત્વ શરીરમાન જાણવું.

ગર્ભજ ચતુષ્પદનું છ ગાઉનું શરીર હોય. મનુષ્યનું ત્રણ ગાઉનું શરીર જાણવું. ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી, વૈમાનિક, સૌધર્મ ને ઇશાન એ બે દેવલોક સુધીના દેવતાનું શરીર સાત સાત હાથનું હોય. ત્રીજે ચોથે દેવલોકે છ હાથનું, પાંચમે છઠ્ઠે પાંચ હાથનું, સાતમે આઠ હાથનું, નવમે, દશમે, અગ્યારમે અને બારમે, એ ચાર દેવલોકે ત્રણ હાથનું, નવ ગ્રૈવેયકે બે હાથનું અને પાંચ અનુત્તર વિમાને એક હાથનું શરીર હોય એ રીતે શરીરનું માન જાણવું.

૨ આઉખાનું માન કહે છે–પૃથ્વીકાયનું બાવીશ હજાર વર્ષ, અપ્કાયનું સાતહજાર વર્ષ, તેઉકાયનું ત્રણ અહોરાત્રિ, વાઉકાયનું ત્રણહજાર વર્ષ અને વનસ્પતિકાયનું દશ હજાર વર્ષનું આઉખું જાણવું.

બેઇંદ્રિયનું બારવર્ષ, તેઇંદ્રિયનું ઓગણપચાસ દિવસનું અને ચૌરિંદ્રિયનું છ માસનું આયુષ્ય જાણવું.

દેવતા અને નારકીનું તેત્રીશ સાગરોપમનું, ચતુષ્પદ તિર્યંચ અને મનુષ્યનું ત્રણ પલ્યોપમનું આયુષ્ય જાણવું.

જલચર, ઉરઃપરિસર્પ; ભુજપરિસર્પનું ઉત્કૃષ્ટ પૂર્વ કોડીનું આયુષ્ય જાણવું.

પક્ષીનું પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલું આયુષ્ય હોય છે.

સર્વ સૂક્ષ્મ તથા સાધારણ વનસ્પતિ અને સંમૂર્છિમ મનુષ્ય—એમનું જઘન્ય તથા ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત્તનું આયુષ્યં જાણવું.

સંમૂર્છિમનું આયુષ્ય કહે છે—જલચર સંમૂર્છિમનું પૂર્વ ક્રોડ વરસ, થલચરનું ચોરાશી હજાર વર્ષ, ખેચરનું બહોંતેર હજાર વર્ષ, ઉરઃપરિસર્પનું ત્રેપન હજાર વર્ષ, ભુજપરિસર્પનું બેંતાળીશ હજાર વર્ષ—એ પ્રમાણે આઉખાનું પ્રમાણ જાણવું.

૩ કાય સ્થિતિનું દ્વાર કહે છે—એકેંદ્રિય અસંખ્યાતી ઉત્સર્પિણી અને અવસર્પિણી સુધી પોતાની કાયમાં રહે.

અનંતકાય અનંતી ઉત્સર્પિણી અને અવસર્પિણી સુધી પોતાની કાયમાં રહે.

બેઈંદ્રિય, તેઈંદ્રિય અને ચોરિંદ્રિય એ ત્રણે વિગલેંદ્રિય સંખ્યાતા વર્ષ સુધી રહે.

મનુષ્ય તથા તિર્યંચ સાત આઠ ભવ સુધી રહે.

નારકી મરી નારકી ન થાય અને દેવતા મરી દેવતા ન થાય.

૪ દશ પ્રાણનું દ્વાર કહે છે—૧ સ્પર્શનેંદ્રિય, ૨ રસનેંદ્રિય, ૩ ઘ્રાણેંદ્રિય. ૪ ચક્ષુરિંદ્રિય, ૫ શ્રોત્રેંદ્રિય, ૬ શ્વાસોશ્વાસ, ૭ આયુષ્ય, ૮ મનોબળ; ૯ વચનબળ, ૧૦, કાયબળ. એ દશ પ્રાણ જાણવા.

એકેંદ્રિયને ચાર પ્રાણ, બેઇંદ્રિયને છ, તેઇંદ્રિયને સાત, ચો-

રિંદ્રિયને આઠ, અસંજ્ઞી પંચેંદ્રિયને નવ અને સંજ્ઞી પંચેંદ્રિયને દશ પ્રાણ હોય છે.

૫ યોનિદ્વાર કહે છે—પૃથ્વીકાયની સાત લાખ, અપ્કાયની સાત લાખ, તેઉકાયની સાત લાખ, વાઉકાયની સાત લાખ, પ્રત્યેક વનસ્પતિકાયની દશ લાખ, સાધારણ વનસ્પતિકાયની ચોદ લાખ, બેઇંદ્રિયની બે લાખ, તેઇંદ્રિયની બે લાખ, ચોરિંદ્રિયની બે લાખ, દેવતાની ચાર લાખ, નારકીની ચાર લાખ, તિર્યંચ પંચેદ્રિયની ચાર લાખ, મનુષ્યની ચોદ લાખ યોનિ જાણવી. એ સર્વ મળીને સર્વ જીવોની ચોરાશી લાખ જીવાયોનિ થાય.

સિદ્ધના જીવોને દેહ નથી, આયુ નથી, કર્મ નથી, પ્રાણ નથી અને યોનિ પણ નથી. એ સિદ્ધના જીવોની સાદિ અનંત સ્થિતિ જાણવી.

જીવવિચાર સમાપ્ત.

---

# નવતત્ત્વ બાલાવબોધ.

નવ તત્ત્વનાં નામ—૧ જીવ, ૨ અજીવ, ૩ પુણ્ય, ૪ પાપ, ૫ આશ્રવ, ૬ સંવર, ૭ નિર્જરા, ૮ બંધ, ૯ મોક્ષ.

હવે એના ઉત્તરભેદ કહે છે–જીવના ચોદ, અજીવના ચોદ, પુણ્યના બેંતાલીશ, પાપના બ્યાશી, આશ્રવના બેંતાલીશ, સંવરના સત્તાવન, નિર્જરાના બાર, બંધના ચાર અને મોક્ષના નવ ભેદ. એમ સર્વ મળીને બસો છોંતેર ભેદ થાય.

જીવ તથા અજીવ એ બે તત્ત્વ જ્ઞેય એટલે જાણવા યોગ્ય

છે. પુન્ય, સંવર, નિર્જરા અને મોક્ષ એ ચાર તત્ત્વ ઉપાદેય એટલે આદરવા યોગ્ય છે. પાપ, આશ્રવ અને બંધ એ ત્રણ તત્ત્વ હેય એટલે છાંડવા યોગ્ય છે.

હવે એના અર્થ કહે છે–શુભ અશુભ કર્મનો કર્ત્તા, શુભાશુભ કર્મનો હર્તા, તથા શુભાશુભ કર્મનો ભોક્તા એટલે ભોગવનાર, ચેતનાલક્ષણ, દશ પ્રાણ ધરે તેને જીવ કહીએ. એનાથી વિપરીત લક્ષણ–જડ લક્ષણવાળો, જે ચેતના રહિત તેને અજીવ કહીએ. શુભ કર્મના પુદ્ગલ તે પુણ્ય, અશુભ કર્મના પુદ્ગલ તે પાપ. નવાં કર્મ આવે તે આશ્રવ, આવતાં કર્મ રોકાય તે સંવર, પૂર્વના કર્મનો ક્ષય થાય તે નિર્જરા, જીવ અને કર્મનું માંહે માંહે બંધાવું તે બંધ, જીવને કર્મનો અતિ વિયોગ તે મોક્ષ કહીએ.

દશ પ્રાણનાં નામ કહે છે.—સ્પર્શેન્દ્રિય, રસનેંદ્રિય ઘ્રાણેંદ્રિય, ચક્ષુરિંદ્રિય, શ્રોત્રેંદ્રિય એ પાંચ ઈંદ્રિયો, શ્વાસોશ્વાસ, આયુષ્ય, કાયબળ, વચનબળ અને દશમો મનબળ. એ દશ પ્રાણ ધરે તેને જીવ કહીએ. તેમાં પૃથ્વી, અપ્, તેઉ, વાઉ અને વનસ્પતિ એ પાંચે થિર રહે તે થાવર અથવા એકેંદ્રિય કહીએ. એકેંદ્રિયને શરીર, શ્વાસોશ્વાસ, આયુષ્ય અને કાયબળ–એ ચાર પ્રાણ હોય.

શંખ, કોડા, ગંડોલા, જળો, અળસીઆ, કરમીઆ, સરમીઆ ઈત્યાદિ બેઇંદ્રિયને શરીર, જીભ, શ્વાસોશ્વાસ, આયુષ્ય, કાયબળ અને વચનબળ–એ છ પ્રાણ હોય.

કાનખજુરા, માંકણ, જૂ, લીંખ, જુઆ, કીડી, મંકોડા, ઉપેઇ ઈત્યાદિ તેઇંદ્રિય જીવોને શરીર, જીભ, નાક, શ્વાસોશ્વાસ,

આયુષ્ય, કાયબળ અને વચનબળ–એ સાત પ્રાણ હોય.

ઢીંકુણ, ભમરા, ભમરી, માખી, ડાંસ, મચ્છર, તીડ, પતંગીયા, કંસારી ઇત્યાદિ ચૌરિંદ્રિય જીવોને શરીર, જીભ, નાક, આંખ, શ્વાસોશ્વાસ, આયુષ્ય, કાયબળ અને વચનબળ, એ આઠ પ્રાણ હોય.

માતપિતાના સંયોગ વિના ગર્ભ વગર મનુષ્ય, તિર્યંચના મળ, મૂત્ર, શ્લેષ્મ પ્રમુખ ચૌદ સ્થાનકે જીવ ઉપજે તેને સંમૂર્છિમ કહીએ, તેમ તે અસંજ્ઞી પંચેંદ્રિય કહેવાય. તે જીવોને શરીર, જીભ, નાક, આંખ, કાન, શ્વાસોશ્વાસ, આયુષ્ય, કાયબળ અને વચનબળ એ નવ પ્રાણ હોય.

માતપિતાના સંયોગે ગર્ભમાં ઉપજે તેવા મનુષ્ય અને તિર્યંચને સંજ્ઞી તથા ગર્ભજ કહીએ. દેવતા અને નારકીને સંજ્ઞી પંચેંદ્રિય કહીએ. તેમને શરીર, જીભ, નાક, આંખ, કાન, શ્વાસોશ્વાસ, આયુષ્ય, કાયબળ, વચનબળ અને મનબળ એ દશ પ્રાણ હોય છે. એ પ્રમાણે જીવની ઓળખાણ કહી.

જીવના ચૌદ ભેદ બતાવે છે—પૃથ્વી, અપ, તેઉ, વાઉ અને વનસ્પતિ એ પાંચ થાવર ચૌદ રાજલોકમાં કાજલની કુંપલીની જેમ ઠાંસી ઠાંસીને ભરેલા છે. પર્વત પ્રમુખને ભેદીને જાય આવે, છેદાય ભેદાય નહિ, અગ્નિમાં બળે નહિ, નજરે ન દેખાય, એ પાંચ સ્થાવરને સૂક્ષ્મ એકેંદ્રિય કહીએ અને જે નજરે દેખાય તેને બાદર એકેંદ્રિય કહીએ, એમ એકેંદ્રિયના બે ભેદ થયા. બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રિય, અસંજ્ઞી અને સંજ્ઞી પંચેંદ્રિય એ સાત પર્યાપ્તા અને અપર્યાપ્તા મળીને ચૌદ ભેદ થાય.

તે ચૌદ ભેદ વિવરીને જુદા જુદા બતાવે છે. સૂક્ષ્મ એકેંદ્રિય અપર્યાપ્તા અને પર્યાપ્તા, બાદર એકેંદ્રિય અપર્યાપ્તા અને

પર્યાપ્તા, બેઇંદ્રિય અપર્યાપ્તા અને પર્યાપ્તા, તેઇંદ્રિય અપર્યાપ્તા અને પર્યાપ્તા, ચૌરિંદ્રિય અપર્યાપ્તા અને પર્યાપ્તા, અસંજ્ઞી પંચેંદ્રિય અપર્યાપ્તા અને પર્યાપ્તા, સંજ્ઞી પંચેંદ્રિય અપર્યાપ્તા અને પર્યાપ્તા એ રીતે જીવના ચૌદ ભેદ થયા.

હવે પર્યાપ્તાનાં લક્ષણ જણાવવા માટે છ પર્યાપ્તિનાં નામ કહે છે—જીવને ઉપજતી વખતે પ્રથમ સમયે આહાર લેતાં તે આહારને રસપણે પરિણમાવવાની જે શક્તિ તે આહાર પર્યાપ્તિ. ત્યારપછી શરીર બાંધવાની જે શક્તિ તે શરીર પર્યાપ્તિ. તે પછી ઇંદ્રિય બાંધવાની જે શક્તિ તે ઇંદ્રિય પર્યાપ્તિ. તે પછી શ્વાસો-શ્વાસ લેવાની જે શક્તિ તે શ્વાસોશ્વાસ પર્યાપ્તિ. તે પછી ભાષા યોગ્ય પુદ્‌ગલો ગ્રહણ કરવાની શકિત તે ભાષા પર્યાપ્તિ. તે પછી મન યોગ્ય પુદ્‌ગલો ગ્રહણ કરવાની જે શક્તિ તે મન પર્યાપ્તિ.

એ છ પર્યાપ્તિમાંથી એકેંદ્રિયને આહાર, શરીર, ઇંદ્રિય અને શ્વાસોશ્વાસ એ ચાર પર્યાપ્તિ હોય.

બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રિય અને અસંજ્ઞી પંચેંદ્રિયને આહાર, શરીર, ઇંદ્રિય, શ્વાસોશ્વાસ અને ભાષા એ પાંચ પર્યાપ્તિ હોય; સંજ્ઞી પંચેંદ્રિયને આહાર, શરીર, ઇંદ્રિય, શ્વાસોશ્વાસ, ભાષા અને મન એ છ પર્યાપ્તિ હોય.

એ પર્યાપ્તિ જેને જેટલી કહી છે, તે તેટલી સમકાલે પ્રારંભે અથવા એક પછી એક એમ અનુક્રમે જે અંતર્મુહૂર્ત્તમાં પૂરી કરે, તેને પર્યાપ્તો કહીએ, અને જે પર્યાપ્તિ પૂરી કર્યા વિના મરણ પામે તે અપર્યાપ્તો કહેવાય, અથવા જેણે પર્યાપ્તિ પૂરી કરવા માંડી છે તે પૂરી કરે, પણ જ્યાં સુધી પૂરી કરી નથી ત્યાં

સુધી તે અપર્યાપ્તો કહેવાય. એમ પર્યાપ્તા અપર્યાપ્તાનાં લક્ષણુ કહ્યાં.

હવે છ પ્રકારે જીવ પ્રરુપ્યા તે કહી બતાવે છે—એક પ્રકારે જીવ, બે પ્રકારે જીવ, ત્રણુ પ્રકારે જીવ, ચાર પ્રકારે જીવ, પાંચ પ્રકારે જીવ, છ પ્રકારે જીવ, કહીએ.

સર્વ જીવમાં ચેતના એક સરખી છે. કીડી અને કુંજરમાં જીવ બરાબર છે, પણુ નાનો મોટો નથી, તે માટે સર્વ જીવમાં ચેતના લક્ષણુ સરખું છે, સર્વ જીવ અસંખ્યાત પ્રદેશી છે. એ રીતે જીવ એક પ્રકારે છે.

પૃથ્વી આદિક પાંચ થાવર તથા બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રિય અને પંચેંદ્રિય એ ચારે હાલે ચાલે છે. તડકાથી છાંયે અને છાંયાથી તડકામાં જાય એટલે ત્રાસ પામે માટે ત્રસ કહેવાય. એમ ત્રસ તથા થાવર એ રીતે જીવ બે પ્રકારે છે.

પુરુષવેદ, સ્ત્રીવેદ, અને નપુંસકવેદ એમ વેદના ભેદથી જીવ ત્રણુ પ્રકારે છે.

દેવગતિ, મનુષ્યગતિ, તિર્યંચગતિ અને નારકગતિ એમ ગતિના ભેદથી જીવ ચાર પ્રકારે છે.

એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચારિંદ્રિય, પંચેંદ્રિય એમ ઇંદ્રિયના ભેદથી જીવં પાંચ પ્રકારે છે.

પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય અને ત્રસકાય એમ કાયના ભેદથી જીવ છ પ્રકારે છે. એ રીતે જીવના છ પ્રકાર કહ્યા.

હવે જીવનાં લક્ષણુ બતાવે છે. જેમાં પાંચ જ્ઞાન અને ત્રણુ અજ્ઞાન, ચાર દર્શન, સાત ચારિત્ર, બાર તપ, વીર્ય બલકે

પરાક્રમ, બાર ઉપયોગ, એ માંહેલા કોઈ પણ ઓછા વધતા ગુણો હોય તેને જીવ કહીએ. એ જીવનાં લક્ષણ કહ્યાં.

હવે પાંચ ઇંદ્રિયોના ત્રેવીશ વિષયો બતાવે છે–

સ્પર્શેંદ્રિયના આઠ વિષય–હલવો, ભારી, સુંવાળો, ખરખરો ટાઢો, ઉનો, લૂખો ને ચોપડયો. એ આઠ વિષય સ્પર્શનેન્દ્રિય જાણે પણ બીજી ચાર ઇંદ્રિયો ન જાણે.

રસનેંદ્રિયના પાંચ વિષય–તીખો, કડવો, કષાયલો, ખાટો, ને મીઠો–એ પાંચ વિષય રસનેંદ્રિય જાણે, બીજી ચાર ઇંદ્રિયો ન જાણે.

ઘ્રાણેંદ્રિયના બે વિષય-સુરભિગંધ ને દુરભિગંધ, એ બે વિષય ઘ્રાણેંદ્રિય જાણે, બીજી ચાર ઇંદ્રિયો ન જાણે.

ચક્ષુરિંદ્રિયના પાંચ વિષય–કાળો, લીલો, રાતો, પીળો, ધોળો–એ પાંચ વિષય ચક્ષુ જાણે બીજી ચાર ઇંદ્રિયો ન જાણે.

શ્રોત્રેંદ્રિયના ત્રણ વિષય તે જીવ શબ્દ, અજીવ શબ્દ, ને મિશ્ર શબ્દ–એ ત્રણ વિષય શ્રોતેંદ્રિય જાણે. બીજી ચાર ઇંદ્રિયો ન જાણે. એ રીતે પાંચ ઇંદ્રિયોના ત્રેવીશ વિષયો થયા. એ પ્રમાણે જીવતત્ત્વનો વિચાર કહી બતાવ્યો.

હવે અજીવતત્ત્વના ચૌદ ભેદ કહે છે–ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાળ ને પુદ્ગલાસ્તિકાય એ અજીવના મૂળ પાંચ ભેદ; તેના ચૌદ ભેદ થાય તે બતાવે છે.

ધર્માસ્તિકાયના ખંધ, દેશ અને પ્રદેશ. અધર્માસ્તિકાયના ખંધ, દેશ અને પ્રદેશ. આકાશાસ્તિકાયના ખંધ, દેશ અને પ્રદેશ. એ નવ અને કાળનો એક ભેદ સાથે ગણતાં અરૂપી અજીવના દશ ભેદ થાય.

હવે પુદ્ગલાસ્તિકાયના રૂપી ચાર ભેદ કહે છે–ખંધ, દેશ, પ્રદેશ અને પરમાણુ–એ ચાર ભેદ, પ્રથમના દશ ભેદ સાથે મેળવતાં અજીવના ચાદ ભેદ થાય.

હવે એના અર્થ કહે છે–જેમાં શબ્દ, વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ નથી, રૂપ નથી, જે ચૌદ રાજલોક વ્યાપી, અસંખ્યાત-પ્રદેશી, વળી જે જળમાં માછલાની જેમ જીવ તથા પુદ્ગલને ચાલવામાં સહાય આપે છે, એવો અખંડ ધર્માસ્તિકાય તેને ખંધ કહીએ. તેનો એક ભાગ અથવા એક ભાગે ઉણો જે ખંધ તેને દેશ કહીએ. જેનો અતિસૂક્ષ્મ નિર્વિભાજ્ય કેવલીની બુદ્ધિએ એક ખંડના બે ખંડ ન થાય તેને પ્રદેશ કહીએ.

તથા જેમાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, શબ્દ, રૂપ નથી, ચૌદ રાજલોક વ્યાપી, અસંખ્યાત પ્રદેશી, થલમાં મચ્છની જેમ જીવ તથા પુદ્ગલને થિર થવાને સહાય આપનાર, જે અખંડ અધર્માસ્તિકાય તે ખંધ કહેવાય. તેનો એક ભાગ અથવા એક ભાગે ઉણો ખંધ તે દેશ કહેવાય, તથા સુક્ષ્મ નિર્વિભાજ્ય ખંડ તે પ્રદેશ કહેવાય.

તથા જેમાં શબ્દ, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ રૂપ નથી, ચૌદ રાજલોક અલોક વ્યાપી, અનંત પ્રદેશી જીવ અને પુદ્ગલને અવકાશ આપનાર તથા દુધમાં સાકરની જેમ મળેજ તે આકાશાસ્તિકાય એવો અખંડ આકાશાસ્તિકાય તે ખંધ, તેનો એક ભાગ અથવા એક ભાગે ઉણો જે ખંધ તે દેશ, તેનો અતિ સુક્ષ્મ નિર્વિભાજ્ય અને જેના એકના બે ખંડ ન થાય તે પ્રદેશ. એ પ્રમાણે નવ ભેદ થયા.

દશમો કાલ તે જુનાને નવું અને નવાને જુનું કરે એવા સ્વભાવવાલો જાણવો.

તથા જેમાં શબ્દ, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, રૂપ છે, જે ચૌદ રાજલોકવ્યાપી, અસંખ્યાત, સંખ્યાત અને અનંત પ્રદેશી પૂરણ ગલન સ્વભાવવાલો જે અખંડ પુદ્‌ગલાસ્તિકાય તે ખંધ, તેનો એક ભાગ અથવા એક ભાગે ઉણો ખંધ તે દેશ, અને તેનો અતિ-સૂક્ષ્મ નિર્વિભાજ્ય તથા કેવલીની દૃષ્ટિએ જે એક ખંડના બે ખંડ ન થાય તે પ્રદેશ. તે પ્રદેશ ખંધમાં લાગેલ હોય ત્યાં સુધી પ્રદેશ અને પ્રદેશમાંથી ખરી પડે ત્યારે તે પરમાણુ કહેવાય. એ પ્રમાણે દસ સાથે ચાર મેલવતાં ચૌદ ભેદ થાય.

હવે ષટ્‌દ્રવ્યનાં નામ કહે છે–ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાલ, પુદ્‌ગલાસ્તિકાય અને જીવાસ્તિકાય.

એ છ દ્રવ્યને દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, અને ભાવથી બતાવે છે.

ધર્માસ્તિકાય–દ્રવ્યથકી એક, ક્ષેત્રથકી ચૌદ રાજલોકવ્યાપી, કાલથકી અનાદિ અનંત અને ભાવથકી વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ રહિત છે.

અધર્માસ્તિકાય–દ્રવ્યથકી એક, ક્ષેત્રથકી ચૌદ રાજલોકવ્યાપી, કાલથકી અનાદિ અનંત અને ભાવથકી વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ રહિત છે.

આકાશાસ્તિકાય–દ્રવ્યથકી એક, ક્ષેત્રથકી લોકાલોકવ્યાપી, કાલથકી અનાદિ અનંત અને ભાવથકી વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ રહિત છે.

કાલ–દ્રવ્યથી એક, ક્ષેત્રથકી અઢીદ્વીપવ્યાપી, કાલથી અનાદિ અનંત અને ભાવથી વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ રહિત તથા ગુણ થકી નવાને જુનું ને જુનાને નવું કરે છે.

પુદ્‌ગલાસ્તિકાય–દ્રવ્યથકી અનંત, ક્ષેત્રથકી ચૌદ રાજલોક-વ્યાપી, કાલથકી સાદિસાંત અને ભાવથકી વર્ણ, ગંધ, રસ તથા સ્પર્શ સહિત છે.

જીવાસ્તિકાય–દ્રવ્યથકી અનંત, ક્ષેત્રથકી ચૌદ રાજલોકવ્યાપી, કાલથકી અનાદિ અનંત અને ભાવથકી વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ રહિત છે. એ પ્રમાણે ષટ્‌દ્રવ્યને વિચાર કહ્યો.

હવે કાલમાન વિશેષ બતાવે છે–અતિ સુક્ષ્મમાં સુક્ષ્મકાલ તે સમય, ચપટી વગાડીએ એટલામાં અસંખ્યાતા સમય થાય અથવા આંખ મીંચીને ઉઘાડીએ એટલામાં અસંખ્યાતા સમય થાય. અથવા કમળના પાન વીંધવાના દ્દષ્ટાંતે અસંખ્યાતા સમય થાય. અસંખ્યાતે સમયે એક આવલી થાય, એક કરોડ સડસઠ લાખ, સીત્યોતેર હજાર, બસેં ને સોલ આવલીએ એક મુહૂર્ત્ત થાય, ત્રીશ મુહૂર્ત્તે એક અહોરાત્ર થાય. પંદર અહોરાત્રે એક પક્ષ થાય બે પક્ષે એક માસ થાય. બાર માસે એક વરસ થાય. અસંખ્યાત વરસે એક પલ્યોપમ થાય, તે કુવાને દષ્ટાંતે. દશ કોડાકોડી પલ્યોપમે એક સાગરોપમ થાય. દશ કોડાકોડી સાગરોપમે એક અવસર્પિણીકાલ થાય. દશ કોડાકોડી સાગરોપમે એક ઉત્સર્પિણી-કાલ થાય. વીશ કોડાકોડી સાગરોપમે એક કાલચક્ર થાય. અનંતાકાલચક્રે એક પુદ્‌ગલ પરાવર્ત્ત થાય એવા અનંતા પુદ્‌ગલ પરાવર્ત્ત જીવ ધર્મ વિના ભમ્યો અને ભમશે. એ અજીવ તત્ત્વનો વિચાર કહી બતાવ્યો.

હવે પુણ્યતત્ત્વ કહે છે–નવ પ્રકારે પુણ્ય બંધાય અને બેંતાલીશ પ્રકારે ભોગવાય તે બતાવે છે–અણ્ણપુન્ને, પાણ્ણપુન્ને, વત્થ-પુન્ને, લેણ્ણપુન્ને, સેણ્ણપુન્ને, મનપુન્ને, વચનપુન્ને, કાયપુન્ને, નમ-

સ્કારપુન્ને એ નવ પ્રકારે પુણ્ય બંધાય.

હવે બેંતાલીશ પ્રકારે ભોગવાય તે બતાવે છે–શાતાવેદની, ઉચ્ચ ગોત્ર, મનુષ્યનીગતિ, મનુષ્યની આનુપૂર્વી, દેવતાનીગતિ, દેવતાની આનુપૂર્વી, પંચેંદ્રિયજાતિ, પાંચ શરીર તે ઔદારિક, વૈક્રિય, આહારક, તેજસ અને કાર્મણ શરીર. ત્રણ અંગોપાંગ તે ઔદારિક અંગોપાંગ, વૈક્રિય અંગોપાંગ અને આહારક અંગોપાંગ. છ સંઘયણ તે વજ્રઋષભનારાચ, ઋષભનારાચ, નારાચ, અર્ધનારાચ, કીલિકા અને છેવઠું સંઘયણ–એ છ સંઘયણમાંથી પ્રથમ વજ્રઋષભનારાચ સંઘયણ હોય. છ સંસ્થાન તે સમચતુરસ્ત્ર સંસ્થાન, ન્યગ્રોધ, સાદિ, વામન, કુબ્જ અને હુંડક સંસ્થાન–એ છ સંસ્થાનમાંથી પ્રથમ સમચતુરસ્ત્ર સંસ્થાન હોય. શુભવર્ણાદિક ચાર તે શુભવર્ણ, શુભગંધ, શુભરસ અને શુભસ્પર્શ હોય. અગુરૂલઘુ નામકર્મ તે શરીર હલકો પણ ન હોય અને ભારે પણ ન હોય. હલકો તે આકડાના કપાસ સમાન અને ભારે તે લોઢાના ગોલા સમાન. પરાઘાત નામકર્મ તે જેનાથી સહુ બીએ. ઉશ્વાસનામકર્મ તે શ્વાસોશ્વાસ વધે ઘટે નહિ. આતપ નામકર્મ તે સૂર્યના બિંબની જેમ જેનો તેજ કોઈ ખમી ન શકે. ઊદ્યોત નામકર્મ તે ચંદ્રમાના બિંબની જેમ જેના તજ હોય. શુભ વિહાયોગતિ તે રાજહંસની જેમ ચાલે. નિર્માણ નામકર્મ તે અંગોપાંગ સુંદર હોય–નવનવા રૂપ કરે. દેવતાનો આઉખો, મનુષ્યનો આઉખો, તિર્યંચનો આઉખો, તીર્થંકર નામકર્મ, અને ત્રસનો દશકો તે ત્રસનામકર્મ, બાદરનામકર્મ, પર્યાપ્તિનામકર્મ, પ્રત્યેકનામકર્મ, થિરનામકર્મ, શુભનામકર્મ, સૌભાગ્યનામકર્મ, સુસ્વરનામકર્મ, આદેયનામકર્મ અને જસનામકર્મ–એ બેંતાલીશ ભેદ પુણ્યથકી પામીએ. એ પુણ્યતત્ત્વનો વિચાર કહ્યો.

હવે પાપતત્ત્વ કહે છે-અઢાર પ્રકારે પાપ બંધાય અને બ્યાસી પ્રકારે ભોગવાય. પહેલે પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન, ચાડી, રતિઅરતિ, પરપરિવાદ, માયામૃષાવાદ, અને અઢારમે મિથ્યાત્વશલ્ય-એ અઢાર પ્રકારે પાપ બંધાય.

હવે બ્યાશી પ્રકારે ભોગવાય તે બતાવે છે-પાંચ જ્ઞાનાવરણી તે મતિજ્ઞાનાવરણી, શ્રુતજ્ઞાનાવરણી, અવધિજ્ઞાનાવરણી, મનઃપર્યવજ્ઞાનાવરણી, કેવલજ્ઞાનાવરણી. પાંચ અંતરાય તે દાનાંતરાય, લાભાંતરાય, ભોગાંતરાય, ઉપભોગાંતરાય અને વીર્યાંતરાય. નવ દર્શનાવરણીકર્મના ભેદ તે પ્રથમ પાંચ-નિદ્રા, નિદ્રાનિદ્રા, પ્રચલા, પ્રચલાપ્રચલા, અને થીણુદ્ધિ તથા ચક્ષુદર્શનાવરણી, અચક્ષુદર્શનાવરણી, અવધિદર્શનાવરણી, અને કેવલદર્શનાવરણી. નીચગોત્ર, અશાતાવેદની, મિથ્યાત્વમોહની, નરકત્રિક તે નરકગતિ, નરકની આનુપૂર્વી અને નરકનો આઉખો. પંચવીશ કષાય તે પ્રથમ અનંતાનુબંધી કષાયની ચોકડી તે અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભ. એ ચારે જાવજ્જીવ લગેં રહે અને સમકિતનો ઘાત કરે. અપ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા અને લોભ, એ ચાર એક વરસસુધી રહે અને દેશવિરતિનો ઘાત કરે. પ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર ચારમાસ સુધી રહે અને સર્વવિરતિનો ઘાત કરે. સંજ્વલનો ક્રોધ, માન, માયા અને લોભ, એ ચાર પંદર દિવસ સુધી રહે અને યથાખ્યાત ચારિત્રનો ઘાત કરે. કષાયને સહાય કરે તે નવનોકષાય તે-હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગંછા, પુરૂષવેદ, સ્ત્રીવેદ અને નપુંસકવેદ. તિર્યંચદ્વિક તે તિર્યંચનીગતિ અને તિર્યંચની આનુ-

પૂર્વી, એકેંદ્રિયજાતિ, બેઇંદ્રિયજાતિ, તેઇંદ્રિયજાતિ, ચૌરિંદ્રિયજાતિ, અશુભ વિહાયોગતિ તે ઉંટ તથા ગધેડાની પેઠે ચાલે તે. ઉપઘાત નામકર્મ તે સર્વથકી બીએ. અશુભવર્ણાદિક તે અશુભવર્ણ, અશુભગંધ, અશુભ રસ અને અશુભસ્પર્શ. તથા પ્રથમ સંઘયણ અને પ્રથમ સંસ્થાનવિના પાંચ સંઘયણ અને પાંચ સંસ્થાન હોય. સ્થાવરદશક તે થાવરનામકર્મ, સુક્ષ્મનામકર્મ, અપર્યાપ્તનામકર્મ, સાધારણનામકર્મ, અથિરનામકર્મ, અશુભનામકર્મ, દૌર્ભાગ્યનામકર્મ, દુસ્વરનામકર્મ, અનાદેયનામકર્મ, અને અપજસનામકર્મ. એ બ્યાશી ભેદ પાપથકી ઉદય આવે. એ પ્રમાણે પાપતત્ત્વનો વિચાર કહી બતાવ્યો.

હવે આશ્રવતત્ત્વના બેંતાલીશ ભેદ બતાવે છે–પાંચ ઇંદ્રિયો તે–સ્પર્શેંદ્રી, રસેંદ્રી, ઘ્રાણેંદ્રી, ચક્ષુઇંદ્રી અને શ્રોત્રેંદ્રી. ચાર કષાય તે–ક્રોધ, માન, માયા અને લોભ. પાંચ અવ્રત તે પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ. ત્રણ યોગ તે મનો-યોગ, વચનયોગ, અને કાયયોગ.

પચીશ ક્રિયા કહે છે–કાયાથી પાપ લાગે તે કાયિકીક્રિયા. ખાંડા, કટારી, ઘરટી, ઉખલ, મુશલાદિકથી ક્રિયા લાગે તે બીજી અધિકરણિકી ક્રિયા. પરસાથે દ્વેષ ઉપજાવીએ તે ત્રીજી પ્રાદ્વેષિકી ક્રિયા. ક્રોધાદિકેકરી પરને પરિતાપ ઉપજાવીએ તે ચોથી પરિ-તાપનિકી ક્રિયા. જેણેકરી પ્રાણીનો ઘાત થાય તે પાંચમી પ્રાણાતિપાતિકી ક્રિયા. કર્ષણ, ગાડા, વાહન પ્રમુખના આરંભે જે લાગે તે છઠ્ઠી આરંભિકી ક્રિયા. નવવિધ પરિગ્રહની મમતા રાખવાથી જે લાગે તે સાતમી પારિગ્રહિકી ક્રિયા. માયાપ્રપંચે કરી પોતાનું રૂડું દેખાડે તે આઠમી માયાપ્રત્યયિકી ક્રિયા.

કુગુરૂ, કુદેવ, કુધર્મ સેવતાં સમ્યકત્ત્વ દૃઢ ન રાખવાથી જે લાગે તે મિથ્યાત્વદર્શનવર્તિકીક્રિયા. અવિરતિથકી લાગે તે દશમી અપ્રત્યાખ્યાનિકી ક્રિયા. પુરૂષ–સ્ત્રીના રૂપાદિક દેખી કર્મ ઉપાર્જે તે અગ્યારમી દૃષ્ટિકીક્રિયા. સુકુમાલ સ્પર્શ જાણી વારંવાર સ્પર્શે તે બારમી સ્પૃષ્ટિકીક્રિયા. કોઈકને રૂડું દેખી અદેખાઇ કરે તે તેરમી પાડુચ્ચકીક્રિયા. પોતાના ચતુષ્પદાદિકની લોક પ્રશંસા સાંભળી હર્ષ પામે તે ચૌદમી સામંતોપનિપાતિકીક્રિયા. ક્રૂરપણું રાખે તે પંદરમી નૈસગ્રીકીક્રિયા. પોતાના હાથે પાપ કરતાં લાગે તે સોલમી સ્વહસ્તિકીક્રિયા. આજ્ઞા કરી બીજા પાસે કામ કરાવીએ તે સત્તરમી આજ્ઞાપનિકીક્રિયા. ફૂલાદિક વિદારતાં જે લાગે તે અઢારમી વિદારણીકીક્રિયા. શુન્ય મને વસ્તુ લેતાં મુકતાં જે લાગે તે ઓગણીશમી અનાભોગિકીક્રિયા. પોતાની ઇચ્છા વિના પરના ઉપરોધથી કરતાં જે લાગે તે વીશમી અનવકાંક્ષાપ્રત્યયિકીક્રિયા. કુંભાર, સોનાર, લોહારાદિક અન્યને પ્રયોગ દઇ કામ કરાવે તે એકવીશમી અન્યપ્રાયોગિકીક્રિયા. સતી બલતી હોય, ચોર મરાતો જોતાં ઘણા માણસો સમુદાયકર્મ બાંધે તે બાવીશમી સમુદાયિકીક્રિયા. માયા અને લોભે પ્રેમ ઘણો વધારે તે ત્રેવીશમી પ્રેમીકીક્રિયા. ક્રોધે, માને કરી દ્વેષ ઘણો વધારે તે ચોવીશમી દ્વેષિકીક્રિયા. કેવલીને કાયયોગે કરી બેસતાંજતાં ક્રિયા લાગે તે પચીશમી ઈરિયાપથિકીક્રિયા. એ બેંતાલીશ પ્રકારે નવાં પાપ આવે તેને આશ્રવ કહીએ. એ પ્રમાણે આશ્રવતત્વનો વિચાર કહ્યો.

હવે સંવરતત્ત્વના સત્તાવન ભેદ બતાવે છે–પ્રથમ પાંચ સમિતિ તેમાં ઇરિયાસમિતિ તે જયણાએ ચાલે, ભાષાસમિતિ

તે વિચારીને નિરવદ્ય વચન બોલે. એષણાસમિતિ તે બેંતાલીશ દોષ રહિત આહાર લાવે. આદાનભંડમત્ત નિખ્ખેવણા સમિતિ તે વસ્તુ લેતાં મૂકતાં જયણાએ પુંજીને લેવી મૂકવી, પારિષ્ઠાપનિકા સમિતિ તે લઘુનીતિ, વડીનીતિ, શ્લેષ્મ, બલખાં પ્રમુખ પરઠવવાં તે જયણાએ પુંજીને પરઠવવાં. એ પાંચ સમિતિ.

હવે ત્રણગુપ્તિ કહે છે-મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ.

હવે બાવીશ પરીસહ કહે છે-ક્ષુધા પરિસહ તે ભૂખ સહેવી. તૃષાપરિસહ તે તરસ સહેવી. શીતપરિસહ તે ટાઢ સહેવી, ઉષ્ણપરિસહ તે તાપ સહેવો. ડાંસમસાપરિસહ તે ડાંસ મચ્છર કરડે તે સહેવું. અચેલ પરિસહ તે વસ્ત્રનો અભાવ, રતિઅરતિપરિસહ તે શાતા અશાતા સહન કરવી. સ્રીપરિસહ તે સ્રીનું અંગ દેખતાં વિકાર ન પામે. ચર્યાપરિસહ તે વિહાર કરે, ગામ ઉપાશ્રયપર મોહ ન કરે. નિષેધા પરિસહ તે અડગપણે બેસવું અને સજ્ઝાય કરતાં ઉપસર્ગ થાય તે સહેવા. શય્યા પરિસહ તે ડાભસંથારે સુવું. તથા શુભ અશુભ ઉપાશ્રય દેખી સુખદુઃખ ન માને. આક્રોશ પરિસહ તે લોકના પાડુઆ કઠણ વચન સહેવાં, વધપરિસહ તે છેદન-ભેદન કે મરણાંત કષ્ટ સહે. યાચનાપરિસહ તે ઊંચ નીચ કુલે ભિક્ષા માગવી, માગતાં લાજ ન કરે. અલાભપરિસહ તે ગોચરીએ જતાં ભિક્ષા ન પામે. રોગપરિસહ તે રોગ ઉપજે તે સહેવું. તૃણસ્પર્શપરિસહ તે ડાભસંથારે સુતાં તૃણાદિક ખુંચે તે સહેવાં. મલપરિસહ તે શરીરે મેલ ધારે પણ ઉતારે નહિ. સત્કારપરિસહ તે આદર-અનાદર પામે રાજી કે નારાજ ન થાય. પ્રજ્ઞાપરિસહ તે રાજા પ્રધાનાદીક

વાંદતાં ગર્વ ન ધરે, બહુ ભણીને અભિમાન ન લાવે. અજ્ઞાન પરિસહ તે ભણતાં ન આવડે તો ખેદ ન કરે. સમ્યકત્વ પરિસહ-તે સમજ ન પડે છતાં ભગવંતના વચનમાં શંકા ન રાખે. એ બાવીશ પરિસહ કહ્યા.

હવે દશ પ્રકારે યતિધર્મ કહે છે—પ્રથમ ક્ષમા ધર્મ તે ક્રોધ વારે, માર્દવ તે માન મારે, આર્જવ તે સરલતા રાખે, માયા કુડકપટ ન રાખે, મુક્તિ તે લોભ ન રાખે, તપ તે બાર પ્રકારે–છ બાહ્ય અને છ અભ્યંતર. સંયમ તે સત્તર પ્રકારે, સત્ય તે સત્યતા રાખે, શૌચ તે દ્રવ્ય અને ભાવથી મન, વચન અને કાયાને પવિત્ર રાખે, અકિંચન તે પરિગ્રહ ન રાખે, અને દશમું બ્રહ્મચર્યધર્મ.

હવે બાર ભાવના કહે છે–પ્રથમ અનિત્યભાવના તે સંસારમાં સર્વ પદાર્થ અનિત્ય છે એમ ભાવવું. બીજી અશરણ ભાવના તે જીવને ધર્મવિના કોઇ શરણ નથી એમ ભાવવું. ત્રીજી સંસાર ભાવના તે ચાર ગતિરૂપ સંસાર દુઃખરૂપ છે એમ ભાવવું. ચોથી એકત્વ ભાવના તે આ જીવ એકલો આવે છે ને એકલો જાય છે એમ ભાવવું તે. પાચમી અન્યત્વ ભાવના તે આ જીવ અને શરીર બંને જુદા છે, પણ એક નથી એમ ભાવવું. છઠ્ઠી અશુચિ ભાવના તે આ શરીર અપવિત્રતાનું સ્થાન છે એમ ભાવવું. સાતમી આશ્રવભાવના તે બેંતાલીશ પ્રકારે નવા પાપ આવે છે એમ ભાવવું. આઠમી સંવર ભાવના તે સત્તાવન પ્રકારે આવતાં પાપ રોકાય એમ ભાવવું. નવમી નિર્જરા ભાવના તે બાર પ્રકારના તપે કરીને પૂર્વકૃત કર્મનો ક્ષય થાય એમ ભાવવું. દશમી લોક સ્વરૂપભાવના તે ચૌદ રાજલોકનું સ્વરૂપ વિચારવું. અગ્યારમી

બોધિદુર્લભ ભાવના તે જીવને સમકિતની પ્રાપ્તિ દુર્લભ છે, એમ ભાવવું. બારમી ધર્મભાવના તે ધર્મના સહાયકારી અરિહંત તથા સાધુ છે એમ ભાવવું.

હવે પાંચ ચારિત્ર કહે છે-પ્રથમ સામાયિક ચારિત્ર તે સમપરિણામે રહેવું. બીજું છેદોપસ્થાનીય ચારિત્ર તે પૂર્વપર્યાયને છેદીને વડી દીક્ષા આપવી તે. ત્રીજું પરિહારવિશુદ્ધિ ચારિત્ર તે નવજણા ગચ્છથકી નીકલીને અઢાર માસ સુધી તપ કરે તે. ચોથું સુક્ષ્મસંપરાય ચારિત્ર તે દશમે ગુણઠાણે હોય તે વખતે માત્ર એક સંજ્વલન લોભ હોય. પાંચમું યથાખ્યાત ચારિત્ર તે બારમે ગુણઠાણે હોય તે વખતે કષાયમાત્રનો ક્ષય હોય છે. એ સત્તાવન પ્રકારે આવતાં પાપ રોકાય માટે તેને સંવર કહીએ. એ રીતે સંવરનો વિચાર કહ્યો.

હવે નિર્જરાતત્ત્વના બાર ભેદ બતાવે છે—છ બાહ્ય અને છ અભ્યંતર. તેમાં પ્રથમ બાહ્ય તપ છ પ્રકારે કહે છે-પહેલું અનશન તપ તે ન ખાવું એટલે એક ઉપવાસથી છ માસ સુધી. બીજું ઉણોદરી તપ તે પુરૂષનો બત્રીશ કવલનો આહાર, સ્ત્રીનો અઠયાવીશ કવલનો આહાર, અને નપુંસકનો ચોવીશ કોલીયાનો આહાર, તેમાંથી ઓછો લેવો તે. ત્રીજું વૃત્તિસંક્ષેપ તપ તે દ્રવ્યની ધારણા કરવી. રસત્યાગ તપ તે દુધ, દહીં, ઘી, તેલ, ગોળ અને કડા વિગય—એમાંથી ત્યાગ કરવો તે ચોથું રસત્યાગ તપ. પાંચમું કાયક્લેશ તપ તે લોચ કરાવવો, આતાપના લેવી તથા આસન ધારવા. છઠ્ઠું સંલીનતા તપ તે અંગોપાંગ ગોપવવા. એ છ પ્રકારે બાહ્ય તપ.

હવે છ પ્રકારે અભ્યંતર તપ કહે છે—પહેલું પ્રાયશ્ચિત તપ

તે આલોચણા લેવી, બીજું વિનય તપ તે વડેરાનો વિનય રાખવો. ત્રીજું વૈયાવચ્ચ તપ તે બાલ, ગ્લાન, તપસીને આહાર, પાણી, વસ્ત્ર, પાત્ર, ઔષધ પ્રમુખ લાવી આપવા તે. ચોથું સજ્ઝાયતપ તે ભણવું ભણાવવું તે. પાંચમું ધ્યાનતપ તે ધ્યાન કરવું તે. છઠું નિર્જરાતપ તે આહાર પ્રમુખને વોસિરાવીને કાઉસગ્ગપણે રહેવું તે. એમ છ પ્રકારે અભ્યંતર તપ છે, બાર પ્રકારના તપથી પૂર્વકૃત કર્મની નિર્જરા થાય છે, માટે તેને નિર્જરા કહીએ. એ નિર્જરા તત્ત્વનો વિચાર કહ્યો.

હવે બંધતત્ત્વના ચાર ભેદ કહે છે—૧ પ્રકૃતિબંધ ૨ સ્થિતિબંધ, ૩ અનુભાગબંધ, ૪ પ્રદેશબંધ.

એ ચાર ભેદની ઓાલખાણ બતાવે છે-પ્રકૃતિબંધ તે કર્મના સ્વભાવને કહીએ. જેમ વાતાપહારી દ્રવ્ય તે વાયુને હરે, પિત્તાપહારી દ્રવ્ય તે પિત્તને હરે, કફાપહારી દ્રવ્ય તે કફને હરે, તેમ કોઈક કર્મનો સ્વભાવ જીવના જ્ઞાનગુણને રોકવાનો છે, કોઈ કર્મનો સ્વભાવ જીવના દર્શનગુણને રોકવાનો છે.

સ્થિતિબંધ તે કાલમાન કહીયે. તથા કર્મનો એકઠાણીઓ, બેઠાણીઓ, ત્રિઠાણીઓ અને ચોઠાણીઓ જે રસ, તેને અનુભાગબંધ કહીએ. તેમજ પાસેરીઆ લાડુની જેમ કર્મના જે દલીયા, તેને પ્રદેશબંધ કહીએ.

હવે પ્રકૃતિબંધને વિશેષથી બતાવે છે—જ્ઞાનાવરણી કર્મ તે આંખના પાટા સમાન છે. જેમ આંખનો સ્વભાવ જોવાનો છે, પણ પાટો બાંધતાં દેખી ન શકાય, તેમ જીવનો સ્વભાવ સર્વ તત્ત્વને જોવા કે જાણવાનો છે, પણ જ્ઞાનાવરણી કર્મ ન ઉદયથી કાંઈ જાણી ન શકાય. તે મત્યાદિક પાંચ જ્ઞાન છે.

મતિજ્ઞાનને ઢાંકે તે મતિજ્ઞાનાવરણી કહીએ. તેના ઉદયથી ઔત્પાતિકી, વૈનયિકી, કાર્મણિકી અને પારિણામિકી એ ચાર પ્રકારની બુદ્ધિ ન ઉપજે. શ્રુતજ્ઞાનને આવરે તે શ્રુતજ્ઞાનાવરણી, તેના ઉદયથી ભણતાં ગણતાં ન આવડે તથા વાંચ્યા સાંભળ્યા ઉપર રૂચિ ન થાય. અવધિજ્ઞાનને આવરે તે અવધિજ્ઞાનાવરણી, તેના ઉદયથી અવધિજ્ઞાન ન ઉપજે. મનઃપર્યવજ્ઞાનને આવરે તે મનઃપર્યાયજ્ઞાનાવરણી. તેના ઉદયથી મનઃપર્યવજ્ઞાન ન ઉપજે. કેવલજ્ઞાનને આવરે તે કેવલજ્ઞાનાવરણી, તેના ઉદયથી કેવલજ્ઞાન ન ઉપજે.

દર્શનાવરણી કર્મ પોલીયા સમાન છે. જેમ કોઈ માણુસ રાજાના દર્શન કરવાને ઇચ્છે, પણ પોલીયો દર્શન કરવા ન આપે, તેમ જીવનો સ્વભાવ સર્વ વસ્તુને જોવાનો છે, પણ દર્શનાવરણી કર્મના ઉદયથી કાંઇ દેખી ન શકે. તે દર્શન ચાર છે. ચક્ષુએ કરી દેખવું તે ચક્ષુદર્શન. તે ચક્ષુદર્શનને આવરે તે ચક્ષુદર્શનાવરણી. તેના ઉદયથી છતી આંખે પડલાદિક કાંઈ દેખી ન શકે. ચક્ષુ વિના ચાર ઈંદ્રિયોએ દેખવું તે અચક્ષુદર્શન, તેને આવરે તે અચક્ષુદર્શનાવરણી. તેના ઉદયથી છતે અચક્ષુદર્શને પણ રોગાદિક જોગે કાંઇ જોઇ ન શકે. અવધિદર્શનને આવરે તે અવધિદર્શનાવરણી. તેના ઉદયથી અવધિદર્શન ન ઉપજે. કેવલદર્શનને ઢાંકે તે કેવલદર્શનાવરણી. તેના ઉદયથી કેવલદર્શન ન ઉપજે. દર્શનાવરણીકર્મના ઉદયથી પાંચ નિદ્રા પણ હોય. એક–બે સાદમાં જાગે તે નિદ્રા. દુઃખે જાગે તે નિદ્રા નિદ્રા. બેઠો ઉભો ઉંઘે તે પ્રચલા. ચાલતાં ઉંઘે તે પ્રચલા પ્રચલા. નિદ્રામાં હાથીના દંતૂસલ કાઢી આવે તે થીણુદ્ધિ.

વેદનીકર્મ તે મધુલિપ્ત ખડ્ગધારાને ચાટવા સમાન છે. તે ખડ્ગધારાને ચાટતાં મધુની મીઠાશથી શાતા ઉપજે અને જીભ કપાય ત્યારે અશાતા ઉપજે. તેમ જીવને શાતા અશાતા સંલગ્ન છે. વેદનીકર્મનો સ્વભાવ તે જીવના અવ્યાબાધ ગુણને રોકવાનો છે.

મોહનીકર્મ મદિરાની છાક સમાન છે. જેમ મદિરા પીધે જીવ વિકલ થાય, હિત અહિત કાંઇ ન જાણે, તેમ જીવ મોહનીકર્મના ઉદયથી ધર્મ અધર્મ કાંઇ ન જાણે. મોહનીકર્મનો સ્વભાવ જીવના ચારિત્રગુણને રોકવાનો છે. જીવ તો અનંતચારિત્રમય છે, પણ તે મોહની કર્મે રોકયો છે.

આયુકર્મ તે હેડ સમાન છે. જેમ હેડમાં પડયો ચોર નીકલવાને વાંછે પણ રાજાના હુકમ વિના નીકલી ન શકે, તેમ જીવ અશુભ નરકાદિકનો આઉખો ભોગવતો છતો નીકલવા વાંછે, પણ આઉખો પૂરણ કીધા વિના નિકલી ન શકે, તે આયુકર્મનો સ્વભાવ જીવના અવિનાશી ગુણને રોકવાનો છે.

નામકર્મ ચિતારા સમાન છે. જેમ ચિતારો નાના મોટા કાળા—ધોળા વિવિધ પ્રકારના રૂપ આલેખે, તેમ જીવ નામકર્મના ઉદયથી ચિત્રરૂપ ભવમાં ભમે. નામકર્મનો સ્વભાવ જીવના અરૂપી ગુણને રોકવાનો છે.

ગોત્રકર્મ કુંભાર સમાન છે. જેમ કુંભાર ઘીનો ઘડો બનાવે અને મધનો ઘડો પણ બનાવે, તેમ જીવ ગોત્રકર્મના ઉદયથી ઉંચ—નીચ ગોત્રે ઉપજે. ઉંચ ગોત્રે ઉપજે ત્યારે ભારી થાય અને નીચ ગોત્રે ઉપજે ત્યારે હલકો થાય. જીવ પોતે તે હલકો પણ નથી અને ભારે પણ નથી. જીવ તો અગુરૂલઘુ

સ્વભાવી છે, ગોત્રકર્મનો સ્વભાવ જીવના અગુરૂલઘુગુણને રોકવાનો છે.

અંતરાયકર્મ ભંડારી સમાન છે—જેમ રાજા દાન દેવરાવે પણ ભંડારી દાન ન આપે, તેમ જીવને અંતરાયકર્મના ઉદયથી દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્ય આદિ અનંતશકિત છે, તે પ્રગટ ન થાય. તે અંતરાયકર્મનો સ્વભાવ જીવની અનંત શક્તિને રોકવાનો છે. એ પ્રકૃતિબંધ કહ્યો.

હવે સ્થિતિબંધ કહે છે—જ્ઞાનાવરણી, દર્શનાવર્ણી, વેદની અને અંતરાય એ ચાર કર્મની ત્રીશ કોડાકોડી સાગરોપમની સ્થિતી છે, આયુકર્મની તેત્રીશ સાગરોપની, નામ અને ગોત્રકર્મની વીશ કોડાકોડી સાગરોપમની અને મોહનીયકર્મની સિત્તેર કોડાકોડી સાગરોપમની સ્થિતિ છે. એ સ્થિતિબંધ કહ્યો એ ઊત્કૃષ્ટ સ્થિતિ.

હવે અનુભાગબંધ અને પ્રદેશબંધ તે પાંચમા કર્મગ્રંથથી જાણવા.

હવે બેંતાલીશ પુણ્યની પ્રકૃતિ અને બ્યાશી પાપની પ્રકૃતિ તે સર્વ મલીને એકસો ચોવીશ પ્રકૃતિ થાય. તેમાં વર્ણાદિક ચાર બે ઠેકાણે બતાવ્યા છે. તે એક ઠેકાણે ગણીએ. જે સમયે જીવ શુભ પ્રકૃતિ બાંધે, તે સમયે અશુભ પ્રકૃતિ ન બાંધે અને જે સમયે અશુભ પ્રકૃતિ બાંધે તે સમયે શુભ પ્રકૃતિ ન બાંધે તે માટે એક ઠેકાણે ગણીએ ત્યારે એકસો વીશ પ્રકૃતિ થાય.

એકસો વીશ પ્રકૃતિનાં નામ કહે છે—મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, અને કેવલજ્ઞાન. એ પાંચ જ્ઞાનને આવરે તે જ્ઞાનાવરણી પાંચ, દર્શનાવરણી નવ, તેમાં પાંચ નિદ્રા અને ચાર દર્શન. વેદનીની બે, શાતાવેદની ને અશાતાવેદની,

મોહનીની અઠયાવીશ, તેમાં પચીશ કષાય તથા ત્રણ મોહની તે સમકિત મોહની, મિશ્રમોહની અને મિથ્યાત્વમોહની. આયુકર્મની ચાર તે દેવઆયુ વિગેરે. એ અડતાલીશ થાય.

હવે નામકર્મની એકસો ને ત્રણ પ્રકૃતિ કહે છે–ગતિ, જાતિ, શરીર, ઉપાંગ, બંધન, સંઘાતન, સંઘયણ, સંસ્થાન, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, અનુપૂર્વિ અને વિહાયોગતિ–એ ચૌદ પિંડપ્રકૃતિની ઉત્તરપ્રકૃતિ પંચોતેર થાય. તે કહે છે. ગતિ ચાર તે દેવગતિ આદિ. જાતિ પાંચ તે એકેંદ્રિ આદિ. શરીર પાંચ તે ઔદારિક આદી, ઉપાંગ ત્રણ તે ઔદારિક આદિ. બંધન પંદર તે ઔદારિક ઔદારિક બંધન, વૈક્રિય વૈક્રિય બંધન, આહારક આહારક બંધન, ઔદારિક તૈજસબંધન, વૈક્રિય તૈજસબંધન, આહારક તેજસબંધન, ઔદારિક કાર્મણબંધન, વૈક્રિય કાર્મણબંધન, આહારકકાર્મણબંધન, ઔદારિક તેજસ કાર્મણબંધન, વૈક્રિય તેજસ કાર્મણબંધન, આહારક તેજસ કાર્મણબંધન, તેજસ તેજસ બંધન, તેજસ કાર્મણબંધન, અને કાર્મણ કાર્મણબંધન. સંઘાતન પાંચ તે ઔદારિક આદિ. સંઘયણ છ. સંસ્થાન છ. વર્ણાદિક વીશ તે વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ. આનુપૂર્વી બે, વિહાયોગતિ બે, તે શુભવિહાયોગતિ અને અશુભવિહાયોગતિ. આઠ પ્રત્યેક પ્રકૃતિ તે પરાઘાત નામકર્મ, ઉશ્વાસ નામકર્મ, આતપ નામકર્મ, ઉદ્યોત નામકર્મ, અગુરૂલઘુ નામકર્મ, તીર્થંકર નામકર્મ, નિર્માણ નામકર્મ, ઉપઘાત નામકર્મ; એ ત્ર્યાશી પ્રકૃતિ થઈ તેની સાથે ત્રસ દશકો અને થાવર દશકો એ બે દશકાની વીશ મેલવતાં એકસો ને ત્રણ પ્રકૃતિ નામકર્મની થાય. તેની સાથે પ્રથમની અડતાલીશ પ્રકૃતિ ગણતાં સર્વ મલીને એકસોને

એકાવન પ્રકૃતિ થાય. તેમાં ગોત્રકર્મની બે તે ઉંચ-ગોત્ર અને નીચગોત્ર અને અંતરાયની પાંચ મેલવતાં એકસોને અઠ્ઠાવન પ્રકૃતિ જીવને સત્તામાં હોય, પણ ઉદય અને ઉદી-રણાએ તો એકસોને બાવીશ હોય. તે આ પ્રમાણે કે નામ-કર્મની એકસો ને ત્રણ પ્રકૃતિ ગણી છે, તેમાંથી છત્રીશ ઘટાડીએ ત્યારે બાકી સડસઠ રહે, તે બતાવે છે—વર્ણાદિક વીશમાંથી ચાર લેવી, સોલ ઘટાડવી, શરીર પાંચ, બંધન પંદર અને સંઘાતન પાંચ એ પચીશમાંથી પાંચ ગણીએ અને વીશ ઘટાડીએ ત્યારે નામકર્મની સડસઠ પ્રકૃતિ રહે. બીજી જેની જેટલી છે તેની તેટલી ગણીએ ત્યારે ઉદય ઉદીરણાએ એકસો બાવીશ હોય અને બંધે એકસોવીશ પ્રકૃતિ હોય. તે મોહનીની અઠ્યાવીશ ગણી છે, તેની છવીશ ગણીએ ને બે ઘટાડીએ, કા-રણકે જીવ મિથ્યાત્વ ગુણઠાણે વરતતો છતો સમકિત મોહનીને મિથ્યાત્વમોહની ન બાંધે, ત્યારે બંધે એકસોને વીશ પ્રકૃતિ હોય તે એકસોનેવીશ પ્રકૃતિ જીવ સત્તાવાન હેતુએ કરી બાંધે છે.

તે સત્તાવન હેતુનાં નામ કહે છે–પાંચ મિથ્યાત્વના તે પ-હેલું આભિગ્રહિક એટલે ખોટું સાચું જાણે નહિ, ગ્રહ્યું તે ગ્રહ્યું, ગર્દભ પુંછની પેઠે તે મૂકે નહિ, તે આભિગ્રહિક મિથ્યાત્વ. બીજું અનભિગ્રહિક મિથ્યાત્વ તે કોઇ ધર્મને નિશ્ચેથકી ગ્રહે નહિ. ત્રીજું અભિનિવેશિક મિથ્યાત્વ તે ખોટું જાણે પણ મૂકે નહિ. ચોથું સાંશયિક મિથ્યાત્વ તે મનથી સંશય ન મિટે. પાંચમું અનાભોગ મિથ્યાત્વ તે અજાણપણું.

બાર અવિરતિ તે પાંચ ઇંદ્રિયો, મન, અને છ કાય, પચીશ કષાય અને પંદર યોગ, તે પંદર યોગના નામ કહે છે–સત્યમનો-

યોગ, અસત્યમનોયોગ, સત્યમૃષામંનોયોગ, અસત્યમૃષામનોયોગ, સત્યવચનયોગ, અસત્યવચનયોગ, સત્યામૃષાવચનયોગ, અસત્યામૃષાવચનયોગ, ઐાદારિકકાયયોગ, ઐાદારિકમિશ્રકાયયોગ, વૈક્રિયકાયયોગ, વૈક્રિયમિશ્રકાયયોગ, આહારકકાયયોગ, આહારકમિશ્રકાયયોગ, તેજસકાર્મણકાયયોગ. એ સત્તાવન હેતુએ કરીને જીવ એકસો વીશ પ્રકૃતિ બાંધે છે, તેને બંધ કહીએ.

હવે મૂલ આઠ પ્રકૃતિના હેતુ બતાવે છે-પ્રત્યનીકપણું તે ગુરુ તથા જ્ઞાનીની નિંદા કરે, નિન્હવપણું તે ગુરૂને ઓલવે, ઉપઘાતપણું તે ગુરુ તથા જ્ઞાનીપર ઘાત કરે, પ્રદ્વેષપણું તે ગુરૂ તથા જ્ઞાનીનો દ્વેષ કરે, ભણતાં ગણતાંને અંતરાય કરે, અતિ આશાતના તે પાટી, પોથી, કવણી, ઠવણી, સાપડા, સાપડી, વહી, દસ્તરી, કાગલીયાઓ પ્રતે પગ લગાડે, થુંક લગાડે, થુંકેકરી અક્ષર ભાંજે, મલમૂત્ર લગાડે, બાલે-જાલે એટલા વાના કરતો છતો જીવ જ્ઞાનાવરણી તથા દર્શનાવરણી એ બે કર્મ ઉપાર્જે.

તથા જે ગુરૂની ભક્તિ કરે, ક્ષમા રહિત વ્રત કરે, કરૂણા ધરે, કષાયને જીતે, દાને યુક્ત હોય, દૃઢધર્મ રાખે, એટલા વાના કરતો છતો જીવ શાતાવેદનીકર્મ ઉપાર્જે, અને તેથી વિપરીત ચાલે તો અશાતાવેદની ઉપાર્જે.

ઉન્માર્ગની દેશના આપે, સન્માર્ગનો નાશ કરે, દેવદ્રવ્ય હરે, જિન, મુનિ ને ચૈત્યની નિંદા કરે, એથી જીવ દર્શનમોહની કર્મ ઉપાર્જે. સોલ કષાય અને નવ નોકષાયને વશ થયો થકો જીવ બે પ્રકારે ચારિત્રમોહનીકર્મ ઉપાર્જે, એટલે કષાયમોહની અને હાસ્યમોહની. તથા મિથ્યાદૃષ્ટિ, મહાઆરંભ, પરિગ્રહ, તીવ્ર,

ક્રોધ, કુશીલપણું, પાપમતિ અને રૌદ્રપરિણામ એટલાવાના કરતો છતો જીવ નરકાયુ બાંધે. ગુપ્ત હૃદય, હઠી ને શલ્ય સહિત છતો જીવ તીર્યંચનું આયુ બાંધે. સ્વભાવે કષાયપાતલા, દાનરૂચિ, મધ્યમ ગુણ એટલાવાના કરતો છતો જીવ મનુષ્યાયુ બાંધે. અવિરતિ, સમ્યગ્દૃષ્ટિ, દેશવિરતિ, સરાગસંયમ, બાલતપ તથા અકામનિર્જરા એટલાવાના કરતો છતો જીવ દેવાયુ બાંધે. સરલપણું અને નિરભિમાનથી જીવ શુભ નામકર્મ બાંધે, એ થકી વિપરીતપણે વરતતાં જીવ અશુભનામકર્મ બાંધે. ગુણદૃષ્ટિ, નિર્મદ, ભણવા ભણાવવામાં રૂચિ તથા જિનાદિકની ભક્તિ કરતો છતો જીવ ઉંચગોત્ર બાંધે, એથકી વિપરીત ચાલે તો નીચગોત્ર ઉપાર્જે. ચાર પ્રકારની જિનની પૂજામાં વિઘ્ન કરે, તે નામજિન, થાપનાજિન, દ્રવ્યજિન અને ભાવજિન તથા હિંસાદિક પાંચ આશ્રવને સેવતો છતો જીવ અંતરાયકર્મ ઉપાર્જે. એ મૂલ આઠ પ્રકૃતિના હેતુ કહ્યા. એ પ્રમાણે બંધતત્ત્વનો વિચાર કહ્યો.

હવે મોક્ષતત્ત્વ કહે છે—મોક્ષતત્ત્વના નવ ભેદ તે સંતપદ પ્રરૂપણા, દ્રવ્યપ્રમાણ, ક્ષેત્રપ્રમાણ, સ્પર્શદ્વાર, કાલદ્વાર, અંતરદ્વાર, ભાગદ્વાર, ભાવદ્વાર અલ્પ—બહુત્વદ્વાર એ નવ ભેદ.

મોક્ષપદ સંત એટલે છતું છે, શુદ્ધ અને વિદ્યમાન છે, પણ આકાશના કુસુમની જેમ અછતું નથી. જેમ આકાશનું ફૂલ કહેવાય, પણ તે છે નહિ, તેમ મોક્ષપદ અછતું નથી. મોક્ષપદ તો છે છે ને છે.

તે મોક્ષપદની બાસઠ માર્ગણાએ કરી પ્રરૂપણા કરે છે. તે બાસઠ માર્ગણાના નામ કહે છે—ગતિ, ઇંદ્રિય, કાય, યોગ,

વેદ, કષાય, જ્ઞાન, સંયમ, દર્શન, લેશ્યા, ભવિ, સમકિત, સંજ્ઞી ને આહારી, એ ચૌદ મૂલ માર્ગણાની ઉત્તર બાસઠ માર્ગણા થાય, તેમાંથી દશ માર્ગણાએ મોક્ષે જાય.

તે દશ માર્ગણા બતાવે છે. ગતિમાર્ગણા ચાર, તેમાંથી મનુષ્યગતિ મોક્ષે જાય. ઇંદ્રિયમાર્ગણા પાંચ, તેમાંથી પંચેંદ્રી મોક્ષે જાય. કાયમાર્ગણા છ, તેમાંથી ત્રસકાય મોક્ષે જાય. યોગમાર્ગણા ત્રણ, તેમાંથી સયોગી મોક્ષે જાય. સયોગી તેરમા ગુણઠાણા સુધી હોય. વેદમાર્ગણા ત્રણ, તે સવેદી મોક્ષે ન જાય, સવેદી નવમા ગુણઠાણાસુધી હોય. કષાયમાર્ગણા ચાર, તે સકષાય મોક્ષે ન જાય. જ્ઞાનમાર્ગણા આઠ તેમાંથી કેવલી મોક્ષે જાય. સંયમમાર્ગણા સાત, તેમાંથી યથાખ્યાતવાલો મોક્ષે જાય. દર્શનમાર્ગણા ચાર, તેમાંથી કેવલદર્શની મોક્ષે જાય. લેશ્યામાર્ગણા છ, તે સલેશ્યી એટલે લેશ્યાવાળો મોક્ષે ન જાય. ભવિ અને અભવિમાર્ગણા બે, તેમાંથી ભવિ મોક્ષે જાય. સમકિત માર્ગણા છ, તેમાંથી ક્ષાયિકવાલો મોક્ષે જાય. સંજ્ઞી અસંજ્ઞી માર્ગણા બે, તેમાંથી સંજ્ઞી મોક્ષે જાય. આહારી ને અનાહારી માર્ગણા બે, તેમાંથી અનાહારી મોક્ષે જાય. એ દશ માર્ગણાએ મોક્ષે જાય. બાકીની બાવન માર્ગણાએ મોક્ષે ન જાય, એ છતા પદની પ્રરૂપણા કહી. એ રીતે મોક્ષતત્ત્વના પહેલા ભેદનો અર્થ કહ્યો.

હવે દ્રવ્યપ્રમાણ. તે દ્રવ્યથકી સિદ્ધના જીવ અનંત છે, ક્ષેત્રથકી ચૌદ રાજલોકને અસંખ્યાતમે ભાગે એક સિદ્ધ પણ છે અને અનેક સિદ્ધ પણ છે. ક્ષેત્રથકી સ્પર્શના કાંઈક અધિક છે; કારણ કે ચોમેરના અલોકના પ્રદેશ ફરસી રહ્યા છે. એકસિદ્ધને આશ્રી સિદ્ધની સાદી છે તથા ફરી ચવવું નથી, તેથી પડવાના અભાવે અનંત છે, માટે કાલથકી સિદ્ધની સાદિ અનંત સ્થિતિ

કહીએ. સિદ્ધના જીવને અંતર નથી, જે સિદ્ધપણાથી ચવીને સંસારમાં આવી પાછાં મોક્ષે જતા હોય તો અંતર હોય, તે સિદ્ધને નથી. ભાગથકી સર્વ જીવને અનંતમેભાગે સિદ્ધના જીવ છે. જેકાલે જ્ઞાનીને પુછીએ, તે કાલે એમ કહે જે એક નિગોદનો અનંતમો ભાગ મોક્ષે ગયો, તે સર્વ જીવનો પણ અનંતમો ભાગ થયો.

હવે ભાવદ્વાર કહે છે, તેમાં પ્રથમ ભાવના પાંચ નામ કહે છે—ઉપશમ, ક્ષાયિક, મિશ્ર, ઔદયિક અને પરિણામિક. મિશ્રનું બીજું નામ ક્ષયોપશમ પણ છે, ઉપશમના બે ભેદ, તે ઉપશમ સમકિત ને ઉપશમ ચારિત્ર. ક્ષાયિકના નવ ભેદ, કેવલનો જોડલો તે કેવલજ્ઞાન ને કેવલદર્શન. દાનાદિક પાંચ લબ્ધિ. ક્ષાયિક સમકિત ને ક્ષાયક ચારિત્ર. મિશ્રના અઢાર ભેદ. કેવલના જોડલા વિના દશ ઉપયોગ. દાનાદિક પાંચ લબ્ધિ. ક્ષયોપશમ સમકિત દેશવિરતિ ને સર્વવિરતિ. ઉદયિકના એકવીશ ભેદ, અજ્ઞાનપણું, અસિધ્ધપણું, અસંયમપણું, લેશ્યા, કષાય, ગતિ, વેદ, ને મિથ્યાત્વ. લેશ્યા છ, કષાય ચાર, ગતિ ચાર, વેદ ત્રણ, મિથ્યાત્વ એક એટલે અઢાર ને ત્રણ પ્રથમ કહ્યા એમ એકવીશ. પરિણામિકના જીવપણું, અજીવપણું અને ભવ્યપણું એ ત્રણ ભેદ. એ પાંચ ભાવના ઉત્તરભેદ ત્રેપન થાય. તેના સંયોગથી ભાંગા છવીશ થાય. તેમાં દ્વિકસંયોગીયા દશ, ત્રિક સંયોગીયા દશ, ચતુષ્ક સંયોગીયા પાંચ ને પંચસંયોગીયો એક, એમ છવીશ ભાંગા થાય.

હવે દ્વિક સંયોગીયા દશ કહે છે—ઉપશમ ને ક્ષાયક, ઉપશમ ને મિશ્ર, ઉપશમ ને ઉદયિક, ઉપશમને પરિણામિક, ક્ષાયક ને મિશ્ર, ક્ષાયક ને ઉદયિક, ક્ષાયક ને પરિણામિક, મિશ્ર ને ઉદયિક, મિશ્ર ને પરિણામિક અને ઉદયિક ને પરિણામિક.

હવે ત્રિક સંયોગીયા દશ કહે છે—ઉપશમ ક્ષાયક ને મિશ્ર. ઉપશમ ક્ષાયક ને ઉદયિક. ઉપશમ ક્ષાયક ને પરિણામિક, ઉપશમ મિશ્ર ને ઉદયિક, ઉપશમ મિશ્ર ને પરિણામિક, ઉપશમ ઉદયિક ને પરિણામિક, ક્ષાયક મિશ્ર ને ઉદયિક, ક્ષાયક મિશ્ર ને પરિણામિક, ક્ષાયક ઉદયિક ને પરિણામિક, મિશ્ર ઉદયિક ને પરિણામિક. એ ત્રીક સંયોગથી દશ કહ્યા.

હવે ચતુષ્ક સંયોગીયા પાંચ કહે છે—ઉપશમ ક્ષાયક મિશ્ર ને ઉદયિક, ઉપશમ ક્ષાયક મિશ્ર ને પરિણામિક, ઉપશમ ક્ષાયક ઉદયિક ને પરિણામિક, ઉપશમ મિશ્ર ઉદયિક ને પરિણામિક, ક્ષાયક મિશ્ર ઉદયિક ને પરિણામિક.

એ પંચ સંયોગીયો એક કહે છે—ઉપશમ ક્ષાયક મિશ્ર ઉદયિક ને પરિણામિક. એ છવીશ ભાંગા કહ્યા, તેમાં છ ભાંગા વસતા કહ્યા અને વીશ ભાંગા અસંભવિ કહ્યા. તેમાં સાતમે ભાંગે સિદ્ધના જીવ કહ્યા. ક્ષાયક ભાવને પરિણામિક ભાવે ક્ષાયકે કેવલજ્ઞાનને કેવલદર્શનને પરિણામિક જીવપણે પ્રણમી રહ્યા. અને ઓગણીશમે કેવલીના જીવ છે. ક્ષાયક ઉદયિક ને પરિણામિક ભાવે છે. ક્ષાયકે કેવલજ્ઞાનને કેવલદર્શન, ઉદયિકે ગત્યાદિક, પરિણામિકે જીવપણે પ્રણમી રહ્યા છે. વીશમો ભાંગો ચાર ગતિના જીવમાં લાભે છે. મિશ્ર ઉદયિક ને પરિણામિક ભાવે છે. ક્ષયોપશમ, ઇંદ્રિયાદિક ઉદયિક ગત્યાદિક પરિણામિકે જીવપણે પરિણમી રહ્યા છે અને ચોવીશમો ભાંગો પણ ચારે ગતિ ગતિના જીવમાં લાભે. ઉપશમ મિશ્ર ઉદયિક ને પરિણામિક, ઉપશમે ઉપશમ સમકિત ક્ષયોપશમે ઇંદ્રિયાદિક, ઉદયિકે ગત્યાદિક ને પરિણામિકે

જીવપણે પ્રણમી રહ્યા છે. પચવીશમો ભાંગો પણ ચારે ગતિના જીવમાં લાભે. ક્ષાયક મિશ્ર ઉદયિક ને પરિણામિક ભાવે છે, ક્ષાયકે ક્ષાયક સમકિત, ક્ષયોપશમે ઇંદ્રિયાદિક, ઉદયિકે ગત્યાદિક, ને પરિણામિકે જીવપણે પરિણમી રહ્યા છે, અને છવીશમો ભાંગો જીવને ઉપશમ શ્રેણીએ વરતતાં હોય. ઉપશમ, ક્ષાયક, ક્ષયોપશમ, ઉદયિક ને પરિણામિક ભાવે છે. ઉપશમે ઉપશમ સમકિત, ક્ષાયકે ક્ષાયક ચારિત્ર, ક્ષયોપશમે ઇંદ્રિયાદિક, ઉદયિકે ગત્યાદિક, ને પરિણામિકે જીવપણે પરિણમી રહ્યા છે. એ ભાવદ્વાર કહ્યો.

હવે અલ્પ બહુત્વદ્વાર કહે છે–સર્વથી થોડા નપુંસકલિંગે સિદ્ધ એટલે ઘણામાં ઘણા મોક્ષે જાય તો એક સમયમાં દશ જાય. તેથી સ્ત્રીલિંગે સિદ્ધ સંખ્યાતગુણા અધિકા ઘણામાં ઘણા એક સમયમાં વીશ મોક્ષે જાય. એ કરતાં પુરૂષલિંગે સિદ્ધ સંખ્યાતગુણા અધિક. ઘણામાં ઘણા એક સમયમાં એકસો ને આઠ મોક્ષે જાય. આ અલ્પ બહુત્વદ્વાર કહ્યો. એમ મોક્ષતત્ત્વનો વિચાર કહ્યો. એ પ્રમાણે નવતત્ત્વ લેશથી કહી બતાવ્યા.

હવે નવતત્ત્વ જાણ્યાનું ફ્લ કહે છે–જીવાદિક નવ પદાર્થને જાણે તેને સમકિત હોય, તથા ન જાણે છતાં ભાવે સદ્દહે તો અજાણતાને પણ સમકિત હોય. એ નવતત્ત્વ જાણ્યાનું ફ્લ કહ્યું.

હવે સમકિતનું સ્વરૂપ કહે છે–સકલ તીર્થંકરના કહેલ વચન અન્યથા ન હોય, એવી બુદ્ધિ નિશ્ચલ હોય તેને સમકિત કહીએ. તે સમકિત બે પ્રકારે છે. એક પ્રતિપાતિ અને અપ્રતિપાતી. અપ્રતિપાતી સમકિતવાલો જીવ આઠ ભવે મોક્ષે જાય અને પ્રતિપાતી સમકિત તો આવીને ચાલ્યું જાય, છતાં તે સમકિત અંતરમુહૂર્ત્ત લગેં ફરસે, તેને અર્ધપુદ્ગલ પરાવર્ત્ત સંસાર બાકી રહે. તે પુદ્ગલપરાવર્ત્ત તે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ,

સુક્ષ્મને બાદર એમ અનેક પ્રકારે છે, તે મોટા શાસ્ત્રથી જાણવું. અહીં તો લેશમાત્ર કહે છે—અનંતી ઉત્સર્પિણી અને અવસર્પિણી થાય, ત્યારે એક પુદ્ગલપરાવર્ત્ત થાય. એવા અનંત પુદ્ગલ-પરાવર્ત અતીતકાલે સમકિત વિના જીવે કર્યા તથા અનંત પુદ્ગલપરાવર્ત્ત સમકિત વિના જીવ અનાગતકાલે ભમશે, પણ સમકિત વિના જીવને સિદ્ધ પદવી ન હોય.

હવે સિદ્ધના પંદર ભેદ કહે છે—જીનસિદ્ધ, અજીનસિદ્ધ, તીર્થસિદ્ધ, અતીર્થસિદ્ધ, ગૃહીલિંગે સિદ્ધ, અન્ય લિંગે સિદ્ધ, સ્વલિંગે સિદ્ધ, સ્ત્રીલિંગે સિદ્ધ, પુરૂષલિંગે સિદ્ધ, નપુંસકલિંગે સિદ્ધ, પ્રત્યેકબુદ્ધ સિદ્ધ, સ્વયંબુદ્ધ સિદ્ધ, બુદ્ધબોધિત સિદ્ધ, એક સિદ્ધ તથા અનેક સિદ્ધ. જીનસિદ્ધ તે તીર્થંકર, અજીનસિદ્ધ તે સામાન્ય કેવલી. તીર્થસિદ્ધ તે તીર્થંકર ચતુર્વિધ સંઘની સ્થાપનારૂપ તીર્થ પ્રવર્ત્યા પછી જે મોક્ષે જાય તે. અતીર્થસિદ્ધ તે મારૂદેવા માતા પ્રમુખ. ગૃહલિંગે સિદ્ધ તે ભરત પ્રમુખ, અન્યલિંગે સિદ્ધ તે વલકલચીરી પ્રમુખ. સ્વલિંગે સિદ્ધ તે સાધુ-વેશે મોક્ષે ગયા તે. સ્ત્રીલિંગે સિદ્ધ તે ચંદનબાલા પ્રમુખ. પુરૂષલિંગે સિદ્ધ તે ગૌતમ પ્રમુખ. નપુંસકલિંગે સિદ્ધ તે ગાંગેય પ્રમુખ. પ્રત્યેક બુદ્ધ સિદ્ધ તે કરકંડુ પ્રમુખ. સ્વયંબુદ્ધ સિદ્ધ તે કપિલ પ્રમુખ. બુધ્ધબોધિત સિધ્ધ તે ગુરૂના મુખથી બોધ પામીને મોક્ષે ગયા તે. એક સિધ્ધ તે વીરપ્રમુખ. અનેક સિધ્ધ તે ઋષભદેવ પ્રમુખ. એ સિધ્ધના પંદર ભેદ કહ્યા.

જીવ, સંવર, નિર્જરા અને મોક્ષ એ ચાર તત્ત્વ અરૂપી છે. પુણ્ય, પાપ, આશ્રવ ને બંધ—એ ચાર રૂપી છે અને અજીવતત્ત્વ મિશ્ર છે.

નવતત્ત્વ વિચાર સમાપ્ત.

# દંડક બાલાવબોધ.

---

દંડક તેના ઓગણત્રીશ દ્વાર કહે છે—નામદ્વાર, લેશ્યાદ્વાર, શરીરદ્વાર, અવગાહનાદ્વાર, સંઘયણદ્વાર, સંજ્ઞાદ્વાર, સંસ્થાનદ્વાર, કષાયદ્વાર, ઇંદ્રિયદ્વાર, સમુદ્‌ઘાતદ્વાર, દૃષ્ટિદ્વાર, દર્શનદ્વાર, જ્ઞાનદ્વાર, યોગદ્વાર, ઉપયોગદ્વાર, ઉપજવાની સંખ્યાનુંદ્વાર, ચવવાનુંદ્વાર, આઉખાનુંદ્વાર, પર્યાપ્તિદ્વાર, આહારદ્વાર, ગતાગાતદ્વાર, વેદદ્વાર, ભવનદ્વાર, પ્રાણદ્વાર, સંપદાદ્વાર, ધર્મદ્વાર, જીવયોનીદ્વાર, કુલકોટિદ્વાર, તથા અલ્પ બહુત્વદ્વારા એ ઓગણત્રીશ દ્વારનાં નામ કહ્યાં.

હવે તેનું વિવેચન કહે છે—નામદ્વાર તે સાતે નરક મલીને એક દંડક થાય, જેના નામ—ઘમા, વંશા, સેલા, અંજણા, રિઠ્ઠા, મઘા અને માઘવતી. દશ પ્રકારના ભવનપતિના દશ દંડક—તેના નામ, અસુરકુમાર, નાગકુમાર, સુવર્ણકુમાર, વિદ્યુત્‌કુમાર, અગ્નિકુમાર, દ્વીપકુમાર, ઉદધિકુમાર, દિશિકુમાર, વાયુકુમાર, સ્તનિતકુમાર. પાંચ થાવરના પાંચ દંડક—તેનાં નામ, પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ ને વનસ્પતિ. વિગલેંદ્રિયના ત્રણ દંડક—તેના નામ. બેઇંદ્રિ, તેઇંદ્રિ ને ચોરિંદ્રિ. તિર્યંચ પંચેંદ્રિનો એક દંડક, મનુષ્યનો એક, વ્યંતરનો એક, જ્યોતિષનો એક, વૈમાનિકનો એક. એમ બધા મલીને ચોવીશ દંડક થયા. એ પ્રથમ નામદ્વાર.

હવે બીજું લેશ્યાદ્વાર કહે છે—લેશ્યા છ, તે કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા, તેજોલેશ્યા, પદ્મલેશ્યા અને શુક્લલેશ્યા.

તેમાં સાત નરકનો એક દંડક, તેઉ, વાયુ, બેઇંદ્રિ, તેઇંદ્રિ ને ચોરિંદ્રી, એ છ દંડકે, કૃષ્ણ, નીલ ને કાપોત એ પ્રથમની ત્રણ લેશ્યા હોય. તિર્યંચ પંચેંદ્રી અને મનુષ્ય, એ બે દંડકે છએ લેશ્યા હોય. દશ ભવનપતિ, વ્યંતર, પૃથ્વી, પાણી ને વનસ્પતિ, એ ચૌદ દંડકે પ્રથમની ચાર લેશ્યા હોય. જ્યોતિષ, સૌધર્મ તથા ઇશાન દેવલોકે એક તેજોલેશ્યા હોય. ચોથે ને પાંચમે દેવલોકે પદ્મલેશ્યા હોય. છઠ્ઠા દેવલોકથકી ઉપરાંત સઘળે શુકલલેશ્યા હોય. એ લેશ્યાદ્વાર કહ્યું.

ત્રીજું શરીરદ્વાર કહે છે–પાંચ શરીર તે ઔદારિક, વૈક્રિય, આહારક, તેજસ ને કાર્મણ શરીર–તેમાં સાત નરકનો એક દંડક, દશ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ, વૈમાનિક, એ ચૌદ દંડકે વૈક્રિય, તેજસ ને કાર્મણ એ ત્રણ શરીર હોય. પૃથવી, પાણી, અગ્નિ, વનસ્પતિ, બેઇંદ્રિ, તેઇંદ્રી, ચોરિંદ્રી એ સાત દંડકે ત્રણ શરીર તે ઔદારિક, તેજસ ને કાર્મણ હોય. વાયુકાય, તિર્યંચ પંચેંદ્રી–એ બે દંડકે એક આહારક વિના ચાર શરીર હોય તથા મનુષ્યને પાંચ શરીર હોય. એ ત્રીજું શરીરદ્વાર કહ્યું.

ચોથું અવગાહનાદ્વાર કહે છે–તેમાં પ્રથમ સાતે નરકે નારકીની અવગાહના જઘન્યે અંગુલનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટિ પાંચસો ધનુષ્યની હોય. સાતે નરકની ભવધારિણી જઘન્ય તથા ઉત્કૃષ્ટ અવગાહના કહે છે–પ્રથમ નરકે જઘન્ય ત્રણ હાથ, ને ઉત્કૃષ્ટ પોણાઆઠ ધનુષ્ય ને છ અંગુલ, બીજી નરકે જઘન્ય પોણાઆઠ ધનુષ્ય ને છ અંગુલ, ને ઉત્કૃષ્ટ સાડા-

પંદર ધનુષ્ય ને બાર અંગુલ. ત્રીજી નરકે જઘન્ય સાડાપંદર ધનુષ્ય ને બાર અંગુલ ને ઉત્કૃષ્ટ સવાએકત્રીશ ધનુષ્ય. ચોથી નરકે જઘન્ય સવાએકત્રીશ ધનુષ્ય ને ઉત્કૃષ્ટ સાડીબાસઠ ધનુષ્ય. પાંચમી નરકે જઘન્ય સાડીબાસઠ ધનુષ્ય ને ઉત્કૃષ્ટ સવાસો ધનુષ્ય. છઠ્ઠી નરકે જઘન્ય સવાસો ધનુષ્ય ને ઉત્કૃષ્ટ અઢીસો ધનુષ્ય. સાતમી નરકે જઘન્ય અઢીસો ધનુષ્ય ને ઉત્કૃષ્ટ પાંચસો ધનુષ્ય. દશ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી, એ બાર દંડકે જઘન્યથી અંગુલનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટ સાત હાથ. વૈમાનિકમાં જઘન્ય અંગુલનો અસંખ્યાતમો ભાગ ને ઉત્કૃષ્ટ પહેલે બીજે દેવલોકે સાત હાથ. ત્રીજે ચોથે દેવલોકે છ હાથ. પાંચમે છઠ્ઠે દેવલોકે પાંચ હાથ. સાતમે આઠમે દેવલોકે ચાર હાથ. નવમે, દશમે, અગ્યારમે ને બારમે દેવલોકે ત્રણ હાથ. નવ ગ્રૈવેયકે બે હાથ તથા પાંચ અનુત્તર વિમાને એક હાથ. એ તેર દંડકના દેવ, ઉત્તર વૈક્રિય એક લાખ યોજનનો દેહ કરે. પૃથ્વી, પાણી, અગ્નિ ને વાયુ, એ ચાર દંડકે જઘન્ય તથા ઉત્કૃષ્ટ અવગાહના અંગુલનો અસંખ્યાતમો ભાગ. પ્રત્યેક વનસ્પતિકાયની અવગાહના જઘન્ય અંગુલનો અસંખ્યાતમો ભાગ ને ઉત્કૃષ્ટ એક હજાર યોજન કરતાં કાંઇક અધિક. બેઇંદ્રીની બાર યોજન, તેઇંદ્રીની ત્રણ ગાઉ, ચૌરિંદ્રીની ચાર ગાઉ. તિર્યંચ પંચેંદ્રીની એક હજાર યોજન અને ઉત્તર વૈક્રિય કરે તો નવસો યોજન. મનુષ્યની ત્રણ ગાઉ તથા ઉત્તર વૈક્રિય કરે તો એક લાખ યોજન કરતાં કાંઈક અધિક. ચોથું શરીરદ્વાર કહ્યું.

પાંચમું સંઘયણદ્વાર કહે છે—છ સંઘયણ તે વજ્રઋષભનારાચ, ઋષભનારાચ, નારાચ, અર્ધનારાચ, કીલિકા અને છેવઠ્ઠું.

તેમાં સાત નરક, દશ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી, વૈમાનિક અને પાંચ થાવર, એ ઓગણીશ દંડકના જીવ અસંઘયણી સમજવા. બેઈંદ્રી, તેઇંદ્રી, ને ચૌરિંદ્રી એ ત્રણ દંડકે છેવઠું સંઘયણ હોય. મનુષ્ય અને તિર્યંચ પંચેંદ્રીને છએ સંઘયણ હોય. એ પાંચમું સંઘયણદ્વાર કહ્યું.

છઠું સંજ્ઞાદ્વાર કહે છે–ચાર સંજ્ઞા તે આહારસંજ્ઞા, ભય સંજ્ઞા, મૈથુનસંજ્ઞા ને પરિગ્રહસંજ્ઞા. એ ચાર ચોવીશે દંડકે લાભે. એ સંજ્ઞાદ્વાર કહ્યું.

સાતમું સંસ્થાનદ્વાર કહે છે—તેમાં છ સંસ્થાન તે સમચતુરસ્ત્ર, ન્યગ્રોધપરિમંડલ, સાદિ, વામન, કુબ્જ, અને હુંડક સંસ્થાન. તેમાં પાંચ સ્થાવર, ત્રણ વિગલેંદ્રી ને સાત નારકીએ નવ દંડકે એક હુંડક સંસ્થાન હોય. દશ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ ને વૈમાનિક–એ તેર દંડકે એક સમચતુરસ્ત્ર સંસ્થાન હોય. મનુષ્ય ને તિર્યંચ પંચેંદ્રી એ બે દંડકે છએ સંસ્થાન હોય તથા સંમૂર્છિમ મનુષ્યને હુંડક સંસ્થાન હોય. એ સાતમું સંસ્થાનદ્વાર કહ્યું.

આઠમું કષાયદ્વાર કહે છે–ચાર કષાય તે ક્રોધ, માન, માયા ને લોભ. એ ચાર કષાય ચોવીશે દંડકે લાભે. એ આઠમું કષાયદ્વાર કહ્યું.

નવમું ઇંદ્રિયદ્વાર કહે છે—પાંચ ઇંદ્રિય તે સ્પર્શેંદ્રિ, રસેંદ્રી, ઘ્રાણેંદ્રી, ચક્ષુઈંદ્રી ને શ્રોતેંદ્રી. તેમાં સાત નારકી, દશ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી, વૈમાનિક, તિર્યંચપંચેંદ્રી ને મનુષ્ય એ સોલ દંડકે પાંચ ઇંદ્રિયો હોય. પાંચ સ્થાવર ને એક સ્પર્શેંદ્રી,

બેઇંદ્રીને સ્પર્શેંદ્રી તથા રસેંદ્રી, તેઇંદ્રીને સ્પર્શ, રસ ને ઘ્રાણેંદ્રી અને ચોરેંદ્રીને સ્પર્શ, રસ, ઘ્રાણ અને ચક્ષુઇંદ્રી એ ચાર ઇંદ્રી હોય. એ નવમું ઇંદ્રિયદ્વાર કહ્યું.

દશમું સમુદ્‌ઘાતદ્વાર કહે છે—સાત સમુદ્‌ઘાત તે વેદના સમુદ્‌ઘાત, કષાયસમુદ્‌ઘાત, મારણાંતિકસમુદ્‌ઘાત, વૈક્રિયસમુદ્‌ઘાત, તેજસસમુદ્‌ઘાત, આહારકસમુદ્‌ઘાત ને કેવલીસમુદ્‌ઘાત. તેમાં સાતે નારકી તથા વાઉને વેદના, કષાય, મારણાંતિક ને વૈક્રિય એ ચાર સમુદ્‌ઘાત હોય. દશ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ, વૈમાનિક ને તિર્યંચ પંચેંદ્રી–એ ચૌદ દંડકે વેદના, કષાય, મારણાંતિક, વૈક્રિયને તેજસ એ પાંચ સમુદ્‌ઘાત હોય. પૃથ્વી, પાણી, અગ્નિ, વનસ્પતિ, બેઇંદ્રી, તેઇંદ્રી ને ચૌરિંદ્રી–એ સાત દંડકે વેદના, કષાય ને મારણાંતિક એ ત્રણ સમુદ્‌ઘાત હોય તથા મનુષ્યને સાતે સમુદ્‌ઘાત હોય એ દશમું સમુદ્‌ઘાતદ્વાર કહ્યું.

અગ્યારમું દષ્ટિદ્વાર કહે છે–ત્રણ દષ્ટિ તે સમકિતદષ્ટિ, મિશ્રદષ્ટિ ને મિથ્યાત્વદષ્ટિ. તેમાં સાત નારકી, દશ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી, વૈમાનિક, તિર્યંચ, પંચેંદ્રિ ને મનુષ્ય એ સોલ દંડકે ત્રણ દષ્ટિ હોય. પાંચ થાવરના પાંચ દંડકે મિથ્યાદષ્ટિ હોય, ત્રણ વિગલેંદ્રિને સમકિતદષ્ટિ ને મિથ્યાદષ્ટિ એ બે દષ્ટિ હોય. એ અગ્યારમું દષ્ટિદ્વાર કહ્યું.

બારમું દર્શનદ્વાર કહે છે–ચાર દર્શન તે ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન ને કેવલદર્શન, તેમાં સાત નારકી, દશ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી, વૈમાનિક ને તિર્યંચ પંચેંદ્રિ–એ પંદર દંડકે ચક્ષુદર્શન, અચક્ષુદર્શન ને અવધિદર્શન–એ ત્રણ દર્શન હોય. પાંચ થાવર, બેઇંદ્રિ ને તેઇંદ્રિ–એ સાત દંડકે

એક અચક્ષુદર્શન હોય. ચોરિંદ્રીને ચક્ષુદર્શન ને અચક્ષુદર્શન એ બે દર્શન હોય તથા મનુષ્યને ચારે દર્શન હોય. એ બારમું દર્શનદ્વાર કહ્યું,

તેરમું જ્ઞાનદ્વાર કહે છે—પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન તે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન ને કેવલજ્ઞાન. મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન ને વિભંગઅજ્ઞાન. તેમાં સાત નારકી, દશ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ, વૈમાનિક, તિર્યંચ પંચેંદ્રી એ પંદર દંડકે ત્રણ જ્ઞાન ને ત્રણ અજ્ઞાન એમ છ લાભે. પાંચ થાવરમાં મતિઅજ્ઞાન ને શ્રુતઅજ્ઞાન એ બે લાભે. ત્રણ વિગલેંદ્રી ને બે જ્ઞાન ને બે અજ્ઞાન હોય તથા મનુષ્યને પાંચ જ્ઞાન ને ત્રણ અજ્ઞાન હોય. એ તેરમું જ્ઞાનદ્વાર કહ્યું.

ચૌદમું યોગદ્વાર કહે છે—પંદર યોગ તે સત્યમનોયોગ, અસત્યમનોયોગ, સત્યમૃષામનોયોગ, અસત્યમૃષામનોયોગ, સત્યવચનયોગ, અસત્યવચનયોગ, સત્યામૃષાવચનયોગ, અસત્યામૃષાવચનયોગ. ઔદારિકકાયયોગ, ઔદારિકમિશ્રકાયયોગ, વૈક્રિયકાયયોગ, વૈક્રિયમિશ્રકાયયોગ; આહારકકાયયોગ, આહારકમિશ્રકાયયોગ અને કાર્મણકાયયોગ; તેમાં સાત નારકી, દશ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ, વૈમાનિક એ ચૌદ દંડકે અગ્યાર યોગ હોય, તે મનના ચાર યોગ, વચનના ચાર યોગ, વૈક્રિયકાયયોગ, વૈક્રિયમિશ્રકાયયોગ અને કાર્મણકાયયોગ. પૃથ્વી, પાણી, અગ્નિ ને વનસ્પતિ એ ચાર દંડકે ત્રણ યોગ હોય તે ઔદારિક, ઔદારિકમિશ્ર ને કાર્મણ. વાયુને પાંચ યોગ હોય તે ઔદારિક, ઔદારિકમિશ્ર, વૈક્રિય, વૈક્રિયમિશ્ર ને કાર્મણ. વિગલેંદ્રીના ત્રણ દંડકે, ચાર યોગ હોય તે ઔદારિક, ઔદારિકમિશ્ર, કાર્મણ ને

અસત્યામૃષાવચનયોગ. તિર્યંચ-પંચેંદ્રીને તેર યોગ હોય. તે મનના ચાર યોગ, વચનના ચાર યોગ, ઔદારિક, ઔદારિકમિશ્ર, વૈક્રિય, વૈક્રિયમિશ્ર ને કાર્મણ. તથા મનુષ્યને પંદર યોગ હોય. એ ચૌદમું યોગદ્વાર કહ્યું.

પંદરમું ઉપયોગદ્વાર કહે છે-બાર ઉપયોગ તે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, કેવલજ્ઞાન, મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, વિભંગઅજ્ઞાન, ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન, અને કેવલદર્શન. તેમાં સાત નારકી દશ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ, વૈમાનિક ને તિર્યંચપંચેંદ્રી-એ પંદર દંડકે ત્રણ જ્ઞાન, ત્રણ અજ્ઞાન ને ત્રણ દર્શન એમ નવ ઉપયોગ હોય. પાંચ થાવર, બેઇંદ્રિ, તેઇંદ્રિને બે અજ્ઞાન ને એક અચક્ષુદર્શન-એમ ત્રણ ઉપયોગ હોય. ચૌરિંદ્રીને બે અજ્ઞાન, અચક્ષુદર્શન ને ચક્ષુ દર્શન એમ ચાર ઉપયોગ હોય. તથા મનુષ્યને બારે ઉપયોગ હોય. અ પંદરમું ઉપયોગદ્વાર કહ્યું.

સોલમું ઉપજવાનું ને સત્તરમું ચવવાનું દ્વાર કહે છે-સાત નારકી, દશ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ, વૈમાનિક, તિર્યંચપંચેંદ્રિ, ત્રણ વિગલેંદ્રી, એ અઢાર દંડકે એક સમયે એક બે ત્રણ આદિથી સંખ્યાતા ને અસંખ્યાતા ઉપજે અને ચવે. સાધારણ-માં અનંતા ઉપજે અને ચવે તથા મનુષ્યમાં એક સમયે એક બે આદિથી સંખ્યાતા ઉપજે અને ચવે. એ સોલમું ઉપપાત અને સત્તરમું ચવનદ્વાર કહ્યું.

અઢારમું આયુષ્યદ્વાર કહે છે-સમુચ્ચયે નારકીનું જઘન્ય આયુષ્ય દશહજાર વર્ષનું અને ઉત્કૃષ્ટ તેત્રીશ સાગરોપમનું. તેમાં પ્રથમ નરકે જઘન્ય દશ હજાર વર્ષનું ને ઉત્કૃષ્ટ એક સાગ-

રોપમનું. બીજી નરકે જઘન્ય એક સાગરોપમનું ને ઉત્કૃષ્ટ ત્રણ સાગરોપમનું. ત્રીજી નરકે જઘન્ય ત્રણ સાગરોપમનું ને ઉત્કૃષ્ટ સાત સાગરોપમનું. ચોથી નરકે જઘન્ય સાત સાગરોપમનું ને ઉત્કૃષ્ટ દશ સાગરોપમનું. પાંચમી નરકે જઘન્ય દશ સાગરોપમનું ને ઉત્કૃષ્ટ સત્તર સાગરોપમનું, છઠ્ઠી નરકે જઘન્ય સત્તર સાગરોપમનું ને ઉત્કૃષ્ટ બાવીશ સાગરોપમનું. સાતમી નરકે જઘન્ય બાવીશ સાગરોપમનું ને ઉત્કૃષ્ટ તેત્રીશ સાગરોપમનું આયુષ્ય હોય.

હવે ભવનપતિના વીશ ઇંદ્રના નામ કહે છે–ચમરેંદ્ર, બલીંદ્ર, ધરણેંદ્ર, ભૂતેંદ્ર, વેણુદેવ, વેણુદાલી, હરિકંત, હરિસિંહ, અગ્નિસિંહ, અગ્નિમાણવ, પૂરણ, વિશિષ્ઠ, જલકંત, જલપ્રભ, અમિતગતિ, મૃગવાહન, વેલંબ, પ્રભંજન, ઘોષ અને મહાઘોષ. એ વીશ ઇંદ્રોમાં ચમરેંદ્રની જાતિનું જઘન્ય આયુષ્ય દશહજાર વર્ષનું ને ઉત્કૃષ્ટ એક સાગરોપમનું. ચમરેંદ્રની દેવીનું જઘન્ય આયુષ્ય દશહજાર વર્ષનું ને ઉત્કૃષ્ટ સાડાત્રણ પલ્યોપમનું. બલીંદ્રનું જઘન્ય આયુષ્ય દશહજાર વર્ષનું ને ઉત્કૃષ્ટ એક સાગરોપમ ઝાઝેરૂં. બલીંદ્રની દેવીનું જઘન્ય આયુષ્ય દશહજાર વર્ષનું ને ઉત્કૃષ્ટ સાડાચાર પલ્યોપમનું. દક્ષિણપાસાના ધરણેંદ્ર આદિ નવ ઇંદ્રોનું જઘન્ય આયુષ્ય દશહજાર વર્ષનું ને ઉત્કૃષ્ટ દોઢ પલ્યોપમનું. એ નવ ઇંદ્રોની દેવીઓનું જઘન્ય આયુષ્ય દશહજાર વર્ષનું ને ઉત્કૃષ્ટ અર્ધ પલ્યોપમનું. તથા ઉત્તરપાસાના નવ ઇંદ્રોનું જઘન્ય આયુષ્ય દશહજાર વર્ષનું ને ઉત્કૃષ્ટ દેશેઉણા બે પલ્યોપમનું. એ નવ ઇંદ્રોની દેવીઓનું જઘન્ય આયુષ્ય દશહજાર વર્ષનું, ઉત્કૃષ્ટ દેશેઉણા એક પલ્યોપમનું.

પૃથ્વીકાયનું જઘન્ય આયુષ્ય અંતમુહુર્ત્તનું ને ઉત્કૃષ્ટ બાવીશહજાર વર્ષનું તથા બાદર પૃથ્વીકાયના છ ભેદ તે સના ગોપીચંદનાદિક, તેનું ઉત્કૃષ્ટ એક હજાર વર્ષનું, બીજી શુદ્ધા પૃથિવી તે ભેખડાદિક, તેનું ઉત્કૃષ્ટ બારહજાર વર્ષનું. ત્રીજી વાલુક પૃથિવી તે સચિત્તવેલુ પ્રમુખ, તેનું ઉત્કૃષ્ટ ચૌદહજાર વર્ષનું. ચોથી મણોસિલા પૃથિવી તે સુરમાદિક, તેનું ઉત્કૃષ્ટ સોલહજાર વર્ષનું. પાંચમી સરકરા પૃથિવી તે સુવર્ણાદિક, તેનું ઉત્કૃષ્ટ અઢારહજાર વર્ષનું. છઠ્ઠી ખર પૃથિવી તે રત્નાદિક, તેનું ઉત્કૃષ્ટ બાવીશહજાર વર્ષનું આયુષ્ય હોય. પાણીનું ઉત્કૃષ્ટ સાત-હજાર વરસનું આયુ હોય. અગ્નિનું ઉત્કૃષ્ટ ત્રણ અહોરાત્રનું આયુ હોય. વાયુકાયનું ઉત્કૃષ્ટ ત્રણહજાર વર્ષનું આયુ હોય. વનસ્પતિ-કાયનું ઉત્કૃષ્ટ દશહજાર વર્ષનું હોય. બે ઇંદ્રીનું બાર વરસનું, તેઈંદ્રિનું ઓગણપચાસ દીવસનું, તથા ચૌરિંદ્રીનું છ માસનું આયુ હોય. પાંચ થાવર ને ત્રણ વિગલેંદ્રી, એ આઠ દંડકે સર્વે જીવનું જઘન્ય આયુ અંતર્મુહૂર્ત્તનું હોય.

તિર્યંચપંચેંદ્રીના દશ ભેદ, તેમાં જલચર ગર્ભજનું જઘન્ય અંતર્મુહૂર્ત્તનું ને ઉત્કૃષ્ટ પૂર્વકોટિ વર્ષનું. જલચર સમૂર્છિમનું જઘન્ય અંતર્મુહૂર્તનું ને ઉત્કૃષ્ટ પૂર્વકોટિ વર્ષનું, થલચર ગર્ભ-જનુ ઉત્કૃષ્ટ ત્રણ પલ્યોપમનું, સંમૂર્છિમ થલચરનું ચોરાશી-હજાર વર્ષનું. ગર્ભજખેચરનું પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ. સંમૂર્છિમ ખેચરનું બહુંતેરહજાર વર્ષનું, ગર્ભજ ઉરપરિસર્પનું પૂર્વકોડી વરસનું, સંમૂર્છિમ ઉરપરિસર્પનું ત્રેપનહજાર વર્ષનું. ગર્ભજ ભુજપરિસર્પનું પૂર્વકોટિનું, સંમૂર્છિમ ભુજપરિસર્પનું બેંતાલીશહજાર વર્ષનું. આ સર્વેનું ઉત્કૃષ્ટ આયુષ્ય જાણવું અને જઘન્ય તો બધાનું અંતમુહૂર્ત્તનું જાણવું.

ગર્ભજ મનુષ્યનું જઘન્ય અંતમુહૂર્ત્ત ને ઉત્કૃષ્ટ ત્રણ પલ્યો-પમ. વ્યંતરનું જઘન્ય દશહજાર વર્ષ ને ઉત્કૃષ્ટ એક પલ્યોપમ. વ્યંતરદેવીનું જઘન્ય દશહજાર વર્ષ ને ઉત્કૃષ્ટ અર્ધ પલ્યોપમ. જ્યોતિષના પાંચ ભેદ, તે ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર ને તારા. તેમાં ચંદ્રનું જઘન્ય પા પલ્યોપમ, ને ઉત્કૃષ્ટ પલ્યોપમ ને ઉપર એક લાખ વરસ, ચંદ્રમાની દેવીનું ચંદ્રમાના આયુષ્યથી અર્ધ-પ્રમાણ જાણવું. સૂર્યનું ઉત્કૃષ્ટ એક પલ્યોપમ ને એકહજાર વર્ષ અને દેવીનું તે કરતાં અર્ધું. ગ્રહનું ઉત્કૃષ્ટ એક પલ્યોપમ ને તેની દેવીનું તે કરતાં અર્ધું. નક્ષત્રનું ઉત્કૃષ્ટ અર્ધ પલ્યોપપ ને તેની દેવીનું પા પલ્યોપમ ઝાઝેરૂં. એ આઠે ભાંગે જીવનું જઘન્ય પા પલ્યોપમનું આયુ જાણવું. તારાનું ઉત્કૃષ્ટ પા પલ્યોપમનું ને જઘન્ય એક પલ્યોપમનો આઠમો ભાગ. તારાની દેવીનું જઘન્ય એક પલ્યોપમનો આઠમો ભાગ ને ઉત્કૃષ્ટ એક પલ્યોપમનો આઠમો ભાગ ઝાઝેરૂં.

વૈમાત્રિક દેવોનું આયુષ્ય કહે છે. તેમાં સૌધર્મદેવલોકે જઘન્ય એક પલ્યોપમ ને ઉત્કૃષ્ટ બે સાગરોપમ ઈશાન દેવલોકે જઘન્ય એક પલ્યોપમ ઝાઝેરૂં ને ઉત્કૃષ્ટ બે સાગરોપમ ઝાઝેરૂં. સનત્કુમાર દેવલોકે જઘન્ય બે સાગરોપમ ને ઉત્કૃષ્ટ સાત સાગ-રોપમ. માહેંદ્ર દેવલોકે જઘન્ય બે સાગરોપમ ઝાઝેરૂં, ને ઉત્કૃષ્ટ સાત સાગરોપમ ઝાઝેરૂં. બ્રહ્મદેવલોકે જઘન્ય સાત સાગરોપમનું ને ઉત્કૃષ્ઠ દશ સાગરોપમ. લાંતકદેવલોકે જઘન્ય દશસાગરોપમ ને ઉત્કૃષ્ટ ચૌદ સાગરોગમ. શુક્રદેવલોકે જઘન્ય ચૌદ સાગરોપમ ને ઉત્કૃષ્ટ સત્તર સાગરોપમ. સહસ્રાર દેવલોકે જઘન્ય સત્તર સાગરોપમ ને ઉત્કૃષ્ટ અઢાર સાગરોપમ. આનત દેવલોકે જઘન્ય

અઢાર સાગરોપમનું ને ઉત્કૃષ્ટ ઓગણીશ સાગરોપમ. પ્રાણુત દેવલોકે જઘન્ય ઓગણીશ સાગરોપમ ને ઉત્કૃષ્ટ વીશ સાગરોપમ. આરણુંદેવલોકે જઘન્ય વીશ સાગરોપમ ને ઉત્કૃષ્ટ એકવીશ સાગરોપમ. અચ્યુતદેવલોકે જઘન્ય એકવીશ સાગરોપમ ને ઉત્કૃષ્ટ બાવીશ સાગરોપમ.

નવ ગ્રૈવેયકનું આયુ કહે છે–પહેલા ગ્રૈવેયકે જઘન્ય બાવીશ સાગરોપમ ને ઉત્કૃષ્ટ ત્રેવીશ સાગરોપમ. બીજે ગ્રૈવેયકે જઘન્ય ત્રેવીશ સાગરોપમ ને ઉત્કૃષ્ટ ચોવીશ સાગરોપમ. ત્રીજે ગ્રૈવેયકે જઘન્ય ચોવીશ સાગરોપમ ને ઉત્કૃષ્ટ પચીશ સાગરોપમ. ચોથે ગ્રૈવેયકે જઘન્ય પચવીશ સાગરોપમ ને ઉત્કૃષ્ટ છવીશ સાગરોપમ. પાંચમે ગ્રૈવેયકે જઘન્ય છવીશ સાગરોપમ ને ઉત્કૃષ્ટ સત્યાવીશ સાગરોપમ. છઠ્ઠે ગ્રૈવેયકે જઘન્ય સત્યાવીશ સાગરોપમ ને ઉત્કૃષ્ટ અઠ્યાવીશ સાગરોપમ. સાતમે ગ્રૈવેયકે જઘન્ય અઠ્યાવીશ સાગરોપમ ને ઉત્કૃષ્ટ ઓગણત્રીશ સાગરોપમ. આઠમે ગ્રૈવેયકે જઘન્ય ઓગણત્રીશ સાગરોપમ ને ઉત્કૃષ્ટ ત્રીશ સાગરોપમ તથા નવમે ગ્રૈવેયકે જઘન્ય ત્રીશ સાગરોપમ ને ઉત્કૃષ્ટ એકત્રીશ સાગરોપમનું આયુષ્ય જાણવું.

પાંચ અનુત્તર વિમાનનું આયુ કહે છે; તેમાં વિજય, વૈજયંત, જયંત ને અપરાજિત, એ ચાર વિમાને જઘન્ય એકત્રીશ સાગરોપમનું ને ઉત્કૃષ્ટ તેત્રીશ સાગરોપમનું તથા સર્વાર્થસિદ્ધ વિમાને જઘન્ય તથા ઉત્કૃષ્ટ તેત્રીશ સાગરોપમનું આયુષ્ય જાણવું. એ અઢારમું આયુદ્વાર કહ્યું.

ઓગણીશમું પર્યાપ્તિદ્વાર કહે છે–છ પર્યાપ્તિ તે આહાર, શરીર, ઇંદ્રિય, શ્વાસોશ્વાસ, ભાષા અને મન. તેમાં સાત નારકી,

દશ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી, વૈમાનિક, તિર્યંચપંચેંદ્રી અને મનુષ્ય, એ સોલ દંડકે છ પર્યાપ્તિ હોય. પાંચ થાવરના પાંચ દંડકે ચાર પર્યાપ્તિ તે આહાર, શરીર, ઇંદ્રી ને શ્વાસોશ્વાસ હોય. તથા વિગલેંદ્રી અને અસંજ્ઞી, પંચેંદ્રી ને મન વિના પાંચ પર્યાપ્તિ હોય. એ ઓગણીશમું પર્યાપ્તિદ્વાર કહ્યું.

વીશમું આહારદ્વાર કહે છે–આહાર ત્રણ, તે ઓજઆહાર, લોમઆહાર, ને કવલઆહાર. તેમાં સાત નારકી, દશ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ, વૈમાનિક તથા પાંચ થાવર, એ ઓગણીશ દંડકે ઓજઆહાર અને લોમઆહાર, એ બે આહાર હોય. તિર્યંચપંચેંદ્રી, મનુષ્ય તથા ત્રણ વિગલેંદ્રી એ પાંચ દંડકે ત્રણ આહાર હોય. એ વીશમું આહારદ્વાર કહ્યું.

એકવીશમું ગતિદ્વાર કહે છે–નારકી ચવીને તિર્યંચપંચેંદ્રી તથા મનુષ્ય એ બે દંડકમાં જાય તથા એ બેમાંથી આવે. દશ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ, વૈમાનિક તથા પહેલા બીજા દેવલોકે ગતાગતિ કહે છે–તે પૃથ્વી, પાણી, વનસ્પતિ તિર્યંચપંચેંદ્રી, મનુષ્ય એ પાંચમાં ગતિ, તિર્યંચપંચેંદ્રી અને મનુષ્ય, એ બે દંડકની આગતિ. મનુષ્યને ચોવીશમાં ગતિ. તેઉ વાઉ વિના બાવીશની આગતિ. તિર્યંચપંચેંદ્રી ને ચોવીશમાં ગતિ, ચોવીશની આગતિ. વિગલેંદ્રીની ત્રણ વિગલેંદ્રી, પાંચ થાવર, તિર્યંચપંચેંદ્રો તથા મનુષ્ય, એ દશ દંડકમાં ગતિ, એજ દશની આગતિ. પૃથ્વી, પાણી, વનસ્પતિ એ ત્રણને એજ દશમાં ગતિ. નારકી વિના ત્રેવીશની આગતિ. તેઉ, વાઉની, દેવતા તેર, નારકી, મનુષ્ય વિના નવમાં ગતિ, દેવતા તેર, નારકી વિના દશની આગતિ. એ એકવીશમું ગતાગતિદ્વાર કહ્યું.

બાવીશમું વેદદ્વાર કહે છે-ત્રણ વેદ તે સ્ત્રીવેદ, પુરૂષવેદ, ને નપુંસકવેદ. તેમાં સાત નારકી, પાંચ થાવર, ત્રણ વિગલેંદ્રી, એ નવ દંડકે એક નપુંસકવેદ હોય. તિર્યંચપંચેંદ્રી તથા મનુષ્યને ત્રણ વેદ હોય. તથા દેવતાના તેર દંડકે સ્ત્રીવેદ અને પુરૂષવેદ એ બે વેદ હોય. એ બાવીશમું વેદદ્વાર કહ્યું.

ત્રેવીશમું ભવનદ્વાર કહે છે-પહેલી નરકે ત્રીશલાખ નરકાવાસા, બીજી નરકે પચીશલાખ નરકાવાસા, ત્રીજી નરકે પંદરલાખ નરકાવાસા, ચોથી નરકે દશલાખ નરકાવાસા, પાંચમી નરકે ત્રણલાખ નરકાવાસા, છઠ્ઠી નરકે પાંચે ઉણાએક લાખ નરકાવાસા તથા સાતમી નરકે પાંચ નરકાવાસા એ બધા ચોરાશીલાખ નરકાવાસા જાણવા.

દક્ષિણપાસાના દશ ઇંદ્રના ભવન કહે છે. ચમરેંદ્રને ચોત્રીશલાખ ભવન, ધરણેંદ્રને ચુમાલીશલાખ ભવન, વેણુદેવને અડત્રાશલાખ ભવન, હરિકાંતને ચાલીશલાખ ભવન, અગ્નિસિંહને ચાલીશલાખ ભવન, પૂરણ, જલકાંત અને અમિતગતિ એ દરેકને ચાલીશ ચાલીશ લાખ ભવન, વેલંબકને પચાશલાખ ભવન, તથા ઘોષને ચાલીશલાખ ભવન. એ બધા મલીને ચાર કોડી ને છ લાખ ભવન થાય.

ઉત્તરશ્રેણિના દશ ઇંદ્રના ભવન કહે છે, તે દક્ષિણ દિશિના ભવન કરતાં પ્રત્યેકે પ્રત્યેક ચાર ચાર લાખ ભવન ઓછા કરીએ, તો ઉત્તરશ્રેણિના દશ ઇંદ્રોના ભવનની સંખ્યા આવે. સર્વ ભવનપતિના ભવન સાતકોડીને બહુંતેરલાખ જાણવા.

હવે ભવનપતિના ભવન ક્યાં છે તે કહે છે-આ રત્નપ્રભા પૃથ્વીનો પિંડ તે એકલાખ ને એશીંહજાર યોજનનો છે, તેમાંથી

એકહજાર યોજન ઉપર મૂકીએ અને એકહજાર યોજન નીચે મૂકીએ એટલે વચ્ચે એકલાખ ને અઠોત્તેરહજાર યોજન પોલાણુ રહે, તેમાં સંખ્યાતા અસંખ્યાતા યોજનના ભવનપતિના ભવન છે. સુક્ષ્મ પાંચ થાવર સર્વ લોકમાં વ્યાપી રહ્યા છે. બાદર પાંચ થાવર, ત્રણ વિગલેંદ્રી, તિર્યંચપંચેંદ્રી, તે લોકને દેશે છે. મનુષ્ય, બાદર અગ્નિ, અઢીદ્વિપમાં છે. હવે રત્નપ્રભા પૃથ્વીનો જે ઉપરનો એકહજાર યોજનનો પિંડ છે, તેમાં એકસો યોજન નીચે અને એકસો યોજન ઉપર મૂકતાં વચલા આઠસો યોજનમાં વ્યંતરદેવોના અસંખ્યાત નગર છે. તેમાં નાના તે ભરતક્ષેત્ર જેવડા છે, મધ્યમ તે મહાવિદેહ જેવડા છે અને ઉત્કૃષ્ટા તે જંબુદ્વીપ જેવડા છે.

જ્યોતિષીના વિમાન અસંખ્યાતા છે, તે સંભૂતલા પૃથ્વીથી સાતસો નેવું યોજન ઉંચા જઇએ ત્યાં તારાના વિમાન છે, તે ઉપર દશ યોજન સૂર્ય, તે ઉપર એંશી યોજન ચંદ્રમા, તે ઉપર ચાર યોજન નક્ષત્ર, તે ઉપર ચાર યોજન બુધ, તે ઉપર ત્રણ યોજન શુક્ર, તે ઉપર ત્રણ યોજન ગુરૂ, તે ઉપર ત્રણ યોજન મંગલ, અને તે ઉપર ત્રણ યોજન શની છે.

હવે વૈમાનિકના વિમાનની સંખ્યા કહે છે–પહેલા દેવ લોકે બત્રીશલાખ વિમાન, બીજા દેવલોકે અઠયાવીશલાખ વિમાન, ત્રીજા દેવલોકે બારલાખ વિમાન, ચોથા દેવલોકે આઠલાખ વિમાન, પાંચમા દેવલોકે ચારલાખ વિમાન, છઠ્ઠા દેવલોકે પચાશહજાર વિમાન, સાતમા દેવલોકે ચાલીશહજાર વિમાન, આઠમા દેવલોકે છહજાર વિમાન, નવમા ને દશમા દેવલોકે ચારસો વિમાન, તથા અગ્યારમા ને બારમા દેવલોકે ત્રણસો

વિમાન હોય છે. પ્રથમ ત્રણ ગ્રૈવેયકે એકસોઅગ્યાર વિમાન, બીજા ત્રિકમાં એકસોસાત વિમાન, ત્રીજા ત્રિકમાં એકસો વિમાન હોય છે. અનુત્તર વિમાને પાંચ વિમાન છે. તે ઉપર બાર યોજને સિદ્ધશિલા છે. એ ત્રેવીશમું ભવનદ્વાર કહ્યું.

ચોવીશમું પ્રાણદ્વાર કહે છે. દશ પ્રાણ તે પાંચ ઇંદ્રિયો. ત્રણ બળ, શ્વાસોશ્વાસ ને આયુષ્ય. તેમાં સાત નારકી, દેવતાના તેર દંડક, મનુષ્ય, તિર્યંચપંચેંદ્રી એ સોલ દંડકે દશ પ્રાણ હોય. પાંચ થાવરને સ્પર્શેંદ્રી, કાયબળ, શ્વાસોશ્વાસ ને આયુષ્ય એ ચાર પ્રાણ હોય. બેઈંદ્રીને સ્પર્શેંદ્રી, રસેંદ્રી, કાયબળ, વચનબળ, શ્વાસોશ્વાસ ને આયુષ્ય એ છ પ્રાણ હોય. તેઇંદ્રીને સાત પ્રાણ તે ત્રણ ઈંદ્રી, કાયબળ, વચનબળ, શ્વાસોશ્વાસ ને આયુષ્ય. ચૌરિંદ્રીને આઠ પ્રાણ તે ચાર ઇંદ્રી, કાયબળ, વચનબળ, શ્વાસોશ્વાસ ને આયુષ્ય. અસંજ્ઞી પંચેદ્રી ને મનબળ વિના નવ પ્રાણ અને સંજ્ઞીપંચેંદ્રીને દશ પ્રાણ હોય. એ ચોવીશમું પ્રાણદ્વાર કહ્યું.

પચીશમું સંપદાદ્વાર કહે છે–પ્રથમ તેવીશ સંપદા તે ચક્રવર્તીના ચૌદ રતન, તેમાં સાત એકેંદ્રી તે ચક્રરત્ન, છત્રરત્ન, દંડરત્ન, ખડગરત્ન, કાંગણીરત્ન, ચર્મરત્ન તથા મણિરત્ન અને સાત પંચેંદ્રી હોય તે સેનાપતિ, પુરોહિત, વાર્ધકિરત્ન, અશ્વરત્ન, ગજરત્ન, ગાથાપતિ, સ્રીરત્ન, તીર્થંકર, ચક્રવર્તી, બલદેવ, વાસુદેવ, કેવલી, સાધુ, શ્રાવક, સમકિતદૃષ્ટિ, મંડલિક એ ત્રેવીશ સંપદામાં પ્રથમ નરકથી નીકળેલો જીવ સાત એકેંદ્રી વિના સોલ સંપદા પામે. બીજી નરકથી નીકળેલો જીવ સાત એકેંદ્રી ને ચક્રવર્તી વિના પંદર સંપદા પામે. ત્રીજી નરકથી નીકળેલો જીવ

સાત એકેંદ્રી, ચક્રવર્તી, બલદેવ તથા વાસુદેવ વિના તેર સંપદા પામે. ચોથી નરકથી નીકળેલો જીવ ઉપરની તેરમાંથી તીર્થંકર વિના બાર સંપદા પામે. પાંચમી નરકથી નીકળેલો જીવ ઉપરની બારમાંથી કેવલી વિના અગ્યાર સંપદા પામે. છઠ્ઠી નરકથી નીકળેલો જીવ ઉપરની અગ્યારમાંથી સાધુ વિના દશ સંપદા પામે, તથા સાતમી નરકથી નીકળેલો જીવ અશ્વ, ગજ અને સમકિત દૃષ્ટિ, એ ત્રણ સંપદા પામે. દશ ભવનપતિ, વ્યંતર જ્યોતિષી એ બાર દંડકથી નીકળેલો જીવ તીર્થંકર તથા વાસુદેવ વિના એકવીશ સંપદા પામે. પૃથ્વી, પાણી, વનસ્પતિ, તિર્યંચપંચેંદ્રી, ને મનુષ્ય, એ પાંચ દંડકથી નીકળેલો જીવ તીર્થંકર, ચક્રવર્તી, વાસુદેવ ને બલદેવ વિના ઓગણીશ સંપદા પામે. તેઉ વાઉથી નીકળેલો જીવ સાત એકેંદ્રી રત્ન, ગજ તથા અશ્વરત્ન એ નવ સંપદા પામે. ત્રણ વિગલેંદ્રીથી નીકળેલો જીવ ચક્રવર્તી, તીર્થંકર, બલદેવ, વાસુદેવ અને કેવલી વિના અઢાર સંપદા પામે. વૈમાનિકમાં પ્રથમ ને બીજા દેવલોકથી નીકળેલો જીવ ત્રેવીશ સંપદા પામે. ત્રીજાથી આઠમા દેવલોક સુધીથી નીકળેલો જીવ સાત એકેંદ્રી સંપદા વિના સોલ સંપદા પામે. નવમા દેવલોકથી માંડીને નવ ગ્રૈવેયક સુધીથી નીકળેલો જીવ, સાત એકેંદ્રી, અશ્વ તથા ગજ વિના ચૌદ સંપદા પામે. પાંચ અનુત્તર વિમાનથી નીકળેલો જીવ વાસુદેવ વિના આઠ સંપદા પામે. એ પચીશમું સંપદાદ્વાર કહ્યું.

છવીસમું ધર્મદ્વાર કહે છે. તિર્યંચપંચેંદ્રી તથા મનુષ્યને કરણીરૂપ ધર્મ છે અને બાવીશ દંડકવાળાને કરણીરૂપ ધર્મ નથી. એ છવીશમું ધર્મદ્વાર કહ્યું.

સત્યાવીશમું યોનદ્વાર કહે છે—સાતલાખ પૃથ્વીકાય, સાત-

લાખ અપકાય, સાતલાખ તેઉકાય, સાતલાખ વાઉકાય, દશલાખ પ્રત્યેક વનસ્પતિકાય, ચૌદલાખ સાધારણ વનસ્પતિકાય, બેલાખ બેઇંદ્રી, બેલાખ તેઇંદ્રી, બેલાખ ચૌરિંદ્રી, ચારલાખ દેવતા, ચારલાખ નારકી, ચારલાખ તિર્યંચપંચેંદ્રી, ચૌદલાખ મનુષ્યની, એમ સર્વ મલીને ચોરાશીલાખ જીવાયોનિ છે. એ સત્યાવીશમું યોનિદ્વાર કહ્યું.

અઠ્યાવીશમું કુલકોડીદ્વાર કહે છે–નારકીની પચીશલાખ કુલકોડી, દેવતાની છવીશલાખ કુલકોડી, પૃથ્વીની ચારલાખ, પાણીની સાતલાખ; અગ્નિની ત્રણલાખ, વાઉની સાતલાખ, વનસ્પતિની અઠ્યાવીશલાખ, બેઇંદ્રીની સાતલાખ, તેઇંદ્રીની આઠલાખ, ચૌરિંદ્રીની નવલાખ, મનુષ્યની બારલાખ તિર્યંચના પાંચ ભેદ તે જલચરની સાડીબારલાખ, થલચરની દશલાખ. ખેચરની બારલાખ, ઉરપરિસર્પની દશલાખ, ભુજપરિસર્પની નવલાખ કુલકોડી. એમ સર્વ મલીને એકકોડી, સાડીસતાણુલાખ કુલકોડી જાણવી. એ અઠ્યાવીશમું કુલ કોડીદ્વાર.

ઓગણત્રીશમું અલ્પબહુત્વદ્વાર કહે છે. ગર્ભજ મનુષ્ય સર્વથી થોડા, તેથી વૈમાનિક અસંખ્યાતગુણા, તેથી ભવનપતિ અસંખ્યાતગુણા, તેથા નારકી અસંખ્યાતગુણા, તેથી વ્યંતર અસંખ્યાતગુણા, તેથી જ્યોતિષ અસંખ્યાતગુણા, તેથી ચૌરિંદ્રી અસંખ્યાતગુણા, તેથી પંચેંદ્રી વિશેષાધિક, તેથી બેઇંદ્રી વિશેષાધિક, તેથી તેઇંદ્રી વિશેષાધિક, તેથી પૃથ્વીકાય અસંખ્યાતગુણા, તેથી પાણીના જીવ અસંખ્યાતગુણા, તેથી વાઉકાયના અસંખ્યાતગુણા, અને તેથી વનસ્પતિના જીવ અનંતગુણા અધિક જાણવા. એ ઓગણત્રીશમું અલ્પબહુત્વદ્વાર કહ્યું.

॥ દંડક વિચાર સમાપ્ત. ॥

# લઘુસંગ્રહણી બાલાવબોધ.

" ખંડા જોયણવાસા, પવ્વયકુડા ય તિત્થસેઢીઓ,
વિજયદહસલિલાઓ, પિંડેસિં હોઇ સંઘયણી. " ।૧।

એ દશ બોલનો વિચાર કહે છે–તેમાં જંબૂદ્વીપ એકલાખ યોજન લાંબો પહોળો છે, તે થાલીના આકારે છે, પૂનમના ચંદ્રના આકારે છે, કમલકર્ણિકાના આકારે વાટલો છે. ત્રણલાખ, સોલ હજાર બસો ને સત્યાવીશ યોજન ત્રણ કોશ, એકસો અઠાવીશ ધનુષ ને સાડાતેર અંગુલ ઝાઝેરી તેની પરિધિ છે, તે જંબૂદ્વીપ દશદ્વારે કરી કહે છે-૧ ખંડા, ૨ જોયણ, ૩ વાસા, ૪ પવ્વય, ૫ કુડાય, ૬ તિત્થ, ૭ સેઢીઓ, ૮ વિજય, ૯ દહ, ૧૦ સલિલાઓ. તેમાં ખંડા એટલે જંબૂદ્વીપના ભરત સરખા એકસોનેવું ખાંડવા છે. તે કહે છે-ભરતક્ષેત્રનો એક ખાંડવો, ચુલ્લહેમવંત પર્વતના બે ખાંડવા, હેમવયક્ષેત્રના ચાર ખાંડવા, મહાહેમવંત પર્વતના આઠ ખાંડવા, હરિવાસક્ષેત્રના સોલ ખાંડવા, નિષધપર્વતના બત્રીશ ખાંડવા, મહાવિદેહક્ષેત્રના ચોસઠ ખાંડવા, નીલવંત પર્વતના બત્રીશ ખાંડવા, રમ્યકવાસક્ષેત્રના સોલ ખાંડવા, રૂપીપર્વતના આઠ ખાંડવા, એરણ્યવયક્ષેત્રના ચાર ખાંડવા, શિખરીપર્વતના બે ખાંડવા, ઐરવતક્ષેત્રનો એક ખાંડવો. એમ સર્વ મલીને વિસ્કંભ પોલપણું એકસોનેવું ખાંડવા થાય. એ પ્રથમ ખંડદ્વાર.

જોયણ એટલે જંબુદ્વીપમાં ચારે હાંસે યોજનના ખંડ કરીએ તો સાતસોનેવું કોડી, છપ્પનલાખ, ચોરાણુંહજાર એકસો પચાશ

ચઉરંસા થાય. તે ઉપર એક કોશ પંદરસો પંદર ધનુષ ને સાઠ અંગુલ વધે. એ બીજું દ્વાર કહ્યું.

વાસા એટલે જંબૂદ્વીપને વિષે સાત ક્ષેત્ર તે ભરત, હેમવય, હરિવાસ, મહાવિદેહ, રમ્યકવાસ, એરણ્યવય ને ઐરવત. તથા એક મહાવિદેહના ચાર ભાગ ગણીએ તો પૂર્વ મહાવિદેહ, પશ્ચિમ મહાવિદેહ, દેવકુરૂ ને ઉત્તરકુરૂ, તે પ્રથમના છમાં આ ચાર મેલવતાં દશ ક્ષેત્ર થાય. તેનો વિષંભપણું, બાંહ. જીવા ને ધનુષપીઠ એ ચાર કહે છે. ભરતક્ષેત્રના બે ભેદ, તેમાં દક્ષિણ ભરતનું વિષંભપણું બસો આડત્રીશ યોજન ત્રણ કલા, એની બાંહા નથી, તેની જીવા નવહજાર સાતસો અડતાલીશ યોજન ને બાર કલા, તેનો ધનુષપીઠ નવહજાર સાતસો છાસઠ યોજન એક કલા ઝાઝેરી. તથા ઉત્તર ભરતનું વિષંભપણું બસો આડત્રીશ યોજન ત્રણ કલા, તેની બાંહા એકહજાર આઠસો બાણું યોજન સાડીસાત કલા. તેની જીવા ચૌદહજાર ચારસો એકોતેર યોજન છ કલા માઠેરી. તેની ધનુષપીઠ ચૌદહજાર પાંચસો અઠ્યાવીશ યોજન અગ્યાર કલા. હેમવય ને એરણ્યવય એ ક્ષેત્રનું પહોલાપણું બેહજાર એકસોપાંચ યોજન પાંચ કલા. એની બાંહા છહજાર સાતસો પંચાવન યોજન ત્રણ કલા. તેની જીવા સાડત્રીશહજાર છસો ચુમોતેર યોજન ને સોલ કલા માઠેરી. એની ધનુષપીઠ આડત્રીશહજાર સાતસો ચાલીશ યોજન દશ કલા. હરીવાસ ને રમ્યકવાસ એ બે ક્ષેત્રનું વિષંભપણું આઠહજાર ચારસેં એકવીશ યોજન એકકલા. તેની બાંહા તેરહજાર ત્રણસો એકસઠ યોજન છ કલા. તેની જીવા તોંતેરહજાર નવસો એક યોજન સત્તર કલા. તેની ધનુષપીઠ ચોરાશીહજાર સોલ યોજન ને ચાર કલા. મહાવિદેહક્ષેત્રનું વિષંભપણું તેત્રીશહજાર

છસે ચોરાશી યોજન ચાર કલા. તેની બાંહા તેત્રીશહજાર સાતસો-સડસઠ યોજન સાત કલા, તેની જીવા એકલાખ યોજનની, તેની ધનુષપીઠ એક લાખ અઠાવન હજાર એકસો તેર યોજન સોલ કલા ઝાઝેરી. દેવકુરૂ ને ઉત્તરકુરૂ એ બંનેનું વિષંભપણું અગ્યાર હજાર આઠસો બેંતાલીશ યોજન બે કલા. એની બાંહા નથી. એની જીવા ત્રેપનહજાર યોજન, એની ધનુષપીઠ સાઠહજાર ચારસો અઢાર યોજન બાર કલા. એ ત્રીજું વાસદ્વાર.

હવે પવ્વય એટલે જંબૂદ્વીપને વિષે બસોને ઓગણોતેર પર્વત છે. તે છ વર્ષધર, એક મેરૂ, બે ચિત્રવિચિત્ર, બે જમક-સમક, બેસો કંચનગિરિ, ચાર ગજદંતા, સોલ વખારા, ચોત્રીશ લાંબા વૈતાઢ્ય, ચાર વાટલા વૈતાઢ્ય, એ સરવે બસો ઓગણો-તેર થયા. તેમાં ચૂલહેમવંત ને શિખરીપર્વત એ બે સો સો યોજન ઉંચા, પચીશ યોજન ધરતીમાં ઉંડા, ને પહોલપણે એક હજાર બાવન યોજન ને બાર કલા. એની બાંહા પાંચહજાર ત્રણસો પચાસ યોજન પંદર કલા. એની જીવા ચોવીશહજાર નવસો બત્રીશ યોજન અર્ધકલા માઠેરી. એની ધનુષપીઠ પચીશ-હજાર બસોત્રીશ યોજન ચાર કલા. મહાહેમવંત ને રૂપીપર્વત એ બેની ઉંચાઈ બસો યોજન, પચાશ યોજન ધરતીમાં ઉંડા, તેનું વિષંભપણું ચારહજાર બસો દશ યોજન દશ કલા, તેની બાંહા નવહજાર બસો છોંતેર યોજન નવ કલા, તેની જીવા ત્રેપનહજાર નવસો એકત્રીશ યોજન ઝાઝેરી, તેની ધનુષપીઠ, સત્તાવનહજાર બસો ત્ર્યાણુ યોજન ને દશ કલા. નિષધ ને નિલવંતપર્વત એ બેની ઉંચાઇ ચારસો યોજન, એકસો યોજન ધરતીમાં ઉંડા, એનું વિષંભપણું સોલહજાર આઠસોં બેંતાલીશ યોજન બે કલા, તેની

બાંહા વીશહજાર એકસો પાંસઠ યોજન બે કલા, તેની ધનુષપીઠ એક લાખ ચોવીશહજાર ત્રણસો છેંતાલીશ યોજન નવ કલા. મેરૂ-પર્વત એક લાખ યોજનનો છે. તેમાં હજાર યોજન ધરતીમાં ઉંડો. તેમાં અઢીસો યોજન પૃથ્વીમય, અઢીસો યોજન સોનામય, અઢીસો યોજન વજ્ર–હીરામય ને અઢીસો યોજન શર્કરાપૃથ્વીમય છે. તે નવાણુંહજાર યોજન ઉંચો છે, તેમાં પોણાસોલહજાર યોજન સ્ફ-ટિકરત્નમય છે, પોણાસોલહજાર યોજન અંકરત્નમય છે, પોણાસોલ હજાર યોજન રૂપામય છે, પોણસોલ હજાર યોજન પીળા સોનામય છે. તે ઉપર ત્રીજો કંડ છત્રીસ હજાર યોજન જાંબુનદ સુવર્ણમય રાતો છે, એમ સર્વ મલીને એક લાખ યોજન થાય. તે મૂલમાં દશહજાર નેવું યોજન ને એક યોજનના અગ્યાર ભાગ કરતાં તેમાંથી દશ ભાગ ધરતીના મૂલે પહોળો છે. દશહજાર યોજન ધરતી સમભૂતલે લાંબો પહોળો છે, ધરતીથી અગ્યારહજાર યોજન ઉંચા જઇએ ત્યા નવહજાર યોજન લાંબો–પહોળો છે, એમ અગ્યારહારેં એકેકહજાર ઘટાડતાં શિખ-રતલે એકહજાર યોજન લાંબો પહોળો રહે. ત્રિગુણી ઝાઝેરી પ-રિધિ છે. મેરૂને ચાર વન છે તે ભદ્રશાલવન, નંદનવન, સોમન-સવન પંડગવન, તેમાં ભદ્રશાલવન તે મેરૂની ચોમેર ધરતી ઉપર છે, તે પૂર્વ–પશ્ચિમે બાવીશહજાર યોજન લાંબો છે, અઢીસેં યોજન ઉત્તર–દક્ષિણે પહોળો છે, તેને એક પદ્મવરવેદિકા, એક વનખંડ ચોમેર વીંટયું છે. મેરૂથી પૂર્વદિશે પચાશ યોજન વનમાં જઇએ તિહાં એક સિદ્ધાયતનને ત્રણ બારણા છે, પૂર્વ દક્ષિણે ને ઉત્તરે તેના દરવાજા આઠ આઠ યોજન ઉંચા છે. ચાર ચાર યોજન પહોળા છે. તેના મધ્યદિશિ વિભાગમાં એક મણિમય પીઠિકા છે, તે આઠ યોજન લાંબી પહોળી છે, ચાર યોજન ઉંચપણે સર્વ

રત્નમય છે. તે ઉપર એક દેવછંદો તે આઠ યોજન લાંબો પહોળો છે, અને આઠ યોજન ઝાઝેરો ઉંચો છે. તિહાં જિનપ્રતિમા છે, તેનો વર્ણવ દેવછંદો જાવ ધુપનાકડછા છે. જેમ આ એક, તેમ ચારે દિશિએ ચાર સિદ્ધાયતન છે. તે પણ એ પ્રમાણે જાણવા.

મેરૂપર્વતથી પચાશ યોજને ઇશાનખૂણે ચાર વાવડી છે, એમ ત્રણે દિશાએ અગ્નિખૂણે, નૈઋતખૂણે, વાયવ્યખૂણે ચાર ચાર વાવડી છે. મેરૂથી પચાશ યોજન ઉપરે એ પ્રમાણે ભદ્રશાલ વનમાં સોલ વાવડી છે. તે એક એક પચાશ યોજન લાંબીને પચીશ યોજન પહોળી છે, ને દશ યોજન ઉંડી છે, તે ચારેદિશે તોરણ સહિત છે. તે વાવડીના નામ પદ્મા, પદ્મપ્રભા, કુમુદા, કુમુદાપ્રભા, એ ચાર વાવડીમધ્યે બે શક્રેંદ્રના ને બે ઇશાનેંદ્રના પ્રાસાદ છે. તે પાંચસેં યોજનના ઉંચા ને અઢીસેં યોજનના લાંબા પહોળા તથા શિખરબંધ જાણવા. ભદ્રશાલવનમાં આઠ કૂટ છે,

ભદ્રશાલવનથી પાંચસેં યોજન મેરૂ ઉપરે જતાં નંદનવન આવે છે, તે પાંચસેં યોજન ચક્રવાલ વિષંભપણે ફિરતો વાટલો વલયના આકારે છે. જે મેરૂપર્વતને ઢુંકડો છે, ત્યાં ઘણા દેવ– દેવીઓ હાસ્ય રતિ ખેલે છે. તિહાં પણ ચાર સિદ્ધાયતન છે. સોલ વાવડી છે, ચાર પ્રાસાદ છે, પૂર્વની જેમ નવકૂટ છે.

વલી નંદનવનથી સાડીબાસઠહજાર યોજન ઉંચે જતાં સોમનસ વન આવે છે, તે પાંચસેં યોજન ચક્રવાલ, વિષંભે વાટલો વલયાકારે છે, તે મેરૂને વીંટી રહ્યો છે, તિહાં પણ ચાર સિદ્ધાયતન, સોલ વાવડી, તથા ચાર પ્રાસાદ છે.

તિહાંથકી છત્રીશહજાર યોજન મેરૂશિખરે જઇએ, તિહાં

પાંડગવન આવે છે, તે ચારસેં ચોરાણું યોજન ચક્રવાલ, વિષંભ-વાટલો વલયાકારે છે, તે મેરૂની ચૂલિકાને વીંટી રહ્યો છે. પાંડગ-વન વિષે એક ચૂંલિકા છે. તે ચાલીશ યોજન ઉંચી, બાર યોજન મૂલેં પહોળી, આઠ યોજન વચમાં પહોળી, ચાર યોજન મથાળે પહોળી તથા ગાયના પૂંછના આકારે છે. સરવે વેરૂલી રત્નમય છે. તેને એક પદ્મવરવેદિકા છે, ઉપર બહુ સરસ રમણિક ભૂમિકા છે. તે ચૂલિકા ઉપર એક સિધ્ધાયતન છે. તે એક કોશ લાંબો, અર્ધ કોશ પહોળો, દેશે ઉણો એકકોશ ઉંચો, અનેક થંભા જાવ ધુપકડછા છે. તે પંડગવનમાં ચાર સિધ્ધાયતન છે, સોલ વાવડી, ચાર પ્રાસાદ, વિગેરે પૂર્વની જેમ જાણવું. વળી તે પંડગવનમાં ચાર અભિષેક શિલા છે. તે પંડુકશિલા, પંડુકંબલશિલા, રક્ત-કંબલશિલા, અતિરક્તકંબલશિલા. તેમાં એક પૂર્વે, એક પશ્ચિમે એક ઉત્તરે એક દક્ષિણે એમ ચાર અર્ધચંદ્રના આકારે છે, પૂર્વ પશ્ચિમની શિલા, ઉત્તર દક્ષિણે પાંચસો યોજન લાંબી ને પૂર્વ પશ્ચિમે અઢીસો યોજન પહોળી, ઉત્તર દક્ષિણની શિલા પૂર્વ પશ્ચિમે પાંચસો યોજન લાંબી ને ઉત્તર દક્ષિણે અઢીસો યોજન પહોળી તે ચારસો યોજન ઉંચી ને કનકમય છે. એ ચારને ત્રણ દિશે પાવડીયા છે. પૂર્વ પશ્ચિમની ઉપરે બે સિંહાસન છે તથા ઉત્તર દક્ષિણની ઉપરે એક એક સિંહાસન છે. તે પાંચસો ધનુષ લાંબા પહોળા છે, તથા અઢીસો ધનુષ ઉંચા છે. તિહાં તિર્થંક-રોને જન્મમહોત્સવ થાય, જંબૂદ્વીપમાં જઘન્ય બે તીર્થંકરનો ને ઉત્કૃષ્ટ ચાર તીર્થંકરનો જન્મમહોત્સવ થાય એ મેરૂનાં સોલ નામ બતાવે છે—મંદર, મેરૂ, મનોરમ, સુદર્શન, સ્વયંપ્રભ, ગિરિરાજ, રત્નોચ્ચય, તિલકોપમ, મધ્ય, લોકનાભિ, રત્ન, સૂર્યાવર્ત્ત, સૂર્યાવર્ણ, ઉત્તમ, દિશાદિ ને અવતંસ, એ સોલ નામ.

ચિત્રવિચિત્ર એ બે પર્વત દેવકુરૂક્ષેત્રમાં છે. નિષધપર્વતથકી ઉત્તરદિશે આઠસો ચોત્રીશ યોજન ને એક યોજનના સાત ભાગ કરતાં તેમાંથી ચાર ભાગ જતાં સીતોદાનદીના પૂર્વ પશ્ચિમ કાંઠે છે, ચિત્ર વિચિત્ર, જમક ને સમક, એ ચાર એકહજાર યોજન ઉંચા છે. અઢીસો યોજન ધરતીમાં ઉંડા છે, એક હજાર યોજન મૂલે લાંબા પહોળા છે; સાડાસાતસો યોજન વચમાં લાંબા પહોળા છે; ઉપર પાંચસો યોજન લાંબા પહોળા છે. ત્રિગુણી ઝાઝેરી પરિધિ છે.

બસો કંચનગિરિપર્વત તે સીતા સીતોદાનદી વચ્ચે પાંચ પાંચદ્રહ છે, એ દશ દ્રહની એક એકની કોરે દશ પર્વત છે; એમ દશ દ્રહને બંને કાંઠે મલીને બસો પર્વત થાય. તે સો યોજન ઉંચા પચીશ યોજન ધરતીમાં ઉંડા, મૂલમાં સો યોજન લાંબા પહોળા, વચ્ચે પોણોસો યોજન લાંબા પહોળા છે, ને ઉપર પચાશ યોજન લાંબા પહોળા છે. તથા ત્રિગુણી ઝાઝેરી પરિધિ છે.

ચાર ગજદંતા તે ગંધમાદન, માલવંત, વિદ્યુત્પ્રભ, સૌમનસ. તેમાં નિષધથી બે, નીલવંતથી બે નીકલીને મેરૂની પાસે ચારે આવીને અડી રહ્યા છે. તે ત્રીશહજાર બસેંનવ યોજન છ કલા લાંબા છે, નિષધ ને નીલવંતથી નીકલતાં ચારસેંચારસેં યોજન ઉંચા, સો યોજન ધરતીમાં ઉંડા, પાંચસો યોજન પહોળા છે. મેરૂની પાસે જતાં પાંચસેં યોજન ઉંચા, સવાસો યોજન ઉંડા, તે ઘટતાં ઘટતાં અંગુલને અસંખ્યાતમે ભાગે પહોળા હસ્તીના દાંતના આકારે છે.

સોલ વખારાપર્વત તે ચિત્ર, વિચિત્ર, નલિન, એગસેલ, ત્રિકૂટ, વેસમણ, અંજણ, માયંજણ અંકાવઇ, પમાવઈ, આસિ-

વિષ, સુહાવહ, ચંદ્રે, સૂરે, નાગે, દેવે એ બધા સોલહજાર પાંચસેંબાણું યોજન બે કલા લાંબા, પાંચ યોજન પહોળા, નિષધ નિલવંતથી અડતાં ચારસે યોજન ઉંચા, એકસો યોજન ઉંચા, સીતા સીતોદાની પાસે પાંચસે યોજન ઉંચા, સવાસો યોજન ઉંડા, પાંચસેં યોજન પહોળા છે. વખારાપર્વત ઘોડાના ખંધને આકારે છે.

ચોત્રીશ લાંબા વૈતાઢય છે. તે એક ભરતનો, એક ઐરવતનો. બત્રીશ વિજયના, તે ચોત્રીશ વૈતાઢય પચીશ યોજન ઉંચા, સવાછ યોજન ઉંડા, પચાસ યોજન પહોળા, એની બાંહા ચારસો, અઠ્યાશી યોજન સોલ કલા ઝાઝેરી, તેની જીવા સોલહજાર સાતસોવીશ યોજન બાર કલા, તેની ધનુષપીઠ દશહજાર સાતસો તેંતાલીસ યોજન બાર કલા. એક એક વૈતાઢયે બે બે ગુફા તે તમિસ્રાગુફા ને ખંડપ્રપાતગુફા, તે પચાશ યોજન લાંબી, બાર યોજન પહોળી, આઠ યોજન ઉંચી, તેમાં ઉમગજલા ને નિમગજલા નામે બે નદી છે. તેમાં એકવીશ યોજન જતાં ઉમગજલા નદી આવે, તે ત્રણ યોજન પોહોટમાં છે, તેમાં હાથી, ઘોડા, બળદ, મનુષ્યાદિના કલેવર કે કચરો પડે, તેને ત્રણવાર ભમાડીને ઉછાળી નાખે, તે કારણે ઉમગજલા નદી કહેવાય. તિહાંથી બે યોજન આગળ જતાં નિમગજલા નદી આવે. તે ત્રણ યોજન પોહોટમાં છે, તેમાં હાથી, ઘોડા, બળદ, મનુષ્યાદિકના કલેવર પડે, તેને ત્રણવાર ભમાડીને હેઠા બેસાડીદે, તે કારણે નિમગજલા કહેવાય. શેષ દીર્ઘ બત્રીશ વૈતાઢય મહાવિદેહમાં છે, તે પણ એ સરખા છે. પણ બાંહા, જીવા, ને ધનુષપીઠ એ નથી. તથા પલ્યંગને આકારે છે.

ચાર વાટલા વૈતાઢય તે સદાવેઈ, વિયડાવેઇ, ગંધાવેઇ, માલવંત, તે ચુગલીયાના ચાર ક્ષેત્રમધ્યે છે. તે એકહજાર યોજન

ઉંચા, અઢીસેં યોજન ઉંડા, તથા એકહુજાર યોજન લાંબા પહોળા છે, તે ધાનના કોઠાને આકારે છે. ને ત્રણહુજાર એકસો બાસઠ યોજન ઝાઝેરી પરિધિ છે, અને શ્વેતવર્ણે છે. એમ મલીને બધા બસેં ઓગણોતેર પર્વત થયા. એ ચોથું પર્વતદ્વાર કહ્યું.

કૂડાય એટલે જંબૂદ્વીપમાં ચારસો સડસઠ કૂટ–પર્વત છે. તે ચોત્રીશ દીર્ઘવૈતાઢ્ય, નિષધ, નીલવંત, ને મેરૂ એ સડત્રીશ પર્વત તથા વિદ્યુત્પ્રભ ને માલવંત એ બે ગજદંતા મલીને ઓગણચાલીશ પર્વતપર નવ નવ કૂટ છે, તે ત્રણસો એકાવન કૂટ થાય, તથા હેમવંત ને શિખરી એ બે પર્વતપર અગ્યાર અગ્યાર કૂટ છે. મહાહિમવંત ને રૂપી એ બે પર્વતપર આઠ આઠ કૂટ છે. સોલ વખારા પર્વતપર ચાર ચાર કૂટ છે, સૌમનસ ને ગંધમાદન એ બે ગજદંતાપર સાત સાત કૂટ છે. એમ સર્વ મલીને પર્વતના ચારસો ને સડસઠ કૂટ થયા, તથા શેષ અઠાવન કૂટ ભૂમિ ઉપરના, તે ચોત્રીશ ઋષભકૂટ, એક ભરતનો, એક ઐરવતનો, બત્રીશ વિજયના બત્રીશ, ભદ્રશાલ વનના આઠ, દેવકુરૂના આઠ, ઉત્તરકુરૂના આઠ, હરિકૂટ, હરિસહકૂટ એ સાઠ સાથે મેલવતાં પાંચસો સાડત્રીશ કૂટ થયા. એ પાંચમું કૂટદ્વાર કહ્યું.

તિત્થ કેતાં જંબૂદ્વીપમાં એકસો બે તીર્થ છે, તે બત્રીશવિજય, એક ભરત, એક ઐરવત, એ ચોત્રીશ ઠેકાણે છે. તે એક એકમાં માગધ, વરદામ ને પ્રભાસ, એમ ત્રણ ત્રણ તીર્થ છે. તેમાં એક અગ્નિખૂણે, એક નૈઋત્યખૂણે, એક વાયવ્યખૂણે, એમ સર્વ મલીને એકસો બે તીર્થ થાય. એ છઠ્ઠું તીર્થદ્વાર કહ્યું.

સેઢીઓ એટલે જંબૂદ્વીપમાં એકસો છત્રીશ શ્રેણિ છે. એક એક વૈતાઢ્ય ઉપર બે બે શ્રેણિ છે, તિહાં દશ યોજન ઉંચા

ચઢતાં એક દક્ષિણે ને એક ઉત્તરે, એમ બે વિદ્યાધરની શ્રેણી છે. તેમાં ભરતના વૈતાઢયપર ગગનવલ્લભાદિક પચાશ નગર દક્ષિણની શ્રેણિએ છે અને રથચક્રવાલાદિક સાઠ નગર ઉત્તરશ્રેણિએ છે, એ પ્રમાણે ઐરવતના વૈતાઢયપર સાઠ નગર દક્ષિણશ્રેણિએ, ને પચાશ નગર ઉત્તરશ્રેણિએ છે. મહાવિદેહના બત્રીશ વૈતાઢયપર દક્ષિણ ને ઉત્તર દરેક શ્રેણિએ પંચાવન પંચાવન નગર છે, એ સઘલા ત્રણ હજાર સાતસો ચાલીશ નગર થયા. એમ વિદ્યાધરની અડસઠ શ્રેણિ થઇ. તિહાંથી દશ યોજન ઉંચે જતાં અભિયોગિક દેવતાની ઉત્તરે ને દક્ષિણે બે શ્રેણિ છે, એટલે અભિયોગિક દેવતાની પણ અડસઠ શ્રેણિ થઈ, તે પ્રથમની સાથે મેલવતાં એકસો છત્રીશ શ્રેણિ થાય. એ સાતમું શ્રેણિદ્વાર કહ્યું.

વિજય એટલે જંબૂદ્વીપમાં ચોત્રીશ વિજયરૂપ સ્થાનક છે, તે કચ્છ સુકચ્છ, મહાકચ્છ, કચ્છાવતી, આવરતા, મંગલાવતી, પુષ્પકલા, પુષ્પકલાવતી, એ આઠ વિજય પૂર્વ મહાવિદેહમાં સીતા મહાનદીની ઉત્તર દિશે મેરૂથી માંડીને સીતામુખવનસુધી જાણવી. તથા વચ્છે, સુવચ્છે, મહાવચ્છે, વચ્છગાવતી, રમ્મે, રમ્મક, રમ્મણિક, મંગલાવતી, એ આઠ વિજય સીતાનદીને દક્ષિણપાસે સીતામુખવનથી મેરૂસુધી, વખારાપર્વતસુધી બીજો ખાંડવો જાણવો. તથા પદ્મે, સુપદ્મે, મહાપદ્મે, પમ્હગાવઇ, સંખે, કુમુદે નલિણ ને સલિલાવતી, એ આઠનો ત્રીજો ખાંડવો તે સીતોદાનદીના દક્ષિણકાંઠે વિદ્યુત્પ્રભ ગજદંતા પછી અંકાવતીવખારાપર્વતથી તે સીતોદામુખવનસુધી જાણવો. તથા વપ્પે, સુવપ્પે, મહાવપ્પે, વપ્પાગવઇ, વગ્ગુ, સુવગ્ગુ, ગંધિલે, ગંધિલાવતી, એ આઠ વિજયનો ચોથો ખાંડવો, તે સીતોદામુખવનથી માંડીને સીતોદાનદીનેકાંઠે દેવ-

વખારાપર્વતસુધી મેરૂપર્વતસુધી જાણુવો. એ બત્રીશ વિજય મહા-વિદેહમાં છે. તે સઘળી વિજય સોલહજાર, પાંચસો બાણુ યોજન ને બે કલા ઉત્તર દક્ષિણે લાંબી છે, તથા બેહજાર બસેં સિત્તેર યોજન માઠેરી પૂર્વ પશ્ચિમે પહોળી છે. તથા એક ભરત ને એક ઐરવત, એમ બે મેલવતાં ચોત્રીશ થાય. તેમાં બત્રીશ વિજયની રાજધાની, એક ભરતની ને એક ઐરવતની એમ ચોત્રીશ રાજ-ધાની છે. ચોત્રીશ તમિસ્રાગુફા, ચોત્રીશ કૃતમાલદેવતા, ચોત્રીશ નટમાલદેવતા, ચોત્રીશ ઋષભકૂટ, એટલા શાશ્વતા છે, એ આઠમું વિજયદ્વાર કહ્યું.

દ્રહ એટલે જંબૂદ્વીપમાં સોલ દ્રહ છે, તે પદ્મદ્રહ, મહાપદ્મ, તિગિચ્છ, કેસરી, મહાપુંડરીક, પુંડરીક, એ છ દ્રહ વર્ષધરપર્વ-તના. પાંચ દેવકુરૂનેવિશે દ્રહ છે, તે નિષઢદ્રહ, દેવકુરૂ, સૂર્ય, સુલસ, વિદ્યુત્પ્રભ, તે સીતોદાનદીને કાંઠે છે, એમ ઉત્તરકુરૂક્ષેત્રને વિશે સીતાનદીના મધ્યભાગે પાંચ દ્રહ છે, તે નીલવંત, ઉત્તરકુરૂ, ચંદ્ર, ઐરાવત ને માલવંતદ્રહ, એમ દશ ને છ સોલ થયા. તેમાં પદ્મદ્રહ ને પુંડરીક એ બે દ્રહ એકહજાર યોજન લાંબા, પાંચસેં યોજન પહોળા, દશ યોજન ઉંડા. એ પ્રમાણે દેવકુરૂ ને ઉત્તર-કુરૂમાં દશ દ્રહ છે, તે પણ એ બે દ્રહ સરખા જાણુવા. એ બાર સરખા છે. તે એક એક દ્રહમાં એક ક્રોડ, વીશલાખ, પચાશહ-જાર, એકસોવીશ, એટલા કમલ છે. એ સઘલા રત્નમય છે. પદ્મ-દ્રહમાં એક મોટો કમલ છે, તે શ્રીદેવીનો છે. એકસો આઠ કમલ શ્રીદેવીના ભંડારના છે, ચાર કમલ મહત્રિકાના છે, સાત કમલ અંણિકાના છે, સોલહજાર આત્મરક્ષક દેવતાના છે. ચારહજાર સામાનિક દેવતાના છે. આઠહજાર માંહિલી પરિષદના છે, દશં-

હજાર વચલી પરિષદના છે, બારહજાર બાહિરની પરિષદના છે. હવે તીન મોટા કોટ છે, તે માંહેલા કોટે બત્રીશલાખ કમલ, વચલા કોટે ચાલીશલાખ કમલ ને બાહિરના કોટે અડતાલીશલાખ કમલ, એમ સર્વ વલયના એક ક્રોડ વીશલાખ પચાશહજાર એકસો વીશ કમલ થયા. તેમાં વડો કમલ એક લાખ યોજન લાંબો પહોળો છે, અર્ધ યોજન જાડો ને દશ યોજન પાણીમાં ઉંડો છે, તથા બે કોશ પાણીથકી ઉંચો છે, દશ યોજન ઝાઝેરો સર્વાગ પ્રરૂપ્યો છે. તે કમલનો વજ્રરત્નમય મૂલ છે, રિષ્ટ રત્નમય કંદ છે, વૈરૂલિ-રત્નમય નીલવરણા બાહિરના પાન છે, તપ્ત સુવર્ણમય કેસરા છે, નાના પ્રકારના મણિરત્નમય પાંખડી છે, સોનાની કર્ણિકા છે, તે બે કોશ લાંબી પહોળી છે. એક કોશ જાડપણે દોડો તેપર બહુ રમણિક છે, તેના અત્યંત મધ્યભાગે શ્રીદેવીનું ઘર છે, તે એક કોશ લાંબો, અર્ધકોશ પહોળો, દેશે ઉણો એક કોશ ઉંચો, ને અનેક થંભા છે. સોનેકરી ઘડાર્યો મઠાર્યો તે જોવા લાયક છે. તે ભવનને ત્રણ બારણા છે, તે પૂર્વે, દક્ષિણે ને ઉત્તરે. તે બારણા પાંચસેં ધનુષ ઉંચા છે, અઢીસેં ધનુષ પહોળા છે, તે ભવનમાં એક મણિપીઠિકા છે, તે પાંચસેં ધનુષ લાંબી પહોળી ને અઢીસેં ધનુષ ઉંચી છે. તે મણીપીઠિકા ઉપર એક દેવશય્યા રહેવાને પલંગ છે. તથા મહાપદ્મ ને મહાપુંડરીક, એ બે દ્રહ તે એક એક બેહજાર યોજન લાંબો, એકહજાર યોજન પહોળો ને દશ યોજન ઉંડો છે. મહાપદ્મદ્રહમાં હ્રીદેવી અને મહાપુંડરીકદ્રહમાં બુદ્ધિદેવી રહે છે, એહના કમલ શ્રીદેવીની પેઠે છે, પણ કમલનું માન બમણું જાણવું. કમલ બે યોજન લાંબો પહોળો ને એક યોજન જાડો છે. તિગિચ્છદ્રહમાં ધૃતિદેવી રહે છે, કેસરીદ્રહમાં

કીર્ત્તિદેવી રહે છે, એ બે દ્રહ ચાર ચાર હજાર યોજન લાંબા, બે બે હજાર યોજન પહોળા, ને દશ યોજન ઉંડા છે, એનો મોટો કમલ એકેકો ચાર ચાર યોજન લાંબો પહોળો છે, ને બે યોજન જાડો કમલ શ્રીદેવીપેઠે જાણવો. એમ સોલે દ્રહના એક કોડી વીશલાખ પચાશહજાર એકસો વીશ ને સોલે ગુણતાં શાશ્વતાં કમલ ઓગણીશકોડી બસેં એંશીલાખ ઓગણીશસો ને વીશ કમલ થયા. અને પાંચ દ્રહ દેવકુરૂમાં ને પાંચ દ્રહ ઉત્તરકુરૂમાં, એ દશ દ્રહ ધરતી ઉપર છે, તેના નામે નામ દેવતા એક પલ્યોપમના આઉખાવાળા તેમાં છે. ને ચૂલહેમવંત ઉપર પદ્મદ્રહ છે, તિહાં શ્રીદેવીનો વાસ છે. મહાહિમવંતપર્વત ઉપર મહાપદ્મદ્રહ છે, તિહાં હ્રીદેવીનો વાસ છે. તિગિચ્છદ્રહ નિષધપર્વતપર છે, તિહાં ધૃતિદેવીનો વાસ છે. કેસરીદ્રહ નીલવંતપર્વતપર છે, તિહાં કીર્તિદેવીનો વાસ છે. રૂપીપર્વત ઉપર મહાપુંડરીકદ્રહ છે, તિહાં બુદ્ધિદેવીનો વાસ છે. શિખરીપર્વતપર પુંડરીકદ્રહ છે, તિહાં લક્ષ્મીદેવીનો વાસ છે. એ સોલ દેવીઓ ભવનપતિની જાતની છે, તેનું આયુ એક પલ્યોપમનું છે. એ નવમું દ્રહદ્વાર કહ્યું.

સાલિલાઓ એટલે જંબૂદ્વીપમાં ચૌદલાખ છપ્પનહજાર ને નેવું નદી છે. તેમાં પદ્મદ્રહને પૂર્વદિશે તોરણે ગંગા નીકલી છે, તે પાંચસેં યોજન પૂર્વસામી ગઈ ને જિહાં ગંગાવર્ત્તનકૂટ છે, ત્યાં આફલીને દક્ષિણદિશેં ચાલી, તે પાંચસો ત્રેવીશ યોજન ત્રણ કલા દક્ષિણદિશેં પર્વત ઉપર ગઈ. તિહાં મોટા ઘડાના મુખમાંથી પાણી જાય, તેમ મોતીના હાર સરખા મહામચ્છના આકારે સો યોજન કાંઇક અધિક પાણી પડે છે. એક પરનાલિ જીભિકા છે, તે અર્ધ યોજન લાંબી મગરમચ્છના મુખવિકાસ સમાન છે, ને

વજ્રમય છે, આછો તેજવંત છે, તેમાંથી પાણી પડે છે. તિહાં ગંગા પ્રપાત નામે એક મોટો કુંડ છે, તે સાઠ યોજન લાંબો પહોળો છે, દશ યોજન ઉંડો છે, તેની રૂપામય ઉપકંઠે પાળ છે, વજ્રમય પાષાણુતલેં છે, સુખેં માંહે ઉતરીએ. તે નાના મણિરત્ને કરી બાંધ્યો છે. કાંઠે વજ્રમય તલો સુવર્ણનું મધ્યભાગે રૂપાની વેલું છે. ગંભીર શીતલ જલ ઢાંકયા પાતડા કમલે છાયો છે. ઘણા ઉત્પલ કમલ છે, કુમુદ નલિન પુંડરીકપત્ર સહસ્રપત્ર ઘણા કમલ છે. ગંગાકૂટને ત્રણ બારણા ત્રણ દિશે પાવડીયા છે, તે પૂર્વદિશે, દક્ષિણદિશે ને પશ્ચિમદિશે, પાવડીયાનો વર્ણવ તે જેમ પાષાણનો ઉપરનો ભાગ રિષ્ટરત્નમય છે, વેરૂલિરત્નમય થંભા છે, સોનારૂપાના પાટિયા છે, લોહિતાક્ષરત્નમય ખીલા છે, વજ્રમય સાંધી જડી છે, મણિના આલંબન પકડવાને પાવડીયાં આગલે પ્રત્યેક તોરણ છે, તે મણિ, સુવર્ણ મુક્તાફલહારે કરી શોભે છે. તે ગંગા પ્રપાતકુંડની વચ્ચે એક ગંગાધિપનામે દ્વીપ છે. તે આઠ યોજન લાંબો પહોળો, બે કોશ પાણીથી ઉંચો, સર્વ વજ્રરત્નમય છે. ગંગાધિપની ઉપર બહુ રમણીયતા છે. તે ઉપર ગંગાદેવીનું ભવન છે, તે એક કોશ લાંબો, અર્ધકોશ પહોળો તે દેશે ઉણો કોશ ઉંચો તથા અનેક થંભા છે, તેનો વર્ણવ શ્રીદેવીપેઠે જાણવો. ગંગાનું શાશ્વતું નામ છે. તે ગંગા પ્રપાતકુંડના દક્ષિણદિશિના બારણામાંથી ગંગા નીકલીને ઉત્તરાર્ધ ભરતમાં વહેતી થકી સાત હજાર નદી સાથે ખંડપ્રપાત ગુફાને વૈતાઢ્ય પર્વતની હેઠે ભેદીને દક્ષિણાર્ધ ભરતમાં વહેતી બીજી સાતહજાર નદી ભલીથકી સર્વ ચોદહજાર સહિત હેઠે જગતીને ભેદીને પૂર્વના લવણ સમુદ્રમાં પેઠી. એમ સિંધુનદી તે પશ્ચિમને ખૂણે જાણવી. સલિલાઓ એટલે

જંબૂદ્વીપમાં ચોદલાખ છપ્પનહજાર ને નેવું નદીઓ છે. તે ગંગા, સિંધુ, રત્તા, રત્તવઇ એ ચાર મૂલથી નીકલી તિહાં સવાછ યોજનની પહોળી, અર્ધગાઉ ઉંડી, અને છેડે સમુદ્રમાં ભલતાં સાડીબાસઠ યોજન પહોળી ને સવા યોજન ઉંડી છે. દરેકનો ચૌદહજાર નદીનો પરિવાર જાણવો. એ છપ્પન હજાર નદી થઇ. હવે રોહિતા ને રોહિતાસા એ બે નદી હેમવય ક્ષેત્રમાં છે, સોવનકુલા ને રૂપકુલા એ બે નદી એરણ્યવયક્ષેત્રમાં છે. એ ચાર નદી નીકલતાં સાડીબાર યોજન પહોળી, એક ગાઉ ઉંડી ને છેડે સમુદ્રમાં ભલતાં સવાસો યોજન પહોળી ને અઢી યોજન ઉંડી છે. દરેકનો પરિવાર અઠ્યાવીશ હજારનો છે. એમ ચારે મેલવતાં એક લાખ ને બાર હજાર નદી થાય. હવે હરિકંતા ને હરિસલિલા એ બે નદી હરિવાસ ક્ષેત્રમાં છે ને નરકંતા તથા નારીકંતા એ બે નદીઓ રમ્યકવાસ ક્ષેત્રમાં છે, એ ચાર મૂલે નિકલતાં દરેક પચવીશ યોજનની પહોળી ને બે ગાઉ ઉંડી છે. અને છેડે સમુદ્રમાં ભલતાં દરેક અઢીસેં યોજન પહોળી ને પાંચ યોજન ઉંડી છે, તે દરેકનો પરિવાર છપ્પન હજાર નદીઓનો જાણવો એ ચારે મેલવતાં બે લાખ ને ચોવીશ હજાર નદીઓ થાય. હવે સીતા ને સીતોદા એ બે નદી મહાવિદેહક્ષેત્રમાં છે તે મૂલે નીકલતાં દરેક પચાશ યોજન પહોળી ને ચાર ગાઉ ઉંડી છે, ને છેડે સમુદ્રમાં ભલતાં પાંચસેં યોજન પહોળી ને દશ યોજન ઉંડી છે. દરેકમાં પાંચ લાખ ને બત્રીશ હજાર નદીઓ ભલે છે, એટલે બે નદી મલીને દશલાખ ને ચોસઠ હજારનો પરિવાર થાય. મહાવિદેહક્ષેત્રના સોલ વિજયમાં ગંગા અને સિંધુ છે, તે બમણી કરતાં બત્રીશ થાય અને સોલ વિજયમાં રત્તા ને રત્તવઈ એ બે નદી છે, તે પણ બત્રીશ થઇ.

એમ મહાવિદેહમાં ચોસઠ નદી છે, તે બધી ભરતની ગંગા જેટલી પહોળી છે અને દરેકનો પરિવાર ચૌદહજાર નદીઓનો છે. એમ બધી મેલવતાં આઠ લાખ ને છન્નુ હજાર થાય. તથા દેવકુરૂની ચોરાશી હજાર અને ઉત્તરકુરૂની ચોરાશી હજાર મેળવતાં એક લાખ ને અડસઠ હજાર થાય. તથા આઠ લાખ ને છન્નુ હજાર સાથે મેળવતાં દશલાખ ને ચોસઠ હજાર સીતા ને સીતોદાનો પરિવાર જાણવો. એક એકમાં પાંચ લાખ ને બત્રીશ હજાર ગવેખીએ. ઉત્તરકુરૂની ચોરાશી હજાર ને પૂર્વ મહાવિદેહની સોળ વિજયની બત્રીસ નદીનો પરિવાર ચાર લાખ ને અડતાલીશ હજાર થાય. એમ સર્વ મળીને પાંચ લાખને બત્રીશ હજારને સીતા નદીમાં ભળી તથા દેવકુરૂની ચોરાશી હજાર નદીઓ અને પશ્ચિમ મહાવિદેહની સોલ વિજયની બત્રીશ નદીઓનો પરિવાર ચાર લાખ ને અડતાલીશ હજાર મળીને પાંચ લાખ ને બત્રીશ હજાર સીતોદા નદીમાં ભળી, એમ સીતા સીતોદા નદીનો પરિવાર દશ લાખ ને ચોસઠ હજાર અને શેષ બત્રીશ નદીનો પરિવાર ત્રણ લાખ ને બાણું હજાર એમ સર્વ મળીને ચોદ લાખ ને છપ્પન હજાર મોટી નદીઓ જાણવી. હવે બાર અંતરનદી મહાવિદેહમાં છે, તે આઠ વિજયનો એક ખાંડવો, તેમાં ત્રણ નદી, એમ પૂર્વ મહાવિદેહના ઉત્તર ખાંડવે ત્રણ, ને દક્ષિણ ખાંડવે ત્રણ એમ છે. તથા પશ્ચિમ મહાવિદેહના દક્ષિણ ખાંડવે ત્રણ ને ઉત્તર ખાંડવે ત્રણ, એમ બાર અંતરનદીઓ છે. તે દરેક સવાસો યોજનની પહોળી છે, ને અઢી યોજન ઉંડી છે, તથા સોલ હજાર પાંચસેં બાણું યોજન એ કલા લાંબી છે. તે બારનાં નામ કહે છે, પંકાવઇ, દીહાવઈ, વિગહાવઈ, તતજલા, વિતજલા, ઉત્તમજલા, ખીરોદા, સિંહસોય,

અંતોવાહિણી, ઉન્મીમાલિણી, ગંભીરમાલિણી, ફેણુમાલિણી, એ સર્વ મોટી નદીઓ ચોદ, ચોસઠ ને બાર મળીને નેવું થાય. એનો પરિવાર ચૌદ લાખ ને છપ્પન હજાર નદીઓ થાય. એ દશમું દ્વાર કહ્યું. એ દશ દ્વારે સંઘયણી વિચાર જાણવો.

સંઘયણી વિચાર સમાપ્ત.

---

# ॥ શ્રી ભક્તામર સ્તોત્રમ્ ॥

ભક્તામરપ્રણતમૌલિમણિપ્રભાણા,–મુદ્યોતકંદલિતપાપતમોવિતાનમ્ ॥ સમ્યક્ પ્રણમ્ય જિનપાદયુગં યુગાદા–વાલંબનં ભવજલે પતતાં જનાનામ્ ॥ ૧ ॥ યઃ સંસ્તુતઃ સકલવાઙ્મયતત્ત્વબોધા,–દુદ્ભૂતબુદ્ધિપટુભિઃ સુરલોકનાથૈઃ ॥ સ્તોત્રૈર્જગત્ત્રિતયચિત્તહરૈરુદારૈઃ, સ્તોષ્યે કિલાહમપિ તં પ્રથમં જિનેન્દ્રમ્ ॥ ૨ ॥ બુદ્ધયા વિનાઽપિ વિબુધાર્ચિતપાદપીઠ !, સ્તોતું સમુદ્યતમતિર્વિગતત્રપોઽહમ્ ॥ બાલં વિહાય જલસંસ્થિતમિંદુબિંબ,–મન્યઃ ક ઇચ્છતિ જનઃ સહસા ગ્રહીતુમ્ ॥ ૩ ॥ વક્તું ગુણાન્ ગુણસમુદ્ર! શશાંકકાંતાન્, કસ્તે ક્ષમઃ સુરગુરૂપ્રતિમોઽપિ બુદ્ધયા ॥ કલ્પાંતકાલપવનોદ્ધતનક્રચક્રં, કો વા તરિતુમલમંબુનિધિં ભુજાભ્યામ્ ॥ સોઽહં તથાપિ તવ ભક્તિવશાન્મુનીશ, કર્તું સ્તવં વિગતશક્તિરપિ પ્રવૃત્તઃ ॥ પ્રીત્યાત્મવીર્યમવિચાર્ય મૃગો મૃગેન્દ્રં, નાભ્યેતિ કિં નિજશિશોઃ પરિપાલનાર્થમ્ ॥ ૫ ॥ અલ્પશ્રુતં શ્રુતવતાં પરિહાસધામ, ત્વદ્ભક્તિ–

રેવ મુખરીકુરૂતે બલાન્મામ્ ॥ યત્કોકિલ: કિલ મધૌ મધુરં વિ-
રૌતિ, તચ્ચારૂચામ્રકલિકાનિકરૈકહેતુઃ ॥ ૬ ॥ ત્વત્સંસ્તવેન ભવ-
સંત તસન્નિબદ્ધં, પાપં ક્ષણાત્ક્ષયમુપૈતિ શરીરભાજામ્ ॥ આક્રાં-
તલોકમલિનીલમશેષમાશુ, સૂર્યાંશુભિન્નમિવ શાર્વરમંધકારમ્ ॥૭॥
મત્વેતિ નાથ તવ સંસ્તવનં મયેદમારભ્યતે તનુધિયાઽપિ તવ
પ્રભાવાત્ ॥ ચેતો હરિષ્યતિ સતાં નલિનીદલેષુ, મુક્તાફલદ્યુતિમુ-
પૈતિ નનૂદબિંદુઃ ॥ ૮ ॥ આસ્તાં તવ સ્તવનમસ્તસમસ્તદોષં,
ત્વત્સંકથાપિ જગતાં દુરિતાનિ હન્તિ ॥ દૂરે સહસ્રકિરણઃ કુરૂતે
પ્રભૈવ, પદ્માકરેષુ જલજાનિ વિકાસભાંજિ ॥ ૯ ॥ નાત્યદ્ભુતં
ભુવનભૂષણ ! ભૂતનાથ ! ભૂતૈર્ગુણૈર્ભુવિ ભવંતમભિષ્ટુવન્તઃ ॥ તુલ્યા
ભવન્તિ ભવતો નનુ તેન કિંવા ॥ ભૂત્યાશ્રિતં ય ઇહ નાત્મસમં
કરોતિ ॥ ૧૦ ॥ દૃષ્ટ્વા ભવન્તમનિમેષવિલોકનીયં, નાન્યત્ર તોષ-
મુપયાતિ જનસ્ય ચક્ષુઃ ॥ પીત્વા પયઃ શશિકરદ્યુતિદુગ્ધસિંધોઃ,
ક્ષારં જલં જલનિધેરશિતું ક ઇચ્છેત્ ॥ ૧૧ ॥ યૈઃશાંતરાગરૂચિભિઃ
પરમાણુભિસ્ત્વં, નિર્માપિતસ્ત્રિભુવનૈકલલામભૂત ! ॥ તાવંત એવ
ખલુ તેપ્યણવઃ પૃથિવ્યાં, યત્તે સમાનમપરં નહિ રૂપમસ્તિ ॥૧૨॥
વક્ત્રં કવ તે સુરનરોરગનેત્રહારિ, નિઃશેષનિર્જિતજગત્ત્રિતયોપમા-
નમ્ ॥ બિંબં કલંકમલિનં ક્વ નિશાકરસ્ય, યદ્વાસરે ભવતિ
પાંડુપલાશકલ્પમ્ ॥ ૧૩ ॥ સંપૂર્ણમંડલશશાંકકલાકલાપ,-શુભ્રા
ગુણાસ્ત્રિભુવનં તવ લંઘયન્તિ ॥ યે સંશ્રિતાસ્ત્રિજગદીશ્વર નાથમેકં,
કસ્તાન્નિવારયતિ સંચરતો યથેષ્ટમ્ ॥ ૧૪ ॥ ચિત્રં કિમત્ર યદિ
તે ત્રિદશાંગનાભિ,—ર્નીતં મનાગપિ મનો ન વિકારમાર્ગમ્ ॥
કલ્પાંતાકાલમરૂતા ચલિતાચલેન, કિં મંદરાદ્રિશિખરં ચલિતં
કદાચિત્ ॥ ૧૫ ॥ નિર્ધૂમવર્ત્તિરપવર્જિતતૈલપૂરઃ, કૃત્સ્નં જગત્-

ત્રયમિદં પ્રકટીકરોષિ ॥ ગમ્યો ન જાતુ મરૂતા ચાલિતાચલાનાં, દીપોઽપરસ્ત્વમસિ નાથ જગત્પ્રકાશઃ ॥ ૧૬ ॥ નાસ્તં કદાચિદુ-પયાસિ ન રાહુગમ્યઃ સ્પષ્ટીકરોષિ સહસા યુગપજ્જગંતિ ॥ નાંભો ધરોદરનિરૂદ્ધમહાપ્રભાવઃ, સૂર્યાતિશાયિમહિમાસિ મુનીંદ્ર લોકે ॥ ૧૭ ॥ નિત્યોદયં દલિતમોહમહાંધકારં, ગમ્યં ન રાહુવદનસ્ય ન વારિદાનામ્ ॥ વિભ્રાજતે તવ મુખાબ્જમનલ્પકાંતિ, વિદ્યોતય જ્જગદપૂર્વશશાંકબિંબમ્ ॥ ૧૮ ॥ કિં શર્વરીષુ શશિનાહ્નિ વિવ-સ્વતા વા, યુષ્મન્મુખેંદુદલિતેષુ તમસ્સુ નાથ ॥ નિષ્પન્નશાલિ-વનશાલિનિ જીવલોકે, કાર્યં કિયજ્જલધરૈર્જલભારનમ્રૈઃ ॥ ૧૯ ॥ જ્ઞાનં યથા ત્વયિ વિભાતિ કૃતાવકાશં, નૈવં તથા હરિહરાદિષુ નાયકેષુ ॥ તેજઃ સ્ફુરન્મણિષુ યાતિ યથા મહત્ત્વં, નૈવં તુ કાચ-શકલે કિરણાકુલેઽપિ ॥ ૨૦ ॥ મન્યે વરં હરિહરાદય એવ દૃષ્ટા, દૃષ્ટેષુ યેષુ હૃદયં ત્વયિ તોષમેતિ ॥ કિં વીક્ષિતેન ભવતા ભુવિ યેન નાન્યઃ, કશ્ચિન્મનો હરતિ નાથ ભવાંતરેઽપિ ॥ ૨૧ ॥ સ્ત્રીણાં શતાનિ શતશો જનયન્તિ પુત્રાન્, નાન્યા સુતં ત્વદુપમં જનની પ્રસૂતા ॥ સર્વા દિશો દધતિ ભાનિ સહસ્રરશ્મિં, પ્રાચ્યેવ દિગ્જ નયતિ સ્ફુરદંશુજાલમ્ ॥ ૨૨ ॥ ત્વામામનન્તિ મુનયઃ પરમં પુમાંસ,–માદિત્યવર્ણમમલં તમસઃ પુરસ્તાત્ ॥ ત્વામેવ સમ્યગુ-પલભ્ય જયંતિ મૃત્યું, નાન્યઃ શિવઃ શિવપદસ્ય મુનીંદ્ર પંથાઃ ॥ ૨૩ ॥ ત્વામવ્યયં વિભુમચિંત્યમસંખ્યમાદ્યં, બ્રહ્માણમીશ્વરમ-નંતમનંગકેતુમ્ ॥ યોગીશ્વરં વિદિતયોગમનેકમેકં, જ્ઞાનસ્વરૂપમ-મલં પ્રવદંતિ સંતઃ ॥ ૨૪ ॥ બુદ્ધસ્ત્વમેવ વિબુધાર્ચિતબુદ્ધિબો-ધાત્, ત્વં શંકરોઽસિ ભુવનત્રયશંકરત્વાત્ ॥ ધાતાસિ ધીર શિવ માર્ગ વિધેર્વિધાનાત્, વ્યક્તં ત્વમેવ ભગવન્ પુરૂષોત્તમોઽસિ ॥૨૫॥

તુભ્યં નમસ્ત્રિભુવનાર્ત્તિહરાય નાથ,તુભ્યં નમઃ ક્ષિતિ તલામલભૂષણાય, તુભ્યં નમસ્ત્રિજગતઃ પરમેશ્વરાય,તુભ્યં નમો જિન ભવોદધિશોષણાય ॥૨૬॥ કો વિસ્મયોऽત્ર યદિ નામ ગુણૈરશેષૈ,–સ્ત્વં સંશ્રિતો નિરવકાશતયા મુનીશ ॥ દોષૈરૂપાત્તવિવિધાશ્રયજાતગર્વૈ:, સ્વપ્નાંતરેऽપિ ન કદાચિદપીક્ષિતોऽસિ ॥૨૭॥ ઉચ્ચૈરશોકતરુસંશ્રિતમુન્મયૂખ,–માભાતિ રૂપમમલં ભવતો નિતાંતમ્ ॥ સ્પષ્ટોલ્લસત્કિરણમસ્તતમોવિતાનં, બિંબં રવેરિવ પયોધરપાર્શ્વવર્ત્તિ ॥ ૨૮ ॥ સિંહાસને મણિમયૂખશિખાવિચિત્રે, વિભ્રાજતે તવ વપુઃ કનકાવદાતમ્ ॥ બિંબં વિયદ્વિલસદંશુલતાવિતાનં, તુંગોદયાદ્રિશિરસીવ સહસ્રરશ્મેઃ ॥ ૨૯ ॥ કુંદાવદાતચલચામરચારૂશોભં, વિભ્રાજતે તવ વપુ:કલધૌતકાંતમ્ ॥ ઉદ્યચ્છશાંકશુચિનિર્ઝરવારિધાર–મુચ્ચૈસ્તટં સુરગિરેરિવ શાતકૌંભમ્ ॥ ૩૦ ॥ છત્રત્રયં તવ વિભાતિ શશાંકકાંત,–મુચ્ચૈઃ સ્થિતં સ્થગિતભાનુકરપ્રતાપમ્ ॥ મુક્તાફલપ્રકરજાલવિવૃદ્ધશોભં, પ્રખ્યાપયત્ત્રિજગતઃ પરમેશ્વરત્વમ્ ॥ ૩૧ ॥ ઉન્નિદ્રહેમનવપંકજપુંજકાંતિ,–પર્યુલ્લસન્નખમયૂખશિખાભિરામૌ॥ પાદૌ પદાનિ તવ યત્ર જિનેંદ્ર ધત્તઃ, પદ્માનિ તત્ર વિબુધાઃ પરિકલ્પયંતિ ॥૩૨॥ ઈત્થં યથા તવ વિભૂતિરભૂજ્જિનેંદ્ર, ધર્મોપદેશનવિધૌ ન તથા પરસ્ય ॥ યાદૃક્ પ્રભા દિનકૃતઃ પ્રહતાંધકારા, તાદૃક્ કુતો ગ્રહગણસ્ય વિકાશિનોऽપિ ॥ ૩૩ ॥ શ્ચ્યોતન્મદાવિલોલકપોલમૂલ–મત્તભ્રમદ્ભ્રમરનાદવિવૃદ્ધકોપમ્ ॥ ॥ ઐરાવતાભમિભમુદ્ધતમાપતન્તં, દૃષ્ટ્વા ભયં ભવતિ નો ભવદાશ્રિતાનામ્ ॥ ૩૪ ॥ ભિન્નેભકુંભગલદુજ્જ્વલશોણિતાક્ત,–મુક્તાફલપ્રકરભૂષિતભૂમિભાગઃ ॥ બદ્ધક્રમઃ ક્રમગતં હરિણાધિપોऽપિ, નાક્રામતિ ક્રમયુગાચલસંશ્રિતં તે ॥૩૫॥ કલ્પાંતકાલપવનોદ્ધતવહ્નિકલ્પં, દાવાનલં જ્વલિતમુજ્જ્વલમુત્કુલિં

ગમ્ ॥ વિશ્વં જિઘત્સુમિવ સંમુખમાપતંતં ત્વન્નામકીર્તનજલં શમ યત્યશેષમ્ ॥ ૩૬ ॥ રકતેક્ષણં સમદકોકિલકંઠનીલં, ક્રોધોદ્ધતં ફણિનમુત્ફણમાપતંતં આક્રામતિ ક્રમયુગેન નિરસ્તશંક,–સ્ત્વન્નામ-નાગદમની હૃદિ યસ્ય પુંસઃ ॥ ૩૭ ॥ વલ્ગત્તુરંગગજગર્જિતભીમ નાદ–માજૌ બલં બલવતામપિ ભૂપતીનામ્ ॥ ઉદ્યદ્દિવાકરમયૂખ શિખાપવિદ્ધં, ત્વત્કીર્તનાત્તમ ઈવાશુ ભિદામુપૈતિ ॥ ૩૮ ॥ કુંતા ગ્રભિન્નગજશોણિતવારિવાહ, વેગાવતારતરણાતુરયોધભીમે ॥ યુદ્ધેજ-યં વિજીતદુર્જયજેયપક્ષા, સ્ત્વત્પાદરપંકજવનાશ્રયિણો લભંતે ॥ ૩૯ ॥ અંભોનિધૌ ક્ષુભિતભીષણનક્રચક્ર,–પાઠીન પીઠભયદોલ્બ ણવાડવાગ્નૌ ॥ રંગત્તરંગશિખરસ્થિતયાનપાત્રા–સ્ત્રાસ વિહાય ભવતઃ સ્મરણાદ્ વ્રજંતિ ॥ ૪૦ ॥ ઉદ્ભૂતભીષણજલોદરભારભુગ્નાઃ, શોચ્યાં દશામુપગતા[શ્]ચ્યુજીવિતાશાઃ ॥ ત્વત્પાદપંકજરજોમૃતદિગ્ધદેહા, મર્ત્યા ભવંતિ મકરધ્વજતુલ્યરૂપાઃ ॥ ૪૧ ॥ આપાદકંઠમુરૂશૃંખ લવેષ્ટિતાંગા, ગાઢં બૃહન્નિગડકોટિનિઘૃષ્ટજંઘાઃ॥ ત્વન્નામમંત્રમનિ-શં મનુજાઃ સ્મરંતઃ સદ્યઃ સ્વયં વિગતબંધભયા ભવંતિ ॥ ૪૨ ॥ મત્તદ્વિપેંદ્રમૃગરાજદવાનલાહિ, સંગ્રામવારિધિમહોદરબંધનોત્થમ્ ॥ તસ્યાશુ નાશમુપયાતિ ભયં ભિયેવ, યસ્તાવકં સ્તવમિમં મતિમા-નધીતે ॥ ૪૩ ॥ સ્તોત્રસ્રજં તવ જિનેંદ્ર ગુણૈર્નિબદ્ધાં, ભકત્યા મયા રૂચિરવર્ણવિચિત્રપુષ્પામ્ ધત્તે જનો ય ઈહ કંઠગતામજસ્રં, તં માનતુંગમવશા સમુપૈતિ લક્ષ્મીઃ ॥ ॥



# ॥ શ્રી કલ્યાણમંદિર સ્તોત્રં ॥

## ॥ વસંતતિલકાવૃત્તમ્ ॥

કલ્યાણમંદિરમુદારમવદ્યભેદિ, ભીતાભયપ્રદમનિંદિતમંઘ્રિ પદ્મમ્ ॥ સંસારસાગરનિમજ્જદશેષજંતુ,-પોતાયમાનમભિનમ્ય જિનેશ્વરસ્ય ॥૧॥ યસ્ય સ્વયં સુરગુરુર્ગરિમાંબુરાશેઃ, સ્તોત્રં સુવિસ્તૃતમતિર્ન વિભુર્વિધાતુમ્ ॥ તીર્થેશ્વરસ્ય કમઠસ્મયધૂમકેતો,-સ્તસ્યાહમેષ કિલ સંસ્તવનં કરિષ્યે ॥ ૨ ॥ યુગ્મમ્ ॥ સામાન્યતોઽપિ તવ વર્ણયિતું સ્વરૂપ,-મસ્માદૃશાઃ કથમધીશ ભવંત્યધીશાઃ ॥ ધૃષ્ટોપિ કૌશિકશિશુર્યદિ વા દિવાંધો, રૂપં પ્રરૂપયતિ કિં કિલ ઘર્મરશ્મેઃ ॥ ૩ ॥ મોહક્ષયાદનુભવન્નપિ નાથ મર્ત્યો, નૂનં ગુણાન્ ગણયિતું ન તવ ક્ષમેત ॥ કલ્પાંતવાંતપયસઃ પ્રકટોઽપિ યસ્માન્, મીયેત કેન જલધેર્નનુ રત્નરાશિઃ ॥ ૪ ॥ અભ્યુદ્યતોઽસ્મિ તવ નાથ જડાશયોઽપિ, કર્તું સ્તવં લસદસંખ્યગુણાકરસ્ય ॥ બાલોઽપિ કિં ન નિજબાહુયુગં વિતત્ય, વિસ્તીર્ણતાં કથયતિ સ્વધિયાંબુરાશેઃ ॥ ૫ ॥ યે યોગિનામપિ ન યાંતિ ગુણાસ્તવેશ, વક્તું કથં ભવતિ તેષુ મમાવકાશઃ ॥ જાતા તદેવમસમીક્ષિતકારિતેયં, જલ્પંતિ વા નિજગિરા નનુ પક્ષિણોઽપિ ॥ ૬ ॥ આસ્તામચિંત્યમહિમા જિન સંસ્તવસ્તે નામાપિ પાતિ ભવતો ભવતો જગંતિ, તીવ્રાતપોપહત પાંથજનાન્નિદાઘે, પ્રીણાતિ પદ્મસરસઃસરસોઽનિલોઽપિ ॥ ૭ ॥ હૃદ્વર્તિનિ ત્વયિ વિભો શિથિલીભવંતિ, જંતોઃ ક્ષણેન નિબિડા અપિ કર્મબંધાઃ ॥ સદ્યો ભુજંગમમયા ઇવ મધ્યભાગ-મભ્યાગતે વનશિખંડિનિ ચંદનસ્ય ॥ ૮ ॥ મુચ્યંત એવ મનુજાઃ સહસા જિનેંદ્ર,

રૌદ્રૈરુપદ્રવશતૈસ્ત્વયિ વીક્ષિતેપિ ॥ ગોસ્વામિનિ સ્ફુરિતતંજસિ દૃષ્ટમાત્રે, ચૌરૈરિવાશુ પશવઃ પ્રપલાયમાનૈઃ ॥ ૯ ॥ ત્વં તારકો જિન કથં ભવિનાં ત એવ, ત્વામુદ્વહંતિ હૃદયેન યદુત્તરંતઃ ॥ યદ્વા દૃતિસ્તરતિ યજ્જલમેષ નૂનં,–મંતર્ગતસ્ય મરુતઃ સકલાનુભાવઃ ॥ ૧૦ ॥ યસ્મિન્ હરપ્રભૃતયોઽપિ હતપ્રભાવાઃ, સોઽપિ ત્વયા રતિપતિઃ ક્ષપિતઃ ક્ષણેન ॥ વિધ્યાપિતા હુતભુજઃ પયસાથ યેન, પીતં ન કિં તદપિ દુર્દ્ધરવાડવેન ॥ ૧૧ ॥ સ્વામિન્નનલ્પગરિમાણમપિ પ્રપન્ના,–સ્ત્વાં જંતવઃ કથમહો હૃદયે દધાનાઃ ॥ જન્મોદધિં લઘુ તરંત્યતિલાઘવેન, ચિંત્યો ન હંત મહતાં યદિ વા પ્રભાવઃ ॥ ૧૨ ॥ ક્રોધસ્ત્વયા યદિ વિભો પ્રથમં નિરસ્તો ધ્વસ્તાસ્તદા બત કથં કિલ કર્મચૌરાઃ ॥ પ્લોષત્યમુત્ર યદિ વા શિશિરાપિ લોકે, નીલદ્રુમાણિ વિપિનાનિ ન કિં હિમાનિ ॥ ૧૩ ॥ ત્વાં યોગિનો જિન સદા પરમાત્મરૂપ,–મન્વેષયંતિ હૃદયાંબુજકોશદેશે ॥ પૂતસ્ય નિર્મલરૂચેર્યદિ વા કિમન્ય,–દક્ષસ્ય સંભવિપદં નનુ કર્ણિકાયાઃ ॥ ૧૪ ॥ ધ્યાનાજ્જિનેશ ભવતો ભવિનઃ ક્ષણેન, દેહં વિહાય પરમાત્મદશાં વ્રજંતિ ॥ તીવ્રાનલાદુપલભાવમપાસ્ય લોકે, ચામીકરત્વમચિરાદિવ ધાતુભેદાઃ ॥ ૧૫ ॥ અંતઃ સદૈવ જિન યસ્ય વિભાવ્યસે ત્વં, ભવ્યૈઃ કથં તદપિ નાશયસે શરીરમ્ ॥ ॥ એતત્સ્વરૂપમથ મધ્યવિવર્ત્તિનો હિ, યદ્વિગ્રહં પ્રશમયંતિ મહાનુભાવાઃ ॥ ૧૬ ॥ આત્મા મનીષિભિરયં ત્વદભેદબુદ્ધયા. ધ્યાતો જિનેંદ્ર, ભવતીહ ભવત્પ્રભાવઃ ॥ પાનીયમપ્યમૃતમિત્યનુચિંત્યમાનં, કિં નામ નો વિષવિકાર–મપાકરોતિ ॥ ૧૭ ॥ ત્વામેવ વીતતમસં પરવાદિનોઽપિ નૂનં વિભો હરિહરાદિધિયા પ્રપન્નાઃ કિં કાચકામલિભિરીશ સિતોઽપિ શંખો, નો ગૃહ્યતે વિવિધવર્ણવિપર્યયેણ ॥ ૧૮ ॥

ધર્મોપદેશસમયે સવિધાનુભાવા,-દાસ્તાં જનો ભવતિ તે તરુરપ્યશોકઃ ॥ અભ્યુદ્ગતે દિનપતૌ સમહીરૂહોઽપિ, કિંવા વિબોધમુપયાતિ ન જીવલોકઃ ॥ ૧૯ ॥ ચિત્રં વિભો કથમવાઙ્મુખવૃંતમેવ, વિષ્વક્ પતત્યવિરલા સુરપુષ્પવૃષ્ટિઃ ॥ ત્વદ્ગોચરે સુમનસાં યદિ વા મુનીશ, ગચ્છંતિ નૂનમધ-એવ હિ બંધનાનિ ॥ ૨૦ ॥ સ્થાને ગભીરહૃદયોદધિસંભવાયાઃ પીયૂષતાં તવ ગિરઃ સમુદીરયંતિ ॥ પીત્વા યતઃ પરમસંમદસંગભાજો, ભવ્યા વ્રજંતિ તરસાપ્યજરામરત્વમ્ ॥ ૨૧ ॥ સ્વામિન્ સુદૂરમવનમ્ય સમુત્પતંતો, મન્યે વદંતિ શુચયઃ સુરચામરૌઘાઃ યસ્મૈ નતિં વિદધતે મુનિપુંગવાય તે નૂનમૂર્ધ્વગતયઃ ખલુ શુદ્ધભાવાઃ ॥ ૨૨ ॥ શ્યામં ગભીર ગિરમુજ્જ્વલહેમરત્ન;-સિંહાસનસ્થમિહભવ્યશિખંડિનસ્ત્વામ્ ॥ આલોકયંતિ રભસેન નદંતમુચ્ચૈ,-શ્ચામીકરાદ્રિ શિરસીવ નવાંબુવાહમ્ ॥ ૨૩ ॥ ઉદ્ગચ્છતા તવશિતિદ્યુતિમંડલેન, લુપ્તચ્છદચ્છવિરશોકતરુર્બભૂવ ॥ સાન્નિધ્યતોઽપિ યદિ વા તવ વીતરાગ, નીરાગતાં વ્રજતિ કો ન સચેતનોઽપિ ॥ ૨૪ ॥ ભોઃ ભોઃ પ્રમાદમવધૂય ભજધ્વમેન,-માગત્ય નિર્વૃત્તિપુરિં પ્રતિ સાર્થવાહમ્ ॥ એતન્નિવેદયતિ દેવ જગત્ત્રયાય, મન્યે નદન્નાભિનભઃ સુરદુંદુભિસ્ત ॥ ૨૫ ॥ ઉદ્યોતતેષુ ભવતા ભુવનેષુ નાથ, તારાન્વિતો વિધુરયં વિહતાધિકારઃ મુક્તાકલાપકલિતોચ્છ્વસિતાતપત્ર,-વ્યાજાત્ત્રિધા ધૃતતનુર્ધ્રુવમભ્યુપેતઃ ॥ ૨૬ ॥ સ્વેન પ્રપૂરિતજગત્ત્રયપિંડિતેન, કાંતિપ્રતાપયશસામિવ સંચયેન ॥ માણિક્યહેમરજતપ્રવિનિર્મિતેન, સાલત્રયેણ ભગવન્નભિતોવિભાસિ ॥ ૨૭ ॥ દિવ્યસ્રજો જિન નમત્ત્રિદશાધિપાના,-મૃત્સૃજ્ય રત્નરચિતાનપિ મૌલિબંધાન્ ॥ પાદૌ શ્રયંતિ ભવતો યદિ વા પરત્ર, ત્વત્સંગમે સુમનસો ન રમંત એવ ॥ ૨૮ ॥ ત્વં નાથ જન્મજલધેર્વિપરાઙ્મુખોઽપિ, યત્તારયસ્યસુમતો નિજપૃષ્ઠલગ્નાન્ ॥

યુક્તં હિ પાર્થિવનિપસ્ય સતસ્તવૈવ, ચિત્રં વિભો યદસિ કર્મવિપાક શૂન્યઃ ॥ ૨૯ ॥ વિશ્વેશ્વરોઽપિ જનપાલક દુર્ગતસ્ત્વં, કિંવાક્ષર-પ્રકૃતિરપ્યલિપિસ્ત્વમીશ ॥ અજ્ઞાનવત્યપિ સદૈવ કથંચિદેવ, જ્ઞાનં ત્વયિ સ્ફુરતિ વિશ્વવિકાશહેતુઃ ॥ ૩૦ ॥ પ્રાગ્ભારસંભૃતનભાંસિ રજાંસિ રોષા,દુત્થાપિતાનિ કમઠેન શઠેન યાનિ ॥ છાયાપિ તૈસ્તવ ન નાથ હતા હતાશો, ગ્રસ્તસ્ત્વમીભિરયમેવ પરં દુરાત્મા ॥ ૩૧ ॥ યદ્ગર્જદૂર્જિતઘનૌઘમદભ્રભીમં, ભ્રશ્યત્તડિન્મુસલમાંસલઘોરધારમ્ ॥ દૈત્યેન મુક્તમથ દુસ્તરવારિદધ્રે, તેનૈવ તસ્ય જિન દુસ્તર-વારિકૃત્યમ્ ॥ ॥ ૩૨ ॥ ધ્વસ્તોર્ધ્વકેશવિકૃતાકૃતિમર્ત્યમુંડ–પ્રાલંબભૃદ્ભયદવક્ત્રવિનિર્યદગ્નિઃ ॥ પ્રેતવ્રજઃ પ્રતિભવંતમપીરિતો યઃ, સોઽસ્યાભવત્પ્રતિભવં ભવદુઃખહેતુઃ ॥ ૩૩ ॥ ધન્યાસ્ત એવ ભુવનાધિપ ! યે ત્રિસંધ્ય–મારાધયંતિ વિધિવદ્વિધુતાન્યકૃત્યાઃ ॥ ભક્ત્યોલ્લસત્પુલક પક્ષ્મલદેહદેશાઃ, પાદદ્વયં તવ વિભો ભુવિ જન્મ-ભાજઃ ॥ ૩૪ ॥ અસ્મિન્નપારભવવારિનિધૌ મુનીશ, મન્યે ન મે શ્રવણગોચરતાં ગતોઽસિ ॥ આકર્ણિતે તુ તવ ગોત્રપવિત્રમંત્રે, કિંવા વિપદ્વિષધરી સવિધં સમેતિ ॥ ૩૫ ॥ જન્માંતરેઽપિ તવ પાદયુગં ન દેવ, મન્યે મયા મહિતમીહિતદાનદક્ષમ્ ॥ તેનેહ જન્મનિ મુનીશ પરાભવાનાં, જાતો નિકેતનમહં મથિતાશયાનામ્ ॥ ૩૬ ॥ નૂનં ન મોહતિમિરાવૃતલોચનેન; પૂર્વં વિભો સકૃદપિ પ્રવિલોકિતોઽસિ ॥ મર્માવિધો વિધુરયંતિ હિ મામનર્થાઃ, પ્રોદ્યત્પ્રબંધગતયઃ કથમન્યથૈતે ॥ ૩૭ ॥ આકર્ણિતોઽપિ મહિતોઽપિ નિરીક્ષિતોઽપિ, નૂનં ન ચેતસિ મયા વિધૃતોઽસિ ભક્ત્યા ॥ જાતોઽસ્મિ તેન જનબાંધવ; દુઃખપાત્રં, યસ્માત્ ક્રિયા પ્રતિફલન્તિ ન ભાવશૂન્યાઃ ॥ ૩૮ ॥ ત્વંનાથ દુઃખિજનવત્સલ હે શરણ્ય, કારૂણ્ય પુણ્યવસતે વશિનાં વરેણ્ય ॥ ભક્ત્યા નતે મયિ મહેશ દયાં

વિધાય, દુ:ખાંકુરોદ્દલનતત્પરતાં વિધેહિ ॥૩૯॥ નિ:સંખ્યસારશરણું શરણું શરણ્ય-માસાદ્ય સાદિતરિપુપ્રથિતાવદાતમ્ ॥ ત્વત્પાદપંકજ-મપિ પ્રણિધાનવંધ્યો, વધ્યોઽસ્મિ ચેદ્ ભુવનપાવન હા હતોઽસ્મિ ॥ ૪૦ ॥ દેવેંદ્રવંદ્ય વિદિતાખિલવસ્તુસાર, સંસારતારક વિભો ! ભૂવનાધિનાથ ! ॥ ત્રાયસ્વ દેવ કરૂણાહ્રદમાં પુનીહિ, સીદંતમદ્ય-ભયદવ્યસનાંબુરાશે: ॥ ૪૧ ॥ યદ્યસ્તિનાથ ભવદંઘ્રિસરોરૂહાણાં, ભક્તેઃ ફલં કિમપિ સંતતિસંચિતાયા: ॥ તન્મે ત્વદેકશરણસ્ય શરણ્યભૂયા:, સ્વામી ત્વમેવ ભુવનેઽત્ર ભવાંતરેઽપિ ॥૪૨॥ ઈત્થં સમાહિતધિયો વિધિવજ્જિનેંદ્ર સાંદ્રોલ્લસત્પુલકકંચુકિતાંગભાગા: ॥ ત્વદ્બિંબનિર્મલમુખાંબુજબદ્ધલક્ષા, યે સંસ્તવં તવ વિભો ! રચ-યંતિ ભવ્યા: ॥ ૪૩ ॥ જનનયનકુમુદચંદ્ર !, પ્રભા સ્વરા: સ્વર્ગ સંપદો ભુક્ત્વા ॥ તે વિગલિતમલનિચયા, અચિરાન્મોક્ષં પ્રપ્ર-દ્યંતે ॥ યુગ્મમ્ ॥ ૪૪ ॥



# શ્રીભાવવિજયજી રચિત

## ધ્યાન સ્વરૂપ.

---

### ચોપાઈ.

સકળ જીણેશ્વર પાય વંદે વિ, સમરી માતા શારદ દેવી;
ધ્યાનતણો હું કહું વિચાર, શ્રીજીનવચનને અનુસાર. ૧
જીવ તણો જે થિર પરિણામ, કહીયે ધ્યાનજ તેહનું નામ;
તેહ તણા છે ચાર પ્રકાર, દોઈ અશુભ દોઈ શુભ મનિધાર. ૨
આર્તધ્યાનને રૌદ્રધ્યાન, ધર્મધ્યાન વળી શુકલ ધ્યાન;
દુરગતિ દાયક પહિલા દોય, સદ્‌ગતિ હેતુ અવર દો હોય. ૩
આર્ત્તધ્યાનનાં ચાર પ્રકાર, તેહમાં પહિલો એ વિચાર;
અપ્રિય વિષયતણો સંયોગ, મન ચિંતે ઈમ તાસ વિયોગ. ૪.
એ કુરૂપ કાં દિશે દૈવ વિરસ ભખે એ કુણ સદૈવ;
ફાસ કઠોર કવણ એ સમે, અશુભનાદ એ કુણને ગમે. ૫.
દુષ દુરગંધ કરે બહુ એહ, કદા એહનો હોશે છેહ;
એમ અપ્રિય યોગે ચિંતવે એહનો યોગ મ હોજો હવે. ૬.
એ પહિલો આરતિનો ભંગ, બીજે વંછે વિષય પ્રસંગ;
સુખકારી રૂપાદિક જેહ, તેહ ઉપર બહુ ધરે સનેહ. ૭
પરિજન ભોજન વરનારી, પ્રમુખ સાર ધ્યાયે સંસારી;
જે દેખે રૂપાદિક વંત, તેહની લાલચ કરે અનંત. ૮
તેહનું ધ્યાન ધરે નિસદિસ, તે મુજ કાં ન દીએ જગદીશ;
તે ન મીલે તો પાડે ચીસ, ઘણું નિસંસે ધૂણે શીસ. ૯
જે જે પામે મનોહર ભોગ, નિતુ ધ્યાયઈ તેહનો અવિયોગ;

અણુપામ્યાનો આણે ખેદ, એ બીજો આરતિનો ભેદ. ૧૦
ત્રીજે રોગાદિક આપદા આવે તવ ઈમ ચિંતે સદા;
એ દુઃખ દહઇ તેહ માહરૂં, કવણ ઉપાય કરી સંહરૂં. ૧૧
કાસ, શ્વાસ, જ્વર, શીષક, શૂલ, ક્ષય નયન પીડા પ્રતિકૂળ;
વાય પ્રમુખ સવી રોગ સમૂલ, જાઓ વાયુ લીનો જિમ તૂલ. ૧૨
ઔષધ વૈદ્ય અને સુરસુરી, મંત્રયંત્રની સેવા કરી;
યોગી જંગમ સેવી સંત, રોગાદિકનું આણું અંત. ૧૩
એણિપરે ત્રીજો આરત ધ્યાન, ચોથે ધ્યાયઇ પાપાનદાન;
ધર્મતણો જે હોય પ્રભાવ, તો મુઝ હોજો એહવા ભાવ. ૧૪
રાજ રૂધિ રમણી સંયોગ, વંછે સુરનર ખેચર ભોગ;
વાસુદેવ નરવઈ ચક્વઇ પદવી પામું ઈમ ચિંતવઇ. ૧૫
એહવા બહુ પરિ કરે નિયાંણુ, રયણુ તજી લે કાચ અજાંણુ;
ભોગાદિ કહે તે શ્રી ધર્મ્મ છંડે મંડે ઘણાં કુકર્મ. ૧૬
એહ ચ્યારિ આરિતીના ભેદ, એહનાં લક્ષણુ પણિ છે વેદ;
આણે શોક કરે આક્રંદ, રૂદન કરે વલિ વિલવે મંદ. ૧૭
એહ દુર ધ્યાન કરંતા દેહ, દુર્બલ હોઈ નહિ સંદેહ;
એણે ધ્યાને નાશે સંવેગ, મનમાં થાયે અતિ ઉદ્વેગ. ૧૮
એણે ધ્યાને વ્યાધે આરતી, જીવ ન પામે સુખ અધ રતી;
નાશે બુદ્ધિવંતની બુદ્ધિ એણે દુરધ્યાનેં ન હોઈ શુદ્ધિ. ૧૯
એણે દુરધ્યાને ઢલકે કુંભ, વિવિધ રોગનો હોઇ આરંભ;
ઈમ ઈહ લોકેં દોષ અનેક, એહથી થાએ સુણિ સુવિવેક. ૨૦
પરભવે એહથી તિરિયાગતી થઈ ગરોલિ જિમ સંજતિ;
સુંદર શેઠ અને મણિઆર, લહ્યા ગોહ ડેડક અવતાર. ૨૧
ઇહ પરભવ એહથી બહુ દોષ જાણી આણી મન સંતોષ;

સંપદ આપદ ઉપરિ ગુણિ, રાગ દોસ મન નાણે મુણિ. ૨૨
જેથી પૂરવ પુન્ય વિછોહ, તે સંપદ ઉપરિ શ્યો મોહ;
જેહથી પૂરવ પાપ વિચ્છેદ, તે આપદ આવે શ્યો ખેદ. ૨૩
દેખી જગ બહુ વસ્તુ ઉદાર, કા તું ચિંતા કરે અપાર;
ચિંતાએ વ્યાપે સંતાપ, ન હોઈ ચિંતિત હોઇ પાપ. ૨૪
તે માટે મન સત્ત્વ પ્રધાન, ધારિ વારિ આરિત ધ્યાન;
**ભાવ** કહે જિનવાણી મુદા, સેવો જિમ પામો સંપદા. ૨૫

ઇતિ આર્ત્તધ્યાન સ્વરૂપં. ૧

ઢાલ ૨ [ રાગ મલ્હાર એકવીશાની એ દેશી. ]

બીજાનારે ચાર પ્રકાર કહું હવે, તિહાં પહિલેરે જીવતણો વધ ચિંતવે;
અપરાધીરે નિરપરાધી જે જીવડા, તસ હણવારે કરે મનોરથ તેવડા.

ત્રૂતક.

એવડા વીર પિશાચ સાંધી મંત્ર યંત્રાદિક કરી,
વિષ શસ્ત્ર જાલે અગ્નિ પ્રજાલે પાસ જંજાલે ધરી.
સાંડસે ત્રોડી કૂતરાદિક જીવ જોડી દેહને,
હું હણું છેદન ભેદનાદિક કરી વેદન તેહને. ૧
વધ બંધન રે મારણ ડારણ બહુ પરે,
ઇમ ધ્યાયેરે તંદુલમચ્છ તણી પરે,
એ પહિલોરે હિંસા રૌદ્ર કહું હવે,
ભેદ બીજેરે મૃષા રૌદ્ર ઇમ ચિંતવે.

ત્રૂટક.

ચિંતવે ખોટા જેહ મોટા તે બિહું પરિભાષીએં,
કેલવી માયા બહુ ઊપાયા મર્મ પરના દાખીએં;

કીજીઈ ચાડી મમરૂ હાડી આલ પરને દીજીએં,
નિજ દોષ ઢાંકી કહીય વાંકૂં પ્રાણપરના લીજીએ. ૨
ભેદ ત્રીજેરે સબળ ક્રોધ લોભેં કરી,
મન ધ્યાઇં રે લેઉં પરધન અપહરી;
મેલૂં ધાડૂંરે પાડું મારગ અતિ ઘણાં,
ઘર ફાડુંરે તાડું અધિપતિ ધનતણાં.

ત્રૂટક.

ધનતણાં અધિપતિ બંદિ ઝાલૂં હણું તેહને બહુપરેં,
માયા ઉપાસી દેઉં ફાંશી, કૃપા શી તે ઉપરે;
ઈમ બહુ પ્રપંચે વિત્ત સંચૂ લોક વંચૂ અતિઘણાં.
ઈમ રૌદ્ર ત્રીજે કરે મૂરખ મનોરથ ચોરી તણા. ૩
ભેદ ચોથેરે પંચ વિષય કારણ તણી,
ધન ધરણી રે ઘરણીની રક્ષા ભણી;
ઈમ ધ્યાયે રે એ સવી યતને રાખશું.
જે હરસ્યે રે તેહને બહુ દુઃખ દાખશું.

તૂટક.

દાખશું દુઃખ મરણાંત તેહને ઈશી આશા મન ધરે,
સર્વની શંકા કરે એહવી રખે કોઇ મુઝ ધન હરે;
જવ કિંપિ જાઇ સંતને પણ ચોર કરી તવ ચિંતવે,
એ કહ્યું રક્ષા રૌદ્ર ચોથું સાંભળો લક્ષણ હવે. ૪
હિંસ્યા હિ કરે ચારમાંહિ કોઇ એહને
પાતિકનેરે, સેવે, છંડે વિવેકને
એ પહિલુંરે લક્ષણ બીજું એણિ પરે
તે સઘળાંરે પાપ સદા બહુ આદરે.

ત્રૂટક.

આદરે કુમતિ બુદ્ધિ બહુ પરિવલિ ધનાદિક કારણે,
હિંસાદિ પાપકરે અનાણી એહ ત્રીજું ભણે;
ચોથો વધાદિક પાપ કરતો જાવજીવ ન ઓસરે,
પરલોક સમેં પાણિ ન ચેતે કાલિક સૂરિની પરે. ૫
એ લક્ષણરે રૌદ્રતણાં જિનજી કહે,
એણેં ધ્યાનેરે ઇહ લોકે પણિ દુઃખ લહે;
એણેં ધ્યાનેરે દ્રોહ અવરનેં ચિંતવી,
પાતિકનીરે રાશિ કમાવે નવા નવી.

ત્રૂટક.

નવનવી આપદ લહે આપેં દ્રોહ પાપે જીવડો,
લલિતાંગસ્યું જિમ દ્રોહ કરતો તાસદાસ જડો વડો;
દ્રોહી સુદર્શનતણો જોગી સર્વથી પરભવ ગયો,
યુગ બાહુ ઉપરિ દ્રોહબુદ્ધિ દુખિ મણિરથ થયો. ૬
ઇહ ધ્યાનેરે પરભવિ હોઈ નિરયા ગતી,
કુંડરીકોરે કુરડઉ કુરડો જતી;
બંભદત્તોરે ચક્રી સંભૂમ વસુનૃપો,
તિમ મંડિકરે લોહખુરો ચોરાધિપો.

ત્રૂટક.

ચોરાધિપો તિમ નંદ મમ્મણ સેઠ પમુહા બહુ જણા
ચાર પ્રકારેં રૌદ્ર કેરા નરકે સુતા અતિ ઘણાં
તે ભણી રૌદ્ર ધ્યાન છંડી ભવિક શુભમતિ આદરો
કહે ભાવ સમતા ભાવ ભાવી સુખે સિદ્ધિ વધુ વરો. ૭

ઇતિ રૌદ્ર ધ્યાન સ્વરૂપ સ્વાધ્યાય ગાથા ૩૨.

## દુહા.

સિદ્ધિલતા વનજલધરૂ સુખ સંતાન નિદાન,
ત્રીજુ ધ્યાન કહું હવે, નામે ધરમ ધ્યાન. ૧
સર્વ જીવ નિજ જીવ સમ, ચિંતવતો ગુણવંત;
સમતા રસમાં ઝીલતો, થિર સંવેગ ધરંત. ૨
ધીરપણે સહતો સદા, પરિષહને ઉપસર્ગ;
રાગાદિક સર્વ જીપતો, અંતરંગ રિપુ વર્ગ. ૩
નિરમલ સંયમ પાલતો પરિહરતો સવી દોષ,
આશા પરની છંડતો, મન ધરતો સંતોષ. ૪
સુખ સઘળાં સંસારનાં ચિંતવતો દુઃખ રૂપ;
એહ ધ્યાનને ધ્યાયવા, યોગ કહ્યો મુનિભૂપ. ૫.

## ઢાળ ૩ જી.

( પ્રણમું તુંમ સીમંધરૂંજીઃ—એ દેશી )

ચાર ભેદ તેહનાં કહ્યાંજી, તિહાં એ પહિલો જાણુ,
ચિત્ત વિવેકી ચિંતવેજી, શ્રીજીન આણુ પ્રમાણુ
ચતુરનર સેવો શ્રીજીનવાણી.
કામિત પૂરણ સુરલતાજી શિવસુખ કેરી ખાણી. ચતુરનર૦

મૂળ થકી જેણે કર્યોજી રાગાદિક રિપુ અંત
તે જીન નવિ બોલે મૃષાજી, જેહનું જ્ઞાન અનંત. ચતુરનર૦ ૨.

ભાવ અગોચર કેવળીજી જે ભાંખે જીન ભાણુ,
તે છદ્મસ્થ કહું કિહાંજી, સમજું સયલ અજાણુ. ચતુરન૦ ૩

તે માટે જીનના કહ્યાજી, જે જે ભાવ અનેક;
તે સઘળાં હું સદ્દહુંજી, આણી હૃદયે વિવેક, ચતુરનર૦ ૪

કુમતિ કદાગ્રહ આદરીજી, શ્રીજીન આણ ઉદાર;
ઉથાપું કહિઇં નહીજી, કામિત ફળ મંદાર. ચતુરનર૦ ૫
ઇમ જીન આણ તણું કહેજી, જેહ વિચય નિરધાર;
તે આણા વિચયાભિધોજી, એહનો પ્રથમ પ્રકાર. ચતુરનર૦ ૬
એણે ધ્યાને હોઇ નિરમળુંજી, સમકીત શિવસુખ મૂળ;
હવે અપાય વિચયાભિધજી, બીજું શુણ અનુકૂળ, ચતુરનર૦ ૭
રાગદ્વેષ વિકથા તથાજી, ગારવ વિષય કષાય;
આશ્રવનિંદાદિક તણાજી, એહનાં ધ્યાયે અપાય. ચતુરનર૦ ૮
રાગાદિક સેવ્યા કરેજી, ઇહભવ અધિક સંતાપ,
પરભવ નરકાદિક દીયેજી, જીહાં બહુ વેદન વ્યાપ. ચતુરનર૦ ૯
એણેં ધ્યાને જાણી કરીજી, રાગાદિક રિપુ રૂપ,
તેહનો પરિચય પરિહરેજી જેહ દાખે દુઃખ કૂપ. ચતુરનર૦ ૧૦
ત્રીજે ધ્યાઇં કર્મનાજી શુભને અશુભ વિપાક;
શુભથી સદ્ગતી પામીઇજી જીહાં સુખનો પરિપાક. ચતુરનર. ૧૧
ઉત્તમકુળ સુખ સંપદાજી, નરસુર ખેચર ભોગ;
મનવંછિત સવી સંપજેજી, જો હોઇ પુન્ય સંયોગ. ચતુરનર૦ ૧૨
હરિબળ ચક્રીપણું લહેજી, રૂપ મનોહર અંગ;
કીરતિ મહિમા ગુણ ઘણાજી પુન્યે નવનવ રંગ. ચતુરનર૦ ૧૩
પાપવિપાકે આપદાજી, અપયશ સોગ કુરોગ;
તિરિનરકાદિક દુરગતિજી, પામે ઇષ્ટ વિયોગ. ચતુરનર૦ ૧૪
છેદન ભેદન વેદનાજી, વધ બંધન ધન હાણિ;
રૂપ જાતિ મતિ હીનતાજી, દુરિતતણાં ફળ જાણિ. ચતુરનર. ૧૫
જે આપદા નારક લગેંજી, તે સવિ પાપ પસાય;
જે સંપદ જીનપદ લગેંજી, તે સવિ પુણ્યે થાય. ચતુરનર૦ ૧૬

ઇણે ધ્યાને કરી જાણતોજી, દુરિતદૂરંત વિપાક;
પાપ હેતુ સઘળા ભજેજી, જેમ વિષફળ કિંપાક. ચતુરનર૦ ૧૭

માંડે ઉદ્યમ ધર્મનોજી, છાંડે આપદ ખેદ;
વિપાક વિચયાભિધ કહ્યોજી, ઈણીપરે ત્રીજો ભેદ. ચતુરનર૦ ૧૮

હવે સંઠાણ વિચય સુણોજી, ચોથો સાર પ્રકાર,
ઇહાં જીન ભાષિત ચિંતવેજી, લોકાદિક આકાર. ચતુરનર૦ ૧૯

નર ઉભો પુહુલે પગેંજી, દોય કર દેઇ કટી દેશ;
તેહ સરિખું ચારે દિશેંજી, લોકાકાર નિવેશ. ચતુરનર૦ ૨૦

ઇમ હેઠી સાતે મહીજી, તિમ બહુ નરકાવાસ;
ભવન ભવનપતિ ભલાજી, વ્યંતરનગર સુવાસ. ચતુરનર૦ ૨૧

દ્વીપ ઉદધિ વળી ગ્રહ ગણાજી, સુરમિંદર નિરવાણ;
જીવાજીવાદિક તણાજી, ચિતવીઈ સંઠાણ. ચતુરનર૦ ૨૨

લોક પ્રમુખના જે કહ્યાંજી, સંઠાણાદિક ભાવ;
તે ચિંતવતા જીવનોજી થિર થાઇ શુભભાવ. ચતુરનર૦ ૨૩

એણીપરેં ધર્મ ધ્યાનનાજી, કહીઈ ચાર પ્રકાર;
**ભાવ** કહે નીત ભાવજોજી ભવિયણ ગુણ ભંડાર. ચતુરનર૦ ૨૪

**ઇતિ આજ્ઞા વિચયાદિ ધર્મ ધ્યાન પ્રકાર ચતુષ્કસ્વરૂપં.**

**ઢાળ ૪ થી ( રાગ પરજીઓ. )**

**( અધરસ મનોહર હીરજીરે જિમ વસીઓ રામો–એ દેશી. )**

**એહનાં લક્ષણ ચાર કહું હવે, તેમાં પહિલું એ હો;**
**જીન આગમ ઉપરિ રૂચિ સબળી, સદહણા બહુનેહો,**
**ભવિઆં, ભાવિએરે ધરમ ધ્યાન ઉદાર,**
**જેહથી દુરગતિ દુર પલાઈ લહીએ ભવનો પાર ભવિ૦ ૨**

અર્થ સૂત્રનો અતિ વિસ્તારેં તેહની રૂચી એ બીજું,
ગુરૂ ઉપદેશ ઉપર રૂચી રૂઅડી, તસ લક્ષણ એ ત્રીજું. ભવિ૦ ૩
જાતિ સમરણ પ્રમુખ વિશેષે જીન ભાષિત સદ્દહીએ,
પરઉપદેશવિના એ ચોથું, એહનું લક્ષણ કહીએ. ભવિ૦ ૪
લક્ષણ એણું જાણીઇં રમતું, ધર્મ ધ્યાન મન સેજે;
બાદલમાંહિ રહ્યો પણ રવિ જીમ ઉદિત જણાએ તેજેં. ભવિ૦ ૫
હવે ચારે આલંબન કહીએ જે મુનિ જનને કામે,
તિહાં પહિલું તે ભણે ભણાવે કર્મ નિર્જરા કામે. ભવિ૦ ૬
બીજું જે સદ્ગુરૂને પુછી શંકા દોષ નિવારે,
વળી વળી સૂત્ર ગણે એ ત્રીજું, ચોથું અર્થ વિચારે. ભવિ૦ ૭
આલંબનજી સુખે ચડીઈ ધરમ ધ્યાન વર ધામે,
ચાર ભાવના તે હવે કહીઇં જેહથી સમરસ જામે. ભવિ૦ ૮
હું કેહનો નહિ, કો નહિ મ્હારૂં મમતા કરવી ઘહિલી,
જીવ એકલો જાએ આવે એ ભાવના પહિલી. ભવિ૦ ૯
તન ધન જીવત યોવન પરિજન, ખિણ માહી જાઇ છીજી.
અથિર એહની કહો કુણ આશા, એહ ભાવના બીજી. ભવિ૦ ૧૦
જન્મ જરા મરણામય બહુ ભય જગ સહુને સંતાવે,
ધર્મ વિના કો શરણ નં દીસે ત્રીજીઇ ઇમ ભાવે. ભવિ૦ ૧૧
પુત્ર પિતા તિમ નારી માતા, વયરી ભાઇ થાયે;
એક જીવને ભવમાં ભમતાં, એમ ચઉથીઇં ધ્યાયે ભવિ૦ ૧૨
અથવા મૈત્રી આદિક મુનિ જન, ભાવના ભાવે ચારે;
ધર્મ ધ્યાનનો જેહથી થાયે, અધિક અધિક વિસ્તારો ભવિ૦ ૧૩
સર્વ જીવનેં હિત ચિંતવવું, તે મૈત્રી મતિ ભાખી;
દુખિયાનાં દુખ ટાળું એહવી, મનસા કરૂણા દાખી. ભવિય ૧૪

ગુણ ગુણવંત તણા દેખીને જેમને હર્ષિત થાયે;
અથવા પરસુખ નિરખી હરખે તેહ પ્રમોદ કહીવાયે. ભવિ૦ ૧૫
દેખી દોષ ઘણા દુરિજનના તે ઉવેખે નાણી;
રાગ રોષ તે ઉપર નાણે એહ ઉપેક્ષા જાણી. ભવિ૦ ૧૬
ઇમ શુભ મતિ અમૃત કરી સીંચ્યો, ધર્મ ધ્યાન તરૂ વાધે
કહે ભાવ મુનિ ઇહિ પરલોકે, મન વંચ્છિત ફલ સાધે ભવિ૦ ૧૭

ઇતિશ્રી ધર્મ ધ્યાન લક્ષણ આલંબન ભાવના સ્વરૂપં.

## ઢાળ પાંચમી રાગ ગોડી.

[ ભાઇ ધન્ય સુપન એ ધન્ય જીવત તોરી માય-એ દેશી ]

શ્રી ધર્મહ ધ્યાનના ભેદ અવર છે ચાર,
પિંડ સ્થાદિક હવે કહીઇં તાસ વિચાર;
પિંડસ્થ પદસ્થ રૂપસ્થ તિમ જાણ,
નામે વળી ચોથું રૂપાતીત વખાણ. ॥૧॥
જે નિજ તનુમાંહિ નાભિ હૃદય અરવિંદ,
આદિક પર ઠામે ધ્યાયી શ્રી જિન ચંદ;
અનુક્રમે અભ્યાસે નિજ જિનને જિન રૂપ,
તન મય થઇ ધ્યાયે પિંડસ્થ સરૂપ. ॥૨॥
નવકારાદિક વર મંત્ર તણા પદ સાર,
તિમ આગમના પદ અવલંબી સુખ કાર;
અથવા જિન મુનિવર થઇ ઉપર બહુવાર,
જેહ મન થિર થાપે લહે પદસ્થ ઉદાર. ॥૩॥
સમોસરણે બેઠા શોભે અતિશય વૃંદે,
સુર અસુર નરેશર ચરણ કમળ જસ વંદે;

જસ આગળ વાજે દુંદુભિ નવ નવ છંદે,
છત્રત્રય ઉપરિ તરૂ અશોક જસ નંદે. ॥૪॥
ચામર ભામંડળ સિંહાસન જસ સોહે,
જસ ફુલ પગરને ગંધે મધુકર મોહે;
જસ દિવ્યનાદ સુણી રીઝે સઘળાં પ્રાણી,
તે જિનકુ ધ્યાઈ રૂપસ્થ મતિ આણી. ॥૫॥
વળી ન મળે જેહમાં રાગ દ્વેષ વિકાર,
શુભ લક્ષણ લક્ષિત કાંત શાંત આકાર,
તેહ જિનની પ્રતિમા દેખી તનમય થાયે
જીનનાં ગુણ ધ્યાઇં તેહ રૂપસ્થ કહાયે. ॥૬॥
જસ આઠ કર્મનો લેપ લગાર ન હોય,
જશ પરમાતમ ઇતિ નામ કહે સહુ કોય;
જેહ ચિંદાનંદમય રૂપ રહિત જે સિદ્ધ,
રૂપાતીતને તેહ ચિદાનંદમય કિદ્ધ. ॥૭॥
અરિહંત તણું ઇમ કરતો ધ્યાન સદૈવ,
અભ્યાસ વિશેષે તનમય થાયે જીવ,
તવ કર્મ તણો સવિ અશુભ ટળે અનુભાવ,
જીનવર પરે દીપે તેહનો પ્રબળ પ્રભાવ. ॥૮॥
જિમ લોહ કનક હોઈ પામી રસ સંબંધ,
વળી કુસુમ સંયોગે તેલ જિમ થાયે સુગંધ;
તિમ પરમ પુરૂષનું કરતાં ધ્યાન અભેદેં
તેહના ગુણ પામે ભવિયણ કુમતિ વિછેદેં. ॥૯॥

**आत्मा मनीषिभिरयं त्वदभेदबुद्धया**
**ध्यातो जिनेंद्र भवतीह भवत्प्रभावः ।**

पानीयमप्यमृतमित्यनुचिंत्यमानं
किं नाम नो विषविकारमपाकरोति ॥१०॥

આણા વિચયાદિક પિંડસ્થાદિક જાણ,
ઇમ અહનિશ કરતાં પામે કોડી કલ્યાણ;
અણિમાદિ સિદ્ધિ લબ્ધિ અનેક પ્રકાર,
ઇહ લોકે ઇહથી લહીઇં જ્ઞાન અપાર. ॥૧૧॥
પરભવ વૈમાનિક ઇંદ્ર તથા અહમેંદ્ર,
સુરવર તે થાયે તનુ રૂચિ જીતરવિચંદ્ર;
તિહાંથી ચવીયા વળી ઉત્તમ નર ભવ પામી;
શુભ ધર્મ આરાધી થાયે શિવપુર સ્વામી. ॥૧૨॥
એહ ધર્મહ ધ્યાનથી સંત અનંત મુણિંદ,
ઈહિ ભવને પરભવે પામ્યા પરમાનંદ;
એહ ધ્યાન કરંતા અનુક્રમે શુકલહ ધ્યાન,
ભવિયણને આવે કેવળનાણ નિદાન. ॥૧૩॥
એહ ધર્મ ધ્યાનનો મહિમા જેહ અપાર,
તેહ કેહતાં પિંડિત કહો કુણ પામે પાર;
મુનિ **ભાવ** પયંપે એકમના થઈ સંત,
ઈહિ ધ્યાન આરાધે સાધે સુખ અનંત. ॥૧૪॥

ઇતિશ્રી પિંડસ્થાદિક ધ્યાન પ્રકાર ચતુષ્ક સ્વરૂપં ॥ ઇતિ સપરિવારા ધર્મ ધ્યાન સ્વરૂપં ધર્મધ્યાન સ્વરૂપે સર્વ ગાથા ૫૮

## દુહા.

**શુકલ ધ્યાન કહું હવે, જીન ભાષિત અનુસાર;**
**જેહ વિના નવિ પામીએ, પંચમી ગતિ સુખકાર. ॥૧**

પહિલે સંઘયણેજીકે, પૂરવધર શ્રુતવંત,
શુકલ ધ્યાનની યોગ્યતા, તેહને કહે અરિહંત. ૨

વિષય કષાયે આકુલ, સત્ત્વ રહિત ચલચિત્ત,
શુકલ ધ્યાનને ધ્યાવવા, તે જડ જાણો મિત્ત. ૩

હમણાનાં જડ જીવડા, એહનું તત્ત્વ સુગૂઢ,
સુપરે સમજે પણ નહિ, તો કિંહા ધ્યાયે મૂઢ. ૪

તો હે વૃદ્ધ પરંપરા, વચન તણો આધાર;
અવિલંબી કિંચિત્ કહું એહના ચાર પ્રકાર. ૫

## ઢાલ ૬ ઠ્ઠી રાગ આશાપુરી

(નંદનકું ત્રિસલા હુલરાવેરે—એ દેશી)

શુકલ ધ્યાન સદા જો સેવે, તે સીઝે સવી કામોરે,
તેહમાં પ્રથમ પૃથકત્વ વિતર્ક સવિચાર ઇતિ નામોરે. શુકલ.

તિહાં જીવાદિક એક દ્રવ્યનાં જીન ભાષિત સુવિચારરે;
ઉત્પત્તિ સ્થિતિનાશાદિક જગિ જે પર્યાય અપારરે. શુકલ૦ ૨

તેહ પૃથકત્વ વિવિધ પ્રકારેં ધ્યાયે બહુ વિસ્તારેરે;
પૂરવગત શ્રુતને અનુસારે, બહુવિધ નય આધારેરે. શુકલ. ૩

તિહાં શ્રુતથી એક અર્થ ગ્રહીને, તેહના શબ્દ વિચારેરે;
શબ્દ થકી વળી અર્થ વિચારે, મુનિવર મન સંચારેરે. શુકલ. ૪

મનયોગાદિક યોગ થકી પણ, વિચરે અવર સુયોગેરે,
આમ સંચારે તિમ વળી ચાલે, નિજં મન શ્રુત આ ભોગેરે. શુકલ. ૫.

ઇમ કરતાં મુનિ એ ધ્યાનનું, નામ કરે સોય સાચુંરે,
ઇણે ધ્યાને કરી મુનિ મન થાયે સમરસરંગે જાચુંરે. શુકલ. ૬

પર્યાયાદિક ભાવના ભાવતાં ઇણીપરે બહુ અભ્યાસેરે,
જ્ઞાન પ્રકાશ ઘણો ઘણો દીપે, દુરમતી દૂર પણાશેરે. શુકલ. ૭
હવે બીજો એકત્વ વિતર્ક અવિચાર કહિવાયરે,
તિહાં ઋષિ એ દ્રવ્યનો એકજ ચિત્ત ચિંતે પર્યાયરે. શુકલ. ૮
શબ્દ અર્થ યોગાદિકનો ઇહાં પરાવર્તન નવિ હોયરે,
શ્રુત આધારે એક પ્રકારે મન થિર થાયે સોયરે, શુકલ. ૯
સકલ કલ્પના જાલ નિવારી, કરતા એહનો અભ્યાસરે
વાયુરહિત ઠામે જીમ દીપક, મન નવિ ડોળે વાસરે. શુકલ. ૧૦
અંગેવાપ્યું વિષ જિમ મંત્રે ગારૂડી ડંખે આણેરે
તિમ જગવ્યાપક મન એક ઠામે આણે મુનિ એહ ઝાણેરે શુકલ. ૧૧
બહુ ઇંધણથી અળગો કીધો, આણ્યો થોડામાંહિરે
તતખિણ અગણિ સમે જિમ આપે વિણુનીરાદિ ઉપાઇરે. શુકલ. ૧૨
ઇંમ સંકલ્પ અપાર નિવારી આણ્યું મન એકાંતેરે.
અનુક્રમે સુષમા લય પામી, આપે પામે શાંતિરે. શુડલ. ૧૩
એહ ધ્યાન મહિમાએ નાશે, ચાર કરમ ઘન ઘાતિરે;
કેવળ નાણ લહે તે નિરમળ મુનિવર અપ્રતિપાતીરે. શુકલ. ૧૪
પૂરવધરને એહ કહ્યાં તે પ્રાયિક જાણો જાણોરે,
નહિ તો અવર સાધુ ને સાધવી કિમ પામે નિરવાણ રે. શુકલ. ૧૫
નાણી મુનિવર જાણી ધ્યાઇ, એહ ધ્યાન સુખકામીરે,
કોઈ અજાણતો પણ પામે, જિમ મરૂદેવ્યા પામીરે. શુકલ. ૧૬
જિમ સંયમ જાણી લીહઈ બહુજન, જાણ્યા વિના પણ પામેરે,
જીવ તણે અતિ શુભ પરિણામે તથા ધ્યાન પણ આવેરે. શુકલ. ૧૭

એ તો આગમને અનુસારે અભ્યાસે જે આવેરે,
તાસ સરૂપ કહ્યું શુભ ભાવે, ભાવે તે સુખ પામેરે. શુકલ. ૧૮

॥ ઇતિશ્રી શુકલધ્યાન પ્રથમ ભેદ દ્વય સ્વરૂપમ્ ॥

## ઢાલ ૭ મી રાગધનાશ્રી.

( કુંઅરજી એહ કલા કિહાં શીખીએ તથા ભવિયા સિદ્ધચક્ર પદવંદો. એ દેશી )

જે છદ્મસ્થ જતીને આવે, તે કહ્યા એ દોય,
હવે દોય કહીએ તે અંતે જે કેવળીને હોયરે.
મુનિવર શુકલ ધ્યાન આરાધો, જિમ કામિત ફળ આરાધો. ૧
મુનિવર એ આંકણી.
મુગતિ સુગતિ અવસર જવ રૂંધે, મન વચ કાયા યોગ;
ભાવ સૂક્ષ્મ તનુયોગે થાએ, ત્રીજા ભેદનો યોગરે. મુનિ. ૨
સૂક્ષ્મ કિરિયા હોયે તેહમાં, ન ચલે શુભ પરિણામ;
તે માટે તસ સૂષિમ કિરિયા, અનિઅટ્ટી તે નામેરે. મુનિ. ૩
તેરસમે ગુણઠાણે અંતે એહ ધ્યાન મુનિ ધ્યાવે;
ચૌદમે ગુણઠાણે જમ પુહુચે તવ તસ ચોથું આવેરે. મુનિ. ૪
સૂક્ષમ પણ કિરિયા નહિ એહમાં, નહિ એહનો પ્રતિપાતો,
સમુછિન્ન ક્રિયા અપ્રતિપાતિ તેહ ભણી એહ વિખ્યાતો મુનિ. ૫
અવર સાધુને જેમ ન થિરતા, તે કહ્યું ધ્યાન પ્રધાન,
યોગ નિરોધ જે તનુ થિરતા, જીનને તેહજ ધ્યાન. મુનિ. ૬
એહ ધ્યાનને અંતે મુનિવર, કર્મશેષ સવિ વારી;
છંડી દેહ જાઇ લોગંતે થાયે શિવ સુખ ધારી. મુનિ. ૭
કેવળ નાણી કેવળ દંશી તેહ સદા ગતમોહા,
જન્મ જરા મરણાદિક નહિ તસ, નહિ તસ દુઃખ સંદોહારે મુનિ. ૮

જીનજીઇ પણ જગમાં જેહનું કોન ન કહ્યું ઉપમાન;
તે અનંત સુખ સિદ્ધ લહે તિહાં, નિરૂપાધિક અસમાનરે. મુનિ. ૯
અલખનિરંજન પરમ જ્યોતિ વળી, પરમપુરૂષ જગદીશ;
એહવા નામ જપે તસ ભાવે, ભાવમુનિ નિસ દીસરે. મુનિ. ૧૦

ઇતિ શ્રી શુકલધ્યાન તૃતીયસ્વરૂપં ચતુર્થ પ્રકાર સ્વરૂપં.

## ઢાલ ૮ મી..

(રંગાણી મુઝમતિ તુઝ ગુણેં ઈમ જીનરાજ એ દેશી.)

શુકલ ધ્યાનતણા સંક્ષેપે, ઈમ કહ્યા ચાર પ્રકાર,.
એહ ધ્યાન કેરા હવે લક્ષણ, ચાર કહું સુવિચાર;
ગુણવંતા મુનિવર સેવીએ નિત શુભધ્યાન,
કર્મરોગ હરવાને જગમાં, જેહ છે અમૃત સમાન. ગુણવંતા. ૧
દેવાદિક ઉપસર્ગ કરે તવ, નવિ બિહે ગુણગેહ,
પીડા પણ મન નાણે, તેહની પહેલું લક્ષણ એહ. ગુણવંતા. ૨
દેવાદિક માયા અથવા સૂક્ષ્મિભાવ સંદેહ,
તસ સંમોહ ઉપાઈ ન શકે, બીજું લક્ષણ તેહ. ગુણવંતા. ૩
તનુથી અલગો જીવ ચિંતવે, જીવથી સયલ સંયોગ;
શુકલતણું એ લક્ષણ ત્રીજું દૂર હરે સવિ સોગ. ગુણવંતા. ૪
અતિ નિરાગપણે કરીને કરે, ઉપધિ શરીરની સાર;
ચોથું એહ કહ્યું જે ન કરે, મમતા તાસ લિગાર. ગુણવંતા. ૫
લક્ષણ ચાર કહ્યા ઇમ એહના, હવે આલંબન ચાર;
તે કહું જે એણેં ધ્યાને, ચઢતા હોઇ આધાર. ગુણવંતા. ૬
કોપાટોપ નિવારક ઉપશમ, પ્રથમ આલંબન હોય,
માન મથન સુકમાલપણું, જે મનતણું બીજો સોય. ગુણવંતા ૭

દંભવિડારણ સરલપણું જે તે ત્રીજું ગત દોષ;
લોહ જોહ સંખોહ વિડારણ ચોથું જાણ સંતોષ. ગુણવંતા. ૮
આલંબન ઈમ કહ્યાં શુકલના, સયલ દુરિતવન દાવ,
ભાવ કહે હવે કહું બેહની, ભાવતા ભવજળ નાવ. ગુણવંતા. ૯

ઇતિશુકલ ધ્યાન લક્ષણાલંબન સ્વરૂપ.

## ઢાલ ૯ મી.

(રાગ કેદારો. કર્પૂર હોઇ અતિ ઉજલોરે જેહની ગંધ સુગંધ.–એ દેશી)

આદિ નહિ સંસારનીરે, છેહડો પણ નહિ હોય;
કર્મે પ્રેર્યો જીવડોરે, તિહાં બહુ રડવડે સોય.
સોભાગી ભાવો ભાવના રસાલ.
જે પોષે શુભધ્યાનને રે, જીમ જનની નીજ બાળ સોભાગી. ૧
ભમતો એહ સંસારમાંરે, જીવ અનંતીવાર;
નરતિરિ નારક દેવતારે, પામ્યા બહુ અવતાર. સોભાગી. ૨
જાતિ યોનિ જગતે નથીરે, તે નવિ લોક પ્રદેશ;
જીહાં મુઝ જીવે નવિ લહ્યોરે, જન્મ વિનાશી કલેશ. સોભાગી. ૩
ઈમ ભમતો પણ જીવડોરે, મૂઢ ન પામે ખેદ;
ધર્મ ન સાધે નિરમળોરે, જે કરે કર્મ વિચ્છેદ. સોભાગી. ૪
ઇમ અનિત્ય ભાવનારે, પ્રથમ કહે અરિહંત;
વિપરિણામની ભાવનારે, બીજી સુણ ગુણવંત. સોભાગી. ૫
પલટાઇ સવિ દ્રવ્યનારે, જગબહુવિધ પરિણામ,
તે સુરવર પણ થિર નહિરે, જે લવ સત્તમ નામ. સોભાગી. ૬
તો બીજા સુરનર તણારે, સુખ સંપત્તિ પરિવાર;
થિર કરી જે મન ચિંતવેરે, તેહની બુદ્ધિ અસાર. સોભાગી. ૭

એ કરી બીજી ભાવનારે, ત્રીજીઇ સુવિચાર;
ઇમ સંસાર અસારનારે, ચિત્ત ચિંતે અણગાર. સોભાગી. ૮
રૂદ્ધિવંત પણ સુર ચવીરે, તિરિગતમાં જાય;
જળ થળ ખેચરપણું લહેરે, એકેંદ્રિ પણ થાય. સોભાગી. ૯
હરી સઘળા કેઇ ચકવઇએ બીજા પણ બહુ ભૂપ,
સુખ સંપદ ઈહાં ભોગવીરે, પામે દુરગતિ કૂપ. સોભાગી. ૧૦
યૌવન રૂપ કલાદિકેરે, જે હોઈ બહુ મદવંત;
તે હોઇ પરભવ કીડલારે થાઇ અશુચિ વસંત સોભાગી. ૧૧
ઇમ સંસાર વિટંબનારે, ઇહ પરભવે બહુવાર;
પામે બહુ પરે જીવડોરે, તે ભવ કેમ હોઈ સાર. સોભાગી. ૧૨
ઇમ ત્રીજીઇ ભાવીએરે, ચોથીઇં સુણુ મિત્ત,
દોષ ઘણાં આશ્રવતણાંરે, ભાવો ભુવન પ્રતીત. સોભાગી. ૧૩
કર્મ બંધાયે જેહથીરે, તે આશ્રવ કહિવાય;
મિથ્યામતિ અવિરતિ વળીરે, યોગપ્રમાદ કષાય. સોભાગી. ૧૪
કર્મ એહથી ઉપજે રે, કર્મે હોઇ સવિ પોષ;
ભવ ભમતાં દુઃખ અતિ ઘણાંરે ઈમ આશ્રવબહુ દોષ. સોભાગી.૧૫
ઇમ શુભ ભાવના ભાવતાંરે નાસે દુરમતિ ધંધ;
શુકલ ધ્યાન દીપે ઘણુંરે, અશુભ ટળે પ્રતિબંધ. સોભાગી. ૧૬
ભાવના વર ઓષધ રસેરે, વાસ્યું વારોવાર,
શુકલ ધ્યાન દીપે ઘણું રે, ટાળે કર્મ વિકાર. સોભાગી. ૧૭
જે જે મુનિ મુગતે ગયારે, જ્યારે જાસે જેહ;
તે સવિ શુકલ ધ્યાનનોરે મહિમા નહિ સંદેહ. સોભાગી. ૧૮
ઇમ સંક્ષેપે મેં કહ્યોરે, ધ્યાન તણો અનુભાવ;
વિસ્તારે આગમથકીરે, જાણજો ઈમ કહે ભાવ. સોભાગી. ૧૯

ઇતિશ્રી શુકલ ધ્યાનભાવના સ્વરૂપં.

## ઢાલ:૧૦ મી.

( રાગ ધન્યાસરી હે ચીરી. એ દેશી. )

ધ્યાનસું વિચાર ઈમ મન ધરી ભવિજના,
અશુભ છંડી વિમલ ધ્યાન સેવો;
જેહથી દુઃખ ટળે સકળ વંછિત ફળે,
ચાખીએ મુગતિ વર શેખર મેવો. ધ્યાન. ૧

પ્રસન ચંદ્ર રાજઋષિ દેખ દૂર ધ્યાનથી,
સાતમી નરકને યોગ્ય થાય;
ધ્યાન રૂડે વળી તે થયા કેવળી,
અનુક્રમે મુગતિ નગરે જાયરે. ધ્યાન. ૨

ભોગ સેવ્યા નથી તો હિં દૂર ધ્યાનથી,
દુમક પરે જીવડો નરક પામે;
ભોગ પણ ભોગવી ધ્યાન શુભ યોગથી,
ભરત ભૂપાલ પરે પાપ વામે. ધ્યાન. ૩

જપ વિના, તપવિના ધ્યાન શિવ સુખ દીયે,
ધ્યાન વિના મુગતિ જપ તપ ન દેવે;
ધ્યાન ઇમ મુગતિનો પરમ કારણ સુણી,
વર મુણી બહુ ગુણી ધ્યાન સેવે. ધ્યાન. ૪

અવર વર ગુણ વિના, ધ્યાન આવે નહિ,
કહવિ આવે તદા થિર ન થોભે,
તેહ ભણી નાણ દંસણ ચરણ ગુણધરી,
ધ્યાન શુભ આદરી સાધુ શોભે. ધ્યાન. ૫

ઋદ્ધિ જિમ પુન્ય વિના કીર્તિ જિમ દાન વિણુ,
વૃક્ષ જિમ નવિ રહે મૂળ પાખે;
ગેહ પાઇયા વિના થિર ન થાભે યથા,
ગુણુ વિના ધ્યાન તિમ સંત દાખે. ધ્યાન. ૬
જીનવચન અનુસરી કુમતિથી નીસરી.
શુદ્ધ સમકિતધારી દુરિત છંડો,
ચરણુ ગુણુ આદરી ચિત્ત ચોખ્ખું કરી,
સાર સમતા ધરી ધ્યાન મંડો. ધ્યાન. ૭
ઇણિપરે ધ્યાન સદા સેવતાં,
પાપ સંતાપ સવિ દૂર જાય.
જ્ઞાન પંચમ મહોદય રામા પામીએ,
સકળ કામિત તણી સિદ્ધિ થાય. ધ્યાન. ૮
શ્રી તપગચ્છ સોહાકરો ગણુધરો
શ્રી હિરવિજય સૂરિયુગ પ્રધાનો
દેશના જસ સુણી શાહ અકબર ગુણી.
ધર્મકામે થયો સાવધાનો. ધ્યાન. ૯
તાસ પાટે વિજયસેન સૂરી ગુરૂ
શ્રી વિજયતિલક સુરી તાસ પાટે,
તાસ પાટે વિજયાણુંદ સૂરીસરૂ
વિજયવંતો સદા ધર્મ માટે. ધ્યાન. ૧૦
શ્રીવિમલ હર્ષ ઉવઝાય શ્રી મુનિવિમળ,
સકળ વાચક શિરોમણી વિરાજે.
શીષ તસ ભાવવિજય ભણે સેવીએ.
ધ્યાન સુરતરૂ સદા સિદ્ધ કાજે. ધ્યાન. ૧૧

વર્ષંધર નિધિ સુધારુચિ કલાવચ્છ રે.
૧૬૯૬ ચૈત્રવદિ દશમી રવિવાર સંગે;
ધ્યાન અધિકાર અવિકાર સુખ કારણે.
**ખંભનયરે** રહ્યો ચિત્તરંગે ધ્યાન. ૧૨
ધ્યાન સુવિચાર ઈમ ધરી ભાવિજના.

ઇતિશ્રી ધ્યાન સ્વરૂપ નિરૂપણ પ્રબંધ સંપૂર્ણ એહની ઢાલ ૧૦ છે. ગ્રંથાગ્રંથ સર્વ ગાથા ૨૬૫ છે. શ્રીબાહુપુર મધ્યે લિપિકૃતં

# જ્ઞાન બોધ છંદ.

ભગવતી ભારતી ચરણ નમેવ, સહ ગુરૂ નામ સદા સમરેવ ॥
બોલીસ ચોપાઇ એ આચાર, જોઇ લેજો જાણ વિચાર ॥ ૧ ॥
પંડિત તે જે નાણે ગર્વ, જ્ઞાનિ તે જે જાણે સર્વ ॥
તપસી તે જે ન કરે ક્રોધ, કર્મ આઠ જીતે તે જોધ ॥ ૨ ॥
ઉત્તમ તે જે બોલે ન્યાય, ધર્મી તે જે મન નિરમાય ॥
ઠાકુર તે જે બોલે વાચ, સદ્ગુરૂ તે જે બોલે સાચ ॥ ૩ ॥
ગિરૂઓ તે જે ગુણે આગલો, સ્રી પરિહાર ગરે તે ભલો ॥
મેલો તે જે નિંદા કરે, પાપી તે જે હિંસા આદરે ॥ ૪ ॥
મુરતી તે જે જીનવર તણી, મત તે જે ઉપજે આપણી ॥
કીર્તિ તે જે બીજે સુણી, પદવી તો તીર્થંકર તણી ॥ ૫ ॥
લબ્ધી તો ગૌતમ ગણધાર, બુદ્ધે અધિકો અભયકુમાર ॥
શ્રાવક તે જે લહે નવ તત્ત્વ, કાયર તે જે મુકે સત્ત્વ ॥ ૬ ॥

મંત્ર ધરો જે શ્રી નવકાર, દેવ ખરો જે મુક્તિ દાતાર ॥
સમકિત તે જે સુધો ગમે, મિથ્યાત્વી તે જે ભુલો ભમે ॥ ૭ ॥
મોટો તે જાણે પર પીડ, ધનવંત તે જે ભાંજે ભીડ ॥
મન વશ આણે તે બલવંત, આલસ મૂકે તે પુન્યવંત ॥ ૮ ॥
કામી નર તે કહિયે અંધ, મોહ જાલ તો મોટો બંધ ॥
દારિદ્ર તે ધર્મે હીણુ, દુરગતિ માંહે રહે તે દીણુ ॥ ૯ ॥
આગમ તે જે બોલે દયા, મુનીવર તે જે પાલે કીયા ॥
સંતોષી તે સુખીયા થયા, દુખીઆ તે જે લોભે ગ્રહ્યા ॥ ૧૦ ॥
નારી તે જે હુઈ સતી, દરસણુ તે જે ઓગો મુહપતી ॥
રાગ દ્વેષ ટાલે તે યતી, જૈન જાણે તે જીન મતી ॥ ૧૧ ॥
કાયા તે જે શીલ પવિત્ર, માયા રહિત હોય મિત્ર ॥
વડપણ પાલે તેહીજ પુત્ર, ધર્મ હાણી કરે તેજ શત્રુ ॥ ૧૨ ॥
વૈરાગી જે વિરમે રાગ, તારૂ તે ભવ તરે અથાગ ॥
છાગ હણીને મંડે યાગ, રૈરવ નરક ઇણો તે માગ ॥ ૧૩ ॥
દેહ માંહી જીમ સારી જીહ, ધરમ માંહે તે લેખે દીહ ॥
રસમાંહે ઉપસમ રસ લીહ, થુલીભદ્ર મુનીવરમાં સીંહ ॥ ૧૪ ॥
સાચો તપ જે જીનવર નામ, જોગી તે જીતે કામ ॥
ન્યાયવંત કહીએ શ્રી રામ, જીન પ્રાસાદ હોએ ગ્રામ ॥ ૧૫ ॥
એહ બોલ બોલ્યા મેં ખરા, સારા નથી એહથી ઉપહરા ॥
કહે પંડિત લક્ષ્મી કલ્લોલ, ધરમ રંગ મન ધરજો ચોલ ॥ ૧૬ ॥

# શ્રી રત્નાકર પચ્ચીસી.

મંદિર છો મુક્તિતણા માંગલ્ય ક્રીડાના પ્રભુ,
ને ઇંદ્ર નરને દેવના સેવા કરે તારી વિભુ;
સર્વજ્ઞ છો સ્વામી વળી સીરદાર અતિશય સર્વના,
ઘણું જીવ તું ઘણું જીવ તું ભંડાર જ્ઞાન કળા તણા.
ત્રણ જગતના આધાર ને અવતાર હે કરૂણા તણા,
વળી વૈદ્ય હે દુર્વાર આ સંસારનાં દુઃખો તણા;
વીતરાગ વલ્લભ વિશ્વના તુજ પાસ અરજી ઉચ્ચરૂં,
જાણો છતાં પણ કહી અને હું હૃદય આ ખાલી કરૂં.
શું બાળકો માબાપ પાસે બાળક્રિડા નવ કરે,
ને મુખમાંથી જેમ આવે તેમ શું નવ ઉચ્ચરે;
તેમજ તમારી પાસ તારક આજ ભોળા ભાવથી,
જેવું બન્યું તેવું કહું તેમાં કશું ખોટું નથી.
મેં દાન તો દીધું નહિં ને શિયળ પણ પાળ્યું નહિં,
તપથી દમી કાયા નહિં, શુભ ભાવ પણ ભાવ્યો નહિં,
એ ચાર ભેદે ધર્મમાંથી કાંઈ પણ પ્રભુ નવ કર્યું,
મ્હારૂં ભ્રમણ ભવસાગરે નિષ્ફળ ગયું નિષ્ફળ ગયું.
હું ક્રોધ અગ્નિથી બળ્યો વળી લોભસર્પ ડશ્યો મને
ગળ્યો માનરૂપી અજગરે હું કેમ કરી ધ્યાવું તને?
મન મારૂં માયાજાળમાં મોહન ! મહા મુંઝાય છે,
ચડી ચાર ચોરો હાથમાં ચેતન ઘણો ચગદાય છે.
મેં પરભવે કે આ ભવે પણ હિત કાંઇ કર્યું નહિં;
તેથી કરી સંસારમાં સુખ અલ્પ પણ પામ્યો નહિં,

જન્મો અમારા જિનજી ! ભવ પૂર્ણ કરવાને થયા,
આવેલ બાજી હાથમાં અજ્ઞાનથી હારી ગયા.
અમૃત ઝરે તુજ મુખરૂપી ચંદ્રથી તોપણ પ્રભુ,
ભિંજાય નહિ મુજ મન અરેરે ! શું કરૂં હું તો વિભુ ?
પત્થર થકી પણ કઠણ મારૂં મન ખરે ક્યાંથી દ્રવે ?
મરકટ સમા આ મનથકી હું તો પ્રભુ હાર્યો હવે.
ભમતા મહા ભવસાગરે પામ્યો પસાયે આપના,
જે જ્ઞાન દર્શન ચરણરૂપી રત્નત્રય દુષ્કર ઘણાં;
તે પણ ગયા પરમાદના વશથી પ્રભુ કહું છું ખરૂં.
કોની કને કિરતાર આ પોકાર હું જઇને કરૂં ?
ઠગવા વિભુ આ વિશ્વને વૈરાગ્યનાં રંગો ધર્યા,
ને ધર્મના ઉપદેશ રંજન લોકને કરવા કર્યા:
વિદ્યા ભણ્યો હું વાદ માટે કેટલી કથની કહું ?
સાધુ થઇને બ્હારથી દાંભિક અંદરથી રહું,
મેં મુખને મેલું કર્યું દોષો પરાયા ગાઇને.
ને નેત્રને નિંદિત કર્યા પરનારીમાં લપટાઇને;
વળી ચિત્તને દોષિત કર્યું ચિન્તી નઠારૂં પરતણું,
હે નાથ ! મારૂં શું થશે, ચાલાક થઇ ચુક્યો ઘણું,
કરે કાળજાની કતલ પીડા કામની બિહામણી,
એ વિષયમાં બની અંધ હું વિટંબના પામ્યો ઘણી;
પણ પ્રકાશ્યું આજ લાવી લાજ આપતણી કને,
જાણો સહુ તેથી કહું કર માફ મારા વાંકને,
નવકાર મંત્ર વિનાશ કીધો અન્ય મંત્રો જાણીને,
કુશાસ્ત્રના વાક્યો વડે હણી આગમોની વાણીને,

કુદેવની સંગત થકી કર્મો નકામા આચર્યાં,
મતિભ્રમ થકી રત્નો ગુમાવી કાચ કટકાં મે ગ્રહ્યા.
આવેલ દૃષ્ટિમાર્ગમાં મૂકી મહાવીર આપને,
મેં મૂઢધિયે હૃદયમાં ધ્યાયા મદનના ચાપને;
નેત્રબાણો ને પયોધર નાભી ને સુંદર કટી,
શણગાર સુંદરીઓ તણાં છટકેલ થઈ જોયાં અતિ,
મૃગનયની સમ નારીતણા મુખચંદ્રને નીરખી અતિ,
મુજ મન વિષે જે રંગ લાગ્યો અલ્પ પણ ગુઢો અતિ;
તે શ્રુતરૂપ સમુદ્રમાં ધોયા છતાં જાતો નથી.
તેનું કહો કારણ તમો બચું કેમ હું આ પાપથી ?
સુંદર નથી આ શરીર કે સમુદાય ગુણ તણો નથી,
ઉત્તમ વિલાસ કળા તણી દેદીપ્યમાન પ્રભા નથી;
પ્રભુતા નથી તો પણ પ્રભુ અભિમાનથી અક્કડ ફરૂં,
ચોપાટ ચાર ગતિતણા સંસારમાં ખેલ્યા કરૂં,
આયુષ્ય ઘટતું જાય તોપણ પાપબુદ્ધિ નવ ઘટે,
આશા જીવનની જાય પણ વિષયાભિલાષા નવ મટે;
ઔષધ વિષે કરૂં યત્ન પણ હું ધર્મને તો નવગણું,
બની મોહમાં મસ્તાન હું પાયા વિનાના ઘર ચણું,
આત્મા નથી પરભવ નથી વળી પુણ્ય પાપ કશું નથી.
મિથ્યાત્વીની કટુવાણીને ધરી કાન પીધી સ્વાદથી;
રવિસમ હતા જ્ઞાનેકરી પ્રભુ આપશ્રી તોપણ અરે,
દીવો લઈ કુવે પડયો ધિક્કાર છે મુજને ખરે.
મેં ચિત્તથી નહિ દેવની કે પાત્રની પૂજા ચહી,
ને શ્રાવકો કે સાધુઓનો ધર્મ પણ પાળ્યો નહિ;

પામ્યો પ્રભુ નરભવ છતાં રણમાં રડ્યા જેવું થયું,
ધોબીતણા કુત્તાસમું મમ જીવન સહુ એળે ગયું.
હું કામધેનુ કલ્પતરૂ ચિંતામણિના પ્યારમાં,
ખોટા છતાં ઝંખ્યો ઘણું બની લુબ્ધ આ સંસારમાં,
જે પ્રગટ સુખ દેનાર ત્હારો ધર્મ તે સેવ્યો નહિ,
મુજ મૂર્ખ ભાવોને નિહાળી નાથ કર કરૂણા કંઈ.
મેં ભોગ સારા ચિંતવ્યા તે રોગ સમ ચિંત્યા નહિ,
આગમન ઇચ્છયું ધનતણું પણ મૃત્યુને પ્રીછયું નહિ,
નહિ ચિંતવ્યું મેં નર્ક કારાગ્રહ સમી છે નારીઓ,
મધુ બિંદુની આશા મહીં ભય માત્ર હું ભુલી ગયો.
હું શુદ્ધ આચારો વડે સાધુ હૃદયમાં નવ રહ્યો,
કરી કામ પર ઉપકારનાં યશપણ ઉપાર્જન નવ કર્યો;
વળી તીર્થના ઉદ્ધાર આદિ કોઈ કાર્યો નવ કર્યા,
ફોગટ અરે આ લક્ષ ચોરાશી તણા ફેરા ફર્યા.
ગુરૂ વાણીમાં વૈરાગ્યકેરો રંગ લાગ્યો નહિ અને,
દુર્જનતણાં વાકયો મહીં શાંતિ મળે કયાંથી મને ?
તરૂં કેમ હું સંસાર આ અધ્યાત્મ તો છે નહિ જરી.
તુટેલ તળીઆનો ઘડો જળથી ભરાયે કેમ કરી ?
મેં પરભવે નથી પુણ્ય કીધું ને નથી કરતો હજી,
તો આવતા ભવમાં કહો ક્યાંથી થશે હે નાથજી;
ભૂત ભાવિ ને સાંપ્રત ત્રણેભવ નાથ હું હારી ગયો,
સ્વામી ત્રિશંકુ જેમ હું આકાશમાં લટકી રહ્યો.
અથવા નકામું આપ પાસે નાથ શું બકવું ઘણું,
હે દેવતાના પૂજ્ય ! આ ચારિત્ર મુજ પોતાતણું;

જાણો સ્વરૂપ ત્રણ લોકનું તો માહરૂં શું માત્ર આ?
જ્યાં ક્રોડનો હિસાબ નહિ ત્યાં પાઇની તો વાત ક્યાં.
મ્હારાથી ન સમર્થ અન્ય દીનનો, ઉદ્ધારનારો પ્રભુ,
મ્હારાથી નહિ અન્ય પાત્ર જગમાં, જોતાં જડે હે વિભુ;
મુક્તિ મંગળસ્થાન તોય મુજને, ઇચ્છા ન લક્ષ્મી તણી,
આપો સમ્યગ રત્ન સ્વામી જીવને, તો તૃપ્તિ થાયે ઘણી.

